वर्ष २० मुं
ग्रंथांक
२२५–२३२

# विविध ग्रंथमाला

सं० १९८६
कारतकथी
महा

વાર્ષિક રૂ. ૪) પાકાં પૂંઠાં ૫) પો૦ માફ.
તંત્રી ભિક્ષુ—અખંડાનંદ.

# शुभसंग्रह-भाग छठ्ठो

## (उपयोगी १५१ लेखो)

**વાંચનાર ભાઈબહેનોને સૂચના:-**
ઉપયોગી પુસ્તકો અને લેખો ધ્યાનપૂર્વક વાંચવા-
વિચારવા ઉપરાંત બીજાં મનુષ્યો પણ તે વાંચે
અથવા સાંભળે તેમ કરશો; તો તેથી
પણ તમને લાભજ થશે.

**प्रसिद्धिस्थान—सस्तु साहित्य वर्धक कार्यालय**

अमदावाद
ભદ્રપાસે

છુટક મૂલ્ય ૧ાાા, પો. જુદું

मुंबई—२
કાલબાદેવી

"વિવિધ ગ્રંથમાળા" ગ્રંથાંક ૨૨૯થી ૨૩૨, વર્ષ ૨૦ મું–૧૯૮૯

# શુભસંગ્રહ-ભાગ છઠ્ઠો

(ઉપયોગી ૧૫૯ લેખો)

सस्तु साहित्य वर्धक कार्यालय तरफथी

સંપાદક અને પ્રકાશક, ભિક્ષુ–અખંડાનંદ

અમદાવાદ અને મુંબઈ–૨

પૃષ્ઠ ૬૯૬, પ્રત ૪૫૦૦, પ્રસિદ્ધિ શ્રાવણ–૧૯૮૬

મૂલ્ય ૧॥॥, પો૦ જુદું

સુધારા વધારા સાથે નવી—ત્રીજી આવૃત્તિ માત્ર ૩ાા માં

# શ્રી તુલસીકૃત રામાયણ

## શુદ્ધ ગુજરાતી ભાષાંતર સહિત

મૂળ દોહા ચોપાઈ—આવા ગુજરાતી અક્ષરમાં છે.
ગુજરાતી અનુવાદ—આવા ગુજરાતી અક્ષરમાં હોઈ
આગલી આવૃત્તિ કરતાં સુધારો પણ પુષ્કળ થયો છે.
પૂંઠાં પાકાં, કાગળ એન્ટિક સ્વદેશી મજબૂત
પૃષ્ઠ ૧૩૫૨, કદ ૬ાાા×૧૦ અને ચિત્ર ૩૨ છે.
રામાયણસંબંધી મહત્ત્વના લેખો આગલી આવૃત્તિમાં
આવેલા, તે ઉપરાંત આમાં ૧૧ નો ઉમેરો થયો છે.
મૂલ્ય આગલી આવૃત્તિનું રૂ. ૬) હતું, તે આ આવૃત્તિનું રૂ. ૫)
આવત; પણ સર્વ પ્રકારનો વહિવટી ખર્ચ નહિ ચઢવાથી
માત્ર ૩ાા આપ્યું છે. અને બે ભાગમાં બંધાવેલાના ૪) છે.
મુંબઈના કાર્યાલયમાં તથા અન્યત્ર ૦ાા વધુ લેશે.
ખાસ કિફાયત—આવતી દિવાળી સુધી બધે ૦ાા ઓછા છે. વળી
૨૫ પ્રત લેવાથી અમદાવાદ ને મુંબઈમાં બીજા ૬ા ટકા કપાશે.

# ભિક્ષુની એક ભિક્ષા

આ આવૃત્તિ પુષ્કળ સંશોધનપૂર્વક છપાવાથી એમાંનો અનુવાદ આગળ કરતાં વિશેષ સરળ, સ્પષ્ટ અને ભાવવાહી થયો છે; તથા મૂલ્ય પણ ઉપર જણાવ્યું તેમ માત્ર ૩ાા અને તરત માટે ૩) છે. માટે આગલી આવૃત્તિ લીધી હોય તેઓ પણ બનતાં સુધી આ આવૃત્તિ લે; અને આગલી પ્રત કોઈ યોગ્ય સજ્જન કે પુસ્તકાલયને ભેટ કિંવા દાન આપીને, અથવા તો વાંચવા ઈચ્છે તેને તેને આપતા રહીને ઉત્તમ ધર્મનીતિ પ્રચારવાનો પરોપકાર એવી સાત્ત્વિક રીતે કરે, કે જેથી ઈષ્ટકૃપા થઈ સાચો સ્વાર્થ પણ સધાય. આશા છે કે સજ્જનો આ ભિક્ષા આપશે. **ભિક્ષુ—અખંડાનંદ**

# प्रकाशकनुं निवेदन

શુભસંગ્રહનો આ છઠ્ઠો ભાગ, વિવિધ ગ્રંથમાળાના સળંગ અંક ૨૨૯ થી ૨૩૨ તરીકે અને વીસમા વર્ષના (સં. ૧૯૮૬ ના) ૧ થી ૪ અંકતરીકે નીકળે છે.

આગલા ભાગોની પેઠે આમાં પણ પ્રત્યેક લેખ સાથે તેના લેખકનું, તથા જેમાંથી તે લેખ લેવાયો હોય તેનું નામ બનતાં સુધી અપાયું છે. અહીં તે તે સર્વ લેખકો, તેના સંપાદકો અને પ્રકાશકોનો ઉપકાર માની વિશેષમાં જણાવવાનું કે, આ લેખોમાં કાંઈ ઉપકારકતા જણાય તો તેનું મુખ્ય કારણ પરમાત્માની કૃપા હોઈને યશના અધિકારી તે તે લેખક અને પ્રકાશકાદિ સજ્જનો છે.

આવા સંગ્રહોમાંની કોઇ ઔષધિ કે બીજી કોઈ બાબતમાટે કોઇને કાંઇ ભૂલચૂક જેવું અથવા વધુ પૂછવા જેવું જણાય તો તે વિષે અત્ર તરફ નહિ લખતાં તેના લેખકને પૂછવું; અને લેખકના ઠામ-ઠેકાણા વિષે, તે લેખ પ્રથમ છપાયો હોય તેના સંપાદકને પૂછવું.

આ સંસ્થા તરફનાં આવાં તેમજ બીજાં પુસ્તકોમાંના દરેકે દરેક વિચાર સાથે આ સેવકને એકમત સમજવાનો નથી, તેમ સંમત કે અસંમત વિચારો વિષે લખાપઢી કે વાદવિવાદ તેનાથી બને તેમ નથી. અલ્પમતિ પ્રમાણે એકંદરે હિતાવહ જણાય તે પ્રસિદ્ધ કરવું, એ તેનું ધોરણ છે. વળી કોઇ બાબત કોઇને વધારે ગમે, કોઇને ઓછી ગમે અને કોઇને જરાય ન ગમે, તો તે પણ સ્વાભાવિક છે. કારણ કે ગમવા ન ગમવાનો આધાર તે તે મનુષ્યની પોતાની સ્થિતિ, પ્રકૃતિ અને સમજણ ઉપર પણ રહે છે.

જે સજ્જનોને આમાં અગત્યની ભૂલચૂક જણાય તેઓ તે યોગ્ય સુધારણા સાથે લખી મોકલશે, તો તે યથામતિ પાઠકોની જાણમાં લવાશે.

શ્રાવણ સુદ ૫–૧૯૮૬ ભિક્ષુ–અખંડાનંદ

# शुद्धिपत्र

| પૃષ્ઠ | પંક્તિ | અશુદ્ધ | શુદ્ધ |
|---|---|---|---|
| ૭ | ૨ | મેળવડા | મેળાવડા |
| ૮ | ૨૯ | આગ્ન | અગ્નિ |
| ૧૦ | ૭ | પુસ્તકામાં | પુસ્તકોમાં |
| ૩૯ | ૨૫ | ઘતનું | ઘૂતનું |
| ૪૫ | ૨૨ | સાને મહા– | સૌને મહા– |
| ૪૫ | ૨૩ | સા પોતાના | સૌ પોતાના |
| ૪૭ | ૨ | ૧૪ | ૧૩ |
| ૬૨ | ૧૪ | પરિપર્તિને | પરિપૂર્તિને |
| ૬૬ | ૪ | રાજનૌતક | રાજનૈતિક |
| ૬૭ | ૫ | અજે | આજે |

| પૃષ્ઠ | પંક્તિ | અશુદ્ધ | શુદ્ધ |
|---|---|---|---|
| ૮૬ | ૩૧ | **अमतंपद** | **अमतपदं** |
| ૧૧૪ | ૨૭ | ભવન | ભવનપર |
| ૧૧૭ | ૨૨ | છાનનનેવાલે | છાનનેવાલે |
| ૧૨૦ | ૨૫ | કે હરિ–છાલા | કેહરિ–છાલા |
| ૧૨૦ | ૩૦ | ચઢિ બાહન | ચઢિ નિજ બાહન |
| ૧૨૧ | ૮ | લાગ | લાજ |
| ૧૨૧ | ૩૬ | બિવન | બિધન |
| ૧૨૬ | ૨૮–૨૯ | યુનિવસિટિના | યુનિવર્સિટિના |
| ૧૩૧ | ૩૦ | ગચ્છેતાં | **गच्छेतां** |
| ૧૮૭ | ૨૯ | કે દ્વારા | દ્વારા |
| ૨૦૦ | ૩૭ | ગ્યાહ | ગ્યારહ |
| ૨૧૮ | ૨૭ | પંદરના | પંદર |
| ૨૨૦ | ૨૦ | દેશકળમાં | દેશકાળમાં |
| ૨૩૪ | ૩૦ | તેજ બળનેજ | તેજબળનેજ |
| ૨૬૦ | ૧ | ૬ઠ્ઠા | ૬ઠ્ઠી |
| ૨૬૦ | ૨૬ | ખાંડુ | ખાંડી |
| ૨૭૭ | ૧૧ | દરદોમાંમાંથા | દરદોમાંથી |
| ૨૭૮ | ૫ | અસણીનાં | સસણીનાં |
| ૨૮૩ | ૧૯ | નિઘંટુ, રત્નાકર | નિઘંટુ રત્નાકર |
| ૨૮૪ | ૧૪ | બરાબર ૨ | બેર બરાબર |
| ૨૯૨ | ૩ | કાસ્યપ, | કાસ્યપ |
| ૩૦૩ | ૮ | પશ્ચિમોતાનાસાન | પશ્ચિમોતાનાસન |
| ૩૦૫ | ૧ | પાપૈયાંના | પપૈયાંના |
| ૩૦૫ | ૨ | **पापैयांना** | **पपैयांना** |
| ૩૦૯ | ૧૪ | જમી | જમા (એકઠું) |
| ૩૧૪ | ૩૬ | કેટલાક | કેટલા |
| ૩૪૪ | ૨૧ | કેટલું | કેટલી |
| ૩૯૯ | ૧૮ | ધવઇનાં | ધવઇનાં (ધાવડીનાં) |
| ૪૦૨ | ૨ | તેઓ લખે છે કે | તે ગ્રંથની ટીપણીમાં લખ્યું છે કે |
| ૪૨૫ | ૩૦ | આર યહી | ઔર યહી |
| ૪૬૪ | ૨૩ | જમન | જર્મન |
| ૪૬૫ | ૩૬ | દોન | દોનોં |
| ૪૭૩ | ૧૬ | લેશમાત્ર મી | લેશમાત્ર ભી |
| ૫૭૦ | ૨ | ભને | ભમે |
| ૫૭૦ | ૪ | મુનિ–મુંદરી | મનિ–મુંદરી |
| ૬૦૧ | ૨૨ | ૧૯૦૮ | ૧૬૦૮ |
| ૬૧૭ | ૧૩ | **व्यापाश्रित्य** | **व्यपाश्रित्य** |
| ૬૨૭ | ૧૧ | **शुमा** | **शुभा** |

# रामायणनुं महत्त्व

**સૈયદ કાસીમઅલી "સાહિત્યાલંકાર" લખે છે કે-**

અમારા મહાન્ આચાર્યોએ પ્રાચીનકાળમાં જે મહત્ત્વપૂર્ણ ગ્રંથ રચ્યા હતા, તેમાં રામાયણ એક અભૂતપૂર્વ ગ્રંથ છે. એની રચના થયે હજારો વર્ષ વીતવા છતાં હજી પણ ભારતવર્ષમાં મહેલોથી તે ઝુંપડીઓ સુધીમાં એની પૂજા, પાઠ અને આરતી થાય છે; અને તે એટલા માટે થાય છે કે આ ગ્રંથ અનેક પ્રકારનાં ઉપદેશરત્નોથી ભરપૂર છે. એમાંનો પ્રત્યેક શબ્દ મનોહરતાના અને ગૂઢાર્થના સંચામાં ઢાળેલો છે; તેથીજ તે પોતાનું અનેરૂં ઝવેરાત સંસારમાં સર્વત્ર દર્શાવી રહ્યો છે.

એમાં સ્ત્રીસમાજની પવિત્રતા, શક્તિ અને મહાનતા વિષે જેવો પ્રકાશ સમાવેલો છે; તેવો પ્રકાશ બીજા કોઈ ગ્રંથમાં નથી દેખાતો. × × નથી તો આવા ઉચ્ચ આદર્શવાળી શિક્ષા બાઇબલ, તૌરેત, કુરાન ઇત્યાદિ કોઈ ધર્મગ્રંથમાં મળતી; કે નથી એ ગ્રંથોમાં સ્ત્રીજાતિ માટે આટલો સુંદર અને સુદૃઢ ધર્મમાર્ગ મુકરર કરેલો.

રામાયણ ઉપર હું એટલાજ માટે પ્રેમ રાખું છું અને મેં મારી કોમના કેટલાય વિવાહોમાં કન્યાઓને રામાયણ ગ્રંથ દહેજમાં આપીને તેઓ પ્રત્યે તે મહત્તાનો સંકેત અથવા ઇસારો કર્યો છે, કે જેથી તે પતિવ્રત ધર્મની અનુગામિની થઇને સ્ત્રીજાતિની મહાનતા માટે ગર્વ રાખે. (અર્થાત્ પુરુષો કરતાં સ્ત્રીજાતિ સદ્ગુણોમાં ચઢીઆતી હોવામાં પોતાનું ગૌરવ સમજે.) આથી કરીને મારી જ્ઞાતિએ તો મને કલંકિત કરવાનું બીડું ઉઠાવેલું; પરંતુ મેં તો સ્પષ્ટ કહી દીધું કે, **રામાયણ કાંઇ માત્ર હિંદુ સમાજનો ગ્રંથ નથી. એ તો સમસ્ત માનવસમાજની સંપત્તિ છે.**

× × × ×

રામાયણના ભાવોની વ્યાપકતામાં તલ્લીન થવું અને સર્વ પ્રકારે તે મુજબ વર્તવું, એજ તેની સાચી પૂજા છે. વર્તમાન સમયમાં પશ્ચિમની સભ્યતાએ ભારતીય આદર્શની ભવ્યતાને ટાળવાભૂંસવામાં કસર નથી રાખી; અને તેથી અમારી નૈતિક શક્તિ, પ્રાયઃ બધાંજ ધર્મકાર્યોને માટે ક્ષીણ થતી ચાલી છે. વળી એણે તલાક, પુનર્વિવાહ તથા સ્ત્રીસ્વાતંત્ર્યની હીલચાલવડે 'પાતિવ્રત-ધર્મ'ની શ્રેષ્ઠ ભાવના ઉપર પણ કુહાડો માર્યો છે. વળી એમાં પણ સંદેહ નથી કે, પુરુષસમાજે એ બાબત તરફ એટલી ઉદાસીનતા બતાવી છે કે જેથી સ્ત્રીસમાજની ક્રાંતિમાં પાશ્ચાત્ય સભ્યતા હજી પણ પોતાનો બૂરો પ્રભાવ નાખી રહી છે.

× × × ×

છેવટે મને પૂર્ણ આશા છે કે હિંદુ, મુસલમાન, ઇસાઇ આદિ

સર્વ ધર્માવલંબીઓ આ 'પાતિવ્રત–ધર્મ'નું મનન કરીને એના પ્રચાર-માં સહાયક થવા માટે પોતાની વિખરાયેલી શક્તિઓને એકત્ર કરશે; માતૃશક્તિની અખંડ જ્યોતિ પાછી એક વાર જગતને પોતાના દિવ્ય પ્રકાશથી ચકિત કરી દેશે; અને માનવજીવન કૃતકૃત્ય થઇ રહેશે!

× × × ×

**શ્રી. વ્રજવલ્લભજી લખે છે કેઃ**—અવસ્ય કોઇ અતિ શુભ મુહૂર્તમાં શ્રીગોસ્વામી તુલસીદાસજીએ રામચરિત-માનસની રચના આરંભી હતી. વળી જણાય છે કે, હંસવાહિની વીણાપાણિ માતા સરસ્વતીને એ સમયે પૂરો અવકાશ હતો. માતા નચિંત હતી; પ્રફુલ્લિત અને આનંદોન્મત્ત હતી; કવિતા–કલાપની લહેરો તેના હૃદયસરોવરમાં ખૂબ લહેરાઇ રહી હતી; નવે રસની રેલ તેના હૃદયમાં રેલાઇ રહી હતી; તાન–તરંગથી વીણા ઝંકારિત થઇ રહી હતી; માતા પોતેજ ગાઇ રહી હતી, બજાવી રહી હતી અને આલાપી રહી હતી; એવામાં ભકતવત્સલ ભગવાને પરમ ભકત ગોસ્વામીજીનો કાવ્ય-રચના તરફ ઝુકાવ જોઇને સરસ્વતી મૈયાને આજ્ઞા કરી; એટલે તરતજ ગોસ્વામીજીના 'ઉર–અજિર'માં આવીને માતા સ્વતંત્રપણે સ્વચ્છંદ નાચવા લાગી, અથવા કહો કે લીલામય ભગવાનજ તેમના હૃદય-કમળમાં વાણીને નચાવવા લાગ્યા!

× × × ×

કવિ, જ્ઞાની, વિજ્ઞાની, ભકત, રસિક, જિજ્ઞાસુ બધાજ એની પાસે આવી અભીષ્ટ પદાર્થ પામે છે અને કૃતાર્થ થઇ રહે છે. શ્રી ગોસ્વામીજીએ તો આ અમૂલ્ય ગાથાની રચના **'स्वांतःसुखाय'** કરી હતી. પરંતુ એમાં પોતે એવા સફળ થયા કે આજે આ ગ્રંથરત્ન કરોડો સંતપ્ત હૃદયોને સુખશાંતિ આપી રહ્યો છે. તે કેટલાય ભૂલ્યા ભટકયા મનુષ્યોને સન્માર્ગ પર લાવી રહ્યો છે; સાધકોને સિદ્ધિ આપે છે; ફકીરોને તેમના 'મંજિલે–મકસૂદ'ની (યથેચ્છ પદાર્થની) પ્રાપ્તિ કરાવે છે; વ્યથિત હૃદયને શીતલ કરે છે; અને વિમુખોને સન્મુખ કરે છે.

× × × ×

**મદ્રાસના પ્રતિષ્ઠિત વિદ્વાન શિવસ્વામી ઐયર કહે છે કેઃ**–

"અમારૂં રાજ્ય છિનવી લેવાય, ઐશ્વર્ય ધૂળમાં મળી જાય, વિભવ પદદલિત થાય, સમસ્ત સંપત્તિ લૂંટી લેવાય, ટુંકમાં અમે સર્વ પ્રકારે નિર્બળ બની જઇએ અને સર્વસ્વ ગુમાવી બેસીએ; તોપણ જો અમારાં રામાયણ અને મહાભારત જેવાં અલૌકિક રત્ન સુરક્ષિત રહી શકે, તો અમે નિઃસત્ત્વ થવાના નહિ.

**સાહિત્યરત્ન પંડિત અયોધ્યાસિંહજી "હરિઔધ" કહે છે કેઃ**—વાસ્તવમાં વાત એ છે કે, જાતિની સંસ્કૃતિજ તેનું જીવન-સર્વસ્વ હોય છે. કોઈ પણ જાતિ પોતાની સંસ્કૃતિ ખોઇને જીવતી

રહી શકતી નથી. આ સંસ્કૃતિજ એવી આધારશિલા (આધાર-ભૂત પાયો) છે કે જેના ઉપર જાતિજીવનનો વિશાલ પ્રાસાદ નિર્મિત થાય છે. (મહેલ બંધાય છે.) જે દિવસે આ આધારશિલા (પાયો) હાલી ઉઠશે–ખસી જશે, તે દિવસે એ મહેલ–ગમે તેટલો મજબૂત અને વિશાળ હશે તોપણ–જરૂર તૂટી પડવાનો.

× × × ×

રામાયણ અને મહાભારતની પવિત્ર સંસ્કૃતિના બળથી હિંદુ-ધર્મ આજ સુધી જીવે છે. કવિકુલપુંગવ વાલ્મીકિની મહિમામયી કલમ જે પ્રમાણે આ આર્ય સંસ્કૃતિઓનો ઉલ્લેખ કરીને ધન્ય થઇ છે; તે પ્રમાણે ગોસ્વામી તુલસીદાસની પણ કલામયી કવિતામાં એ આર્ય સંસ્કૃતિનો અલૌકિક ચમત્કાર દેખાય છે.

× × × ×

**શ્રી. પં. રામનરેશજી ત્રિપાઠી લખે છે કે:**–આજથી ત્રણસો વર્ષ પહેલાં તુલસીદાસરૂપી મધુપે સંસ્કૃત ભાષાનાં અનેક રામાયણ, પુરાણ, કાવ્ય, ઇતિહાસ, નાટક, સ્મૃતિ, ઉપનિષદ્ અને સંહિતારૂપી અત્યંત સુંદર ફૂલોનો મધુર રસ એકત્ર કરીને રામ-ચરિતમાનસ(તુલસીકૃત રામાયણ)રૂપી જે મધ તૈયાર કર્યું હતું, તે હજી સુધી આર્ય–હિંદુઓને ઘેરેઘેર મોજૂદ છે; અને તે જેટલું પણ જૂનું થતું ચાલે છે તેટલો તેનો સ્વાદ અધિક મધુર થતો ચાલે છે. મધ જેમ અનેક શારીરિક વ્યાધિઓ ટાળવામાં ઔષધિઓ-ને સહાયતા આપે છે; તેમ રામચરિતમાનસરૂપી મધુ અનેક માનસિક વ્યાધિઓ ટાળવામાં સહાયક થાય છે. (આ રામાયણરૂપી મધનું મહત્ત્વ એ ઉપરથી પણ સમજી શકાશે કે તે સાડાત્રણસો વર્ષ જેટલું જૂનું છે; અને) એમાંના એકમાત્ર અયોધ્યાકાંડનીજ રચના-માં તુલસીદાસજીએ દોઢસોથી અધિક સંસ્કૃત ગ્રંથોનો રસ ગ્રહણ કર્યો છે.

× × × ×

× × × હવે આ પ્રશ્ન સ્વભાવતઃ સામે આવે છે કે, શું સંસ્કૃતના બધા ગ્રંથ તુલસીદાસજીને કંઠસ્થ હતા? અમે જેટલા પણ ઉંડા ઉતરીએ છીએ, તેટલા આ અદ્વિતીય રામાયણની અદ્‌ભુત પ્રતિભા જોઇને ચકિત થઇએ છીએ. સંસ્કૃતરૂપી નંદનકાનનમાં વિચરણ કરીને તુલસીદાસરૂપી ભ્રમરે સમસ્ત ફૂલોનો રસ લઇ જે મહામિષ્ટ અને અતિ હિતાવહ મધ તૈયાર કરી હિંદુ–જાતિને દાન કર્યું છે તેની તુલના સંસારના કોઇપણ દાન સાથે થઇ શકે નહિ.

× × × ×

**ચિંતામણ વિ. વૈદ્ય કહે છે કે**–“કાવ્યનાં બંને અંગ–કવિ “અને નાયક–ની બાબતમાં રામાયણની બરોબરી કરે તેવો કોઇપણ “ગ્રંથ કોઇપણ દેશમાં મળી આવશે નહિ. રામચંદ્ર સરખો અલૌકિક “સામર્થ્ય તથા ઉદાત્ત નીતિવાળો અન્ય કોઇ પણ પુરુષ જગત-

"ભરના ઇતિહાસમાં દૃષ્ટિએ પડતો નથી; તેમ મહર્ષિ વાલ્મીકિના "જેવી પ્રતિભા તથા ઉચ્ચ કલ્પનાવાળો કવિ પણ કોઇ જણાતો "નથી. હોમર તથા વર્જીલ નામના પ્રાચીન કવિઓના "ઇલિયડ" "તથા "ઇનીડ" ગ્રંથો અને મિલ્ટન કવિનો 'પેરેડાઇઝ લૉસ્ટ' "પાશ્ચાત્ય દેશોમાં ઉત્તમ ગણાય છે; પરંતુ એ બધા ગ્રંથો કરતાં "રામાયણ કેટલી બધી શ્રેષ્ઠ છે! કદાચ કોઇ કાવ્યશક્તિમાં હોમર "વગેરેને વાલ્મીકિની બરોબરીએ બેસાડે; બાકી તેઓના કાવ્યનાયકો "ઍકિલિસ વગેરે નીતિની દૃષ્ટિએ તો રામાયણના રામચંદ્રાદિ કરતાં "અતિશય ઉતરતા છે. સારાંશ કે, રામાયણમાટે આર્યલોકો જે "અભિમાન ધરાવે છે તે યોગ્યજ છે."

**સંતરામ શર્મા** કહે છે કે—"રામાયણ એ કહેવામાં તો એક "મહારાજાનું જીવનચરિત્ર છે; પરંતુ વાસ્તવમાં તો એ ગ્રંથ આ "સંસારના મળને નાશ કરનારા અગ્નિરૂપ છે. એ અંધકારમાં પ્રકાશ- "રૂપ છે; સ્ત્રિઓનો ધર્મ છે; પુરુષોનું પૌરુષ છે; બ્રાહ્મણોનું બ્રહ્મતેજ "છે; ક્ષત્રિયોનો ક્ષાત્રધર્મ છે; વૈશ્યોનું ધન છે; શૂદ્રોનો ધર્મ છે; "અને ગૃહસ્થાશ્રમમાં પ્રવેશ કરનારાં નરનારિઓનો સુખદીપક છે. "એ ગ્રંથરૂપી તેજસ્વી દીપકને હાથમાં રાખીને પુરુષ જો જોઇ "સંભાળીને ચાલે, તો તે જીવનયુદ્ધમાં કદી પણ હારવાનો નહિ... "જગતનો ઇતિહાસ વાંચનારા કહે છે કે, વેદોનો પ્રચાર હટી જવા "પછી જો કોઇ પણ રસાયણે હિંદુજાતિને જીવતી રાખી હોય, તો "તે આ રામાયણ છે. એનાજ બળથી હિંદુ નારીઓમાં સતીત્વનું "અને હિંદુ નરોમાં બલિદાન કરવાનું સાહસ રહ્યું છે."

**મી. ગ્રેફ્ટ** કહે છે કે—"રામાયણને વાંચીને અમે કંઇકના "કંઇક બની રહીએ છીએ. અમારામાં ઉંચા ઉંચા ખ્યાલ પેદા થઇ "જાય છે, અને તે સદ્ગુણો કે જે મનુષ્યની ઉત્કૃષ્ટતાના ભૂષણરૂપ છે; "તે અમારી સામે આવી ખડા થઇ જાય છે. સત્યાચરણ, પુત્રોની "ભક્તિ, પતિવ્રતાધર્મ, પતિકર્તવ્ય, પિતામાતાનો સ્નેહ, વિનય, "ધીરજ, દયા—સારાંશ કે માનુષી ગુણોનું એવું ચિત્ર કર્યું છે કે જેનું "યથાર્થરૂપ કવિએ પોતાની જાદુભરી કલમવડે આમાં નથી આલેખ્યું?"

**સાહિત્યસમ્રાટ બંકિમચંદ્ર** કહે છે કે—"રામાયણથી "ભારતવર્ષનો સ્વાર્થપરાયણતાનો દોષ જેટલો દૂર થયો છે; તેટલો "કોઈ પણ નીતિવેત્તા, ધર્મવેત્તા, સમાજસુધારક, રાજપુરુષ કે "રાજાથી પણ દૂર થયો નથી."

**સ્વામી વિવેકાનંદ** કહે છે કે-"રામાયણ, એ જગતમાં "જેનો જોટો મળતો નથી એવો અનન્ય સાહિત્યગ્રંથ છે."

**प्रीति करै रामायण माहीं, तेही सम भाग्यवंत कोउ नाहीं॥**

# गीताजीनां गुणगान

શ્રીમુખે પણ કહ્યું છે કે—

गीता मे हृदयं पार्थ गीता मे सारमुत्तमम् ।
गीता मे ज्ञानमत्युग्रं गीता मे ज्ञानमव्ययम् ॥
गीता मे चोत्तमं स्थानं गीता मे परमं पदम् ।
गीता मे परमं गुह्यं गीता मे परमो गुरुः ॥

"ગીતા મારું હૃદય છે; ગીતા મારો ઉત્તમ સાર છે; ગીતા મારું અતિ ઉગ્ર જ્ઞાન છે; ગીતા મારું અવિનાશી જ્ઞાન છે; ગીતા મારું ઉત્તમ સ્થાન છે; ગીતા મારું પરમ પદ છે; ગીતા મારું પરમ રહસ્ય છે અને ગીતા મારો પરમ ગુરુ છે."

**ભાઇ પરમાનંદજી**—"જો આર્ય સભ્યતાના મહાસાગરને (ધર્મ, સાહિત્ય અને તત્ત્વજ્ઞાનને) એકાદ ગાગરમાં સમાયલો જોવો હોય તો તે ગીતામાં જોઇ શકાય છે. જો બીજાં બધાંયે શાસ્ત્રો નાશ પામ્યાં હોત અને માત્ર ગીતાજ રહી હોત, તોપણ આર્યજાતિના ગૌરવની સ્મૃતિ સંસારમાં ચાલુ રહેત. કેમકે અત્યારે પણ આર્ય સભ્યતા (આર્યોનું જ્ઞાનચારિત્ર–ધર્મનીતિ) એમાં એટલી સુરક્ષિત છે કે **ગીતાનો પ્રચાર થવો અથવા નાશ થવો એ આર્ય ધર્મની વૃદ્ધિ અથવા નાશ થવા બરાબર છે.** કોઇએ સાચુંજ કહ્યું છે કે, "**ગીતા એ તો વૈદિક ધર્મરૂપી કલ્પવૃક્ષનું પાકેલું જ્ઞાનામૃતરૂપી ફળ છે.**"

જો આપણે ગીતાએ શીખવેલો નિષ્કામ કર્મરૂપી તરવાનો હુન્નર શીખીએ નહિ, તો આપણું બીજું બધું નકામું થઇ જાય છે."

**મહામના માલવીયજી**—"મને સંપૂર્ણ ખાત્રી છે કે, માનવ-જાતિના ઇતિહાસમાં સર્વોત્કૃષ્ટ જ્ઞાન અને અલૌકિક શક્તિસંપન્ન એકમાત્ર ભગવાન શ્રીકૃષ્ણજ થઈ ગયા છે; અને **સમસ્ત પૃથ્વીની ભાષાઓમાં એમની ભગવદ્‌ગીતા જેવા નાનકડા કદમાં આટલા બધા વિપુલ જ્ઞાનથી ભરેલો બીજો કોઇ પણ ગ્રંથ નથી.**"

"તે પુરુષ અને સ્ત્રી મહાભાગ્યશાળી છે, કે જેમને આ સંસાર-ના અંધકારથી ભરેલા સાંકડા માર્ગોમાં પ્રકાશ દર્શાવનાર આ નાન-કડો પરંતુ અખૂટ તેલથી ભરેલો ધર્મપ્રદીપ પ્રાપ્ત થયો છે."

"જેને આ ધર્મપ્રદીપ મળ્યો હોય, તેમનો એ પણ ધર્મ છે કે, તેઓ મનુષ્યમાત્રને આ પવિત્ર ગ્રંથનો લાભ આપવાનો પ્રયત્ન કરે."

"મારી અભિલાષા અને જગદાધાર જગદીશ્વરને પ્રાર્થના છે કે, હું મારા જીવનમાંજ એવા સમાચાર સાંભળું કે મોટામાં મોટા માણ-

સથી તે નાનામાં નાના સુધીના પ્રત્યેક હિંદુ સંતાનના ઘરમાં એક એક ભગવદ્ગીતાની પોથી ભગવાનની મૂર્તિની પેઠે ભાવભક્તિપૂર્વક રાખવામાં આવે છે; અને હું એ પણ સાંભળું કે, અન્યાન્ય ધર્મોને માનનારા આ દેશના તથા પૃથ્વીના સમસ્ત દેશોના નિવાસીઓમાં ભગવદ્ગીતાના પ્રચારનો તેની મહત્તાને લાયક, વિચારપૂર્ણ અને ભક્તિ, જ્ઞાન તથા ધનથી સારી રીતે સમર્થન કરાયલો પ્રબંધ થઈ ગયો છે. **श्रीकृष्णः प्रसन्नोऽस्तु।**"

**સાધુ ટી. એલ. વસવાણી:**—"ગીતા ગ્રંથ એટલો અમૂલ્ય અને આધ્યાત્મિક ભાવોથી ભરેલો છે કે હું પરમાત્માને વારંવાર પ્રાર્થું છું કે, તે દયા કરીને એવી શક્તિ આપે કે જેથી હું મૃત્યુપર્યંત એ સંદેશ એકથી બીજા સ્થાનમાં પહોંચાડતો રહું."

**ટી. વી. શેષગિરિ અય્યર:**—"હું ગીતાનો નિત્યપાઠ એટલા માટે કરૂં છું કે તે **સંસારના સર્વ ધર્મોમાં સર્વોત્કૃષ્ટ તત્ત્વ છે;** ગૃહસ્થનાં કર્તવ્યોનું **પૂર્ણ શાસ્ત્ર છે;** સૌથી મહાન અવતારની વાણી છે; અને અમારા **ધાર્મિક તથા સામાજિક જીવનનો સર્વોત્તમ સાર છે.**"

**મહર્ષિ દ્વિજેન્દ્રનાથ ઠાકુર:**—"પાશ્ચાત્ય દાર્શનિક ગ્રંથો ભલેને ખૂબ ચમકે; પરંતુ અમારા આ નાનકડા દીપકનો પ્રકાશ તેથીયે વિશેષ ઝળકીને તેમને ઝાંખા પાડી દેશે."

ડૉ. **મેકનિકલ:**—"હિંદના ધર્મમાં બુદ્ધિની પ્રખરતા, આચારની ઉત્કૃષ્ટતા અને ધાર્મિક ઉત્સાહનું **અપૂર્વ મિશ્રણ** ગીતા રજુ કરે છે."

**ટી. સી. કેશવાલુ પિલ્લે:—"આપણે આપણાં બાળકોને શરૂઆતથીજ ગીતાનો પાઠ કરવાની ટેવ પાડવી જોઇએ. આપણી નૈતિક અને આધ્યાત્મિક ઉન્નતિ માટે ગીતા સિવાય બીજા કોઈ શિક્ષક કે માર્ગદર્શકની જરૂર નથી."**

**પ્રૉ. રંગાચાર્ય:**—"હિંદુઓને સાંપ્રદાયિકતાથી રહિત એવું ધાર્મિક અને નૈતિક શિક્ષણ આપવા માટે શ્રીમદ્ભગવદ્ગીતાથી વધારે સારો બીજો કોઇ પણ ગ્રંથ નથી. તેમાં પ્રતિપાદન કરેલા સઘળા નૈતિક અને ધાર્મિક આદેશ પરમાત્માની આજ્ઞારૂપ છે."

**શ્રી. ભક્તરામજી શર્મા** કહે છે કે:—"હાલમાં જો કોઇ એવી વસ્તુ હોય કે જેનો સર્વ લોકો સ્વીકાર કરી શકે, તો તે માત્ર ગીતા છે. વ્યાસમુનિએ ગીતાશાસ્ત્ર આ રૂપમાં રચીને હિંદુઓને એક અખંડ સૂત્રથી–તંતુથી બાંધી દીધા છે. જો આપણે ગીતા તરફ પૂરતું ધ્યાન આપીએ તો આજથીજ સંસારમાંનાં સમસ્ત વેરઝેર નાશ પામે."

**પંડિતવર શ્રીલક્ષ્મણજી શાસ્ત્રી—**"ગીતા માનવજીવનનું સર્વસ્વ છે; અસાર સંસારનો સાર છે; શાસ્ત્રસાગરનું નવનીત છે; ઉપનિષદોનું સત્ત્વ છે; અને સમસ્ત વેદોનો નિષ્કર્ષ છે.

ગૂઢ રહસ્યોને સરળ અને સુરસ ભાષના થોડાક શબ્દોમાં પ્રકટ કરવાની અપૂર્વ શક્તિ શ્રીગીતાજીમાંજ છે; અને એમાં પણ અતિશયોક્તિ નથી કે, ગીતાજીના જેવું પુસ્તક પૃથ્વી ઉપર **न भूतो न भविष्यति** અર્થાત્ થયું પણ નથી અને થશે પણ નહિ."

**વિલ્હેલ્મ ફાન હુમ્બોલ્ટ:**—"સંસારમાં જેટલા ગ્રંથો છે તેમાંથી ક્યાંય પણ ભગદ્દગીતા જેવા સૂક્ષ્મ અને ઉન્નત વિચારો મળતા નથી. મેં ગીતા વાંચી ત્યારથી હું વિધાતાનો સદાનો ઋણી થયો છું. કેમકે તેણેજ મને આ ગ્રંથનો પરિચય મેળવવા જીવતો રાખ્યો છે."

**મહેરબાબાજી**—"આધ્યાત્મિક દષ્ટિએ સમસ્ત માનવજાતિ ઉપર ભગવદ્દગીતાનો ઘણો વધારે પ્રભાવ પડયો છે. ભગવાન શ્રીકૃષ્ણ હિંદુજાતિમાં જન્મવાથી ગીતાને લોકો હિંદુઓનોજ ધર્મગ્રંથ માને છે; પરંતુ વાસ્તવમાં આ ગ્રંથ સમસ્ત માનવજાતિનો છે. એમાં જે ઉપદેશ અપાયો છે તે માત્ર ભારતવર્ષ માટે નહિ, પરંતુ સમસ્ત જગત માટે છે. માનવજાતિ તેના ઉપદેશ પ્રમાણે આચરણ કરે એટલીજ વાર છે. પછી તો સમસ્ત માનવસમાજમાં બંધુત્વની સ્થાપના આપોઆપ થઇ જશે. જેઓ શ્રીકૃષ્ણ પૂર્ણપુરુષ હોવામાં શંકા કરે છે, તેઓ જાણી-સમજીને એવું નથી કરતા. શ્રીકૃષ્ણ અવશ્ય ઇશ્વરના અવતાર હતા અને સ્વયં સદ્દગુરુ હતા તેથી તેમણે ઉચ્ચ આધ્યાત્મિક ભાવો અને ઉપદેશોની અમૃત-વર્ષાથી જગતને તરબોળ કરી દીધું છે."

**એફ. ટી. બ્રૂકસ**—"શ્રીમદ્દ ભગવદ્દગીતા ભારતવર્ષના ભિન્ન-ભિન્ન મતોને એકત્ર કરનારી દોરી તથા રાષ્ટ્રીય જીવનની અમૂલ્ય સંપત્તિ છે. ભારતવર્ષના રાષ્ટ્રીય ધર્મગ્રંથનું સ્થાન લેવામાં જે જે નિયમોની આવશ્યકતા છે તે બધા શ્રીભગવદ્દગીતામાં મળે છે; એટલુંજ નહિ પણ તે ભાવી વિશ્વધર્મનો એક સર્વોત્કૃષ્ટ ધર્મગ્રંથ છે. ભારતવર્ષના ઉજ્જવળ ભૂતકાળનું એ મહાન દાન એવું અસરકારક છે કે તે માનવજાતિનું એથીયે વધારે ઉજ્જવળ ભવિષ્ય નિર્માણ કરનારું થશે."

**શ્રીનિવાસરાવ કૌજલગી**—"ગીતા એ જ્ઞાનનો એવો રત્નાકર સાગર છે કે જેમાં ડુબકી લગાવીને પ્રત્યેક મનુષ્ય સિદ્ધાંતરૂપી અનેક બહુમૂલ્ય મુક્તામણિઓ કાઢી પોતપોતાની યોગ્યતાનુસાર તેમને પોતાના ગળાના હારરૂપ અને સ્વજીવનના અંગરૂપ બનાવી શકે તેમ છે."

**મહાન અકબરનો પ્રપૌત્ર "દારા શિકોહ"** કહે છે કે:—"આ ગીતાગ્રંથ આનંદ આપનાર, સાચો માર્ગ દર્શાવનાર, બ્રહ્મજ્ઞાનથી ભરપૂર, ઉંડા ભેદોને ખોલનાર, એકતાને દર્શાવનાર અને બધા જ્ઞાનીઓના શિરોમણિ મહર્ષિ વ્યાસજીએ રચેલો છે. એનાં પૂરતાં વખાણ કરવાની શકિત મારી જીભમાં અને કલમમાં નથી."

# सामान्य अनुक्रमणिका

# विषयवार अनुक्रमणिका

## ૨—સામાજિક



## ૩—ચરિત્ર અને ઇતિહાસ

## ૪–ટુંકી વાર્તાઓ



## ૫–વિજ્ઞાન–સાયન્સ, કળા, શોધખોળ

### ૭—શિક્ષણ



### ૮—ખ્રિસ્તીઓનો પ્રચાર ૯૦



### ૯—કવિતા



### ૧૦—પ્રકીર્ણ





# शुभसंग्रह-भाग छठ्ठो

## १—दीनबंधु

બહારનો દેખાવ કાંઇ સાધુસંન્યાસી જેવો નહોતો, છતાં તેની રહેણીકરણી ઉપરથી લોકો કહેતા કે 'વાહ! સાધુ હો તો આવાજ હોજો !' નાના એવા એક ગામડાના પાદરમાં સુંદર મઢી બનાવને તેમાં તે રહેતો. આવ્યાને બે ત્રણ વર્ષ થઇ ગયા છતાં કોઇએ તેને પૂછ્યું સરખુંએ નહોતું કે "તમારૂં નામ શું? તમે રહેવાસી કયાં-ના?" તેની ભાવપૂર્ણ દૃષ્ટિ, મોઢાપરની મધુર કાન્તિ, અને સરળ સીધી વાતચિતનો સૌને સરખો પરિચય થતો. ખરૂં કહીએ તો તેનું નામઠામ કે ઓળખાણ પૂછવાનો કોઇને વિચારજ થતો નહિ. સૌના મનમાં તેને નિહાળીને એકજ ભાવ ઉભરાતો કે "આવો સુપાત્ર સાધુ આમારા ભાગ્યમાં કયાંથી હોય? એને તો ભગવાનેજ મોકલ્યો છે"

પહેલાનું નામ તો ગમે તે હોય, ગામલોકો તેને દીનબંધુ કહી બોલાવતાં. અમારૂં એકજ ગામ નહિ પણ ફરતાં બધાં ગામનો તે સાચો દીનબંધુ કહી શકાય. તેનું કામ બસ સેવા કરવાનું. ગામનાં ધણ અને ગોવાળોને માટે સીમમાં કૂવા ગળાવ્યા; તળાવ બંધાવ્યાં; ગામના પાણીઆરાનો કૂવો જૂનો હતો, તેની આસપાસ પાણી ઢોળાઇને પુષ્કળ કાદવ કીચડ થતો ત્યાં રેતી નખાવી, ગામના સમજુ માણસોને સાથે મળીને કામ કરતા કર્યા; પંચાયતો સ્થાપી; ગામમાં જ્યાં ત્યાં ઉકરડાના ઢગલા થતા અને કેટલીક શેરીમાંથી ચાલતાં સૂગ ચઢે એવી ગંદકી થતી તે પંચાયત પાસે સાફ રખાવ-વાની ગોઠવણ કરાવી. મઢીમાં ભલેને એક ટંકનું પણ ખાવાનું ન હોય, છતાં દુખિયાંનાં દુઃખ ટાળવા માટે જરૂરનાં દવાઓ તો હોયજ.

આવા સેવાભાવ અને આદર્શ વિશ્વબંધુત્વનો પ્રભાવ ગામલોકો ઉપર બહુ પડતો. ઉનાળાની નવરાશની મોસમ હોય ત્યારે કે ચોમા-સામાં આઠ દશ દિવસની વરસાદની હેલી મંડાઇ હોય ત્યારે, ચોકમાં અથવા ચોરામાં દીનબંધુની ભલાઇઓની વાત નીકળતી ત્યારે બધાના મનમાં ઘડીભર એમજ થઈ જતું કે આપણે કદી બુરાઈ ન કરવી. નિર્મળ ચારિત્રના આવા પ્રભાવથી અમારા ગામમાં અંદર અંદરના ઝઘડાઓ નાબૂદ થઇ ગયા. કોઈ વખતે તકરારનું સમાધાન આપમેળે કે બીજા મોટેરાઓની સમજાવટથી ન થાય તો પોતાની નમ્રતા, મીઠી વાણી અને નિષ્પક્ષ લાગવગથી એકેય પક્ષને કોર્ટમાં

તો દીનબંધુ નજ જવા દે. અમારી ખાત્રી હોય કે અમુક કંકાસ તો કોઇ રીતે શમવાનો નથી એવા કિસ્સામાં પણ સુલેહશાન્તિ જોઇને 'સમાધાન શાથી થયું' એમ પૂછતાં એકજ ઉત્તર મળતો કે "શું કરીએ ભાઇ! કાંઇ દીનબંધુનું મોઢું તરછોડાય છે?"

આમ સૌ સાથે હળીમળીને રહેનાર કે પારકાં દુઃખે દુખાનાર સાધુચરિત માણસો ઘણાં મળે; પણ દીનબંધુને તો કુદરત સાથે પણ એવોજ ગાઢ સંબંધ. ફૂલ-વેલોનો તો એવો શોખ કે સવાર-સાંજ સિંચી સિંચીને પાણી પાયા કરે. મઢીનું આંગણું વેલો અને ઝાડોથી એવું રળિયામણું લાગતું કે ઉનાળામાં ઘેર જવાનું મનજ ન થાય. ઓશરીની કોરે બે પાંજરાં લટકતાં. એકમાં તેના કોઇ આગલા મિત્રે જંગબારી પોપટ મોકલાવેલો તે અને બીજામાં એક મેનાં. એક મોર હળી ગયેલો, તે પણ સવારસાંજ ફળીઆમાં ટહેલતો હોયજ. દીનબંધુના ઘરનાં આ બધાં સ્વજન. માણસને માણસના સહવાસનો થાક લાગતો હશે ? કોણ જાણે કેમ, પણ કોઈ કોઇ વાર ખડકી બંધ કરીને દીનબંધુને આ મેનાંપોપટ કે મોર અથવા ફૂલ-વેલો સાથે ગેલ કરતો અમે બારણાંની તડમાંથી જોતા ત્યારે જાણે તે નર્યો બાળક જેવો આનંદમાં લાગતો.

રાત્રે ભારે મઝા જામતી. વાળુપાણી કરીને પટેલીઆઓ, પસાયતા, વેપારી, કારીગર, બધા મઢીએ બેસવા આવે. મઢીની ઓસરીમાં બેઠક જામે, અને એક પછી એક નવી નવી વાતો નીકળે. દિવસે તો કામ સિવાય કોઈ સાથે ઝાઝું બોલવાની દીન-બંધુને ટેવ નહિ; પણ રાતે તો બોલતાં કે વાતો કરતાં થાકેજ નહિ. કયારેક તો રાતના બાર પણ વાગે. સૌથી પહેલી શરૂઆત છાપામાં આવેલા નવા તાજા સમાચાર કહેવાની થાય. પછી અઠ-વાડિક કે માસિકમાંથી એકાદ સારો લેખ વંચાય અને વિચારવાનું મળે. એક વાર છાપામાં એવા સમાચાર આવ્યા કે સુન-યાટ-સેન મરી ગયા. દીનબંધુ આવ્યા પહેલાં અમારા ગામમાં છાપુંજ આવતું નહિ. ત્યાં આ ભાઇશાબ કોણ હતા અને શું કામ, કેમ મરી ગયા અને મરી ગયા તેમાં આપણા છાપાવાળા આવડા આવડા મોટા અક્ષરે લખે અને વળી તેની છબી છાપે, એ બધી વાતની આગલી પાછલી તો અમે કયાંથીજ જાણીએ ? પણ દીનબંધુએ તો ઘણી ઘણી વાતો કહી નાખી. એ સુન-યાટ-સેન તો ચીનના વતની, મોટા દેશભકત, ચીનની સ્વતંત્રતા માટે તનતોડ મહેનત કરનાર અને ચીનાઇ પ્રજામાં અસ્મિતા લાવીને આજે યૂરોપની પ્રજા પાસે સ્વતંત્ર સત્તાતરીકે કબૂલ કરાવવાની શક્તિ લાવનાર, એવું એવું ઘણુંય કહ્યું. એવીજ રીતે ઇજીપ્ત અને ઇરાન, કોરીઆ અને અફઘાનિસ્તાન વગેરે દેશોની લડતોની વાતો કહેતા જાય અને સાથે

સાથે નિશાળમાં બાર મહિના સુધી ભૂગોળ ગોખ્યા છતાં એ દેશો કયાં આવ્યા અને તેમાં માણસો વસે છે કે વાંદરાં તે અમે જાણતા નહોતા તે કલાક અર્ધો કલાકની વાતોમાંથી સમજાવતા જાય.

છાપાંને લગતી વાતો થઇ રહે એટલે કર્મકથા શરૂ થાય. ગામમાં કોઇને બોલાચાલી થઈ હોય કે કોઈનું ઢોર મોલાતમાં નુકસાન કરી આવ્યું હોય એથી થયેલા દુઃખનું નિવારણ પણ ત્યાંજ થઇ જતું. અડખે પડખેનાં ગામડાંના સુખદુઃખના, કોઈ સાજામાંદાના સમાચાર પણ આ રાતની સભામાંજ મળતા.

અમારા ગામમાં એક બીજી વ્યક્તિ પણ હમેશની યાદગીરી મૂકી ગઈ. દીનબંધુ જેટલું તો નહિ, પણ તેની સેવાનાં કામમાં પૂર્તિરૂપ એ વ્યક્તિનો હિસ્સો પણ ઘણો ગણાય. એ વ્યક્તિ તે અમારાં ગંગાબહેન. જાતે બ્રાહ્મણ અને વળી બાળવિધવા. એમના બાપે પાંચ ચોપડીસુધી ભણાવેલાં. દીનબંધુ ગામમાં આવ્યા પહેલાં ગંગાબહેન અગિયારશ કે વ્રતને દિવસે ગામની સ્ત્રીઓને વ્રતકથા વાંચી સંભળાવે કે ધોળપદ ગવરાવે. દીનબંધુએ એમની સેવાઓને યોગ્ય દિશામાં વાળી, એટલે ગામના સ્ત્રીસમાજનું સ્વરૂપજ આખું બદલાઈ ગયું. અગિયારશ કે કોઈ પર્વણીને દિવસે કથાવાર્તાનિમિત્તે સ્ત્રીઓ એકઠી થતી તેને બદલે હવે લગભગ હમેશાં થવા લાગી. લણણી કે સખત કામની મોસમ હોય ત્યારે દિવસને બદલે રાત્રે સ્ત્રીસમાજ એકઠો થતો. કથાવાર્તા એની એજ કહેવાતી, પણ કહેનારનું દૃષ્ટિબિંદુ બદલાઈ ગયું હતું. વ્રત કરીએ, નિયમો પાળીએ તો પુણ્ય થાય અને આવતે ભવ સુખી થવાય, એ સ્વાર્થી ભાવને બદલે વ્રતનિયમ પાળવાની આપણી ફરજ છે, ન પાળીએ અને સદાચરણી ન થઇએ તો પ્રભુના ગુન્હેગાર થઇએ છીએ; સારા થવાની કાળજી રાખીએ એમાં કોઈ ઉપર ઉપકાર નથી કરતાં; એવી સમજણ સ્ત્રીઓમાં આવતી ગઈ. આપણા જમાનાનાં મહાન સ્ત્રીપુરુષોનાં જીવનની કથાઓ સાંભળીને વર્તમાન સ્ત્રીજગત એટલે શું એની ઝાંખી થતી ગઈ, તેમ સ્ત્રીસુલભ સંકુચિત મનોભાવ જઇને નવું નવું જાણવા અને અનુસરવાની વૃત્તિ જાગ્રત થઇ ગઇ. ત્રણ વર્ષના ગાળા પછી ગામના લગભગ બધા સામાજિક પ્રસંગોમાં અજબ ફેરફાર જણાવા લાગ્યો. ત્રણ વર્ષ પહેલાંજ, ગામમાં કોઇને ત્યાં મરણ થયું હોય તો ગામનાં બૈરાં મરનારનાં ઘરનાં માણસોને પેટ ભરીને રોવરાવી કૂટાવી પોતપોતાને ઘેર ચાલ્યાં જતાં, તેને બદલે ઉલટાં ઘરનાં રોતાં હોય તેને છાનાં રાખી બે ચાર પીઢ સ્ત્રીઓ વારાફરતી ત્યાંજ રોકાતી અને બીજી નાની ઉંમરની હોય તે સવારસાંજ આવી બે દહાડા એ ઘરનું કામકાજ આટોપી જતી. નિશાળે જવા લાયક છોકરાંને શાળામાં મોકલવા સમજાવવા છતાં જે માબાપો ધ્યાન

ન દેતાં તેજ છોકરાંઓને માતાઓ પોતે કાંડે ઝાલી નિશાળે મૂકી જતી અને મહિનામાં છોકરૂં શું શીખ્યું એની પૂછગાછ કરી શિક્ષકને પણ સચેત કરી જતી. ગલીને નાકે નાકે નાગા શરીરે, ઓઘરાળા કે ફુગી વળેલાં નાકમાં લીટ વહેતાં છોકરાંઓ ધૂળમાં રમતાં નજરે ચઢતાં બંધ થઇ ગયાં.

આવા તો અનેક દાખલાઓ ગણાવી શકાય. એકજ માણસની સદ્‌ભાવના અને નિઃસ્વાર્થ સેવાપરાયણતાથી અમારૂં ગામ આદર્શ કુટુંબ જેવું બની ગયું. એ વિચારતાં અત્યારે સાનંદાશ્ચર્ય થાય છે; પણ ખરી રીતે એમાં આશ્ચર્ય જેવું કાંઇ નથી. મુરબ્બીપણું કે ગુરુભાવ છોડી દઇને સહૃદયતાથી કોઇ મીઠાશથી સમજાવીને યોગ્ય રસ્તે દોરવે તો આપણો ગામડીઓ સમાજ તો બહુ સહેલાઈથી સાચે રસ્તે વળી શકે છે. માત્ર તેમનામાં ભળીને તેના અંગરૂપ બની જઇને પ્રયત્ન કરવો જોઇએ. એમ તો જમાનાઓથી પુરાણીઓ કથા કહેતા આવ્યા છે અને લોકો સાંભળતાં આવ્યાં છે; પરંતુ કેટલાં થોડાંઓને કથાપુરાણમાં આવતો સદ્‌બોધ જીવનમાં ઉતારવાની ધગશ જન્મી ? દીનબંધુને મનથી લોકોનાં સુખદુઃખ અને મુંઝવણના પ્રશ્નો તેના પોતાના બની ગયા હતા. ગામના જીવન સાથે તેનું જીવન એવું ઓતપ્રોત થઈ ગયું હતું કે કોઇને ન તો તે પરાયો લાગતો કે ન તો તેની સમજાવટવિષે કોઇને શંકા થતી. એવા સેવક જે ગામને મળે તેનાં અહોભાગ્ય સમજવાં.

પરંતુ ધીમે ધીમે થતા ફેરફાર એકદમ લક્ષમાં આવતા નથી. અમારા ગામના લોકજીવનમાં જે પલટો થતો જતો હતો તેનો ખરો ખ્યાલ એક દુઃખદાયક પ્રસંગે આવ્યો. ગામના નગરશેઠ પૈસેટકે તેમજ કુટુંબકબીલે સુખી હતા. શેઠને ત્રણ દીકરા હતા તેમાં સૌથી નાનો ૧૮ વર્ષનો અમારી હેડીનો લાલચંદ શેઠને બહુ વહાલો હતો. વેપારીનો દીકરો, ખાનદાન કુટુંબના સંસ્કાર અને જુવાન દેખાવડો લાલચંદ ગામનાં સ્ત્રીપુરુષ સૌનો માનીતો હતો. પરંતુ કમનસીબે ત્રણ દિવસના તાવમાંજ એનું અચાનક મૃત્યુ થયું. શેઠના હૃદયને સખત આઘાત થયો. વૃદ્ધ શરીર અને પાછલી અવસ્થામાં આ ઘા બહુ આકરો પડશે અને કદાચ શેઠનું શરીર પણ નહિ બચે એમ સૌને લાગતું હતું. પણ સ્મશાનેથી પાછા વળતાંજ શેઠે સૌને સંભળાવી દીધું કે “ ભાઇઓ ! આપણે ઘણા દિવસ જંગલી રિવાજો પાળ્યા. હવે રડવા કૂટવાનું બંધ થાય તો ઠીક એમ મને ઘણા વખતથી લાગતું; પણ પારકે ઘેર કેમ બોલાય ? એટલે આજ સુધી હું મૂંગો રહેતો. આજ મારે ઘેરથીજ હું પહેલ કરૂં છું કે, સ્ત્રીપુરુષ કોઇએ રડવાકૂટવાનું નથી. વળી આવાં મરણ પાછળ આપણે જે અજુગતાં જમણનાં ખર્ચ કરીને મરનારની સદ્‌ગતિ થશે એમ માની-

એ છીએ તે પણ ખોટું છે. શક્તિ હોય તો એજ નાણું કોઈ સન્માર્ગે વાપરીને મરનારની યાદગીરી રાખવી એજ ઉત્તમ માર્ગ છે. માટે હું સૌ ભાઈઓને જણાવું છું કે, લાલચંદ જીવતો હોત તો મારી મિલ્કતમાંથી જે ત્રીજો હિસ્સો તેને મળત તેટલા પૈસા હું ધર્માદામાં ખર્ચીશ. તેની વ્યવસ્થા એવી રીતે થાય કે જેથી ગામની આબાદી, રહેણીકરણી, આચારવિચાર એવાં સારાં થાય કે બીજાં ગામો આપણો દાખલો લે. એ બધું મારા વૃદ્ધ હાથે બનશે નહિ. માટે તેની તમામ વ્યવસ્થા કરવાનું આપણે દીનબંધુને સોંપીએ."

અમને બધાંને ધાસ્તી હતી કે શેઠાણીનું મન નારાજ થશે. વખતે શેઠની ઉપરવટ થઈને પણ કાણકૂટણું થશે; પણ ગામની સ્ત્રીઓ પુરુષોથી જરાયે પાછળ પડી જાય એમ નહોતું. જે નિર્ણય શેઠે સ્મશાનમાં સંભળાવ્યો એવોજ ઘેર શેઠાણીએ કહી દીધેલ કે, આપણે ગરીબ માણસને ત્યાં માઠે પ્રસંગે રોતાં કૂટતાં નથી અને મારે ત્યાં પાછું આજ શરૂ કરીશું તો ઘણાંને એમ થશે કે પૈસાદારને ભલું મનાવવા કોઈ કાંઈ બોલ્યાં નહિ. માટે સૌ ઘેર જાઓ.

શેઠને હિસાબે લાલચંદના હિસ્સે રૂા. પાંચ હજાર ખર્ચવાના હતા. અર્ધા ગામની મરજી હતી કે, ગામની વચ્ચે એક સારૂં મકાન બંધાવી તેમાં પુસ્તકાલય સ્થાપવું. પણ દીનબંધુની યોજના જૂદીજ હતી. શેઠની ઉદારતાનો લાભ માત્ર એકજ ગામને મળે એથી તેમને સંતોષ થાય ? પરિણામે અમારા ગામમાં પુસ્તાકાલય સ્થપાયું, અને તેનો લાભ આસપાસનાં છ સાત ગામને મળવા માંડયો. એક સીગરામ ગાડી કરાવી તેમાં પુસ્તકો મૂકી ગાડી અઠવાડિયાના ત્રણ દિવસ ગામડાંમાં જતી અને દરેક ગામના સ્વયંસેવકો ઘેર ઘેર ફરી વાંચવા માટે જોઇતી ચોપડીઓ આપતા અને વંચાયેલી ચોપડીઓ પાછી ગાડીમાં સોંપતા. અમારા ગામની વ્યવસ્થા દીનબંધુ જાતેજ સંભાળતા. શરૂઆતમાં તો શું વાંચવું, કયું પુસ્તક વાંચવા જેવું છે તેની લોકોને સમજ નહિ; એટલે પુસ્તકોની પસંદગી કરવાનું કામ દીનબંધુનું અને ઘેર ઘેર પહોંચાડવાનું તથા પાછાં લાવવાનું કામ અમારે કરવાનું રહેતું. ગંગાબહેનની મહેનતથી ત્રણ વર્ષમાં કન્યાઓ તેમજ નાની ઉંમરની સ્ત્રીઓ પણ ખપપૂરતું વાંચતાં લખતાં શીખી ગઇ હતી અને પુરુષોમાં તો ૪૦ વર્ષની અંદરનો ભાગ્યેજ કોઇ આદમી હશે કે જે વાંચતાં પણ ન શીખ્યો હોય.

બે વર્ષ સતત મહેનત કર્યા પછી આસપાસનાં ગામડાંઓને પણ લાગ્યું કે, આવી સારી સેવા કરનાર દીનબંધુ તેમજ આવું સાધન પૂરૂં પાડનાર શેઠના આભારદર્શન માટે કાંઇક થાય તો ઠીક.

પણ સૌના મનમાં દીનબંધુનો ડર હતો. તે પોતાનાં વખાણ સાંભળે તો નહિ, પણ પૂંઠ પાછળ કોઇ બે સારા શબ્દ બોલ્યું

હોય તોપણ ઠપકો દે અને વળી કહે કે, આપણા લોકોને સાધારણ વાતને પણ મોટું રૂપ આપી દેવાની બહુ ટેવ હોય છે, એટલે આ સમારંભની યોજનામાં કોઇએ તેને વાતજ કરી નહોતી. વહીવટદાર, ફોજદાર વગેરે અમલદારોને પટેલ નોતરું આપી આવ્યા પછી બધાંને ખબર પડી કે પુસ્તકાલયની સ્થાપનાનો વાર્ષિક મહોત્સવ ઉજવવાનો છે અને દેવદિવાળીને દિવસે મેળાવડો થવાનો છે.

મહોત્સવને દિવસે લોકોના આનંદનો પાર નહોતો. આટલાં વરસની નિઃસ્વાર્થ સેવાની જાહેર રીતે કદર થવાની હતી. લોકોના પ્રેમપાત્ર દીનબંધુનાં આજ બે મોઢે વખાણ થવાનાં હતાં અને સૌથી મજાની વાત તો એ હતી કે, દીનબંધુને તે બધું મોઢામોઢ સાંભળવું પડે એમ હતું.

વહીવટદાર સાહેબ અને બીજા નાના મોટા અમલદારો પધાર્યા. ગામના ચોરામાં મેળાવડો ગોઠવ્યો હતો. સ્ત્રીપુરુષોની મેદની જામી હતી. ગામલોકો તેમજ ફરતાં ગામો તરફથી સુંદર શબ્દોમાં સાહેબે શેઠનો આભાર માન્યો અને અમારા ગામનાં સંપ, કેળવણી-પ્રચાર, સ્વચ્છતા, પરસ્પરનો સહકાર અને કુટુંબભાવનાનાં વખાણ કર્યાં. છેવટે બે શબ્દોમાં દીનબંધુની પણ કદર કરી અને અમારા ગામની પ્રવૃત્તિઓમાં સરકારી મદદ અપાવવાની સરકારી અમલદાર-તરીકે આશા આપી.

હવે શેઠ તરફથી વળતો ઉપકાર માનવાનો શિષ્ટાચાર કરવો રહ્યો. બીજે પ્રસંગે તો શેઠ ડાહ્યા હોઈ ઘણું સારૂં બોલે, પણ આજ પોતાની વતીનો જવાબ આપવા માટે દીનબંધુને જ તેમણે આગ્રહ કર્યો. દીનબંધુને અગાઉ કોઈ દિવસ ભાષણ કરવા ઉભા થયેલા અમે જોયા ન હતા, એટલે અમે આતુરતાથી કાન માંડયાઃ—

" વહીવટદાર સાહેબે આજે સરકારી મદદ અપાવવાની આપણને આશા આપી આપણા આનંદમાં ઉમેરો કર્યો; પણ આજે એકઠા મળેલા સૌની વતી એમને હું વિનતિ કરૂં છું કે, સરકારી મદદ કરતાં પણ આપ ઘણું વધારે આપી શકો એમ છો. આપ અને આપના તાબાના નોકરો સરકારના નોકરોતરીકેની જે ભાવના સેવો છો તેમાં થોડોક ફેરફાર કરવાની કૃપા કરો. સરકાર એટલે રાજા-પ્રજા સમસ્ત, રાજ્યહિત એટલે એકલું મહારાજા સાહેબની તિજોરીનું હિત નહિ, પણ પ્રજાનું હિત પણ હૈયે ધરતા થાઓ અને અમારી જે પ્રવૃત્તિઓનાં આપે વખાણ કર્યાં તેમાં સાચા દિલથી સાથ આપતા રહો, તો અમારૂં ગામ તો શું પણ તમામ ગામડાં સુખી અને સમૃદ્ધ બની જાય. માત્ર જરા દૃષ્ટિકોણ બદલવાનીજ જરૂર છે. પછી અમે સરકારના નોકર છીએ એવા અભિમાનથી કોઈ અમલદાર પ્રજાને હેરાન નહિ કરે. "

આજે દીનબંધુ નથી. મેળવડા પછી છ આઠ મહિને યાત્રા-નિમિત્તે કોણ જાણે ક્યાંક ચાલ્યા ગયા છે! એવા નિઃસ્પૃહ અને નિર્લેપને પણ જાત્રાઓની જરૂર રહેતી હશે? વરસ થઈ ગયું. આજ આવશે, કાલ આવશે એમ વાટ જોતાં લોકો થાકયાં. સૌને એમ થવા લાગ્યું કે દીનબંધુની ગમે તે પ્રકારની યાદગીરી તો રાખવીજ જોઇએ, પણ શેઠ આડા થયા. તેમણે તો બસ એકજ વાતનો આગ્રહ પકડયો કે "આપણા ગામની આવી ને આવી, બલ્કે આથી પણ સુંદર આદર્શ સ્થિતિ નભી રહે એવો પ્રયત્ન ગામનો દરેક વતની કરે એજ દીનબંધુની મોટામાં મોટી યાદગીરી ગણવી જોઇએ."

(નવેમ્બર–૧૯૨૯ના "પુસ્તકાલય"માં લેખકઃ–શ્રી. મૂ. સો. ભટ્ટ)

# ૨–साहेबपुराण

ભટજી કથા શરૂ કરે છેઃ–

"એક વખત જનમેજય રાજાએ ઋષિને કહ્યું "હે મહર્ષિ! તમે એક વખત કહ્યું હતું કે, કલિયુગમાં પૃથ્વીપર 'દેશી સાહેબ' એ નામનું પ્રાણી નિર્માણ થવાનું છે તો એ પ્રાણીને ઓળખવાનાં લક્ષણો કયાં કયાં? અને એ માનવપ્રાણી પૃથ્વીને વિષે જન્મ લીધા પછી શું શું કામો કરશે? તે એક વખત મને કહી સંભળાવવાની કૃપા કરો."

વૈશંપાયન ઉવાચઃ–"હે રાજન્! આહારનિદ્રાકુશળ, અને વિચિત્ર બુદ્ધિસંપન્ન એવા એ દેશી સાહેબોની કથા હું તમને કહું છું, તે સાંભળો. (કહે છે તે!)"

"ચસ્મા ઘાલવામાં ઉદારચરિત, બહુ બોલકણા અને મિષ્ટાન્ન-પ્રિય, એવા દેશી સાહેબોનું ચરિત્ર હું તમને કહું છું તે સાંભળો (કહે છે તે)."

"હે રાજન્! જેણે ચિત્રવિચિત્ર કપડાં પહેર્યાં છે, જેના હાથમાં સુંદર લાકડી શોભી રહી છે, પુષ્કળ ઘાસ ઉગેલા જંગલમાં જેમ કેડો પડી રહે, તેમ જેના માથાના વાળમાં સેંથો પડી રહ્યો છે, જેના પગને વિષે ચમચમ કરનારા બૂટ શોભી રહ્યા છે, એવા અપૂર્વ માનવપ્રાણીને 'દેશી' અર્થાત્ 'ગામઠી સાહેબ' એવું કહેવાય છે.

"લાંબાં લાંબાં ગપ્પાં મારવામાં જે કોઇનાથી હારતા નથી, પરદેશી ભાષા બોલવામાં જે અભિમાન બતાવે છે, અને માતૃ-ભાષાવિષે જે તિરસ્કાર બતાવે છે તેજ દેશી સાહેબ કહેવાય છે.

"હે રાજન્! કળિયુગને વિષે એવા અનેક દેશી સાહેબો નિર્માણ થશે કે જેમને પોતાની માતૃભાષા પણ શુદ્ધ બોલતાં આવડશે

નહિ. વળી જેની દશે ઇંદ્રિયો સદા સ્વતંત્ર હોવાથી હમેશાં અશુદ્ધ અવસ્થામાં રહેશે; તેજ દેશી સાહેબો કહેવાશે !

"સૂકાયેલા લાકડા પ્રમાણે માંસરહિત જેના પગ હોવા છતાં મોટા તરનાર હશે, જેના હાથ દુર્બળ અને કમજોર હોવા છતાં કલમ ધરવામાં અને પગાર લેવામાં મોટા ચતુર હશે; જેનું શરીર હાડપિંજર જેવું હોઇને સાત સમુદ્રની પેલી પારથી આવનારી વસ્તુઓનો માર ખાવામા જે સમર્થ હશે; તેજ આ દેશી સાહેબ જે કહેવાય તે.

"કોઇ પણ જાતના ઉદ્દેશ વિના જે પૈસા સાચવે છે; ફક્ત સાચવવા માટેજ તે મેળવવા પ્રયત્ન કરે છે અને પૈસા મેળવવા માટે પરીક્ષામાં પાસ થવા માટે જે પ્રશ્નોની ચોરી કરે છે; તેજ ખરા દેશી સાહેબો કહેવાશે.

"હે રાજન્ ! દેશી સાહેબ કહ્યા એટલે તેના અનેક અર્થો ઉત્પન્ન થાય છે કલિયુગને વિષે ભારતવર્ષમાં જ્યારે અંગ્રેજોનું રાજ્ય થશે, ત્યારે તે દેશી સાહેબો એટલે બજારમાંથી શાકભાજી લાવી અંગ્રેજોનું રસોડું કરનારા, કચેરીમાં કારકુનની નોકરી કરી પેટ ભરનારા, એવા તે દેશી સાહેબો હશે. નિર્ધન લોકો શ્રીમંતને દેશી સાહેબ કહેશે; કારીગર માલીકોને દેશી સાહેબ કહેશે; કલિયુગને વિષે એવા કેટલાએ માનવપ્રાણીઓ કેવળ દેશી સાહેબ થવાનોજ પ્રયાસ કરશે. 'દેશી સાહેબ' એનો જે કોઇ ઉલટો અર્થ કરશે, તેને આ 'દેશી સાહેબ પુરાણ' શ્રવણનું પુણ્ય લાગવાનું નથી; એટલુંજ નહિ પણ તેને ગાયને પેટે જન્મ લઇ આ દેશી સાહેબોના ભક્ષ્યસ્થાને પડવું પડશે !

"હે રાજન્! અગસ્ત્ય ઋષિએ જેમ સમુદ્રનું પાન કર્યું હતું, તેમ આ દેશી સાહેબો કાચના પ્યાલામાં મદિરારૂપી સમુદ્રનું પ્રાશન કરશે. અગ્નિદેવ તેની આજ્ઞામાં રહેશે. તંબાકુ, ચીરૂટ અને સીગરેટરૂપી ખાંડવવનની સહાયથી નિરંતર અગ્નિ તેના મુખની સેવા કરશે. આ આગ્ન કાયમ તેના મુખમાં રહેશે. એ ઉપરાંત તેના પેટમાં પણ ગદગદ ગધગધ થશે. મોડી રાત્રિ સુધી તેની ગાડીની બત્તીની પણ સેવા કરશે. તેણે રચેલી કવિતા અને સંગીતમાં પણ આ અગ્નિનો વાસ થશે ત્યારે લોકો અગ્નિને 'મંદાગ્નિ અથવા હૃદયાગ્નિ' એવું નામ આપશે. એમના મુખપર પણ આ અગ્નિ પ્રજળતો રહેશે, એનું નામ 'ઇર્ષાગ્નિ.'

"આ દેશી સાહેબો વાયુનું પણ ભક્ષણ કરશે, તેને તેઓ 'હવા ખાવા'નું નામ આપશે. ચંદ્રમા, આ દેશી સાહેબોના ઘરમાં તેમજ બહાર એમ બેઉ ઠેકાણે રહેશે. સૂર્ય આ દેશી સાહેબનાં ક્યારેય પણ દર્શન કરી શકશે નહિ ! આ દેશી સાહેબ અશ્વિની-

કુમારનીજ સેવા કરશે અને અશ્વિનીકુમારના મંદિરનું નામ 'તબેલો' એવું રાખશે.

"હે નરશ્રેષ્ઠ! જે કાવ્યરસથી દૂર દૂર રહેશે, શાસ્ત્રીય સંગીતનું જે શ્રાદ્ધ કરશે, નાનપણમાં વાંચી નાખેલાં પુસ્તકોના જોર ઉપર જે પોતાનું પાંડિત્ય ગજાવતા રહેશે, અને આવી સ્થિતિમાં પણ જે પોતાને પરમ જ્ઞાની સમજશે, તેજ દેશી સાહેબ થવાને યોગ્ય કહેવાશે!

"કાવ્ય બનાવવામાં કીડી જેટલી પણ ગતિ ન હોવા છતાં, જે 'કવિ અને કવિતા' એ વિષયપર મોટાં મોટાં ભાષણો આપશે, જે પોતાને સર્વજ્ઞ અને અભ્રાંત સમજશે તે પણ ખુદ સ્વદેશી સાહેબ કહેવાશે.

"રૂપમાં જે કાર્તિકેયના કનિષ્ઠ બંધુ, ગુણમાં જે નિર્ગુણ પદાર્થ, કર્મને વિષે જે જડભરત અને વાણીને વિષે જે વાચાળ હશે, એજ દેશી સાહેબ!

"વ્રત ઉપવ્રતમાં જે શિવરાત્રિ પાળશે, ગૃહિણીનો પસારો થતાં-જ જે દિવાળી કરશે, ઉપપત્નીની મરજી સાચવવા જે હોળી કરશે અને માંસ–અન્નના લોભથી જે દશેરા કરશે, તેજ દેશી સાહેબ કહેવાય તે.

"ગમનાગમન માટે જે વિચિત્ર રથનો ઉપયોગ કરશે, સૂવાને માટે જે સાધારણ ઘર શોભશે, પીવાને માટે જે દ્રાક્ષાસવથી ચલાવી લેશે, અને ખાવા માટે જે દીટ વિનાનાં સફેદ ફળ (ડુંગળી) ખાશે, તેજ ખરા દેશી સાહેબ.

"મહાદેવ પ્રમાણે જેને માદક પદાર્થ પ્રિય હશે, બ્રહ્મદેવ પ્રમાણે પ્રજોત્પાદન જેને બહુ પ્રિય હશે અને વિષ્ણુ પ્રમાણે જેને લીલા પ્રિય હશે તેજ ખરા દેશી સાહેબ કહેવાય તે!

"હે કુરુકુળભૂષણ જનમેજય! ઘણી બાબતોમાં આ દેશી સાહેબો ભગવાન વિષ્ણુને મળતા રહેશે! શ્રીવિષ્ણુ પ્રમાણે આને ત્યાં પણ લક્ષ્મી અને સરસ્વતી સેવા કરશે. શ્રીવિષ્ણુ પ્રમાણે આ પણ અનંતશય્યાશાયી રહેશે. શ્રીવિષ્ણુ પ્રમાણે આના પણ દશ અવતાર થશે. જેવા કે કારકુન, માસ્તર, સંપાદક વકીલ, મુત્સદ્દી ન્યાયાધીશ, અધ્યક્ષ, કાઉન્સિલર, ઑનરેબલ અને નિષ્કર્મ–(બેકાર). શ્રી વિષ્ણુ પ્રમાણે આ પણ દશે અવતારમાં અસુરોનો નાશ કરશે. કારકુન થઇને ચોરીમોરીનો નાશ કરશે, માસ્તર થઇને વિદ્યાર્થીની બુદ્ધિનો, સંપાદક થઇને રાષ્ટ્ર આબરૂનો ધ્વંસ કરશે વકીલ થઇને પક્ષકારોનો, મુત્સદ્દી બની સાર્વજનિક ફંડોનો, અને ન્યાયાધીશ થઇને ન્યાયનો નાશ કરશે. અધ્યક્ષ થઇને સૌજન્યનો, કાઉન્સિલર થઇને જનતાના વિશ્વાસનો, ઑનરેબલ થઇને પોતાની દાનતનો અને નિષ્કર્મા-વસ્થામાં પોતાના ઘરબારનો સંહાર કરશે!

"હે રાજન્! બીજી એક વાત કહું છું તે સાંભળ. મનમાં

એકગણું હશે, તે દશગણું બોલી બતાવશે, સોગણું લખી કાઢશે અને વાદવિવાદને વખતે હજારગણું પણ કરી બતાવશે. તેજ દેશી સાહેબ ! તેવીજ રીતે જેનું બળ હાથમાં એકગણું, મુખમાં દશગણું, પીઠપર સોગણું અને પ્રસંગ આવે હજાર લાખ ગણું, (એકડા વિનાનું !) એજ દેશી સાહેબ કહેવાશે.

"બાલ્યવયમાં જેની બુદ્ધિમત્તા પુસ્તકોમાં દેખાઈ આવશે, તારુણ્યમાં જેની બુદ્ધિમત્તા મદ્યપાન વગેરેમાં દેખાઈ આવશે અને વૃદ્ધાવસ્થામાં જેની બુદ્ધિમત્તા ગૃહિણી પાસે દેખાઈ આવશે, તેજ દેશી સાહેબ કહેવાશે.

"જેના ઇષ્ટદેવતા અંગ્રેજ, જેના ગુરુ બ્રાહ્મધર્મવેત્તા, જેના વેદ 'એંગ્લો ઇંડીઅન વર્તમાનપત્રો,' જેનાં તીર્થસ્થાન નાટયમંદિરો, એવા દેશી સાહેબો કલિયુગને વિષે નિર્માણ થશે.

"પાદરી પાસે જે ખ્રિસ્તી, સમાજીસ્ટ પાસે જે બ્રાહ્મ, પિતા પાસે જે હિંદુ અને ગોરપુરોહિત પાસે જે નાસ્તિક તેજ દેશી સાહેબ (જે કહેવાય તે.)

"જે પોતાને ઘેર પાણી પીએ છે, દોસ્તને ઘેર જે દારૂ પીએ છે, વેશ્યાને ઘેર જે ગાળો ખાય છે, અને સાહેબને બંગલે પટાવાળાને હાથે જે ધક્કા પામે છે તેજ ખરા દેશી સાહેબ !

નાહતી વખતે ટબ ન હોય તો જેને કંટાળો આવે છે, જમતી વખતે ચમચા કાંટા ન હોય તો જેને પોતાની આંગળીઓનો તિરસ્કાર આવે છે, અને બોલતી વખતે જેને પોતાની માતૃભાષાનો પણ તિરસ્કાર આવે છે, તેજ દેશી સાહેબ.

"જેની બધી હુંશીઆરી ફક્ત પોશાકમાંજ દેખાઈ આવે છે, જે પોતાની બધી હુંશીઆરી નોકરીની ઉમેદવારી કરવામાંજ વાપરી નાખે છે, જેની ભક્તિ પત્ની અને ઉપપત્ની પાસેજ દેખાઈ આવે છે, અને સદ્ગ્રંથવાંચનનો જે તિરસ્કાર બતાવે છે, તેજ દેશી સાહેબ (જે છે તે.)"

વૈશંપાયન ઉવાચઃ–"હે રાજન્ ! જે દેશી સાહેબોની કથા મેં તને કહી તેવા દેશી સાહેબો, આપણા ભારતવર્ષના ઉદ્ધારને માટે પણ પ્રયત્ન કરશે. બહુજ બડબડ કરવું, બુદ્ધિભેદ કરવો, એશઆરામ છોડવો નહિ, પોતાના સ્વાર્થને વળગી રહેવું; આવા આવા ભગીરથ યત્નો કરીને આ દેશી સાહેબો આપણા ભારતવર્ષનો ઉદ્ધાર કરશે !"

આ કથા સાંભળીને જનમેજય બોલ્યાઃ–"હે ઋષિવર્ય ! આ દેશી સાહેબોની કથા સાંભળીને હું બહુ પ્રસન્ન થયો છું, હવે કોઈ એવીજ એકાદી કથા કહો."

("વીસમી સદી"ના એક અંકમાં લેખકઃ–રા. કાંતિલાલ છોટાલાલ મહેતા.)

# ૩—પારસમણિ

વૃંદાવનમાં યમુનાને તીરે સનાતન નામનો એક સાધુ રહેતો હતો. આખો દિવસ હરિનામ સિવાય એને મુખેથી બીજું કશું નીકળતુંજ નહિ. બળતા બપોર હોય, કડકડતી ટાઢ હોય કે ધોધમાર વરસાદ હોય પણ સનાતનને તો હરિનામ વિના બીજું કંઈજ નહિ. એના સંગીઓમાં એક નાનું હરણ, મેના–પોપટ અને ખિસ્કોલીઓ. ભકતો જે ખાવાનું મૂકી જાય તેમાંથી પોતે આ સૌ મિત્રોને ખવડાવે. એક દિવસ નમતા બપોરે એક ગરીબ અને દુઃખી બ્રાહ્મણ સાધુ પાસે આવ્યો. નમસ્કાર કર્યા ને સાધુએ આશિષ આપી.

સનાતને પૂછયું "ભૂદેવ! કયાંથી પધારો છો?"

બ્રાહ્મણે નમ્રપણે કહ્યું "દેવ! બર્દવાન જીલ્લાના મનાકર ગામનો રહેવાસી છું. મારૂં નામ જીવન છે. મારા જેવો અભાગી જગતમાં બીજો કોઇ નહિ હોય."

સનાતને પોતાના કમંડલમાંથી ઠંડુ પાણી આપ્યું અને કહ્યું કે "ભાઈ! આ જલપાન કરી શાંત થઈ તારી વાત નિરાંતે કહે."

પરસેવાથી રેબઝેબ થઇ ગયેલો અને તડકામાં બળું બળું થઈ ગયેલો બ્રાહ્મણ યમુનાનું શીતળ જળ પીને જરા શાંત થયો. ફાટી તૂટી ધોતીવડે પરસેવો લૂછયો અને બોલ્યોઃ—

"ભગવન્! પહેલાં અમારા કુળની ખૂબ કીર્તિ હતી. યજ્ઞયાગમાં અમારા વિના ચાલતું નહિ. અમારી ખાનદાનીની સુવાસ દૂર દૂર સુધી હતી; પણ સુખ કંઇ હમેશાં ઓછું ટકી રહે છે! તડકો અને છાંયાની પેડે સુખદુઃખ આવે છે અને જાય છે. અમારી લક્ષ્મીએ પગલાં કર્યાં, જમીનજાગીર રાજાએ ઝુંટવી લીધી અને અમે ગરીબ થઈ ગયા. ગરીબાઇએ અમારૂં જ્ઞાન દાબી દીધું. અને જ્ઞાનવિના અમે કદ્રૂપા દેખાવા માંડ્યા. જે યજ્ઞમાં અમારા વિના ચાલતું નહિ, ત્યાં અમને જવાનીય મુશ્કેલી. મોટું ઘર છોડીને એક ઝુંપડીમાં વાસ કરવો પડયો અને ભીખ માગીને પેટના ખાડા પૂરવા પડ્યા. કોઈ કોઈ દિવસ તો ભૂખના કડાકા પણ થતા. પછી તો આખરે નિરાધારના આધાર એવા મહાદેવની ઉપાસના શરૂ કરી. એક મધરાતે શિવજી પ્રસન્ન થયા અને મને વરદાન માગવા કહ્યું. મેં કહ્યું કે "ભગવાન! તમે તો મારી મનકામના જાણો છો." એટલે ગંગાધરે હસીને કહ્યું "જા, યમુનાતટપર વૃંદાવનમાં સનાતન ગોસ્વામી નામના સાધુજન વસે છે. તે પરમ વૈષ્ણવ છે. એમને પ્રસન્ન કરીશ એટલે તારા હૃદયની ઈચ્છા સંપૂર્ણ થશે." એટલું કહીને ચંદ્રશેખર અદશ્ય થઈ ગયા. એટલે મહારાજ! હું આપના શરણમાં આવ્યો છું. મારૂં દુઃખ દૂર કરો અને હું ધનવાન બની પાછો સુખી થાઉં એવું કંઈ કરો."

સનાતનની પાસે ફૂટી બદામ પણ નહોતી. જે કંઇ હતું તે બધું આ યમુનાના વહેતા જળમાં પધરાવ્યું હતું, એટલે સહેજ ચિંતા કરવા લાગ્યો કે, બ્રાહ્મણને શું આપું? પણ એટલામાં અચાનક યાદ આવ્યું કે, એક દિવસ યમુનાની રેતીમાંથી એક પારસમણિ જડયો હતો અને એને કોઇ ઠેકાણે દાટયો હતો. જગ્યા યાદ આવી અને સાધુએ બ્રાહ્મણને એ પારસ ત્યાંથી ખોદી લાવવા કહ્યું.

બ્રાહ્મણ તો દોડયો દોડયો ગયો અને ખોદીને પારસમણિ કાઢી લાગ્યો. પોતાના જમણા હાથમાં લોખંડનું એક માદળીઉં બાંધ્યું હતું, તેને લગાડતાંજ એ સોનાનું બની ગયું. બ્રાહ્મણના આનંદનો પારજ ન રહ્યો. સાધુને પણ આનંદ થયો અને બ્રાહ્મણને આશિષ આપી. બ્રાહ્મણે નાહીને પોતાને ગામ જવાનો સંકલ્પ કર્યો.

આખા દિવસના થાકેલા સૂર્યનારાયણ પશ્ચિમમાં ઉતરતા હતા અને એમનાં છેલ્લાં વિવિધરંગી કિરણો યમુનાના પાણી સાથે સંતાકુકડી રમતાં હતાં. પાણીમાં જેમ તરંગો ઉઠતા હતા, તેમ બ્રાહ્મણના મનમાં પણ તરંગો ઉઠવા માંડયા. એને વિચાર થયો કે, જે પારસમણિથી આ સાધુનું દુઃખ દૂર થઇ જાય તે પારસમણિ જરા પણ સંકોચ કે દલીલ વિના આ સાધુ મને કેમ આપી દે છે? એની પાસે એવું શું હશે કે જેનાથી એ સુખ અને આનંદમાં રહેતો હશે? આવા આવા તો કેટલાય તરંગો ઉઠયા અને શમી ગયા. નાહીને બ્રાહ્મણ તો આવ્યો સાધુ પાસે. પગમાં પડયો અને આંસુથી સાધુ મહારાજના પગ ધોયા. ગદ્ગદ્ કંઠે તે બોલ્યો કે "મહારાજ! જેનાથી આપનું દારિદ્ય નાશ પામે અને ધનવાન થઇ સુખી બનો એવો આ પારસમણિ તમે મને કેમ આપી દો છો? બીજું તમારી પાસે એવું કયું ધન છે, કે જેનાથી તમે આવી ગરીબ અવસ્થામાં પણ સુખ અને આનંદ માણી શકો છો?"

સનાતન સમજી ગયો. બ્રાહ્મણના અંતરમાં સૂકા જ્ઞાનને બદલે પ્રેમ અને ભક્તિના અંકુર ફૂટતા. સાધુએ કહ્યું "ભાઈ! આ પારસમણિ એ કંઇ સાચું ધન નથી. સોનું, ચાંદી, રૂપું, નીલમ, માણેક, મોતી એ બધુંય એવું ધન નથી કે જેનાથી આ જીવન સુધરે અને જેને માટે આ માનવ અવતાર મળ્યો છે તે સાર્થક થાય. સાચું ધન તો એક 'હરિનામ' છે. એના રટનથી આ ભવ સુધરે છે અને એ પરમ પિતાના દર્શનનું સુભાગ્ય મળી અવતાર ધન્ય બને છે.

'હરિનામ'ના મંત્રથી બ્રાહ્મણના હૃદયમાં કંઇ અવનવી પ્રભા પ્રગટી અને એણે પેલો પારસમણિ યમુનાના ધસમસતા પ્રવાહમાં નાખી દીધો.

સનાતનને પગે લાગી આશિષ લઇ બ્રાહ્મણ 'હરિનામ'નો સાચો પારસમણિ લઇ ઘેર ગયો.

(નવેમ્બર-૧૯૨૯ના "પુસ્તકાલય"માં લેખકઃ-શ્રી કિસનસિંહ ચાવડા.)

# ૪—બહાદૂર યુવાન વૉશિંગ્ટન

ઈ. સ. ૧૭૫૦ ની સાલની વાત છે.

અમેરિકાના વર્જિનીઆ પ્રાંતના એક જંગલમાં મોજણીદારોની નાની મંડળી ભોજન કરવા બેઠી હતી. એકાએક એક બાઇની ચીસ સંભળાઈ. સફાળા ઉઠીને સૌ ધાયા. એમણે જોયું કે, નદીકાંઠે કેટલાંક માણસોએ એક બાઇને મહામહેનતે પકડી રાખી હતી, ને દુઃખી બાઈ છૂટવાનાં ફાંફાં મારતી હતી. બાઇનો દીકરો નદીમાં ડૂબી ગયો હતો. શોકથી ગાંડી બનેલી બાઈ નદીમાં પડતું મૂકશે એવા ભયથી પેલા લોકો એને છોડતા નહોતા.

બાઇએ એક પળ નવાં આવેલાં માણસો તરફ જોયું. અઢારેક વર્ષના એક જુવાન તરફ જોઇને એ બોલી "ભાઈ! મને છોડાવો. મારા દીકરાને બચાવો."

જુવાને નદી તરફ જોયું ને બીજીજ પળે પોતાનો કોટ ઉતારી એ કૂદ્યો.

પ્રવાહનો વેગ વધારે હતો. ડૂબતો છોકરો દૂરના વિકટ વમળ—પ્રવાહમાં ઘસડાયો હતો. તેને બહાર કાઢવાનું કામ કઠણ હતું.

સૌ પેલા તરુણ તરફ જોઇ રહ્યાં.

× × × ×

જ્યાં કોઇ કદી હોડીમાં બેસીનેય જઈ શકતું નહોતું તેવા વિકટ સ્થળે તે તરુણ જઈ પહોંચ્યો ને હિંમતથી પેલા છોકરાને પકડવા-નો પ્રયત્ન કરવા લાગ્યો. બે ત્રણ વાર એ ન ફાવ્યો; પણ છેવટ એણે છોકરાને પકડી લીધો.

પણ આગળ એક નાનો વેગભર્યો ધોધ હતો, તે તરફ બન્ને ઘસડાયા.

જોનારાઓએ બેયની આશા મૂકી દીધી.

પણ ત્યાં તો ધોધની નીચેના પ્રવાહમાં એમણે બન્નેને ફરીથી જોયા. છોકરાને લઇને તરુણ હવે કિનારે નીકળવા મથતો હતો.

મહામહેનતે તરુણ ફાવ્યો. થોડી વાર પછી એ કિનારા તરફ છીછરા પાણીમાં આવી પહોંચ્યો.

દોડીને પેલાં માણસો ત્યાં જઈ પહોંચ્યાં, ને એમણે બન્નેને કિનારે આણ્યા. છોકરો બચ્યો.

પેલી સ્ત્રીએ અને સૌએ તરુણની હિંમતનાં ખૂબ વખાણ કર્યાં.

એ તરુણ તે અમેરિકાનો પ્રખ્યાત જ્યૉર્જ વૉશિંગ્ટન.

("બાલમિત્ર"ના એક અંકમાંથી)

# ५–एक साचाबोलो चोर

ઘણાં વર્ષ પહેલાંની વાત છે. એક માણસ બહુ ગરીબ હતો. પેટ ભરીને ખાવા પણ ન મળે. એમ કરતાં બિચારો ભૂખ્યો રહેવા લાગ્યો, એટલે ચોરી કરવા મંડયો; પણ ચોરી કરવી ગમે નહિ, તેથી એક ફકીરની સલાહ લેવા ગયો.

ફકીરે કહ્યું–જૂઠું બોલવાની ટેવ છોડી દે. જો તું હમેશાં સાચું બોલીશ તો તને કંઇ દુઃખ નહિ પડે.

ચોરે કહ્યું—પણ મેં બહુ પાપ કર્યાં છે, તેથી મારૂં શું થશે?

ફકીરે ફરીથી કહ્યું–બેટા! હમેશાં સાચું બોલજે અને બીજી ચિંતા કરીશ માં.

ચોર તો સાચું બોલવાનો ઠરાવ કરીને ચાલ્યો ગયો. કેટલાક દિવસ પછી ભાઈશાબ તો રાજાના મહેલમાં ચોરી કરવા પેઠા. તે દિવસે રાજા સાહેબ પણ વેશ બદલીને રાત્રે ફરવા નીકળેલા. રસ્તામાં રાજા અને ચોરનો ભેટો થયો અને બંને વાતો કરવા લાગ્યા.

રાજાએ ચોરને પૂછ્યું–તમે કયાં જાઓ છો?

ચોરભાઇથી જૂઠું તો બોલાય તેમ નહોતું, એટલે તેણે જવાબ દીધો "રાજાના મહેલમાંથી હીરામાણેક ચોરવા જાઉં છું."

રાજા–ચાલો, હું પણ સાથે આવું.

પછી તો બંને સાથે સાથે ચાલ્યા. તેઓએ એવો ઠરાવ કર્યો કે, ચોરીનો માલ બંનેએ અર્ધોઅર્ધ વહેંચી લેવો. રાજમહેલે પહોંચતાં ચોર અંદર ઘૂસ્યો અને રાજાજી બહાર ઉભા રહ્યા.

ચોરે બહુ મહેનત કરીને એક પેટી ઉઘાડી, તો અંદરથી ત્રણ રત્નહાર નીકળ્યા. એક હાર પેટીમાં રહેવા દઇને બાકીના બે હાર લઇને ચોર બહાર આવ્યો. એક હાર રાજાને આપ્યો અને કહ્યું:– હતા તો આવા ત્રણ હાર, પણ આપણને ભાગ પાડવામાં હરકત ન પડે માટે બેજ લાવ્યો છું.

બીજે દિવસે રાજાએ ખજાનચીને પૂછ્યું:–ઘરેણાંની પેટી કોઇએ ઉઘાડી લાગે છે. જુઓ તો, બધું ચોરાઈ ગયું કે કાંઇ રહ્યું છે?

ખજાનચી જઇને જુએ છે, તો ઘરેણાંની પેટી ઉઘાડી અને અંદરથી બે હાર ગુમ. ખજાનચીના મનમાં લોભ લાગ્યો. એણે તો ત્રીજો હાર હતો તે સંતાડી દઈ રાજાને કહ્યું–બધા હાર ચોરાઈ ગયા.

ખજાનચીની જૂઠી વાત સાંભળીને રાજાને એવી રીસ ચઢી કે તેને નોકરીમાંથી કાઢી મૂક્યો અને પેલા સાચાબોલા ચોરને તેને બદલે ખજાનચી બનાવ્યો.

( નવેમ્બર–૧૯૨૯ના "પુસ્તકાલયમાં"નો "બાલસખા"નો લેખ )

# ૬–काळी मा ने गधाभाइ

શિવપુર મોટું શહેર છે. ગરીબ, પૈસાદાર, ઉંચ, નીચ–બધા લોક ત્યાં રહે છે. ગામબહાર એક સુંદર મોટું તળાવ છે. તેમાં બારે મહિના પાણી ભર્યું રહે છે. ઉનાળામાં તડકા તપે ને બીજાં બધાં નદીનાળાં સૂકાઇ જાય ત્યારે પણ તળાવ તો ભર્યું હોય. તળાવની પાળે ઝાડોની ઘટા અને પડખેજ આંબાવાડીઉં, એટલે ગોરા લોકોના તંબુ પણ ત્યાંજ નખાય.

એક દિવસ બપોર થવા આવ્યા હતા તે વખતે ભગલા ધોબી-નો ગધેડો પાણી પીવા તળાવે આવ્યો. પાણીબાણી પીને ગધાભાઇ જરા આળોટયા. એટલામાં જગુ મહારાજની કાળી ગાય ઝાડને છાંયડે બેઠેલી દેખાઇ. ગધાભાઇને મનમાં થયું કે ઘણા દિવસથી કાળી મા દેખાયાં નથી, તો ચાલને સમાચાર પૂછું, નહિ તો વળી એનો સ્વભાવ રીસાળ છે તેથી મનમાં ખોટું લગાડશે.

કાળીની પાસે આવીને ગધાભાઇએ માથું નમાવી નમસ્કાર કર્યા અને નમ્રતાથી પૂછ્યું–"માતાજી! આપ તો આજકાલ દેખાતાંજ નથી? તબિયત તો ઠીક છે ને?"

કાળીએ પોતાનું બાંડું પૂછડું હલાવીને ગધાને બેસવાનો ઇશારો કર્યો, એક ભારે નિસાસો મૂકયો અને બોલી કે "દીકરા! મારી ખબર પૂછવી તને ભલી સાંભરી? તને કયાંથી ખબર પડે કે આ માણસજાત મારી નાતવાળાંને કેવાં હેરાન કરે છે?"

ગધાભાઇએ ધીમે ધીમે ભૂંકતાં કહ્યું–"માફ કરો, મા! ગધેડા-ની નાની બુદ્ધિ તમ જેવાં મોટાંની વાત કયાંથી સમજે? જરા ચોખ્ખી વાત કરો તો સમજ પડે."

કાળી મા બોલ્યાં–"હવે તો હું મારી જાતવાળાંઓને કહેવાની છું કે, બસ હડતાળ પાડો. તે વિના આ મનુષ્યલોકોની આંખ નહિ ઉઘડે. પછી તો અમે જેમ નચાવશું તેમ એ નાચશે."

ગધાભાઇ તો હસી પડયા અને બોલ્યા–"ખરી વાત છે. હોય મા! હરતાલ લગાડશો તો તમે પણ પીળાં બની જશો. પછી તમને 'કાળી' કહીને કોઇ નહિ ખીજવે. અને પછી માણસની સભામાં તમે પાછલા પગ ઉછાળી નાચશો ત્યારે તો બસ જોવા જેવું થશે. જગુ મહારાજ તો લળી લળીને સલામો કરશે. તમે ભૂલી ગયાં? તે દિ મારા શેઠને ત્યાં એક કાળવો છોકરો મોઢે હરતાલ ભૂંસીને નાચ્યો'તો ત્યારે નાનાં મોટાં બધાંય કેવાં લટ્ટુ બની ગયાં'તાં!

ગધાની વાત સાંભળી કાળીને તો ખૂબ રીસ ચઢી. ખીજાઇને તે બોલી–"તું તો નર્યો ગધેડોજ રહ્યો! તારા જેવી જાડી અક્કલ તો

કોઈ ઢોરમાં પણ ના હોય ! હું મારું દુઃખ ગાઇ રહી છું, ત્યાં તને નાચ ગમ્મત સૂઝે છે.”

ગધાભાઈ તો ભોંઠા પડી ગયા. બિચારાએ બહુ ગરીબાઇથી માફી માગીને કહ્યું–“માજી ! જ્યારે આદમીની અક્કલ બહેર મારી જાય છે ત્યારે લોકો તેને પણ ‘ગધેડો’ કહે છે. તો પછી હું તો જન્મથીજ ગધેડો છું. મારી તો જેટલી ભૂલ થાય એટલી થોડી.”

ગધાની ગરીબાઇ જોઇ કાળીમા મનમાં ખુશી થયાં અને કહ્યું– “જો, તને ખબર નથી કે આ માણસ લોક અમારી ઉપર કેટલો અન્યાય કરે છે ! તેમનો જુલમ દિવસે દિવસે વધતોજ જાય છે તેથી તો હુ રાતદિ ચિંતા કરૂં છું અને તેમાંથી છૂટવાનો ઉપાય શોધું છું.”

વળી ગધાભાઈથી મૂંગા ન રહેવાયું. એટલે વચમાં બોલી ઉઠયા–“ પણ તમને એટલું બધું દુઃખ દેવાનું કારણ શું ? મારી અકકલમાં તો કાંઇ કારણ સમજાતું નથી.”

કાળીએ ઉત્તર આપ્યો–‘બેટા ! માણસ તો બહુ મતલબી છે. પોતાના સ્વાર્થ માટે એ તો બધુંય કરે. હજી સવાર તો પડયું ન હોય ત્યાં જગુ મહારાજ મને બાંધે; મારી વાછડી દૂધ પીવા ટળવળતી હોય એની તો કાંઇ દરકાર નહિ. બધું દૂધ પોતાનાં છોકરાં માટે નીચોવી લે. પોતાનાં બચ્ચાંનું આવું દુઃખ કોઈ મા સાંખી રહે ખરી કે ? મારી મરજી ન હોય તોપણ મારૂં દૂધ દોહી લેવાનો કોઇને હક હોયજ શેનો ? પણ સાંભળવું છે કોને ? હું મરૂં કે મારૂં બચ્ચું મરે, એને પીડા થોડીજ છે ? કયારેક તો એવી રીસ ચઢે કે દોહવા બેસે ત્યારે દૂધના વાસણને એક બે લાતો લગાવી દઉં; તોય ન માને તો પછી પૂંછડાની ઝાપટો મારૂં, છતાં હાંસલમાં ઉલટી બે ચાર ડોંસાપાટુ ખાવી પડે અને દૂધ તો બધુંય લઈ લે.”

વળી ગધાભાઇએ વચમાં પૂછયું–‘પણ માજી–’

કાળીએ ખીજાઇને કહ્યું–“ વાત પૂરી થયા પહેલાં વચ્ચે બોલી ઉઠતાં તારા જેવા ગધાએ પણ શરમાવું જોઇએ, સમજ્યો ?”

ગધો શરમાઇને બોલ્યો–“મારી ભૂલ થઇ, માફ કરો ! હવે તમારી વાત પૂરી ન થાય ત્યાંસુધી બોલીશજ નહિ.”

કાળી–“હં તો ડાહ્યો. જો, મેં ધાર્યું છે કે એ નિર્દય માણસોની મારે તો સેવા નજ કરવી, પણ મારી જાતવાળાને પણ ન કરવા દેવી. પછી જુઓ તો ખરા, દૂધ–ઘી કયાંથી લાવશે ? તારી શું સલાહ છે ?”

ગધાએ ઉત્તર આપ્યો–“ માજી ! મેં હરતાલની જરા વાત કરી તો તમને દુઃખ લાગ્યું. તેથી હવે બીજી વખત સલાહ આપતાં મને બીક લાગે છે; તોપણ તમે પૂછો છો ત્યારે કહ્યા વગર કાંઈ છૂટકો છે ? તમે જાણો તો છો, કે અમારી જાતવાળાના વિચારો

બીજાના કરતાં છેક ઉંધા હોય છે. એટલે ન ગમે તો માફ કરજો. દૂધ-ઘી આપીને તમે માણસો ઉપર બહુજ ઉપકાર કરો છો એ વાતની કયો ગધેડો ના પાડી શકે? પણ તેના બદલામાં બિચારાં માણસો તમારી ચાકરી તો કરે છે. તમને લીલું ઘાસ લાવી આપે છે. ટાઢતડકામાં રહેવા માટે ઘર આપે છે, માંદાં પડો તો ચાકરી કરે છે, કોઇની મોલાત ચરી ખાઓ અને ખેડુત મારવા દોડે તો તમારું રક્ષણ કરે છે. એવાં તો તમારાં ઘણાં કામ માણસો કરે છે. અમને ગધેડાંને તો ન કોઇ ખાવા આપે, ન કોઇ દવાદારૂ કરે, ન કોઈ રક્ષણ કરે અને વગર કામે ઘેર જઇએ તો ડફણાં મારીને હાંકી મૂકે. તમે બોલો એટલે ખાવાપીવા મળે, અમે ભૂલેચૂકે બોલીએ તો મોઢા ઉપર માર મળે. તમે આ બધી વાતનો વિચાર તો કરી જુઓ!"

કાળી તો ગધાભાઇના મોઢા સામું જોઇ રહી. તેના મનમાં થયું કે "માણસો કહે છે કે ગધેડાની અક્કલ બહુ બોદી હોય છે, એટલે તેનાથી કોઇને શિખામણ દેવાય નહિ; પણ ગધાભાઇએ આજ જે કહ્યું તે તો તદ્દન ખરું છે."

કાળી માએ હડતાળનો વિચાર માંડી વાળ્યો.

("બાળસખા" માર્ચ-૧૯૨૮માંથી)

# ૭–झारशाहीना विनाशनुं एक करुण दृश्य

[**સ્થળ**:-સેંટ પીટર્સબર્ગમાંનો ઝારનો રાજમહેલ. **સમય**:-૧૯૧૭ નો કડકડતો શિયાળો. **પાત્રો**:-ઝાર, ઝરીના, રાસ્પુટીન, મહામંત્રી, મંત્રી, દરવાન, ચિંથરે-હાલ સ્ત્રીઓ અને બળવાખોરો વગેરે.]

( શિયાળાના અજોડ ઠંડીમાં રશિયાનું આખુંય માનવકુળ થરથરી રહ્યું છે. શાહી મહેલાતમાં ઝરીના કંપતી બેઠી છે. ઘણાંયે અશુભ દૃશ્યો તેની આંખ આગળ તરવરી રહ્યાં છે. )

**ઝરીના**—(રાસ્પુટીન પ્રત્યે) ગુરુદેવ! ઓ, ગુરુદેવ! કોણ જાણે કેમ, પણ મારા અંગમાં આગ સળગે છે. વિનાશ તો નથી આવતોને? ગુરુદેવ! ઓ, ગુરુદેવ! મને આજકાલ અશુભ સ્વપ્નો કેમ આવે છે?

**રાસ્પુટીન**—(બેદરકારીથી) ઘેલછા! ભ્રમણા! હું ક્યારનોયે જાણતો બેઠો છું કે, કાળબળે તો અનેક સમ્રાજ્ઞીઓને પણ કંપાવી છે, પણ રશિયાના રાજકુટુંબને ઝડપી લેવા જેવું આપણી સામેનું કાળબળ સાહસિક નથી. હું કહું છું કે, તમે નિશ્ચિંત બનો!

**ઝરીના**—(વધુ કંપતી) વિનાશ, વિનાશ! ગુરુદેવ! મને તો આપણો વિનાશ વિજળીની ઝડપથી સમીપ આવતો જણાય છે.

(ઝરીનાની આંખમાંથી ચોધાર આંસુ વહે છે; કરુણ ડૂસકાંઓ ભરતી તે લવવા લાગે છે) સાંભળો, સાંભળો ! કોણ છે એ ? અરે ! આપણા વિનાશની નોબત કોણ ગગડાવે છે ? બચાવો, ગુરુદેવ ! આપનું નામ સાર્થક કરો !

(ઝરીના ધરતીપર ઢળી પડે છે; રાસ્પુટીન સ્તબ્ધ બને છે; બારણું ઉઘડે છે; ઝાર પ્રવેશ કરે છે.)

**ઝાર**—ગુરુદેવ ! મામલો વીફરતો જણાય છે. અરે ! આજે તો કુદરત પણ આપણો સામનો કરવા ખડી થઈ લાગે છે ! કહે છે કે, ૭૯ ડીગ્રી જેટલો બરફ તો પડી ચૂકયો છે !

(દરવાન ઉતાવળો ઉતાવળો પ્રવેશ કરે છે)

**દરવાન**—નામદાર ! મહામંત્રી અંદર આવવાની આજ્ઞા ઇચ્છે છે.

**ઝાર**—(રાસ્પુટીન પ્રત્યે) જુઓ, ગુરુદેવ ! સનાનના નવા સમાચાર આવ્યા લાગ્યા છે ! (દરવાન પ્રત્યે) મહામંત્રીને અંદર આવવાની આજ્ઞા આપ.

(મહામંત્રી પ્રવેશ કરે છે)

**મહામંત્રી**—નામદાર ! આજનો શિયાળો તો ગજબનાક જણાય છે. સમાચાર આવ્યા છે કે, બારસો એન્જીનો ઠરી ગયાં છે; સત્તાવન હજાર માલગાડાંઓ નકામાં બન્યાં છે !

(શ્વાસભેર ઝરીનાનો ખાનગી મંત્રી દાખલ થાય છે)

**મંત્રી**—(મહામંત્રીપ્રત્યે) સાહેબ ! લોટવાળાઓ પોકાર કરે છે ! બધો માલ જયાંનો ત્યાં અટકી પડયો છે. આખા શહેરમાં એક હજાર પૌંડ પણ ભાગ્યેજ હશે !

**ઝાર**—(આફત ભૂલીને અને મૂળસ્વભાવપર આવીને) નશીબ લોકોનાં ! કહો સૌને કે, આભ આડે હાથ દેવાની તો જગતના કોઇ પણ સમ્રાટ્‌ની સત્તા નથી !

(મારો ! કાપો ! લૂંટો ! લૂંટો !—હડતાલિયાઓના આવા અનેકવિધ પોકરો દૂરથી પાસે આવતા સંભળાય છે. ઝરીના સફાળી બેઠી થાય છે.)

**ઝરીના**—કયાં ગયા ગુરુદેવ ? શું છે? કોણ છે ? આપણા વિનાશના ડંકાઓ કોણ વગાડે છે ?

**રાસ્પુટીન**—(શાંતિથી) ધીરજ ધરો ! આ કાળ કાયમનો નથી. સૂરજના તાપમાં જેમ બરફ પીગળશે, તેમ ખોરાકની ગરમી મળતાં આ પોકારો આપોઆપજ પીગળી જશે !

**મુખ્ય મંત્રી**—(સહેજ ઉશ્કેરાઇને) ખરી વાત; પણ આજે તો 'સમય'નો સવાલ આવી ઉભો છે. સૂરજ કયારે ઉગશે ? ખોરાક કયારે મળશે ?

(કેડપર બાળકો લટકાવીને, કોઇ પણ પ્રકારના વિધિ સિવાય

ચાર પાંચ ચીંથરેહાલ સ્ત્રીઓ ઝારની મહેલાતમાં વીફરેલી વાઘણોની પેઠે એકાએક પ્રવેશ કરે છે; ક્ષણવારમાં ઝારની મહેલાતમાં આ સ્ત્રીઓનું દારુણ રુદન સંભળાય છે; બાળકોની કીકિયારીઓ ઉઠે છે; સૌ સ્તબ્ધ બને છે.)

**પહેલી સ્ત્રી**—(રુદન માંડ માંડ થોભાવી) રાજા ! ઝાર ! અમને લૂંટીને તેં ઘણો વખત મોજ માણી ! આજે અમારી પાસે કણનો એક દાણોયે નથી ! ચાલ, ખાવાનું આપ !

(ઝારની જીભ સીવાઈ જાય છે.)

**મુખ્ય મંત્રી**—બાઈ! શાં......ત......

**બીજી સ્ત્રી**—(મુખ્ય મંત્રીને વચમાંથી અટકાવીને ગુસ્સામાં) ચૂપ રહે, બદમાસ ! ઝારશાહીના તારા જેવા અધિકારીઓએ અમારૂં લોહી આજસુધી ઘણું પીધું છે.

**ત્રીજી સ્ત્રી**—લુચ્ચાઓ ! તમારા જેવાને પાપે તો આજે તો કુદરત પણ રૂઠી ચૂકી છે !

**ચોથી સ્ત્રી**—હરામખોરો ! તમારે પાપે અમે પણ ડૂબીએ છીએ !

**ઝાર**—(અતિશય ક્રોધાવેશમાં) કોણ છે બહાર ? દરવાન ! આ બાઇઓને બહાર કાઢ !

**પહેલી સ્ત્રી**—ઘણું થયું ઝાર ! મોતને બારણે બેઠેલીઓને બહાર કાઢનારા દરવાનો રશિયાની રમણીઓએ હજુ જણવા રહ્યા છે !

**મંત્રી**—(ઝારના કાનમાં) નામદાર ! આ નાગણોને આજે છેડવામાં માલ નથી. જુઓ, પણે આગના ભડકા દેખાય છે. (બળતી દુકાનોમાંથી આકાશમાં ઉડતા તણખાઓ પ્રત્યે આંગળી ચીંધે છે)

(પોલીસના બે અધિકારીઓ સૌના ગભરાટ વચ્ચે પ્રવેશ કરે છે)

**પહેલો અધિકારી**-(ઝાર પ્રત્યે) નામદાર ! ઠેરઠેર હડતાલ પડી છે. ભૂખ્યાં માણસો વરૂઓની પેઠે ખાવા ધાય છે. દુકાનો લૂંટાય છે. મકાનોમાં આગ જલાવાય છે. ખુલ્લો બળવો ફાટી પડવાને, મને લાગે છે કે હવે ઘડીઓ ગણાય છે !

**બીજો અધિકારી**—અને નામદાર ! આખું પોલીસખાતું પણ વીફરી બેઠું છે ! બંદૂકોમાંથી લાકડી જેટલાં બળ પણ વણસી ગયાં છે; દારૂખાનાં હવાઈ ગયાં છે; સૌ કોઇ રશિયામાં આ ભૂખ ઉભી કરનારાઓને ભરખી જવા ઈચ્છે છે !

('ઝારશાહીનો નાશ કરો !' 'સ્વાર્થી અધિકારીઓને ઠાર કરો !' 'મારો !' 'કાપો !'—આવી અનેક બૂમો ઝારના આંગણામાં સંભળાય છે. ઝરીના ઝરૂખા ભણી જાય છે; પણ ઝબકીને પાછી ફરે છે.)

**ઝરીના**—બચાવો, બચાવો ! સેતાનો આવી ચઢયા છે ! ગુરુદેવ ! આ વરૂઓને કોણે છૂટા મૂકયા છે ?

**બધી સ્ત્રીઓ**—(એકસાથે) સત્યાનાશ જજો ઝારશાહીનું !

ઘણું જીવજો બળવાખોરો !

(સીતમગરનું છેલ્લું 'સન્માન' કરવાને ખડી થયેલી રશિયાની જનશક્તિ પાસે આવે છે: બહારના મેદાનમાં બળવાખોરોના નાદ ગાજે છે; એકસામટા સેંકડો પીસ્તોલોના અવાજ થાય છે; જનશક્તિનો રુદ્રાવતાર થઈ ચૂકયો લાગે છે; ઝારની મહેલાતપર ગોળીઓ છૂટે છે; ઝરૂખામાં બળતા અંગારાઓ ફેંકાય છે; સૌ જ્યાં ત્યાં સંતાઇ જવા નાસી જાય છે; તાજના તેજવિનાના ઓરડામાં ભૂખેમરતી ચીંથરેહાલ સ્ત્રીઓનું ભયંકર હાસ્ય ગાજી રહે છે.)

(પડદો પડે છે)

રશિયાના બળવાનાં મંગળાચરણો આ રીતે મંડાયેલાં જોયા પછી ઝારશાહીની વચ્ચે વસતા બ્રિટિશ એલચીએ પોતાની નોંધપોથીમાં લખ્યું હતું કેઃ—

**ઝારનો મહાનાશ રશિયાની જનતા વચ્ચેથી ઉભો થાય છે તેના કરતાં એ મહાનાશ આકાશમાંથી ઉતર્યો હોત તો ઝાર અને તેનું કુટુંબ ભાગ્યશાળી ગણાત !**

("મુંબઇ સમાચાર"ના સં. ૧૯૮૬ ના દીપોત્સવી અંકમાં
લેખકઃ—"એક રાષ્ટ્રવાદી")

# ૮—ज्वाळामुखीना शिखरे बेठेलुं जगत

ધર્મશાસ્ત્ર અને ઈતિહાસ કહે છે કે, દંભ અને કૃત્રિમતા વધતાં જાય, એ પડતી દશાની નિશાની છે. કૃત્રિમતાનો પગપેસારો થશે એટલે માણસજાત ખરાને જાણ્યે–અજાણ્યે છોડી દઇ ખોટાને શરણે જશે; દંભી થશે એટલે કે પોતે નહિ હોય તેવા થવાનો ડોળ કરી અનેક પ્રકારનાં નાટકો અને લીલાઓ કરશે, ભવાઇઓ ભજવશે. "બ્રાહ્મણસત્તાના ઉદયની સાથે સાથેજ જ્ઞાનરૂપી સંસ્કૃતિના પ્રથમ યુગનો આરંભ થયો; ત્યારે પાશવ પ્રકૃતિ ઉપર દૈવી પ્રકૃતિનો, અને જડપદાર્થ ઉપર ચેતનનો પહેલવહેલો વિજય જોવામાં આવ્યો. એ શોધનું માન પુરોહિતોને હોવાની" સ્વામી વિવેકાનંદની માન્યતા છે. પરંતુ આ જગતનો સૂક્ષ્મજગત સાથે સમાગમ કરાવી આપનાર, મનુષ્યને ઈશ્વરનો સંદેશો પહોંચાડનાર, રાજાપ્રજાને સાંધનાર માફક ઉભા રહેનાર; અને એકંદરે આત્મબલિદાન, તીવ્ર વૈરાગ્ય અને જ્ઞાનવિદ્યાના ભંડારવડે—નિષ્કામ કર્મયોગના આચરણયુક્ત લોકકલ્યાણ સાધનારા તે પ્રાતઃસ્મરણીય પુરુષોને પંથે ચાલનારા સંપ્રદાયમાં આજે શિથિલતા આવવાથીજ દેશને જે વખતે ધર્મશાસ્ત્રોનાં પવિત્ર ફરમાનોના મૂળ હેતુવાળા

ખરા અને વિશાળ અર્થોવડેના આચરણની જરૂર છે, તે વખતે સંકુચિત અર્થવડે સમાજને રૂંધવાનો પ્રયત્ન થતો હોવાનું કહી તે સામે બળવો જગાડવાના સાધનતરીકે પાશ્ચાત્ય સામ્યવાદને આગળ ધરી આર્ય પ્રજાને બુદ્ધિભેદવડે ઉશ્કેરવાનો એક વર્ગ તરફથી માર્ગ લેવાઇ રહેલો છે. પરંતુ આ માર્ગ કેટલે દરજ્જે આવકારલાયક છે ? એ પ્રશ્ન કંઈ આજે નવીન સ્વરૂપમાં રજુ કરાતો નથી; તેમજ સમાજ પાસે જે કેટલાક વિકટ પ્રશ્નો પડેલા છે તે પણ કંઇ નવીન રીતે રજુ કરાતા નથી. લોકજીવન રૂંધાતું જાય છે, મુડીવાદીઓનો દોર અને કેટલાક રાજાઓનો જુલ્માટ વધતો જાય છે, તેની સાથે ગરીબાઇ અને ભૂખમરો પણ વધતો જાય છે. પરિણામે નિઃશસ્ત્ર પરાધીન આર્યપ્રજા ફક્ત મરવાના આળસેજ જીવે છે, એ વાતનો સ્વીકાર કરવા છતાંયે પ્રશ્ન ઉભો રહે છે કે, આ ગંભીર પ્રશ્નોનું નિવારણ શું પાશ્ચાત્ય સામ્યવાદના હથિયારથીજ થઈ શકવાનું છે કે ?

એમના સામ્યવાદનું હથિયાર એ લોકોને મન કદાચ પહેલામાં પહેલી શોધનું હશે; અને કેટલાક હિંદીઓ આ શાસ્ત્રને અમોઘ માનતા પણ હશે. પરંતુ ઇતિહાસ કહે છે કે, આ હથિયાર જગત-જૂનું છે. ફ્રાન્સ અને જર્મન મહાનુભાવોના પહેલાં ગ્રીસ તત્ત્વજ્ઞાની એરિસ્ટોટલે ( ઇ. સ. પૂર્વે ૨૦૦ ) 'મનુષ્યે એકબીજા સાથે કેવી રીતે વર્તવું" તે કહેલ છે. આની ૧૦૦ વર્ષ પહેલાં ચીનના તત્ત્વ-જ્ઞાની કૉન્ફ્યુસ્યસે પણ કહેલ છે; જ્યારે આ સમયના કરતાં પણ ઘણાં ઘણાં વર્ષો પહેલાં ગીતા અને ઉપનિષદોમાં નિષ્કામ કર્મ-યોગના સામ્યવાદનો ઉપદેશ કરાયલો છે. ફક્ત દેશકાળપરત્વે સાધનમાં અને ભાવનામાં તફાવત રહેલો છે. આમ હોવાથી એ નજરે સમા-લોચનાની જરૂરીઆત રહે છે, અને તેથી આ નમ્ર પ્રયાસ કરાયો છે. આ લેખમાં શ્રી. રાઘવેન્દ્ર, લો. મા. તિલક, સ્વામી વિવેકાનંદ, સ્વામી રામતીર્થ વગેરેના વિચારોનો છૂટથી ઉપયોગ કરવા બદલ હું સૌનો ઉપકાર માનું છું.

## ૧–હિંદના શાસ્ત્રીય સામ્યવાદના સંસ્થાપક

૧–આ સામ્યવાદનું મૂળ વેદો અને ઉપનિષદો છે; અને તેનું દોહન કરી પુનઃસંસ્થાપન કરનાર ભગવાન શ્રીકૃષ્ણ છે.

૨–આના મુખ્ય ગ્રંથો વેદો, ઉપનિષદો અને ગીતા છે.

૩–આ સામ્યવાદ સર્વવ્યાપી સચ્ચિદાનંદસ્વરૂપ પરબ્રહ્મના આધારપર સ્થિત છે.

૪–આ સામ્યવાદનું આચરણ કરવા માટે માણસજાતને પોતાની બુદ્ધિ શુદ્ધ અને સ્થિર કરવી પડે છે. અહીં સંન્યાસ નહિ પણ લોક-સંગ્રહના સામ્યવાદને સ્થાન છે. "લોકસંગ્રહ"–લોકોનો સંગ્રહ કરવો

એટલે તેમનો એકત્ર સંબંધ કરી પ્રેમની પરસ્પરની અનુકૂળતાથી જે સામર્થ્ય ઉત્પન્ન થાય છે તે સામર્થ્ય તેમનામાં આવે તેવી રીતે તેમનું પાલનપોષણ અથવા નિયમન કરવું: અને તે દ્વારા તેમની સુસ્થિતિ કાયમ રાખી તેમને શ્રેયઃપ્રાપ્તિના માર્ગ ઉપર લઇ આવવા.

૫–આ સામ્યવાદનું આચરણ વસિષ્ઠ, જનક, નારદ, દધીચી, વ્યાસ, અર્જુન, ધર્મ, વિદુર, શુકદેવ આદિ મહાપુરુષોએ પ્રાચીન સમયમાં અને અર્વાચીન સમયમાં તુલસીદાસ, ચૈતન્ય મહાપ્રભુ, નાનક, કબીર, મીરાંબાઇ, તુકારામ, રામદાસ સ્વામી, રોહિદાસ, જ્ઞાનેશ્વર, *તિરુવલ્લુવર, એકનાથ, નરસિંહ મહેતા વગેરે પુરુષોએ કરેલ છે.

૬–આ સામ્યવાદ પ્રાપ્ત કરવા માટે શ્રદ્ધા અને ભક્તિની જરૂર છે.

૭–આ સામ્યવાદમાં ઇશ્વરભક્તિની પ્રાપ્તિ માટે નિર્ગુણ સગુણની પૂજા, નિષ્કામ કર્મ, જ્ઞાન આદિ સાધન માનવામાં આવે છે.

૮–આમાં 'આત્મૌપમ્ય'—પોતાના જેવોજ વ્યવહાર બીજાની સાથે કરવાની બુદ્ધિ ફક્ત મનુષ્યજાત સુધીજ પરિમિત રહે છે એવું નથી; બલ્કે મનુષ્યેતર અન્ય જીવપ્રાણીમાત્ર પ્રતિ "આત્મવત્" એટલે કે ઇશ્વરભાવથી સમદૃષ્ટિ રાખવાનું કર્તવ્ય મનાય છે.

૯–આ સામ્યવાદમાં માતા, પિતા, ગુરુ, અતિથિ આદિનું ઘણુંજ ઉચ્ચ સ્થાન છે.

૧૦–આ સામ્યવાદમાં શત્રુ અને મિત્રમાં સમભાવ રહે છે. સમયપર આવશ્યકતાનુસાર સમાજનો વિધ્વંસ કરવાવાળા પુરુષનો વધ પણ કરી શકાય છે; પરંતુ બદલો લેવાની દૃષ્ટિએ નહિ. આમાં અન્યાયીના અન્યાયકાર્ય તરફ ઘૃણા છે, પણ તે વ્યક્તિ તરફ નહિ.

૧૧–આ સામ્યવાદ હૃદયમાં સ્થિર થઇ ગયા પછી કોની સાથે કેવો વ્યવહાર કરવો એ શીખવા માટે કોઇ બીજાની આવશ્યકતા રહેતી નથી. સ્વયં હૃદયમાંથી એવી સ્ફૂર્તિ ઉત્પન્ન થતી રહે છે, કે જેનાથી મનુષ્ય સહજસ્વભાવથીજ અન્યની સાથે સમતા, ન્યાય તથા પ્રેમપૂર્વક વ્યવહાર કરે છે.

૧૨–આ સામ્યવાદમાં મનુષ્યના આત્મવિકાસનો આરંભ કુટુંબ-જીવનથીજ શરૂ થાય છે, કે જે આગળ વધી વધીને સંપૂર્ણ વિશ્વને પોતાનું કુટુંબ સમજે છે.

**"यस्तु सर्वाणि भूतानि आत्मन्येवानुपश्यति। सर्वभूतेषु चात्मानं ततो न विजुगुप्सते ॥"..............."सर्वं भूतस्थमात्मानं सर्व भूतानि चात्मनि"........અને "वसुधैव कुटुम्बकम्"**

૧૩–આ સામ્યવાદના—"**धर्मसंस्थापनार्थाय**" તરીકે પુનઃ પ્રવર્તક શ્રીકૃષ્ણ—શ્રીગોપાલ પોતાના અનુયાયી પરિશ્રમશીલ ગોપ-

* આ મહાપુરુષનો સદુપદેશ જે "તામીલ વેદ" નામથી ઓળખાય છે તે પણ આ સંસ્થા તરફથી નીકળશે.

ગોપીઓના પ્રેમમાં તલ્લીન રહેલા હતા.

૧૪–આ સામ્યવાદમાં શરીરની અને બુદ્ધિની મહેનત કરવાવાળાઓનું સ્થાન છે; તેમજ આધ્યાત્મિક પરિશ્રમ કરવાવાળાઓને માટે પણ સુંદર સ્થાન છે.

૧૫–આ સામ્યવાદ ગરીબ–દીન–હીન અવસ્થામાં પડેલા લોકોની ભક્તિ–સેવા કરવાનું કહે છે.

૧૬–આ સામ્યવાદના અનુયાયી સમાજને સુપ્રતિષ્ઠિત કરવાને માટે પરિશ્રમ, સહિષ્ણુતા, પરસ્પર સહયોગ આદિ ગુણોથી યુક્ત વ્યવહાર કરવાનું આવશ્યક સમજે છે; અને વધુમાં આર્થિક સમતા સુદૃઢ રાખવાને માટે ચાર આશ્રમોની વ્યવસ્થા છે. દુર્ભાગ્યવશાત્ આ પ્રથા ઝેરી વંટોળીઆના સપાટામાં ફસાઇ પડેલી છે. આ આશ્રમોમાં ધનત્યાગને પ્રથમ સ્થાન હોવાથી સમાજમાં ધનથી ઉત્પન્ન થનારૂં વૈષમ્ય પોતાની મેળેજ મટી જાય છે.

૧૭–આ સામ્યવાદનું ધ્યેય આજથી હજારો વર્ષો પહેલાં નક્કી થયેલું છે, કે જે પરંપરાનું મૂળ શાંતિ, પરમશાંતિ, આત્માની પરમપ્રસન્નતા અથવા આત્માની પરમાત્મામાં સ્થિતિ છે. આ પરમધ્યેયની પ્રાપ્તિથી મનુષ્યજાતિ કેવળ સ્વરાજ્ય સિદ્ધ કરી શકશે, એટલુંજ નહિ બલ્કે એના ચરણમાં જગતની તમામ શક્તિઓ દાસી બનીને રહેશે; અને આ સામ્યવાદીજ સંસારભરમાં પ્રિય થઇ પડશે. સ્વામી રામતીર્થના શબ્દોમાં કહીએ તો એજ ત્રણે લોકનો બાદશાહ બની જશે.

૧૮–આ સામ્યવાદ વર્તમાન સમયમાં અસંગઠિત અને છિન્ન-ભિન્ન છે, જેને લઇને અનંત શક્તિ છતાંયે દુર્બળ સ્થિતિમાં દેખાય છે.

૧૯–આ સામ્યવાદને પ્રાચીન ઋષિઓના શબ્દોમાં "દૈવી સંપત્તિનો સામ્યવાદ" કહેવાય.

૨૦–આ સામ્યવાદ "અધ્યાત્મવાદી સામ્યવાદ" કહેવાય.

૨૧–ઉપનિષદોના દોહનરૂપ ગીતાનો આ સામ્યવાદ (**ममत्वबुद्धि**) ના સંસ્કાર ભારતવાસીઓ—આર્યપ્રજાની રગેરગમાં ભરેલા છે; કેમકે આર્ય પ્રજાનો આ આદર્શ હજારો વર્ષોનો છે; તેથી ભિન્ન દેશનો આદર્શ આર્ય પ્રજાને માટે કેવો અને કેટલો કલ્યાણકારક થશે, એ વાતપર ખૂબ વિચાર કરવાનો રહે છે.

× × × ×

૨૨–આ સામ્યવાદ સનાતન જગતજૂના તત્ત્વસમૂહ ઉપર પ્રતિષ્ઠિત થયેલ હોવાથી આ સામ્યવાદને ઐતિહાસિક આપઘાતનો જરાયે ભય નથી. આ સામ્યવાદનાં સત્યો અમુક મહાપુરુષે અથવા અમુક અવતારી પુરુષે પ્રકટ કર્યાં છે માટેજ તે આપણને સર્વમાન્ય હોવાં જોઇએ એવું કશું નથી. શ્રીકૃષ્ણનાં વચનવડે વેદને આધાર

મળતો નથી; પણ શ્રીકૃષ્ણે જે સનાતન સત્ય પ્રકટ કર્યાં છે તે વેદનું અનુસરણ કરે છે માટેજ તે સનાતન છે.

૨૩–આ સામ્યવાદમાં વાણિજ્યવૃત્તિને બિલકુલ સ્થાન નથી. આમાં તો ચોખ્ખો પડકાર છે કે, કર્મ કરવા પૂરતોજ તારો અધિકાર છે. ફળ "મળવું ન મળવું–એ કદી પણ તારા અધિકારની એટલે તાબાની વાત" નથી. તું કર્મફળમાં હેતુવાળો માં થા. તારી ઇચ્છા અકર્મમાં કર્મ ન "કરવામાં હો."

૨૪–આ સામ્યવાદનો પારકી સ્ત્રીને મા–બહેન સમાન સમજી, પરાયા ધનમાં જરા જેટલી પણ આકાંક્ષા રાખ્યા વિના, આત્મવત્ સર્વ ભૂતોને સમજી—કોઇની સામે ધિક્કારની લાગણી રાખ્યા વિના આનંદથી જીવવાનો મુખ્ય સિદ્ધાંત છે. સદા સર્વદા મન પ્રસન્ન રહે તો શ્રીમંત કોણ અને દરિદ્રી કોણ ? આ સામ્યવાદમાં "બળવા"–ને સંપૂર્ણ સ્થાન છે; પરંતુ તે ઇંદ્રિયો સામે મનોનિગ્રહ માટે—સ્થિતપ્રજ્ઞની સિદ્ધ માટે.

૨૫–સ્વતંત્રતા, સમાનતા અને બંધુભાવનો શાસ્ત્રીય ધ્વજ હિંદમાં ફરકતો હોવાનું કહેવા છતાં દલિતવર્ગને ઘોર અન્યાય થઈ રહેલો છે. ઉચ્ચ અને નીચ જાતિ વચ્ચેની લડાઈ હજી ચાલુજ છે. આ અન્યાય દૂર થવા આ સામ્યવાદના સિદ્ધાંતનું આચરણ કરવા-વાળા મહાત્માઓ હાલને સમયે વધે, એ અતિશય જરૂરનું છે.

૨૬–આ સામ્યવાદમાં સ્ત્રીજાતિનું ઉંચામાં ઉંચું સ્થાન છે. સ્ત્રી વિના કોઈ પવિત્ર કાર્યની પૂર્ણાહુતિને સ્થાન નથી. અત્યારે જે કંઇ દોષ જણાય તેમાં સુધારોવધારો કરવાને સમાજ લડત ચલાવી રહેલ છે. ઇચ્છિત પરિણામ આવતાંસુધીમાં સમય સમયનું કામ કર્યે જશે.

૨૭–આ સામ્યવાદના પાયામાંજ ધર્મને મુખ્ય સ્થાન છે. ધર્મ-વિનાનું જીવતર પશુસમાન છે.

૨૮–આ સામ્યવાદમાં ભૂત–પ્રાણીમાત્રના હિતાવહ સિદ્ધાંતવાળા અર્થશાસ્ત્રને મુખ્ય સ્થાન છે, જેથી ગરીબાઇ અને ભૂખમરો ઓછો થતાં પ્રજામાં ચેતન અને સ્વાતંત્ર્યનો જુસ્સો આવે છે. વહેમ અને અજ્ઞાનતા દૂર થાય છે. નિડરપણે વિચાર બાંધી શકે તેવાં સ્ત્રીપુરુષો ઉત્પન્ન થાય છે.

૨૯–આ સામ્યવાદમાં ઈશ્વરને પરંપરાનું સ્થાન છે, જેથી એકલશૂરાપણું ન રહેતાં સમત્વભાવ રહે છે. સામ્યબુદ્ધિ એજ સદ્વર્તનનું ખરૂં બીજ હોવાથી તેનાવડેજ તમામમાં ઈશ્વરભાવ રાખી શકે છે. આ બુદ્ધિ સુધી પહોંચવા માટે કુલાભિમાન, જાત્ય-ભિમાન, ધર્માભિમાન અને દેશાભિમાન એ નીસરણી છે.

૩૦–આ સામ્યવાદમાં જેનું અન્ન ખાધું તેની સામે હથિયાર લેવાનું ભયંકર પાપરૂપ મનાય છે અને એને નીમકહરામ કહેવાય

છે; કેમકે સદસદ્વિવેચનશક્તિ એ સામાન્ય બુદ્ધિથી કોઇ નિરાળીજ ઈશ્વરદત્ત શક્તિ છે, એ મતને અહીં સ્થાન છે.

૩૧–આ સામ્યવાદમાં "સૌ પોતપોતાની યોગ્યતા પ્રમાણે પોતપોતાનાં સાંસારિક કર્તવ્યો લોકસંગ્રહને માટે નિષ્કામ બુદ્ધિથી આત્મૌપમ્ય દૃષ્ટિવડે અને ઉત્સાહવડે જીવે ત્યાંસુધી કરતા રહે અને તે દ્વારા પિંડ બ્રહ્માંડમાં, ભૂતમાત્રમાં એકરૂપે ભરેલ નિત્ય જે પરમાત્મા દેવતા તેનું હરહમેશ ભજન કરતો રહે તેમાંજ સૌનું– આ લોકનું અને પરલોકનું—કલ્યાણ છે. એવી પરમશ્રેષ્ઠ ભાવના છે.

**૨–પાશ્ચાત્ય વર્તમાન સામ્યવાદપ્રવર્તક**

૧–આ સામ્યવાદના પ્રવર્તક ફ્રાન્સના રૂસો અને વોલ્ટર, તથા જર્મનીના કાર્લ માકર્સ છે.

૨–આનાં મુખ્ય પુસ્તકો "કેપીટલ" અને અર્થશાસ્ત્રને લગતાં બીજાં થોડાંક છે.

૩–આ સામ્યવાદ આર્થિક સમાનતાના આધારપર સ્થિત છે.

૪–આ સામ્યવાદનું આચરણ શાસનભયથી કરાવાય છે. આમાં લોકસંગ્રહનું અનુકરણ છે ખરૂં, પણ સામ્યબુદ્ધિના ભાવના સાત્ત્વિક નહિ પરંતુ તામસી હોય છે. કેમકે નિષ્કામ કર્મયોગનો અહીં અભાવ છે.

૫–આ સામ્યવાદનો ફેલાવો કરવાનું કામ લેનિન, સ્ટેલિન, ટ્રોટસ્કી આદિ પુરુષોએ કરેલ છે અને બીજા થોડાક બુદ્ધિભેદવડે કરી રહેલ છે.

૬–આ સામ્યવાદમાં ઈશ્વરભક્તિનું અને શ્રદ્ધાનું ખંડન કરાય છે, છતાંયે લેનિન અને માકર્સની સેંકડો મૂર્તિઓને ઉપદેશસ્થાનપર રખાય છે. એટલે અહીં પણ શ્રદ્ધા અને ભક્તિને સ્થાન તો છેજ.

૭–આ સામ્યવાદમાં પણ મૂર્તિપૂજા તો છેજ, અને તેથી તો લેનિન અને માકર્સની મૂર્તિઓનું સ્થાપન થયા કરે છે; પરંતુ એમાં ઈશ્વરભાવ નથી. આંખે નહિ દેખવાથી ઈશ્વરને નહિ માનનારા કાર્લ માકર્સ, રૂસો અને વોલ્ટરને જોઇ શકયા છે કે ?

૮–આ સામ્યવાદની સમતા મનુષ્યમાંજ સીમાબદ્ધ છે; અને તે પણ ફક્ત પરિશ્રમી સ્ત્રીપુરુષો સુધીજ છે. અધિકાંશમાં આર્થિક સમતા જળવાઈ રહે એ દૃષ્ટિ પ્રાધાન્યપણે રહે છે.

૯–આ સામ્યવાદમાં કૌટુંબિક જીવન ન હોવાથી માતા કોણ છે ? એનું બાળકને જ્ઞાન થવું પણ મુસ્કેલ છે. આજે રૂશિયામાં હજારો બાળકો અનાથતરીકે રખડયા કરે છે, અને તેથી તો રૂશિયાની હાલની સરકારને આ વિકટ પ્રશ્ન ચિંતાનો વિષય થઈ પડયો છે.

૧૦–આ સામ્યવાદમાં શત્રુને કેવળ મારી નાખવાનુંજ ફક્ત કર્તવ્ય સમજાય છે, એટલુંજ નહિ પરંતુ તેના તરફ ઘૃણા

પણ કરાય છે; કેમકે આમાં બુદ્ધિની અપેક્ષાએ બહારની તમામ પરિસ્થિતિનેજ અનેક પ્રકારથી અધિક મહત્ત્વ અપાય છે.

૧૧—આ સામ્યવાદમાં આર્થિક સમતાજ સામ્યવાદની મૂળ ભીતિ હોવાથી સામ્યવાદી વિશેષે કરીને પોતાની ઈચ્છા વિરુદ્ધ આત્માપર દબાણુ કરીને એવું અવ્યવહારૂ વર્તન કરે છે, કે જેને લીધે આ સામ્યવાદ ક્યારે પ્રત્યક્ષ વિષમવાદ થઈ જશે એનો નિશ્ચય આજ ખુદ સામ્યવાદીઓને પોતાનેજ નથી. આજનો સામ્યવાદી સ્ટેલિન બીજા સામ્યવાદી ટ્રોટ્સ્કીને એક સામાન્ય—નહિ જેવા—મતભેદને લીધે ભયંકર દંડ દઇ સતાવી રહેલ છે.

૧૨—આ સામ્યવાદમાં કુટુંબજીવનને માટે જરા જેટલું પણ સ્થાન નથી. એકદમ "राष्ट्र" છે અને તે રાષ્ટ્ર પણ કેવળ પરિશ્રમી સ્ત્રીપુરુષોમાંજ મર્યાદિત છે, એની બહાર નહિ. આવો વિચાર માનવજાતિ સુધીજ વધવાનો છે. પરંતુ પછી શું ? એનો કશોયે નિશ્ચય નથી.

૧૩—આ સામ્યવાદના પ્રવર્તક મહાશય માર્ક્સ વગેરે પરિશ્રમ કરનાર સ્ત્રીપુરુષોમાં મસ્ત હતા.

૧૪—આ સામ્યવાદમાં કેવળ શારીરિક અને બૌદ્ધિક પરિશ્રમી—મહેનતુ માણસોને સ્થાન છે, જ્યારે આધ્યાત્મિક પુરુષોને બીલકુલ સ્થાન નથી, બલ્કે તેમના પ્રત્યે સર્વથા તિરસ્કાર બતાવવામાં આવે છે.

૧૫—આ સામ્યવાદ પણ ગરીબ દીન હીન અવસ્થામાં પડેલા લોકોનો ભક્ત છે; ભાવમાં અવશ્ય ભેદ છે.

૧૬—આ સામ્યવાદમાં પરિશ્રમ, પરસ્પર સહયોગવડે વ્યવહાર કરવાનું આવશ્યક સમજાય છે; પરંતુ આ સામ્યવાદ હજી બાલ્યાવસ્થામાં હોવાથી આમાં સમાજને સ્થિર રાખવાનો નિયમ નક્કી થઈ શકેલ નથી, અને જે કંઈ બનેલ છે તે પણ પ્રયોગાવસ્થામાં હોવાથી અલ્પકાળમાં ફેરબદલી થયા કરે છે. જેમકે કેટલાક દિવસો પહેલાં લગ્નપ્રથા નિયમવિનાની હતી; પણ હાલમાં એના માટે બાર નિયમ બનાવેલા છે. (આમ છતાંયે હિંદુસ્થાનમાં તો લગ્નપ્રથા સામે બંડ ઉઠાવનારાઓએ દરેક વર્ણ માટે છૂટાછેડાનો કાયદો પસાર કરાવવાની અતિશય જરૂર છે, એ માન્યતાના ભક્તો વધતા જાય છે.)

૧૭—આ સામ્યવાદનું અંતિમ ધ્યેય શું છે એ હજીસુધી નિશ્ચિત થયેલું નથી. હાલને માટે તો સામ્રાજ્યવાદને દફનાવવા-પૂરતુંજ એનું ધ્યેય છે; કેમકે સમાજ અને શાસકોના અત્યાચારથી પીડિત ભિન્નભિન્ન દેશોના તથા ભારતવર્ષના નવયુવકોના મનમાં આ સામ્રાજ્યવિઘાતક સામ્યવાદ તરફ આકર્ષણ થાય એ સ્વાભાવિક છે, જે કેટલેક અંશે ન્યાયસંગત પણ છે, એમ કેટલાકોનું માનવું છે.

૧૮–આ સામ્યવાદ નવીન, સુસંગઠિત અને નિયંત્રિત છે, જેને લઇને આની પરિમિત શક્તિની વિશેષ સમજ પડતી જાય છે, એમ ઉપર ઉપરથી દેખાય છે.

૧૯–આ સામ્યવાદ પ્રાચીન ઋષિઓના શબ્દોમાં "આસુરી સંપત્તિનો સામ્યવાદ" કહી શકાય.

૨૦–આ સામ્યવાદ "જડવાદી સામ્યવાદ" કહેવાય.

૨૧–આ સામ્યવાદ રૂશિયન પ્રજા સન્મુખ હમણાં હમણાં રાખેલો છે એટલે કયાંસુધી સ્થિર રહેશે એ ભવિષ્ય હજી અંધારામાં છે–અનિશ્ચિત છે. કદાચિત્ સારી પેઠે આ આદર્શને નહિ અપનાવી શકાય તો બૌદ્ધધર્મની માફક થોડા દિવસોમાંજ એમાં પણ મહત્ત્વપૂર્ણ પરિવર્તન થઇને એ અધ્યાત્મવાદનો સ્વીકાર કરી લેશે.

* * * *

૨૨–આ સામ્યવાદ જગતજૂના તત્ત્વસમૂહ ઉપર પ્રતિષ્ઠિત થયેલ નથી એટલે ઐતિહાસિક આપઘાતનો ભય નથી, એમ કહેવામાં પૂરેપૂરૂં જોખમ છે. આ સામ્યવાદનાં તત્ત્વો સર્વમાન્ય થયેલ છે એવું નથી, તેમ સર્વમાન્ય થશે કે નહિ એ એક ગંભીર પ્રશ્ન છે. આ તત્ત્વોને અમુક વર્ગના સ્વાર્થપૂરતોજ ટેકો છે.

૨૩–આ સામ્યવાદમાં ચોખ્ખી વાણિજ્યવૃત્તિ છે, ચક્રવૃદ્ધિ વ્યાજ સાથે બદલો લેવાની આશ છે.

૨૪–આ સામ્યવાદમાં પારકી સ્ત્રીને મા–બહેન સમજવાનું અનુકૂળતા મુજબ સ્થાન છે, પણ પરાયા ધન માટે કયી વૃત્તિ છે એ તો 'સોશિયાલીઝમ'ના ઉપાસકોજ કહી શકે. આમ છતાં મુડીવાદ સામે ધિક્કાર છે, એ તદ્દન ખુલ્લી વાત છે. તેવીજ રાજા સામે ધિક્કારની, ધર્મ સામે ધિક્કારની અને ઈશ્વર સામે ધિક્કારની ભાવનાને પૂરેપૂરૂં સ્થાન છે. સમાનતાના ઉપદેશકોના આટઆટલા પ્રયાસો છતાંયે મુડી અને મજુરી વચ્ચેનો સંગ્રામ દુનિયાના તમામ દેશોમાં હજીયે હયાત છે. આ સામ્યવાદમાં બળવાને સ્થાન છે, પરંતુ તે પરોપકાર માટે કેટલે દરજ્જે છે ? એ ખૂબ વિચારવા જેવું છે.

૨૫–સ્વતંત્રતા, સમાનતા અને બંધુભાવનો ધ્વજ યૂરોપ ઉપર ફરકતો હોવાનું કહેવાય છે, છતાં હિંદી પ્રજા ગુલામીમાં શામાટે સડે છે ? અને લડાઇના ભણકારા હજીયે કાં સંભળાય છે ?

૨૬–આ સામ્યવાદમાં સ્ત્રીને કુલ સ્વતંત્રતા અપાઈ છે.

૨૭–આ સામ્યવાદને ધર્મ સાથે બિલકુલ લેવાદેવા નથી; એટલુંજ નહિ પરંતુ તાજેતરની વ્યાખ્યા પ્રમાણે તો ધર્મના પાલનથી માણસ પશુ બને છે. ધર્મ શબ્દમાં 'ધૃ' ધાતુ કેવળ કલ્પનામય હોવાનું કહેનારાઓ ભૂલી જાય છે કે, અંગ્રેજીમાં "પાછું બાંધવું" એવો થાય છે–અર્થાત્ ધર્મ એટલે જે આપણને આપણા મૂળ-

સ્થાને લઇ જઈ પહોંચાડે છે તે. જો આમ છે તો ધર્મપાલનથી માણુસ પશુ બને છે કે ધ્યેય સિદ્ધ કરી શકે છે ?

૨૮–આ સામ્યવાદમાં "ઓછામાં ઓછું આપો અને વધુમાં વધુ લ્યો" એ જૂના સિદ્ધાંત ઉપરાંત 'સોશિયાલીઝમ' ધનસમાનતા અને 'કૉમ્યુનીઝમ' તેમજ 'સોવિયટ'ને સ્થાન મળ્યું છે.

૨૯–આ સામ્યવાદમાં ઇશ્વર નામનું કોઇ પ્રાણી નથી. (છતાંયે એમ કહેનારાઓ "રક્ષ દેવ તું મહારાજા" જેવા સંગીત માટે મૌન છે. નામદાર શહેનશાહને આરામ થયા પછી પ્રભુપ્રાર્થનામાં ઇશ્વરનો સ્વીકાર થયો તે માટે મૌન છે અને "ખુદા" વિષે પણ તદ્દન મૌન છે... હાથીના ચાવવાના જૂદા અને દેખાડવાના જૂદા એવું તો નથી થતું ને ? ગાંધીજી, રવીંદ્રનાથ ટાગોર અને અરવિંદ ઘોષ ઉપર પ્રહાર કરનારાઓમાંથી કોઇ મેદાનમાં આવેલ છે કે ? ઇશ્વરને નહિ માનવાની વાતો કરનારા માલેક અને શેઠને ઇશ્વર કરતાં વધુ પૂજે છે.)

૩૦–આ સામ્યવાદમાં જેનું ખાય તેનું પણ નિકંદન કાઢવું એ ઉપદેશની પ્રણાલી દેખાય છે. ધનસમાનતા જાળવવા બીજો કોઇ માર્ગ આ પંથમાં મળી શકયો નથી, કેમકે સદસદ્વિવેકશકિત એ સામાન્ય બુદ્ધિથી કોઇ નિરાળીજ ઇશ્વરદત્ત શક્તિ છે. એ મતને અહીં સ્થાન નથી.

૩૧–આ સામ્યવાદમાં પરોપકાર, પરલોક, આત્મકલ્યાણ વગેરે સર્વ જૂઠું છે; અને આધ્યાત્મિક ધર્મશાસ્ત્ર લુચ્ચા લોકોએ પોતાનું પેટ ભરવા માટે લખેલું છે, આ જગતમાં ખરો માત્ર સ્વાર્થ છે. જે કૃત્યથી "ખાઓ, પીઓ અને મઝા કરો"નો સ્વાર્થ સિદ્ધ થાય અને જેથી આપણા પોતાના આધિભૌતિક સુખની અભિવૃદ્ધિ થાય તેજ ન્યાય, પ્રશસ્ત કિંવા શ્રેયસ્કર સમજવું જોઇએ" એવી આરાધના છે.

"અધ્યાત્મજ્ઞાનના પાયા ઉપર રચાયલું કર્મયોગશાસ્ત્ર સર્વને આમ કહે છે; અને આ બાબતમાં કર્મયોગશાસ્ત્ર બીજા દેશોના કોઈ પણ પ્રાચીન અથવા તો અર્વાચીન કર્મયોગશાસ્ત્રથી હારી જશે નહિ; એટલુંજ નહિ પણ સર્વને પોતાના પેટામાં સમાવી પરમેશ્વરની પેઠે દશ આંગળ બાકી રહેશે એવી અમારી (તિલકની) ખાત્રી છે."

## સોવિયટ સિદ્ધાંતનું પરિણામ

રીગા તા૦ ૮–૯–૨૯ નો તાર.

કામદારોમાં નિયમન સ્થાપવા અને કારખાનામાંથી વધુ માલ કાઢવા માટે સોવિયટ સત્તાવાળાઓએ એકજ માણસને એટલે ડીરેકટરને કુલ સત્તા અને જવાબદારી આપવાનો ઠરાવ કરેલો છે, જે સઘળા હક્ક અને જોખમદારી ધરાવશે. ડીરેકટરના હુકમ કામદારો માટે બંધનકર્તા ગણાશે અને હવે પછી કામદારોને વહીવટમાં માથું

મારવા દેવામાં આવશે નહિ. સઘળાં ખાતાંઓએ એકજ માણસના વહીવટનો નિયમ દાખલ કરી આ ધોરણ સ્વીકારી તેનો અમલ કરવો જોઇએ. આથી હુન્નરઉદ્યોગ જાગ્રત થવાની આશા રહે છે."

## ઉપસંહાર

જેમ તિરસ્કારવડે તિરસ્કારનો પરાભવ નહિ થઈ શકે, લોખંડી પંજાવડે સામ્રાજ્યની દિવાલો ચિરંજીવ નહિ રહી શકે, તેમ ધર્મ કે ઈશ્વર ઉપર ફાવે તેવા બકવાટના હુમલા કરવાથી સમાજનો સડો સાફ નહિ થઈ શકે. પરંતુ **"પ્રેમવડેજ વેરનો–સડાનો, અધર્મનો પરાજય કરી શકાશે. સત્ય અને ધર્મથી વર્તવાના સ્વભાવે ત્રૈલોક્યનું રાજ્ય મળશે."** એ મહાન સત્ય ભારતવર્ષમાં સૌથી પહેલી વાર ઇતિહાસસિદ્ધ થયેલું છે. "**सर्वभूतहिते रताः**" એ તદ્દન ખરૂં; પણ પ્રેમથી, દ્વેષથી નહિ. દુઃખનો સર્વને કંટાળો હોય છે અને સુખ સર્વને જોઇએ છીએ, પરંતુ ચોખ્ખું બેશરમ સ્વાર્થીપણું અને કેવળ પેટભરાવેડા જગતમાં નિંદાતા હોવાથી પ્રત્યેક સર્વ માનવજાતિ ઉપર પ્રેમ રાખી સદૈવ સર્વ લોકકલ્યાણ માટે શ્રમ કરવો એજ જગતમાં પરમધર્મ મનાયો છે. "જડવાદ અને તેની સાથે આવનારાં અનેક દુઃખોનો જડવાદવડે નિસ્તાર નહિ થાય. જ્યારે એક પ્રજાનું સૈન્ય બીજી પ્રજાના સૈન્યને "પોતાના બાહુબળવડે પરાજિત કરવાનો યત્ન કરે છે ત્યારે માનવજાતિ કેવળ ફાડી ખાનારાં પશુની અવસ્થાએજ ઉતરી જાય છે." સ્વામી વિવેકાનંદની આ વાણી આધુનિક યૂરોપીય વિગ્રહે સાચી પાડી છે. જડવાદપર રચાયલી સંસ્કૃતિનું બીજું કયું પરિણામ હોઇ શકે? અને હજીયે લડાઈના ભણકારા વાગી રહેલા છે. જેને સ્વાર્થનું બલિદાન આપવું નથી અને ફક્ત "ચઢ જા બેટા શૂળી પર" એ કહેવત પ્રમાણે પરોપકાર (?) કરવો છે તેવા પાશ્ચાત્ય સંસ્કૃતિના–જડવાદના–ઉપાસકો જેઓ સનાતન ધર્મની હજામત કરવાનો ધંધો લઇ બેઠેલા હોય તે સજ્જનો આપણી સંસ્કૃતિનો વધુ અભ્યાસ કરી અધર્મની હજામત કરવા પોતાની બુદ્ધિશક્તિનો ઉપયોગ કરશે તો દેશની, પ્રજાની અને સંસ્કૃતિની સાચી સેવા કરી ગણાશે. અને ત્યારેજ પોતે કૃતકૃત્ય થશે. જગતને જે વિષયની જરૂર છે તેની ગેરહાજરીમાં જગત વિનાશ તરફ ધસતું જાય છે. આગળ વધી રહેવાનું માનનારાઓ કેટલા પાછળ હઠતા જાય છે એનું ઉન્મત્ત દશામાં ભાન ભૂલી જવાયું છે. આવી વિષમ પરિસ્થિતિ વચ્ચે જગત અત્યારે જડવાદરૂપી જ્વાળામુખીના શિખરપર બેઠું છે તે જ્વાળામુખી મોટા ધડાકાની સાથે કોઈ પણ આવતી કાલેજ ફાટી નીકળે અને પ્રજાઓના ચૂરેચૂરા થઈ જાય તો આપણે અજાયબ થઇશું નહિ. ભારતનાં સંતાનોને પ્રાચીન આર્ય સંસ્કૃતિ શું આ પ્રલયકાળ સમા દાવાનળમાં-

થી નહિ બચાવે? પ્રત્યેક મનુષ્યે સર્વ જાતિ ઉપર પ્રેમ રાખી સદૈવ સર્વ લોકના કલ્યાણ માટે શ્રમ કરવો એજ આર્ય સંસ્કૃતિનો પરમધર્મ છે. દ્રાવિડી પ્રાણાયામની જરાયે જરૂર નહિ હોવાથી આ પરમધર્મનું સર્વાંગ પાલન કરવાની ભારતીય સંતાનોને પરમાત્મા યથાયોગ્ય બુદ્ધિશક્તિ આપો !

( "મુંબઈ સમાચાર"ના સં. ૧૯૮૬ના દીપોત્સવી અંકમાંથી. )

# ९–एक परोपकारमूर्ति गाय

શ્રીમદ્‌ભગવદ્‌ગીતાના નવમા અધ્યાયમાં ભગવાન પોતાના ભક્તોને કૉલ આપીને કહે છે કે, અતિશય દુરાચારી માણસ પણ મને ભજીને ધર્માત્મા થઈ શકે છે તથા શાંતિ પામે છે, અને 'પાપયોનિ' હોય એવાં પણ મારો આશ્રય લઈને 'પરાગતિ'ને પામે છે. આ 'પાપયોનિ'ની વ્યાખ્યા ગીતાજીમાં નથી આપી. એમાં ' સ્ત્રીઓ, વૈશ્ય અને શૂદ્રો ' આવી જાય, અથવા પશુપંખી આવી જાય એવા બે અભિપ્રાય છે. કયો અર્થ સાચો છે એ ચર્ચવાનું અહીં પ્રયોજન નથી; પણ 'પાપયોનિ'માં પશુપંખી આવતાં હોય તો આશ્ચર્ય નહિ; કારણ ગજેન્દ્ર આદિનો મોક્ષ સુપ્રસિદ્ધ છે. અને જો પશુઓમાં પ્રેમની શક્તિ હોય, અને ત્યાગની શક્તિ હોય—અને આપણે અનુભવે જાણીએ છીએ કે એ બંને શક્તિ તેમનામાં છે—તો તેમને 'પરાગતિ' મળવાનો સંભવ શા સારૂ ન હોય ? ગમે તેમ હોય, પણ બેંગલોર ડેરીની 'જીલ' નામની ગાય જેનું વર્ણન ગાંધીજીની બેંગલોરયાત્રા દરમિયાન બે વર્ષ ઉપર 'નવજીવન'માં કરવામાં આવ્યું હતું, તે પરોપકારી ગાયના અવસાનની નોંધ લેતાં આ વિચારો સહેજે આવે છે, અને એ ગોમાતાના જીવનનો વિચાર કરતાં એમ થાય છે કે, જો સાધુ અને પરોપકારી જીવન જીવવું એજ ઈશ્વરસ્મરણ હોય તો એ ગોમાતા અનેક નામધારી મનુષ્યો કરતાં 'પરાગતિ'ની વિશેષ અધિકારી હતી. બારમા અધ્યાયમાં ભગવાને પોતાના ભક્તનાં જે લક્ષણો ગણાવ્યાં છે તેમાં એક આ છે–**यस्मान्नोद्विजते लोको लोकान्नोद्विजते च यः ।** જેનાથી લોકો ઉદ્વેગ નથી પામતા, જે લોકોથી ઉદ્વેગ નથી પામતો; આ વચનમાં બેંગલોર ડેરીની વિદેહ ગોમાતાને વિષે અક્ષરશઃ સાચું હતું. જીવનમાં એણે કદી કોઈની સામે માથું નથી ઉગામ્યું, બાળકો સુખે એના આંચળ ખેંચે અને એના ઉપર બેસે. પૂનાની ખેતીવાડી કૉલેજના હસ્તલિખિત કૃષિવિજ્ઞાન માસિકના છેલ્લા અંકમાં ભાઈ નગીનભાઇ જાનીએ આ કરુણામૂર્તિ વિષે

એક લેખ લખ્યો છે. તેમાં આપેલી હકીકત ઉપરથી જણાશે કે, ઋદ્ધિસિદ્ધિની જનની ગાયને ગોમાતાતરીકે પૂજવામાં કેટલું રહસ્ય રહેલું છે, કેટલી કૃતજ્ઞતા રહેલી છે. ગોમાતાના પૂજારીઓ કહેવાતા આપણે માટે તો આજે એ કરુણામૂર્તિજ રહી છે, અને ભક્તજનના ઉપર જણાવેલા લક્ષણનો પૂર્વાર્ધજ આપણે સાચો પાડીએ છીએ; કારણ ગોમાતાને ઉદ્વેગ પમાડવામાં આપણે કશી બાકી નથી રાખતા. ગોમાતા 'જીલ'ના અવસાનની નોંધથી આપણી કૃતજ્ઞતાને નહિ તો ગોરક્ષાબુદ્ધિને ઉત્તેજન મળે એ હેતુથી તેના જીવનનો ઇતિહાસ ભાઇ જાનીના લેખમાંથી અહીં આપું છું:–

"સ્કૉટલૅંડની એરશાય અને પંજાબની હરિયાણા ઓલાદના મિશ્રણનું ફળ 'જીલ' હતી. જન્મથીજ એ સૌને વહાલી થઈ પડી હતી અને બેંગ્લોરની ડેરીનું સૌ કોઇ એના ઉપર મુગ્ધ હતું તથા પ્રેમ વર્ષાવતું. ૧૯ વર્ષનું એનું આયુષ્ય જેટલું જનતાને ઉપકારક હતું, તેટલું ઘણા માનવીઓનું આયુષ્ય ઉપકારક નથી હોતું. ૧૯ વર્ષ ૬ માસના આયુષ્યમાં એ ગોમાતાએ ૧૦ વાછડી અને ૭ વાછડા આપ્યા અને ૧૬ વર્ષસુધી દર વર્ષે સરાસરી ૯,૫૪૪ રતલ દૂધ આપ્યું, અને ૧૭ વર્ષની તેના દૂધની સરેરાશ ૮,૯૮૩ રતલની આવે છે. સત્તર વેતરમાથી દર વેતરે સરાસરી ૨૯૫ દિવસ એ ભલી ગાયે દૂધ આપ્યું એટલે પહેલા વેતરથી તે મરણપર્યંતના આયુષ્યના ૮૩ ટકા જેટલા દિવસ દૂધ આપ્યું. વધારેમાં વધારે એક વેતરમાં એનું દૂધ ૧૨,૦૦૨ રતલ એટલે રોજની લગભગ ૪૧ રતલ દૂધની સરેરાશ આવે છે. આખા જીવનભરનું એનું દૂધ એક લાખ, ચોપન હજાર સાતસો ઓગણ્યાશી રતલ હતું. સંસ્થામાં બે વાર રોગચાળા ફાટી નીકળ્યા હતા; પણ 'જીલ'ને કશી અસર થઇ નહોતી. મરવાને આગલે દિવસે થોડી માંદગી ભોગવી પાકું ફળ ખરી પડે એમ એણે પોતાનું પરોપકારી આયુષ્ય પૂરું કર્યું."

જીલની કેવી માવજત રાખવામાં આવતી હતી એ કહેવાની જરૂર નથી. એને કોઇ ઉપદ્રવ કરતું નહિ એટલુંજ નહિ પણ એને ખીલે પણ બાંધવામાં આવતી નહોતી, અને ડેરીના મુખી મિ. વિલિયમ સ્મિથની પાસે બે વર્ષ ઉપર એ ગાયને વિષે જ્યારે વાતો સાંભળી ત્યારે મને થયેલું કે ગોમાતાના પૂજારી આપણે નાહકના કહેવાઇએ છીએ, ગોમાતાનો સાચો પૂજારી તો એ છે. એટલા બધા પ્રેમ અને ઉમળકાથી મિ. સ્મિથ 'જીલ'ની વાતો કરતા હતા. ભાઇ જાની લખે છે કે, બેંગ્લોર ડેરીના વિદ્યાર્થીઓ અને શિક્ષકો સૌએ 'જીલ'ને પોતાનાં પ્રેમાશ્રુની છેવટની અંજલિ આપી હતી.

( ૨૭–૧૦–૨૯ના "નવજીવન"માંથી )

# १०—रतनफोइ

રતનફોઇ અમારી પાડોશમાં રહે છે. વરસ સાઠેક થયાં હશે; પણ હજીય છે ખખડ ધજ. આખો દિવસ ઘરનું કામકાજ કરે છે; નવરાશ મળે છે ત્યારે ખેતર–પાદર એકાદ આંટો ખાઈ આવે છે. એમને વાતોય ઘણી યાદ છે.

કુકડો બોલ્યે રતનફોઈ જાગી જાય છે ને પ્રભાતિયાં ગાય છે:

"જાગ ને જાદવા કૃષ્ણ ગોવાળિયા, તુજવિના ધેનુમાં કોણ જાશે ?"

સૂરજ ઉગે ત્યાં તો ફોઇ કચરો–પૂંજો પરવારી નાહી લે છે. અમે પૂછીએ "ફોઇ! તમને આટલાં વહેલાં કોણ જગાડે છે ? તમે તો એકલાં છો ! " ફોઇ કહેશે "બાપા! મારો રામ છે ને ! "

પેલો વિમુ તો કહેશે "ફોઇ સવારના પહોરમાં ન્હાવ છો તે ટાઢ નથી ચઢતી !"

ફોઈ હસી પડે ને કહે "ના રે, ના. એમ ટાઢ શેણે ચઢે છે ? એ તો બધું મનનું કારણ."

ન્હાઇ–ધોઇ રતનફોઈ દેવદર્શન કરી આવે, કીડીઆરાં પૂરી આવે ને પછી દાળ ઓરે. છે એકલાં, પણ કોઈ દિવસ એકલાં જમ્યાં નથી. ઘેર કોઇ ને કોઈ અભ્યાગત હોયજ હોય. સાધુસંત હોય કે અજાણ્યો મુસાફર હોય ને ફોઈની નજરે ચઢે તો એને ખાધા વિના નજ જવા દે. કહેશે "આ હમણાં રાંધી નાખું છું. તમને મોડું નહિ કરૂં. તમે મારે ઘેર ક્યાંથી !"

એક વાર ગમ્મત થઇ'તી. દક્ષિણ તરફનો કોઈ સાધુ આવી ચઢેલો. એને ન આવડે ગુજરાતી કે ન આવડે હિંદુસ્તાની; ગુડગુડ એવું કંઇક બોલે !

ફોઇ એને પૂછે "તમારૂં નામ શું ?" "તમારો દેશ કયો ?" "ક્યાં જવું છે ?" સાધુ કાંઈ સમજે નહિ. કશુંક બોલે, ગુડગુડગુડ ને પેટ બતાવે. બાપાએ ઘણી માથાકૂટ કરી ત્યારે કંઇક સમજાયું કે, ગઇ રાતે બાપડાનાં વાસણકુસણ કોઇ ચોરી ગયું છે ને આજ સવારથી કાંઇ ખાવાનું મળ્યું નથી !

પછી ફોઇએ એને પેટ ભરીને જમાડયો. તપેલી ને એક થાળી આપી, એક ચાદરેય કાઢી આપી.

બાપા તો કહે કે "એવા તો ઘણા ઠગારા હોય છે."

પણ ફોઇ કહેશે "હશે, એનું કામ એ જાણે."

બપોરે ફોઈ રેંટિયો કાંતે છે. કોઇ વાર વાડામાં કંઈક સાફસૂફ કરે છે.

ફોઈની દેખરેખ સારી એટલે વાલોળીઆ ને રિંગણીઓ ને બપૈયા એવાં સરસ ઉછેરે છે ! પાસેજ કૂવો છે એટલે પાણીબાણીની

સગવડેય સારી છે. થોડા દિવસ ઉપરજ એમણે બપૈયાંની ઉજાણી કરી'તી ! એમની ઉજાણીમાં કોઇ મોટું નહિ હો. ફળિયાનાં અમે બધાં છોકરાં. બધાંને ફોઇએ હારબંધ બેસાડયાં ને પછી બબ્બે–ત્રણ ત્રણ ચીરિયો આપી. એક વધારોય નીકળ્યો હતો ! રાતાંચોળ બપૈયાં ને જરા જરા મીઠું, એટલે એ ઉજાણીની શી વાત ! અમારી દાઢમાં એનો સ્વાદ હજીય રહી ગયો છે ! વધારામાં ફોઇએ અમને વધાઇ આપી છે કે "હવેની ઉજાણી કાશીબોરની છે. જરા પીળચટાં થવા દો."

× × × ×

રાત્રે વાળુ કરી ડોશીમા ઓટલે બેસે છે. અમે કહીએ "ફોઈ ! વાર્તા કહો." એટલે ફોઇ મઝાની વાત શરૂ કરે "એક હતો રાજા." ફોઈની વાત કહેવાની કાંઇ રીત ! એવી વાત કહેતાં તો અમારા આખા ગામમાં કોઈને નથી આવડતું ! અમે તો એમની વાતો સાંભળતાં કદી ધરાતાંજ નથી.

રામાયણ ને મહાભારત તો ફોઇને મોઢે છે. શ્રીકૃષ્ણની બધીય વાતો એમને આવડે છે. એક વાર અમે બધાં બેઠાં હતાં ને ફોઇએ ગાયું:—

"મારૂં માણેકડું રીસાયું રે શામળિયા,
તારા મનમાં તે એ શું આવ્યું રે શામળિયા ?"

ફોઇએ આખું ગીત ગાયું; પણ એમાં તો બધું રડવાનુંજ આવ્યું ! અમે ઉતરી ગએલે મોઢે ફોઈનું ગીત સાંભળી રહ્યાં હતાં, જાણે હમણાં અમેય રડી પડાશું; પણ એટલામાં નાગને મારી નાખી શ્રીકૃષ્ણ ઉપર આવ્યા એવી વાત આવી એટલે વળી ઠીક થયું.

× × × ×

"હેં રતનફોઇ ! તમે એકલાંજ છો ? તમારે કોઈ સગુંવહાલું નથી?'

"ના બાપા ! બે દીકરા હતા તેમાંનો એક મરી ગયો ને બીજો કોણ જાણે કયાંય ખોવાઇ ગયો છે !"

"હેં ?"

"એને ઘેર બેસાડીને એક વાર હું નદીએ કપડાં ધોવા ગઇ'તી. પાછી આવી ત્યારે ઘર ખાલી દીઠું. આખું ગામ ને આખું પરગણું ખુંદી વળી, પણ એનો પત્તો ન લાગ્યો. નશીબ, બાપુ ! આજ તો પંદર વરસનો હોય."

વિમુ જરા દોઢડાહી છે. એનાથી પૂછતાં તો પૂછાઈ ગયું, પણ પછી એય ગભરાઇ. ફોઇ બિચારાં ધ્રુસ્કે ધ્રુસ્કે રોઇ પડયાં. અમે કહ્યું "હશે ફોઈ ! છાનાં રહો. અમે તમારાંજ છોકરાં છીએ-ને ?" મેં તો વિમુને એવી ધમકાવી……

* * *

એક વાર રાતના નવેક વાગ્યા હતા. ચોમાસાનો દિવસ હતો.

અમે ફોઈના ઘરમાં તાપતાં હતાં, ને ફોઈ અમને વાર્તા કહેતાં'તાં. વરસાદ ઝરમર ઝરમર વરસતો હતો.

વાર્તા પૂરી થઇ રહી ને અમે ઘેર જવા ઉઠયાં, એવામાં બહારથી બાપાનો સાદ સંભળાયો "રતનબહેન ! બારણું ઉઘાડો તો."

બારણું ઉઘડયું એટલે બાપા ઘરમાં આવ્યા. એમની સાથે એક વીસ–બાવીસ વરસનો સાધુ હતો. ટાઢમાં બાપડો ધ્રૂજતો હતો. ફોઈ કહે "આવો બાપુ! જરા ટાઢ ઉરાડો. કયાંના છો ?"

ને ફોઇ ટગર ટગર એ સાધુ તરફ જોઇ રહ્યાં.

બાપા ઘડીક ચૂપ રહ્યા. આખું ઘર ચૂપચાપ. પણ એટલામાં ફોઇ ધ્રુસ્કે ધ્રુસ્કે રોઇ પડયાં, અમને કાંઇ સમજાયું નહિ. ચકિત થઇને અમે તો આ જોઇજ રહ્યાં. અમને થયું, આ સાધુડે માજીને રોવરાવ્યાં, કાઢો એને. "

પણ એટલામાં બાપાએ અમને બધાંને ઘેર મોકલી દીધાં.

* * *

બીજે દિવસે વહેલી સવારે મારી આંખ ઉઘડી ગઇ, રાતની વાત યાદ આવી. બાય જાગી હતી. મેં એને રાતની બધી વાત કહી. બા હસી પડી ને બોલી "એ તો રતનડોશીનો દીકરો હતો!"

"હેં ! "

* * *

તે દિવસ બપોરે કાશીબોરની ઉજાણી થઇ. અમે આખા ફળીઆનાં છોકરાં ને ફોઇનો રામુઃ બધાંયની પંગત પડી.

બોર ખાધાં ને ખૂબ ખૂબ વાતો કરી.

રામુ તો કયાં કયાં ફરી આવ્યો છે! આખો હિંદુસ્તાન દેશ જોઈ આવ્યો છે !

એ નીરાંતે અમને એની મુસાફરીની વાતો કહેવાનો છે.

× × ×

હવે તો રતનફોઇ ભલાં ને એમનો રામુ ભલો. એક ઘડીય વીલાં નથી પડતાં !

પણ ફોઈ અમનેય ભૂલી નથી ગયાં હો. રોજ રાતે એ અમને ભેગાં કરી વાતો કહે છે ને મઝા કરાવે છે. રામુય ખૂબ ગમ્મત કરાવે છે. એને કેટલીય બોલી આવડે છે. ભૈયાજીની ને પંજાબીની ને બંગાળી ને એવી એવી. "મોશાય" "મોશાય" એમ બોલે છે ત્યારે તો અમે બધાં ખડખડ હસી પડીએ છીએ.

(ડિસેમ્બર–૧૯૨૯ ના "બાલમિત્ર"માંથી)

# ૧૧–શ્રીકૃષ્ણની ભવિષ્યવાણી-આંસુનો અભિષેક

[પ્રવેશ ૧ લો]

(**સ્થળ:**—હસ્તીનાપુર પાસેનું ગાઢ અરણ્ય; કૌરવો સાથે દ્યૂત રમીને પાંડવો પોતાનું સર્વસ્વ હારી જાય છે; અને બાર વર્ષ માટેનો વનવાસ સ્વીકારી લે છે. એક નાની'શી પર્ણકુટી બાંધી છે અને તેમાં ધર્મરાજ યુધિષ્ઠિર, ગાંડીવધન્વા અર્જુન અને વૃકોદર ભીમ તથા મહાસતી દ્રૌપદી એટલાં બેઠેલાં છે. નકુલ તથા સહદેવ બહાર ગયેલા છે.)

**ભીમ**—"આજે તો ઇચ્છિત આહાર કર્યો, પરંતુ મારી ગઇ કાલની એકાદશીની ભૂખ હજી ભાંગી નહિ." (સૌ હસે છે.)

**અર્જુન**—"તારી ભૂખ કયે દિવસે ભાંગી દીઠી છે ભીમ ? એ તો મહાભાગ્ય આપણાં કે દ્રૌપદીને સૂર્યદેવે કૃપા કરી અક્ષયપાત્ર આપ્યું, અને બારે વર્ષના અન્નસાધનની મહાચિંતા એકસામટી ટળી ગઈ!"

**ભીમ**—"મારી ભૂખ! (ક્રૂર અટ્ટહાસ્ય કરે છે) મારી ભૂખ ભાંગશે જ્યારે દુર્યોધનની જંઘા હું તોડી તેનું રુધિરપાન કરીશ ત્યારે; મારી ભૂખ ભાંગશે જ્યારે દુશાસન પૃથ્વીપર હમેશને માટે મહાનિદ્રામાં પડશે ત્યારે! ત્યાંલગી હું તો ભૂખ્યોજ છું, અને એ ધન્ય દિવસનાં સ્વપ્નાં સેવી રહ્યો છું."

(બગાસું ખાઇને આળસ મરડે છે.)

**યુધિષ્ઠિર**—"ગાંડીવધન્વા ! એ દિવસો તો પ્રભુ જાણે કયારેય આવશે! આજે તો વર્તમાન આપણી કંગાલિયત ભવિષ્યના ભાવીની વચ્ચે આડી આવીને ઉભી છે. આપણી સમૃદ્ધિનો મહાભૂતકાળ પણ પ્રતિક્ષણે વિસરાતો ચાલ્યો છે!"

**અર્જુન**—"ધર્મરાજ! મહાજ્ઞાની થઇ આપ આપનું જગવિખ્યાત વજ્રસમું ધૈર્ય પણ હારી બેઠા! આપણી પાસે ધૈર્ય અને ધર્મ, શૌર્ય અને નીતિ, સત્ય અને સંયમ, એ સિવાય કયાં મુડી હવે બાકી રહી છે? એ અણમોલી મહામુડીમાંથી હવે જરાયે જેટલું ગુમાવવું આપણને કેમ પાલવશે ? એ મુડી રહી છે એટલે તો જગત સમક્ષ હજીયે ઉર્ધ્વમસ્તક રાખી રહેવા જેટલો આપણે સારૂ અવકાશ છે. એ તો મહાભાગ્ય આપણાં, કે એ વસ્તુઓ પણ આપે હોડમાં ન મૂકી!"

**યુધિષ્ઠિર**—(અતિશય ખિન્ન સ્વરે) "અર્જુન! બનનારી હતી તે બની ગઈ! મને તું મેણાં મારે છે? પરંતુ હા, તમો સર્વે ભાઇઓને મને જે કહેવું હોય તે કહેવાનો પૂરેપૂરો હક્ક છે; અને તમારી આ દશા કરનાર નિમિત્તરૂપ તો હુંજ છુંને ? બાકી સવ્ય-

સાચિન્! આ સર્વ અનર્થોના મૂળરૂપ એ જુગટામાં હું સત્ય હારી બેઠો હોત તો તેજ ક્ષણે મારો દેહ પડી જાત! સત્યવિહોણો યુધિષ્ઠિર એટલે પ્રાણપક્ષીવિહોણું દેહપિંજર!"

**અર્જુન**—"મારા શબ્દોથી આપને દુઃખ થયું હોય તો મોટાભાઇ! મને ક્ષમા કરો. આ વેળાયે આપના આત્માને જરા સરખુંયે દુઃખ થાય એવો શબ્દોચ્ચાર કરવો એ પણ મહાપાપ છે; અને મારો અધીરો-ઉતાવળિયો સ્વભાવ તો આપ ક્યાં નથી જાણતા? કોઇ કોઇ દિવસે-સંયમ રાખું છું છતાંય-ચિત્તવૃત્તિ મુખદ્વારા માર્ગ કરી રહે છે." (યુધિષ્ઠિરની દષ્ટિ દ્રૌપદીપર પડે છે. તેનાં વિશાળ નેત્રોમાં આછાં આછાં અશ્રુઓ કમળપરના ઝાકળબિંદુશાં બાઝી રહ્યાં છે.)

**યુધિષ્ઠિર**—"દ્રુપદતનયા! આજે આ શું? મહાપરિશ્રમે સૂકાયલાં તારાં અશ્રુ આજે સજીવ કાં થયાં? દેવ! રામદોહાઈ છે તને, હવે તું કલ્પાંત કરે તો!"

**દ્રૌપદી**—(પાલવવડે અશ્રુ લૂછીને) 'નાથ! હવે તો ઇચ્છું છું તોયે આંસુ પણ આવતાં નથી' આપે તો સર્વસ્વ ખોયું; પરંતુ મારાં તો આંસુડાંયે હવે ખૂટયાં! અને આંસુ સાથે ગયેલી સમૃદ્ધિના ઓળા સરખાયે થોડા જોવાના છીએ! (અર્જુન પ્રત્યે જોઇને) અને તમે દેવ! અધીરા ન થાવ! પરમચિંતન કરેલી કયી વસ્તુ તમને નથી સાંપડી? તો યુદ્ધ પણ તમને સાંપડશે!"

(મહામુનિ અને ક્રોધના ભભુકતા મહાજ્વાળામુખીસમા દુર્વાસા પોતાના સાઠહજાર શિષ્યો સાથે પર્ણકુટી સમીપ આવે છે.)

**દુર્વાસા**—(બહારથી) "ભિક્ષાન્ન દેહિ! ધર્મરાજ! શો વ્યવસાય ચાલે છે?"

**દ્રૌપદી**—(અવાજ સાંભળીને) "કોઇ ઋષિવર્ય બહાર પધાર્યા લાગે છે."

(યુધિષ્ઠિર પર્ણકુટીની બહાર જાય છે અને દુર્વાસાને અંદર બહુ માન સાથે લાવે છે. પાદ્ય-અર્ધ્ય અર્પી સૌ તેમનું પૂજન અને વંદન કરે છે.)

**યુધિષ્ઠિર**—"મહામુનિ! આપે આજે અમપર અનુગ્રહ કર્યો! આપના દર્શનથી અમે સૌ કૃતાર્થ થયા! કહો, આપની શી ઇચ્છા છે?"

**દુર્વાસા**—"રાજન્! શતં જીવ શરદ! મારા સાઠહજાર શિષ્યોસહ પરિભ્રમણ કરતો આજે અનાયાસે અહીં આવી ચઢયો. ગઇ કાલનાં એકાદશીનાં અમારે વ્રત છે. આજે દ્વાદશીનું પારણું અમે તારે ત્યાંજ કરીશું. પછી સંધ્યાસમયે શક્તિમુનિના આશ્રમે વિચરીશું."

**યુધિષ્ઠિર**—"એ તો મહાદયા કરી આપે કૃપાનાથ! અમારે હવે ઋષિમુનિઓની સેવાસિવાય બીજો એકેય વ્યવસાય નથી. આપે

સ્નાનસંધ્યા કરી છે ?"

**દુર્વાસા**—"ના, તું અન્નદેવની તૈયારી કરીશ ત્યાં તો અમે સરોવરતીરે સ્નાનધ્યાનાદિ કરી લેશું."

**યુધિષ્ઠિર**—"જેવી ઇચ્છા આપની! મુનિરાજ! પાછા સત્વર પધારજો."

**દુર્વાસા**—એક ઘડી પછી પાછા આવશું; પરંતુ જોજો, રખે ભૂલતા કે હું તથા મારા શિષ્યો અતિશય ક્ષુધાપીડિત છીએ. જરાયે વિલંબ નહિ સહન થાય!"

(દુર્વાસાને ફરી સૌ વંદના માંડે છે. દુર્વાસા આશિષ આપી સર્વ શિષ્યો સાથે સરોવરતીરે જાય છે.)

## [પ્રવેશ બીજો]

### (સ્થળ:-એનું એજ)

**દ્રૌપદી**—(ધર્મરાજને) "નાથ! મુનિને આમંત્રણ તો દઇ બેઠા, પરંતુ કાંઇ વિચાર સરખોયે ન કર્યો ?"

**યુધિષ્ઠિર**—(વિસ્મયથી) "વિચાર ? શેનો વિચાર ? આ મહામુનિ જેવા અતિથિ ગૃહઆંગણે આવી અન્નાહાર ઇચ્છે અને તું મને વિચાર કરવા કહે છે! આપણાં એવાં સદ્ભાગ્ય ક્યાંથી!"

**દ્રૌપદી**—"પરંતુ દેવ! પર્ણકુટીમાં અન્નનો એકેય દાણો ક્યાં છે? આપ આવી ભૂલ કાં કરો છો? દિવાકરદેવે આપેલું અક્ષયપાત્ર તો મેં ધોઇને ક્યારનુંયે પધરાવી દીધું. આપ નથી જાણતા કે, હવે આવતી કાલના પ્રાતઃકાળ સુધી અક્ષયપાત્રમાંથી અન્નનો એક ગ્રાસ પણ મળી નહિ શકે? અને એ મહામુનિ જરૂર આપણને શાપશે! ક્રોધના અવતારસમા એ મુનિને આપ નથી જાણતા?"

**યુધિષ્ઠિર**—(અતિશય ગ્લાનિગ્રસ્ત સ્વરે) "આ વાતની તો મને કલ્પના સરખીયે ન આવી! આપણે જ્યારે સમૃદ્ધિના શિખરે હતા ત્યારે આવો વિચારસરખોયે કરવાની મને ટેવ નહોતી! આજે પણ એ ટેવ નથી ગઇ, ભૂતકાળ ભૂલાતો નથી અને વર્તમાન દૃષ્ટિસમીપ છે, છતાંય તેની કલ્પના સરખી આવતી નથી!"

**અર્જુન**—(મંદ સ્વરે) "વનમાં આવ્યા પછીના નિશ્ચિંત જીવનમાં તો આજે પ્રથમ વાર આપણે ઉપાધિનાં દર્શન કર્યાં!"

**ભીમ**—"તો પછી બીજો કાંઇયે ઉપાય ન હોય તો સ્નાનાદિ કરીને શિષ્યો સાથે મુનિ આવે એટલે આપણાં આયુધો લઇને સજ્જ થઈ બેસીએ!"

**યુધિષ્ઠિર**—(કરુણ હાસ્યથી) ભીમ! તને ભીમકર્મા કહ્યો તે ખરેખર સાચુંજ છે. આસપાસના સંજોગોનો તને વિચારસરખોયે કદી ન આવે! જાણે છે એ મહામુનિને અને તેમના સામર્થ્યને? તારી ગદા અને અર્જુનનું ગાંડીવ તમારા હાથમાં રહેશે, પરંતુ તે

પહેલાં આપણે તો તેની દૃષ્ટિમાત્રથીજ બળીને ભસ્મ થઇ રહેશું. ઋષિમુનિઓનાં આયુધો તપ, સંયમ અને સત્ય! વર્ષોના તપથી મેળવેલી તેમની વચનસિદ્ધિ પાસે શી કિંમત છે આપણાં આ નિર્જીવ આયુધોની? ઋષિઓ એજ કારણથી જગતનો ભય ભૂલ્યા છે. અને મુનિઓ સામે આપણાં કુળમાં કોઇએ આયુધો ઉપાડયાં જાણ્યાં છે? આપણું સ્થાન તો સદાસર્વદા તેમનાં ચરણોમાંજ રહેવાનું! ક્ષત્રીપુત્ર એટલે ઋષિમુનિઓના કાયમના રખેવાળ! રખેવાળે સ્વામી સામે શસ્ત્ર ઉપાડયાં કદીયે જાણ્યાં છે?"

**દ્રૌપદી**—"ત્યારે હવે કરીશું શું? એ તો કહી ગયા છે તે એક ઘડી વીત્યે હમણાં આવશે. શાહમૃગની જેમ આપણાથી વેળુમાં મોઢાં થોડાં છુપાવાશે કે અહીંઆંથી પલાયન પણ થોડું થવાશે? એમનો મહાશાપ તો આપણે જ્યાં જશું ત્યાં પાછળજ આવવાનો!"

**અર્જુન**—"જુઓ, વખત વહ્યો જાય છે અને એક એક ક્ષણ ઓછી થતી ચાલે છે; અને આમ લમણે હાથ મૂકયે આવતો ભય ઓછો ટળવાનો છે? હવે તો એ મહાવિઘ્નનો સામનો કેમ કરવો એજ મહાપ્રશ્નનો ઉકેલ આપણે કરવો રહ્યો છે."

**યુધિષ્ઠિર**—"મને તો કાંઇયે સૂઝ પડતી નથી. મહાચિંતા આવી પડી! રાજસમૃદ્ધિના વાઘા ઉતાર્યા અને વનવાસનાં વલ્કલ પહેર્યાં ત્યારે મારૂં રૂંવાડું સરખુંયે નહોતું ફરકયું. આજે એ મુનિના મહાશાપની કલ્પના પણ મારૂં મસ્તક ભમાવી રહી છે."

**દ્રૌપદી**—"દ્યૂતના દાવાનળથી બળેલાં ઝળેલાં આપણે વનમાં આવ્યાં ત્યાં અહીં પણ ઉપાધિની આગ લાગી!"

(સહદેવ અને નિકુલ આવે છે.)

**સહદેવ**—"મોટાભાઈ! આપનું વદન મ્લાન કેમ છે આજે? કયો એવો મહાભય આવી પડયો છે કે આપ સૌ આમ નિસ્તેજ થઇને બેઠેલા છો?" (અર્જુન તેને સઘળી વાત કહે છે.)

**નિકુલ**—"આમાં તો દુર્યોધનનો કંઈક પ્રપંચ લાગે છે મને. આપણે અહીં વનમાંયે સુખમાં રહીએ તે તેનાથી શે સહ્યું જાય?"

**અર્જુન**—(કંઇક વિચાર આવવાથી) વડીલબંધુ! નિકુલ કહે છે તેમ તો નહિ હોય? દુર્વાસા મુનિને શણગારીને દુર્યોધને તો અહીં નહિ મોકલ્યા હોય?"

**યુધિષ્ઠિર**—"એ તો કેમ કહેવાય? સાબીતીના કશાયે સાધનસિવાય એવો આક્ષેપ આપણે કેમ કરીએ?"

**ભીમ**—"તમે તો ભાઈ! સદાના ભોળા તે ભોળાજ રહ્યા! તમારા ધર્મપાલનને કાટલે આખાયે જગતને તોળો એ કેમ પાલવશે? દુર્યોધનના આટઆટલા દુરાચારમાં તો આપને હજી તેની ધર્મનિષ્ઠાનાંજ દર્શન થાય છે ને? એના તો શ્વાસોચ્છ્વાસમાં આપણે

સારૂ ભયંકર વેર ધમધમી રહ્યું છે. આપણા વિનાશનું કયું સાધન એ જતું કરે તેમ છે? આપણો સર્વનાશ જોવાનાં સ્વમાંપર તો એ આજે જીવી રહ્યો છે!"

**અર્જુન**—"ધર્મદેવ! મને ભીમનાં વેણ સાચાં લાગે છે; પરંતુ દુર્યોધનનું આ કાર્ય છે એમ માની લઇએ તોપણ એનું ચિંતન કર્યે આવતી ઉપાધિ થોડીજ ઓછી થવાની છે? એ મહામુનિને ઇચ્છિત ભોજન નહિ મળવાથી તેમના ક્રોધપર નિવારણનું કયું શીતળ જળ રેડવું, એ મહાગુંચનો ઉકેલ કરવો રહ્યો છે. સહદેવ! તને કંઇ રસ્તો સૂઝે છે?"

**સહદેવ**—"હું તો મારી જ્યોતિષવિદ્યાના આધારે પ્રશ્ન મૂકીને જોઉં કે પરિણામ શું આવશે?"

**અર્જુન**—(દુઃખપૂર્ણ હાસ્યથી) "અરે ભાઈ! આ તે પ્રશ્ન મૂકી કુંડલી જોવાની વેળા છે? અને પરિણામ જાણવાથી તો ઉલટો ક્ષોભ વધે! એથી વિઘ્નનિવારણ તો નજ થાય ને?"

**દ્રૌપદી**—(અંતરમાં) "હે વાસુદેવ! હે કૃષ્ણ! તારા વિના કોણ મારી વહારે ધાશે ભાઈ! હે અનાથનકે નાથ! તારી બેનડી મુંઝાઈ રહી છે! નહિ પધારે ગોપાલ?"

(શ્રીકૃષ્ણ અણુચિંતવ્યા પર્ણકુટીમાં પ્રવેશ કરે છે. સૌને આશ્ચર્ય થાય છે. સૌ વંદના માંડે છે. એક આસનપર કૃષ્ણ બેસે છે.)

**કૃષ્ણ**—"યુધિષ્ઠિર! તમારી આ વીતક કથા મેં દ્વારિકામાં સાંભળી, અને આજે સુયોગ પ્રાપ્ત થતાં તમ ભાઇઓનાં અને બ્હેન કૃષ્ણાનાં દર્શન કરવા આવ્યો છું."

**યુધિષ્ઠિર**—"અમારાં દુઃખની શી વાતો કરીએ જનાર્દન! કોઈ કાળ ચોઘડિયે મને દુર્મતિ સૂઝી અને મેં દ્યુતનું આહ્‌વાન સ્વીકાર્યું! અમારા મહાવિનાશનાં એ મૂળમંડાણ! અને આજે એકલાંઅટુલાં નિરાધાર જેવાં અહીં વનવાસ કરી રહ્યાં છીએ તે એ મહાનાટકનો મહાઅંત!"

**કૃષ્ણ**—"ધર્મરાજ! દ્યુત તો સર્વે યુગોમાં નિંદ્યજ મનાયલું છે. પાસા હાથે ઝાલવા અને સર્વસ્વવિનાશ નોતરવો એમાં મને તો કશો તાત્વિક ભેદ નથી સમજાતો! વિનોદાર્થે નિર્દોષ રમતો રમવી અને દ્યુત રમવા કાજેજ ચોપાટ ઉપર સોગટાં માંડવાં એ બંને નિરનિરાળી વસ્તુઓ છે. તે વેળાયે ચોપાટપરનાં સોગટાં નિર્જીવ મટી સજીવ બને છે અને રમનારાઓ એ સજીવ સોગટાંમાં આવિર્ભાવ પામે છે."

**યુધિષ્ઠિર**—"સાચું કહો છો કેશવ! પરંતુ ભાવિના પડદા ચીરી જોવા કોણ સમર્થ છે? આ વનવાસનાં દુઃખો લલાટમાં લખાયલાં હશે અને મને અવળી મતિ સૂઝી! એ લેખ હું પાસા

ફેંકીને ભૂંસી ન શકયો! મેં કયાં શાસ્ત્રો નથી વાંચ્યાં? પરંતુ શાસ્ત્રોનાં પારાયણો માંડીને મનુષ્ય વિધાતાને અવગણી શકતો હોત—આવતાં વિઘ્નોનાં વાદળો વિદારી શકતો હોત, તો જગતનો ઇતિહાસ આજે જૂદોજ આલેખાયલો હોત!"

કૃષ્ણ—"સાચાં છે વેણ તમારાં ધર્મરાજ! પરંતુ દુઃખોના દાવાનળો વચ્ચે બેઠેલાંયે તમે તમારો પુરુષાર્થ તો નથીજ ત્યજી શકતા ને?"

**અર્જુન**—"ખરૂં છે ગોવિંદ! અને હવે તો એ પુરુષાર્થ-નીજ પુંજીપર અમે ભવિષ્યનાં સ્વપ્નાંઓ સૃજીને બેઠેલા છીએ."

**ભીમ**—"(અર્ધક્રોધ અને અર્ધવિષાદમાં માથું ધૂણાવી) મારા શબ્દકોષમાં તો પુરુષાર્થનો એકજ અર્થ લખાયલો છે–'યુદ્ધ!' એ યુદ્ધનુંજ હું રાત્રિદિવસ ચિંતન કરી રહ્યો છું."

યુધિષ્ઠિર—"અને તારી સ્વપ્નસૃષ્ટિનું એ યુદ્ધ પ્રાપ્ત થતાં થતાં તો ભીમ! હજી આપણે બાર બાર વર્ષોના શિયાળાઓ વીતવવા રહ્યા છે. અને કોણ જાણે છે કે, એ મહાયોગ આવતાં સુધી આપણે આ જગતના શ્વાસોચ્છ્વાસ લેતા હશું! મારા જીવનનો તો તમામ ઉલ્લાસ શમી ગયો છે!"

**દ્રૌપદી**—(અતિશય આવેશમાં આક્રંદ કરી ઉઠે છે અને પોતાનો છૂટો વીખરાયલો કૃષ્ણ કેશકલાપ હાથમાં ઝાલી કૃષ્ણને બતાવે છે) "ભાઈ વાસુદેવ! આ મારો ચોટલો જોયો? એ ચોટલો ઝાલી મને રજસ્વલાને દુઃશાસન દુર્યોધનની રાજસભામાં ખેંચી લાવેલો! મારા અંબોડાનાયે નિમિષમાત્રના દર્શનને સારૂ ઇંદ્રાદિ દેવો પોતાનાં ઈંદ્રાસનો કુરબાન કરતા! (ડૂસકાં ભરીને) અને મારા આ પરાક્રમી પાંચ પતિઓની સમક્ષ દુઃશાસને વારંવાર આ કેશ-કલાપ સાથે રમતો માંડેલી. હે ગોવિંદ! મારૂં હૃદય ચીરી શકાતું હોત તો હું તને બતાવત કે, તેમાં કેટકેટલી જવાલાઓ ધગધગી રહી છે!

કૃષ્ણ—(સહેજ ગળગળે સ્વરે) "બહેન કૃષ્ણા! આમ આક્રંદ શા સારૂ કરે છે? તારાં આંસુ મારાથી જોયાં નથી જતાં!"

**દ્રૌપદીઃ**—"રડું નહિ તો શું કરૂં? ગોવિંદ! તમે એ દયા-હીન દૃશ્ય નથી જોયું એટલે તેની કલ્પનાસરખીયે તમને ન આવે! પિતામહ, ગુરુદેવ દ્રોણ અને કૃપાચાર્ય ઈત્યાદિ વડીલો સમક્ષ મારા સતીત્વનાં લીલામ મંડાયલાં! દુર્યોધને મારા શિયળની છેડતી માંડી અને પોતાની જંઘા બતાવી તે પર મને બેસાડવા કારમાં વેણ ઉચ્ચારેલાં! હું આ પાંચ પતિઓના જીવતાં પણ અનાથ એવી ત્યાં આક્રંદ કરી રહી હતી. ગાંડીવધન્વાના મહાધનુષ્યની જાણે પણછ તૂટી ગઈ હતી, વૃકોદરની કાલાગ્નિસમી મહાગદાનું ભીષણત્વ જાણે હોલવાઈ ગયું હતું. ધર્મરાજ તો નીચે મુખે આ

નિર્દય નાટક ભજવાઇ રહેલું જોઇ રહ્યા હતા! કોઇના મોંમાં જીભ નહોતી! દુર્યોધનના મહાતેજમાં સૌ અંજાઇ રહ્યા હતા. કેશવ! હું જાણું છું, મારા પતિઓના સંબંધમાં આવા શબ્દો ઉચ્ચારવા મને નથી છાજતા; પરંતુ મારા હૈયાની વરાળ તમ સિવાય કોની પાસે કાઢું? હે ગોવિંદ! તેં તે દિવસે મારાં લજ્જાનાં ચીર ન ઢાંકયાં હોત તો તારી આ ગરીબડી બહેનનો સાથરો એ રાજ-સભામાંજ થાત!"

**અર્જુન અને ભીમ**—(બન્ને સાથે) "અમે તેજ પળે એ સર્વે નરપિશાચોનો સંહાર કરવા સમર્થ હતા, પરંતુ ધર્મરાજે પોતાની આણ આપી અને અમે અમારા હૃદયના ચૂરેચૂરા થઈ રહ્યા હતા છતાંય મૌન સેવ્યું! દેવિ! અમને દોષ કાં દ્યો છો?"

**દ્રૌપદી**—"સતીઓનાં શિયળ લૂંટાય, પળેપળે પોતાના સ્વ-માન ઉપર વજ્રના ઘા પડે અને તે છતાંયે ધર્મની ઢાલ નીચે મૌન સેવાતું હોય તો પૂળો મૂકાજો એ ધર્મ ઉપર—શાપ વરસજો એ વચનોની કિંમતપર!"

**યુધિષ્ઠિર**—"ગોવિંદ! તમે ધર્મધુરંધર છો; કહો, તે વેળાયે મેં મૌન સેવ્યું અને આ મારા બંધુઓને કેર કરતા વાર્યા એ ઉચિત નહોતું? અમે ધાર્યું હોત તો તેજ ક્ષણે આખીયે રાજ-સભાનો સંહાર કરી શકત; પરંતુ હે કેશવ! તેના અધર્મની સાથે અમે પણ અધર્મનાંજ મંડાણ માંડયાં હોત તો જગતભરમાં અમારે સારૂ સ્થાન નહોતું, અમારા અધર્મના ખાતરપર રચાયલા સામ્રાજ્ય-પર જનતા ધિક્કારનાં થુંક ઉડાડત, અને ભવિષ્યના ઇતિહાસમાં અમારા કુળ અને ગૌરવપર અંધકારના પછેડા ઓઢાડાત!"

**કૃષ્ણ**—"કૃષ્ણા! ધર્મરાજનાં વેણ તો સાચાં છે. અધર્મનો સામનો અધર્મથી ન હોય. અસત્યની સ્પર્ધા અસત્યથી ન થાય. ક્રોધને ક્રોધથી ન જીતાય. બહેન! આમાં હું કોને દોષ દઉં? મને તો આ બધાંમાં આવતા કલિકાળના મહાભીષણ ભણકારા વાગતા સંભળાય છે. આ યુગનો અંત હવે અતિશય સમીપ આવી લાગ્યો છે. સતીઓનાં શિયળનાં બજાર મંડાય અને ભીષ્મદ્રોણાદિ મહાધર્મધુરંધરો અને મહારથીઓ મોંઢાનાં મૌન સેવે એ આવતા ભીષણ યુગના ઘોર પડછંદા નથી તો બીજું શું છે?"

**દ્રૌપદી**—"અને કેશવ! મારૂં સાંભળો. પેલો નરપિશાચ કર્ણ! મારા ગાંડીવધન્વા સાથે આયુધસ્પર્ધામાં ન જીત્યો એ વેરના અગ્નિવડે મુજ અબળાને તેણે દઝાડી. મારાં વસ્ત્ર દુઃશાસન ખેંચી રહ્યો હતો તે વેળાએ તે દુષ્ટ, દુર્યોધનની સમીપ બેસી ક્રૂર અટ્ટહાસ્ય કરી રહ્યો હતો. ગોવિંદ! એ કર્ણનું શું? (પાલવથી આંસુ લૂછતાં) **કેશવ! એ જીવતો હોય તો એ શરમ તમારી છે."**

**અર્જુન**—(આવેશમાં) "મેં તો ક્યારનીયે પ્રતિજ્ઞા લીધી છે જનાર્દન ! કે યુદ્ધના મયદાનમાં એ કર્ણનો સંહાર આ ગાંડીવથી હુંજ કરીશ !"

**ભીમ**—(મહાપ્રચંડ સ્વરે) "અને વાસુદેવ ! મારી પ્રતિજ્ઞા તો હવે જગજાહેર થઇ ચૂકી છે. દ્યૂતની રાજસભામાં એજ ક્ષણે મેં પ્રતિજ્ઞા કરી છે કે, યુદ્ધમાં કદળીથડસમી વિશાળ દુર્યોધનની જંઘાપર મારી વજ્રસમી ગદાના પ્રહાર કરી હું ચૂરા કરીશ અને દુઃશાસનના રુધિરવડે હું દ્રૌપદીનો આ કેશકલાપ રાતો કરીશ !"

**યુધિષ્ઠિર**—"તમારી પ્રતિજ્ઞાઓ તો ઠીક છે, પરંતુ ઓ દેવ ! એ યુદ્ધનો મહાયોગ ક્યારે પ્રાપ્ત થશે ?"

**કૃષ્ણ**—"ધર્મરાજ ! અર્જુન ! ભીમસેન ! નિશ્ચિંત રહો. એ મહાયોગ જેની તમે ઝંખના કરી રહ્યા છો તે તમને અવશ્ય પ્રાપ્ત થશે ! હું તો દૂર દૂર સમયના ક્ષિતિજપર એ યુદ્ધના દાવાનળની ચીણગારી સળગી રહેલી જોઇ રહ્યો છું."

**યુધિષ્ઠિર**—"દેવ ! તમારાં વેણ સાચાં નીવડે અને અમને સત્યાસત્યની કસોટીએ ચઢી રહેવાનો સુયોગ પ્રાપ્ત થાય ! પરંતુ દેવ ! યુદ્ધની કલ્પના કેટલી ભયંકર છે ? કેટકેટલાં નિર્દોષ માનવ-કુળોનો નિરર્થક સંહાર ! કેટલી વિધવાઓનાં, દૂખિયાં બાળકોનાં, અને માતપિતા તથા ભગિનીઓનાં આંસુઓની સરિતા વહેશે ! અને તે કેવળ ભાઇઓના વગરકારણના કલેશને સારૂ ! જગતના સામ્રાજ્યના લોહીલોહાણ સિંહાસનને સારૂ ! દુર્યોધનના મહાલોભની પરિતૃપ્તિને સારૂ ! અમે જીતીશું તોયે અમારે તો ભોગવવા પડશે રુધિરમાંસથી છલોછલ ભરેલા એ રાજભોગો ! મારી મતિ હે કેશવ ! મુંઝાઇ ગઈ છે ! યુદ્ધ વિદારી શકાય એવો એકેય રસ્તો નથી ?"

**કૃષ્ણ**—"બધુંય થઇ શકત ! હું જો એ વેળાએ રાજસભામાં હાજર હોત તો આ જગતના ભવિષ્યની ઇતિહાસકથા જૂદીજ આલેખાત ! પરંતુ મને તમે કોઇએ કશી ખબર નહિ આપી ! અને જયારે તમામ પૂરું થવા આવેલું ત્યારેજ અણચિંતવ્યું મેં આ જાણ્યું. પછી તો કંઇયે કરવું અતિશય મોડું થયેલું અને પછી મારા પ્રત્યક્ષ આગમનથી બગડેલી બાજી સુધારી રહેવાનો અવકાશજ ક્યાં હતો ? અને યુદ્ધને તમે મહાઆપત્તિરૂપ કહો છો તે જગતની દૃષ્ટિએ બરોબર છે, પરંતુ વિશ્વનાથને દરબારે તો બ્રહ્માંડનાં ત્રાજવાં મંડાયલાં છે. પૃથ્વીના પડ ઉપર માનવ-કુળોના પાપાચારોનો ભાર અતિશય વધી રહે છે અને પૃથ્વીનું એક પલ્લું એ ભારથી નીચું નમી રહે છે ત્યારે વિશ્વનિયંતા જગત-પર મહામારી કે કો મહાયુદ્ધને જન્માવે છે. અને વળી થોડા દશકાઓને માટે એ ત્રાજવું સમતોલ બની રહે છે !"

(સૌ થોડી વાર મૌન રહે છે.)

દ્રૌપદી—"પણ ભાઈ કેશવ ! મારું છેલ્લું આક્રંદ સાંભળી તમે સહાય ન કરી હોત તો પ્રતિજ્ઞાપૂર્વક કહું છું કે, મારા આયુષ્યની તો એ છેલ્લીજ પળો વહી જતી લાગતી હતી !"

કૃષ્ણ—"હૃદયના ભીતરમાંથી, કયા ભક્તે, વિપત્તિની વેળાયે પોકારેલી બાંગની મેં અવગણના કરેલી છે ? અને બહેન ! તું એવા મહાસંકટમાં હોય અને હું કયા સુખે દ્વારિકામાં બેસી ભોગો ભોગવી રહું ? મારા જનોની ભીડ એ મારી ભીડ—અને ત્યાંજ મારા છપ્પનભોગ !"

અર્જુન—(અતિશય ધીમા સ્વરે ભીમને) "ભાઈ ! વાસુદેવનાં આ મર્મવાક્યોનો અર્થ સમજાય છે ? રાજસભામાં એ ક્રૂર ઘડીએ શ્રીકૃષ્ણને યાદ કરી રહેવાની પણ આપણને ફુરસદ નહોતી! વાસુદેવ મર્મમાં મેણાં મારે છે; કારણ કે આપણે તે વેળાયે તેમનું સ્મરણમાત્ર પણ નહોતું કર્યું ! આવતી આપત્તિના અંધકારનાં પડળ આપણી આંખો આડાં આવેલાં એટલે આપણે ભીંત ભૂલ્યા ! રે દૈવ !"

ભીમ—"સાવ સાચાં છે તમારાં વેણ, પરંતુ ભાઈ ! હવે તો પેલા મહામુનિ હમણાં આવી પહોંચશે તેનું શું ? વાસુદેવને કહોને ? વિપત્તિનાં વાદળ એ જરૂર વીખેરી નાખશે."

અર્જુન—"આ શરમકથા તેમને હું શી રીતે કહું ? પરંતુ તને નથી લાગતું કે આજ પળે તેઓના આગમનનાં ઊંડાણમાં શાંયે ગહન તત્ત્વ સમાયલાં હશે ? મને સાફ સાફ લાગે છે કે, દ્રૌપદીના હૃદયસ્મરણથી તેઓ જરૂર પધાર્યા છે."

કૃષ્ણ—(મનમાં) "આમાંથી કોઇએ દુર્વાસાના આગમનની વાત તો કરતુંજ નથી ! દરેક મનમાં ને મનમાં સમસમી રહ્યાં છે. ઠીક ગમ્મત જામી છે !"

અર્જુન—"(યુધિષ્ઠિરને અતિશય ધીમે સ્વરે) મોટા ભાઈ ! દુર્વાસામુનિની વાત આપણામાંથી કોઈ શ્રીકૃષ્ણને કહી શકીએ એમ નથી લાગતું. આપણે સૌ બહાર જઇએ અને દ્રૌપદીજ કૃષ્ણને સમજાવશે. દ્રૌપદીનું મુત્સદ્દીપણું આપણામાં નથી એ તો ચોખ્ખી વાત છે."

(પાંચે ભાઇઓ વારાફરતી બહાર ચાલ્યા જાય છે. શ્રીકૃષ્ણની ચકોર આંખો સઘળું પામી જાય છે.)

કૃષ્ણ—"બહેન કૃષ્ણા ! હું અન્નજળ વિનાનો હજી બેઠો છું તેનો તને વિચારસરખોયે કેમ નથી આવતો ? મને જે કાંઈ હોય તે ખાવાને આપ ! આજે તો તું મારો જરા ભાવ સરખોયે નથી પૂછતી ! મારા આગમનની દરેક વેળાયે તું ઓછીઓછી થઈ જાય છે. આજે આમ કેમ ? જો કે વાત સાચી છે—હું તો વગરનોતર્યો પરોણો છું, પરંતુ તોયે આ તો મારૂં ઘરજ છેને ?"

(દ્રૌપદી નિરુત્તર થઇ રહે છે અને અધઃમુખ કરી બેસી રહે છે.)

**કૃષ્ણ**—"બ્હેન ! કેમ બોલી નહિ ? હં, સમજ્યો. પર્ણકુટી-માં ફળફૂલ કાંઈ વધ્યાં નહિ હોય ! પરંતુ પેલું અક્ષયપાત્ર તો છે ને ? તે તો લાવ !"

**દ્રૌપદી**—"ભાઈ કૃષ્ણ ! અમે આહાર કરી અક્ષયપાત્ર તો ક્યારનુંયે પધરાવી દીધું. હવે આવતી કાલના પ્રાતઃકાળ સુધી તેમાં-થી કશુંયે ન મળે ! તું સમો ભાઇ ઘેર આવ્યો અને તને જળ-સિવાય હું કશું ધરી નથી શકતી ! મારા દુર્ભાગ્યની આજે અવધ આવી ભાસે છે !" (રડે છે.)

**કૃષ્ણ**—"તું રડે છે શા માટે ? ઉઠ, જા, અક્ષયપાત્ર અહીં લઈ આવ ! મારે જોવું છે. જા બ્હેન ! છાની રહે. મારા સમ છે તું જરાયે રડે તો !"

(દ્રૌપદી જઇને અક્ષયપાત્ર લાવી આપે છે. કૃષ્ણ તે હાથમાં લઇને ફેરવી ફેરવી જુએ છે. તે પાત્રના ખૂણામાં ભાજીનું નાનુંશું એક પત્ર ધોતી વખતે નજરચૂકથી રહી ગયું છે, તે પર શ્રીકૃષ્ણ-ની દૃષ્ટિ પડે છે.)

**કૃષ્ણ**—"અરે આ રહ્યું ભાજીનું પાંદડું અહીંઆં ! તું શું વાત કરતી હતી બ્હેન ! મને તો ઇચ્છિત આહાર મળી ગયો !"

**દ્રૌપદી**—(વિસ્મયથી) "અરે એ પાંદડું તમે આરોગશો ? એથી તમારી ક્ષુધા શે શાંત થશે ? મારી મનોવ્યથાની મશ્કરી તો નથી થતીને ?"

**કૃષ્ણ**—"બ્હેન ! આ પાંદડામાં તો મારા દ્વારિકાના બાર માસના રાજભોગોનો રસ ભર્યો છે ! સુદામાના તાંદુલ જેવુંજ આ તારૂં ભાજીનું પાંદડું !"

એ પાંદડું શ્રીકૃષ્ણ આરોગી રહે છે અને જળ પીને સ્વસ્થ થાય છે.

**દ્રૌપદી**—"ભાઇ ! તને તો શાંતિ થઇ, પરંતુ હજી એક બીજાને સંતોષવા રહ્યા છે."

**કૃષ્ણ**—"હું તે સર્વ ઘટના જાણું છું બ્હેન ! પરંતુ દુર્વાસા અને તેના શિષ્યોને હવે જરાયે ક્ષુધા નહિ રહી હોય ! આ વાતની તને સહેજે સમજ નહિ પડે !

**अहं वैश्वानरो भूत्वा प्राणिनां देहमाश्रितः ।**
**प्राणापानसमायुक्तः पचाम्यन्नं चतुर्विधम् ॥**

એ ઋષિ અને તેના શિષ્યોના ઉદરમાં આ વેળાએ નવે રસના ઓડકાર આવતા હશે. તું બ્હેન ! નિશ્ચિંત થા. હવે હું પ્રયાણ કરીશ. (મોટેથી) ગાંડીવધન્વા ! ક્યાં છો ? "

**અર્જુન**—"કેમ કૃપાનાથ !"

**કૃષ્ણ**—"હું હવે જઈશ. તમે સૌ ધૈર્ય ધરજો; જ્યારે જરૂર પડે

ત્યારે હું હરહમેશ તમારોજ છું, એ ખાત્રી આપવાની જરૂર ન હોય."

યુધિષ્ઠિર—"દેવ! આપની સહાયવિનાનાં અમારાં અસ્ત્રશસ્ત્રોયે શાં ખપનાં છે? વધુ શું કહીએ, પરંતુ રાખો છો તેવી અમીદૃષ્ટિ હરહંમેશ રાખજો પ્રભુ!"

દ્રૌપદી—"ગોવિંદ! જાઓ તે પહેલાં મારે જાણવું છે કે, મેં સહી લીધેલાં અપમાનોનું શું? કૌરવોનો સર્વનાશ થયા પહેલાં જો હું મરીશ તોયે મારી અવગતિ થશે!"

કૃષ્ણ—"તો સાંભળી લે આ ભવિષ્યકથન! કૌરવોનો સંપૂર્ણ વિનાશ હું જોઈ રહ્યો છું. તારો, સમ્રાજ્ઞીના મહાપદે એજ હસ્તિનાપુરના રાજસિંહાસને કૌરવોની રાજરાજ્ઞીઓનાં **આંસુથી અભિષેક થશે!** મારાં વચનો મિથ્યા થયાં કદીયે જાણ્યાં છે? વનવાસનાં આ વર્ષો ધૈર્યથી ધર્મપાલન અને સત્સેવામાં વીતાવજો! હું થોડા થોડા માસને અંતરે આપ સૌનાં દર્શને આવીશ. અને બહેન! તારાં અપમાનોનું પ્રાયશ્ચિત્ત કૌરવો પોતાનાં રુધિરથી કરશે. આટલું સદાસર્વદા યાદ રાખજો કેઃ—

**तस्मात् सर्वेषु कालेषु मामनुस्मर युध्य च ।**

(અર્જુન, યુધિષ્ઠિર, વગેરે સર્વે ભાઇઓ અને દ્રૌપદી શ્રીકૃષ્ણને પાયવંદન કરે છે. શ્રીકૃષ્ણ જાય છે.)

**[પ્રવેશ ૩ જો]**

(**સ્થળ**—અરણ્યમાંનું સરોવરતીર. દુર્વાસા અને તેમના સાઠહજાર શિષ્યો સ્નાન કરી ધ્યાનાદિથી પરવારી રહ્યા છે. સૌને મહાભોજન કર્યા પછીના ઓડકાર વારંવાર આવે છે. સૌ પોતાના વિશાળ ઉદર ઉપર હાથ ફેરવે છે.)

**પહેલો શિષ્ય**—"અલ્યા! સ્નાન કર્યું ત્યાં તો ક્ષુધા શાન્ત થઇ ગઈ! મને તો અન્નની જરાયે ઇચ્છા હવે નથી રહી!"

**બીજો શિષ્ય**—"ભાઇ! મારી પણ એજ સ્થિતિ છે. કોને ખબર મારી જઠરાને અણુચિંતવ્યું શું થયું?" (ઓડકાર ખાય છે)

**ત્રીજો શિષ્ય**—"મારાથી તો એક ડગલુંયે ચલાય તેમ નથી રહ્યું! હું તો અહીંજ થોડી નિદ્રા લઇશ!" (એક તરુવરને છાંયે સૂવે છે.)

**દુર્વાસા**—"અલ્યાઓ શું કરો છો? પરવાર્યા ધ્યાનાદિ કરી લઇને?"

**બે–ચાર શિષ્યો**—(સાથે) "ગુરુદેવ! અમે સ્નાનસંધ્યા તો કરી લીધી, પરંતુ હવે ભોજનની જરાયે ઇચ્છા નથી રહી! ઉદર ભારે ભારે લાગે છે."

**દુર્વાસા**—"આ શું? આપણે અહીં આવ્યા ત્યાંસુધી તો ક્ષુધા આપણાં ચિત્તને આકુળવ્યાકુળ કરી રહી હતી; અને થોડી ક્ષણો વીતી ત્યાં આપોઆપ શાંત થઇ ગઇ! આનો કંઇ મર્મ સમજાતો નથી! આ સરોવરના જળમાં તો એવો ગુણ નહિ હોય?"

**બીજા શિષ્યો**—"એ તો પ્રભુ જાણે; પરંતુ ગુરુવર્ય ! અમારે ભોજન તો નથી જોઈતું. અમને તો કૃપા કરી વિશ્રાંતિ લેવા દ્યો."

**દુર્વાસા**—"મારી સ્થિતિ પણ તમારા જેવીજ છે. મને આહારની જરાયે ઇચ્છા નથી રહી ! ઘણુંયે દિલ થાય છે કે, આ સ્થળે વૃક્ષછાયામાં થોડી વેળાને સારૂ વિશ્રાંતિ લઉં, પરંતુ મારે યુધિષ્ઠિર સમક્ષ તો જઈ આવવુંજ રહ્યું ને ?"

**શિષ્યો**—"તો ભગવન્ ! આપ સુખેથી જઇ આવો ! અમે તો અહીંથી હમણાં ચાલવાને પણ અશક્ત છીએ !"

**દુર્વાસા**—"તો ભલે ! મારે તો જવુંજ રહ્યું છે. (સ્વગત) પરંતુ હું યુધિષ્ઠિરને શું ખુલાસો આપીશ ? ભગવાન કરે તે ખરૂં ! દુર્યોધનની મહેચ્છા પાર નહિ પડે ! ધર્મરાજને ફસાવવા જતાં હુંજ ફસાઇ પડયો છું." (દુર્વાસા જાય છે.)

(અને કથાભાગ એવો છે કે દુર્વાસામુનિ, યુધિષ્ઠિરની સમક્ષ જઇ તેમની વારંવાર ક્ષમા યાચે છે. પોતાના શિષ્યોસહ તે પછી હસ્તીનાપુર જાય છે. યુધિષ્ઠિર વગેરેને દ્રૌપદી, કૃષ્ણના આ ચમત્કારની હકીકત કહી ખુલાસો કરે છે. સૌને મહાઆશ્ચર્ય થાય છે અને સર્વે કૃષ્ણની સ્તુતિ કરે છે.)

("મુંબઇ સમાચાર"ના સં. ૧૯૮૬ ના દીપોત્સવી અંકમાં લેખકઃ-
શ્રી. અમુલખરાય પરમાનંદદાસ સરૈયા)

## ૧૨—"चोकमां दाणा नाख्या छे."

આવો પારેવાં, આવોને ચકલાં; ચોકમાં દાણા નાખ્યા છે.
આવોને કાગડા, આવોને હોલાં; ચોકમાં દાણા નાખ્યા છે.
આવોને મોરલા, લાવોને ઢેલને; ચોકમાં દાણા નાખ્યા છે.
આવો પોપટડાં, મેનાને લાવજો; ચોકમાં દાણા નાખ્યા છે.
આવો કાબરબાઇ, કલબલ ન કરશો; ચોકમાં દાણા નાખ્યા છે.
બંટી ને બાજરો, ચોખા ને બાવટો; ચોકમાં દાણા નાખ્યા છે.
ધોળી છે જાર ને ઘઉં છે રાતડા; ચોકમાં દાણા નાખ્યા છે.
નિરાંતે ખાજો, નિરાંતે ખુંદજો; ચોકમાં દાણા નાખ્યા છે.
ચક ચક ચણજો, કટકટ કરજો; ચોકમાં દાણા નાખ્યા છે.
આવો પારેવાં, આવોને ચકલાં; ચોકમાં દાણા નાખ્યા છે.

(ડિસેમ્બર-૧૯૨૯ના "બાળમિત્ર"માં લેખકઃ-શ્રી. ગિજુભાઈ)

# ૧૪–પઠાણ દાદુ દાતાર

ઇસર બારોટ કાઠિયાવાડમાં પ્રવાસ કરે છે. સાથે એક ગાડાવાળો છે. ગઢવી ગાડામાં બેઠા છે. એટલામાં એકાએક કાદવમાં એક પૈડું કળી ગયું.

ઇસર બારોટ તો હેઠે ઉતર્યા. બન્નેએ બળદને બહુ ડચકાર્યા: ડચ ડચ ડચ. બહુ શૂર ચઢાવ્યું. પૈડું ખૂબ ખેંચ્યું. પરસેવાના તો રેબઝેબ વછૂટયા; પણ એમ કાંઈ પૈડું નીકળે ? એ તો ઓજત નદીનો કાંઠો. બહુ ચીકણો કાંઠો, કાદવનો તો પાર નહિ. ચોમાસામાં તો કાંઠા ઉપર એટલો બધો કાંપ કે જો કોઈ માણસ ત્યાં ગયું હોય તો તે આખું ને આખું તેમાં સમાઇ જાય ! પણ એ દેશ રળિયામણો.

છેવટે ઇસર બારોટ કહે "ભાઈ ! હું ગામમાંથી કોઇનો બળદ લેઇ આવું. તે સિવાય અહીંથી આપણો છૂટકો થનાર નથી. "

ગઢવી તો ચાલ્યા ગામમાં. ઇસર બારોટ તો જે મળે તેને પૂછે " ભાઇ ! ચોરો કયાં છે ?" આમ પૂછતાં પૂછતાં એ તો છેવટે ચોરે પહોંચ્યા. બારોટે વિચારેલું કે, સોરઠ સ્વાગત કરવામાં શૂરું છે, એટલે ચોરાના પટેલીઆઓ તરફથી મને જરૂર મદદ મળશે.

ચોરામાં તો જુવાન ડાયરો જામ્યો હતો. ઘરડિયાઓ ખેતરે ગયા હતા. એટલામાં એક જુવાનીએ ઇસરને પૂછ્યું " લાગો છો તો ગઢવી જેવા, કયાં રહેવું ? "

ગઢવી કહે " મારે રહેવું તો મારવાડમાં; પણ આ હમણાં કાઠિયાવાડમાં ફરું છું. "

જુવાન કહે " અહીંઆં કયાંથી ? "

ગઢવી કહે " જવું છે તો પ્રભાસપાટણ, પણ આ તમારા ગામની નદીમાં અમારા ગાડાનું પૈડું કળી ગયું છે, કેમે કર્યું નીકળતું નથી. મારે એક બળદની જરૂર છે. "

કોઈ બોલ્યું નહિ.

ગઢવી કહે " શું આ ડાયરામાં કોઇ દાતાર નથી ? "

એટલામાં એક ટીખળી જુવાનીઆએ ગઢવીને કહ્યું " ના કેમ હોય ? છે, છે દાદુ દાતાર. એની બળદની જોડી કાંઈ જેવી તેવી ન જાણશો. એ તમને જરૂર બળદ આપશે."

ગઢવી કહે " એનું ઘર કયાં આવ્યું ? "

જુવાન કહે " આમ આઘું તરકવાડામાં જાવ ને પૂછો, એટલે નાનું છોકરૂંય ઘર બતાવશે. "

ગઢવી તો દાદુનું ઘર પૂછતા પૂછતા આગળ ચાલ્યા. બધા

જુવાનીઆઓનું તો હસવું માય નહિ.

ગઢવી તો રસ્તામાં જે મળે તેને પૂછે " ભાઇ! દાદુનું ઘર ક્યાં ?" બધાય વિસ્મય થાય: 'આને દાદુનું શું કામ હશે ?'

છેવટે ઇસર દાદુના પડી ગએલા ભાગ્યાતૂટયા ઘર આગળ આવી પહોંચ્યો. બારોટે પૂછ્યું " એ ભાઇ ! દાદુનું ઘર કયાં ?"

દાદુ—એ કોણ હશે બાપુ ?

એમ કહી દાદુ બહાર આવ્યો ને કહે "શું છે બાપુ ? મારૂં કામ છે ?"

ગઢવી—મારે તો દાદુનું કામ છે. હું તો એનું ઘર પૂછી પૂછીને થાકી ગયો છું.

દાદુ—પધારો, બાપુ! પધારો. એ હુંજ દાદુ છું. આ ખોરડું પાવન કરો.

પછી ઇસર બારોટ કહે " દાદુ ! મારે એક બળદ જોઇએ છીએ. અમારૂં ગાડું ઓજત નદીના કાદવમાં કળી ગયું છે."

દાદુ જાતે પઠાણ હતો. તેની પાસે એક પોઠીઓ હતો. તેજ તેના જીવનનો આધાર હતો. પોઠીઓ ચલાવી જે મળતું તેથી તે સંતોષ માનતો. તે તો એને જીવથીય વહાલો હતો; પણ એનું દિલ કાંઈ ગરીબ નહોતું. એ તો ઉદાર રંતિદેવ જેવો હતો.

દાદુ—ધન્ય દહાડો ને ધન્ય ઘડી. આપનાં પગલાં મારે ત્યાં કયાંથી ? બળદ તો શું પણ હું જાતે આવી ઘરમાં પેસી ગાડું એંચી આપું. પછી ?

બારોટને તો આથી ઘણો સંતોષ થયો. દાદુએ ખંડેરમાંથી હાડકાંની માળ જેવો પોઠીઓ કાઢયો, એ તો ગયા નદીકિનારે.

નદીકિનારે માણસ માતું નથી. મોટું ને નાનું, જુવાન ને ઘરડું; જેણે જાણ્યું તે બધું ત્યાં તૈયાર; દાદુના પોઠીઆની પરીક્ષા જોવા માટે. પણ એમ કાંઇ દાદુનું પોઠીઉં ગાંજ્યું જાય એવું નહોતું. પોઠીઆનું નામ ડોળિયો હતું.

એક બળદ કાઢીને પોઠીઉં જોતર્યું. દાદુએ ગાડાનું ખુંપી ગયેલું પૈડું હાથમાં લીધું ને પછી ડોળિયાને ડચકાર્યો. ગાડાવાળાએ પણ બળદ હાંકવા માંડયા. જોવા આવનાર માણસોએ પણ તમાસાની ખાતર ભારે કીકીઆરી કરી. આથી ડોળિયામાં અજબ શૂરાતન આવ્યું, એણે પૂંછડું ઉંચું કરીને અમાપ બળ કર્યું. પૈડું તો ઝટ દેઇને નીકળી ગયું.

ઇસર બારોટ કહે " શાબાશ દાદુ ! શાબાશ, તુંય ખરો ને તારો ડોળિયોય ખરો !" લોક બધા જોઇ રહ્યા !

પછી ગઢવી કહે " પઠાણ ! હવે હું જઇશ. તારો ઉપકાર ભૂલાય એમ નથી."

પઠાણ—ના, ના, એમ જવાય ? અમારે ત્યાં તમે ક્યાં રોજ આવી બેસી રહેવાના હતા ? જમ્યા પછી જજો.

બારોટે તો બહુ આનાકાની કરી, પણ એમ કાંઇ દાદુ માને ? એ તો બારોટને પોતાને ત્યાં લેઈ ગયો ને ફળિયામાં ગાડું છોડયું. આખું બાલા ગામ વાતો કરે છે, કે "ઘરમાં સવારનું છે તો સાંજનું નથી ને સાંજનું છે તો સવારનું નથી; તો પછી એ મહેમાનની મહેમાનગીરી કેવી રીતે કરશે ?"

દાદુ તો ગામમાં એક વેપારીની દુકાને ગયો. પોતાનું પડેલું ઘર ગીરો મૂક્યું ને પછી સીધુસામગ્રી ને થોડા રૂપીઆ લઇને તે ઘેર આવ્યો. બ્રહ્મપોળમાંથી એક બ્રાહ્મણને બોલાવ્યો ને ચોખ્ખી રસોઇ કરાવી.

આ ગરીબ દાદુને તકલીફ આપવા માટે ઇસર બારોટ ખૂબ મુંઝાયા; પણ દાદુનું દિલ જોઇ એમને લાગ્યું કે "દાદુ દુભાશે તો પ્રભુ દુભાશે; માટે દાદુની મહેમાની સ્વીકારવી."

રસોઇ તૈયાર થઇ. બારોટ જમવા ઉઠયા. દાદુએ તો ખાંડ, ચોખા અને ઘીની તાંસળીઓ તૈયાર રખાવી હતી. પ્રેમીનું ભોજન એટલે બારોટને તો આ જમણમાં કોઇ રજવાડાની રસોઈ કરતાંય વધુ મજા પડી.

પછી ગઢવી કહે "બાપ, દાદુ ! તારાં તે હું શાં શાં વખાણ કરૂં ! આ જીભમા પૂરૂં એટલું સામર્થ્ય નથી. તેં આખા સોરઠને, અરે આખા બાલાગામને ને **આખી પઠાણજાતિને ઉજાળી છે.**"

ગઢવી જમી ઉઠયા, એટલે દાદુ તેના ચરણમાં લોટી પડયો અને સો કોરીની ઢગલી કરી ! "ભલે ! ભલે બાપ દાદુ ! તેં તો ઘણું કર્યું. મારે હવે કાંઇ ન જોઇએ." ગઢવીએ ઉદ્‌ગાર કાઢયા.

દાદુ—હું કહું તેમ તમારે કરવું. તમારે બોલવાની કશી જરૂર નથી.

ઈસર બારોટ તો દાદુની વિદાય લઇ ત્યાંથી રાજી થઇ નીકળ્યા. પેલા ચોરા આગળ આવ્યા ને દાદુના પુષ્કળ વખાણ કર્યાં. બધા દિંગ થઈ ગયા, જાણે પથ્થરના મૂતઆ !

પછી બારોટ તો પ્રભાસપાટણ ગયા. જાત્રા પૂરી કરી છેવટે એ તો દિલ્હી ગયા.

દિલ્હીમાં તો બાદશાહ અકબરનું રાજ્ય ચાલે. એના દરબારમાં વિદ્વાનો અને કવિઓને સન્માન બહુ. મારવાડનો ઈસર બારોટ આવ્યો છે એમ જાણી તેણે ગઢવીના માન સાથે પોતાના દરબારમાં પધરામણી કરાવી. ઇસર બારોટની ખ્યાતિ તેમજ ચમત્કાર બાદશાહથી કાંઇ અજાણ્યાં નહોતાં. તેથી બાદશાહે તેને ખૂબ માન આપ્યું.

પછી અકબર કહે "કવિરાજ! આપ ક્યાં ક્યાં ફરી આવ્યા? તમારો પ્રવાસ સાંભળવાની મને ઇચ્છા થઇ છે."

બારોટ—જહાંપનાહ! હું આપની પાસેથી એક વચન લેવા આવ્યો છું. જો આપ વચન પાળવા ઇચ્છા રાખતા હો તો હું વાત આગળ ચલાવું; નહિ તો મારે રસ્તે પડું.

અકબર—કવિરાજ! તમે કહો તે મારે કબૂલ છે.

ગઢવી—બસ થયું. જહાંપનાહ! મારે જરૂર પડશે ત્યારે તે માગીશ. લ્યો હવે સાંભળો મારા પ્રવાસનું વર્ણન.

બારોટે તો પોતાના સુમધુર સૂરથી ભાવભર્યા દૂહા છોડયાઃ—

"ચાલો જઇએ દ્વારકા, મહા ધરમનું ધામ;
જાતાં ભેટીએ જાદવો, વળતાં રાવળ જામ.
× × × ×
ઉંચેરો ગઢ દ્વારકા, પથરા લાખ કરોડ;
સામો સાગર ગડગડે, રાજ્ય કરે રણછોડ.
× × × ×
મીઠાં આંબા આંબલી, મીઠાં દાડમ હાર;
ગરવા ગઢ સોહામણા, કામણગારી નાર.
× × × ×
સોરઠ દેશ સોહામણો, ચંગા નર ને નાર;
જાણે સ્વર્ગથી ઉતર્યાં, દેવ-દેવી અવતાર.
ભાદર આરે જળ ભરે, તાંબા પિત્તળ હેલ;
જોબન મદમાતી વહૂ, હાલે ઢળકતી હેલ.
× × × ×
ધન તે પુરી સુદામાની, જેમ શંકર કેદાર;
પ્રભાસ પ્રાચી પાટણે, સોમનાથ અવતાર.
× × × ×
દીવ, ઘોઘા ને પારડી, સાચું ગામ શિહોર;
દરિયા, ડુંગર ને નદી, માણુસ જાત ચકોર.
× × × ×
જડીઓ જંગલમાં વસે, ઘોડાનો દાતાર;
ત્રુઠો રાવળ જામને, હાંકી દિયો હાલાર.
+ + + +
મચ્છુ કાંઠો ને મોરબી, વળતું વાંકાનેર;
ચંગા માડું નીપજે, પાણી વળ્યાનો ફેર.
× × × ×
આંબા, જાંબુ, આમલી, સરસ ગુલાબ સુરંગ;
કેતકી, ચંપો, કેવડો, નીરખી હરખે મન.

ઘેર ગાય ભેંસો ઘણી, દહીં દૂધ ભરીઆં માટ;
ઘર ઘર છાયા લીંબની, ચોરે મળીઆ ભાટ.

\+ + + +

જુનાણે જુનો વસે, પીર તે હુરો પીર;
પતિયાં કેરી પત હરી, સુવર્ણ કર્યાં શરીર.
જૂનાણે જમીઅલ વસે, આંમરણ દાવલ પીર;
શેત્રુંજે અંગારશા, ત્રણ એ મોટા પીર.

\+ + + +

ભલપે ભોજ, દાને કરણ, ટેકીલો હરિશ્ચંદ્ર;
સોરઠ દાદુ ચંદ, પરદુઃખભંજન પેખીઓ.
જાણે કળાએલ મોર, શંકરસુત સેનાનીનો;
ડોળિયા તારી જોડ, દેશ ન લાધે દાદવા.
કીડી હાર કટાર, સીકા શું આવે ચઢી;
તેમજ માંગણહાર, દશું બાંધી તેં દાદવા.
ઘડીકનાં ઘડીઆળાં, કોઈ છતરપતિ ચેત્યા નહિ;
માથે મરણ દમામા, દન-રાત વાગે દાદવા !
ગરુડ વડેરાં પંખીરાં, ધ્રૂવ તારે તારાં;
મેરુ વડેરાં ડુંગરાં, દાદુ દાતારાં.

અકબર તો આ સાંભળીને નવાઈ પામ્યો. એ કહે "એ દાદુ દાતાર અહીંઆં આવે કે ?"

બારોટ—જરૂર હજુર! આપનો હુકમ હોય તો તેડાવું.

દાદુને તો બાલાગામથી બાદશાહી માણસ સાથે દિલ્હી બોલાવવામાં આવ્યો. બારોટે બાદશાહના દેખતાં તેનાં ખૂબ વખાણ કર્યાં અને બાદશાહે આપેલું વચન યાદ કરાવ્યું.

બાદશાહ—કવિરાજ ! બોલો તમે કહો તે આપું.

બારોટ—મારે તો દાદુ માટે ગિરાસ જોઇએ.

બાદશાહે તરતજ દાદુને બાલાગામમાં ગીરાસમાં જમીન આપી. દાદુ તો ખાય છે, પીએ છે ને મઝા કરે છે.

આજેય બાલાગામમાં દાદુના વંશજો એ ગીરાસ ભોગવે છે.

(હસ્તલિખિત 'પ્રેરણા'માંથી 'લોકવાર્તાઓ'ને આધારે 'બાળમિત્ર'માં છપાયલું તે ઉપરથી ઉદ્ધૃત.)

# ૧૪—छाराओ

અમદાવાદ એલિસબ્રીજ પાસે, છારાઓની એક ટુકડી કેટલાંક વર્ષોથી નાના નાના તંબુએ નાખીને પડી છે. એ કોમ ગુન્હેગાર કોમ ગણાય છે અને દરરોજ પોલીસ તરફથી એમની હાજરી લેવામાં આવે છે.

નદીતટે રહેવાથી એમનાં મળમૂત્રથી નદીનું પાણી દરરોજ દૂષિત થાય છે; પરંતુ મ્યુનિસિપાલીટી એમની હાજતોપૂરતી પણ કંઈ ગોઠવણ કરતી નથી અને નદીને અનારોગ્ય થવા દે છે!

એમને રહેવાના નાના નાના તંબુઓ, એમનાં કુટુંબોની મર્યાદા સાચવી શકે એ અશક્ય છે અને બાળબચ્ચાંસહિત એ બિચારાં એટલી જગામાં માઇ પણ શકતાં નથી.

અનેક જાતના ચેપી રોગથી એ લોક પીડાયાં કરે છે, પણ એમની દવાદારૂ કે વૈદ્યકીય સંભાળ લેનાર દયાળુ ગણાતા આ ધનવાન શહેરમાં કોઈ નથી! ચાંદા, ગડગુમડ, ખસ એ એમનાં સામાન્ય રોગો છે. તાવથી પણ એ બિચારા પીડાયાં કરે છે અને બળિયાના રોગથી પીડાતાં પણ ઘણાં બાળકો એ સ્થળેથી પકડાયાં હતાં.

ચોરીઓ કરવામાં એ લોકો હોંશિયાર છે અને શહેરમાં જે ખરી કે ખોટી ચોરી થાય છે, ત્યારે એમની જડતી લેવામાં આવે છે. એમને જેમ વૈદ્યકીય મદદ કરવામાં આટલા બધા દાક્તરો કે વૈદ્યોથી ભરેલા શહેરમાં કોઈ હરિનો લાલ મળતો નથી, તેમ પોલીસજુલમથી બચાવવા કે કોર્ટ તરફથી દાદ અપાવવા આટલા વકીલો નવરા ફરે છે, પણ કોઇને લાગણી થતી નથી.

એમનાં બાળકો ભટકયા કરે છે અને અજ્ઞાનતા તથા ગંદકીમાં સડે છે, છતાં શિક્ષણશાસ્ત્રમાં રસ લેનાર સેંકડો સ્ત્રીઓ અને પુરુષો જયાં શિક્ષકોનું કામ કરે છે એવા શહેરમાંથી એમને લખતાં વાંચતાં શીખવનાર કોઈ મળતું નથી.

હજારો ધનવાન લોકો અહીં થઇને જાય છે, પણ એમનાં રહેઠાણો જોઇને પાંચ વીંઘાં જેટલી છૂટી જમીન લઈ આપવાનો તે કોઇને વિચાર થતો નથી. સરકાર, લોકલ બૅાર્ડ કે મ્યુનિસિપાલીટી કોઈ એમને માટે વ્યવહારૂ મદદ આજ દિન સુધી કરી નથી શકયું!

ચોમાસાના ચારે મહિના, વિદ્વાન સંન્યાસીઓ શેઠ મોતીલાલ હીરાભાઈના બંગલામાં કથા કરતા હતા ત્યાં સાંજના હજારો સનાતન હિંદુ ધર્માવલંબીઓ જતા, રસ્તામાં પોતાનાજ ધર્મના અંગરૂપ આ જમીનદોસ્ત કોમને એ લોકો જતાં આવતાં જોતાં હશે; પણ કોઇનું એમને માટે દયાર્થી રૂંવું ય ફરકયું જાણ્યું નથી.

આમ વિદ્વાન, ધનિક, વૈદ્ય. દાક્તર, શિક્ષક કે ધર્માભિમાની, કોઇને આ આપણુંજ એક અંગ સડેલું પડયું છે તેને સુધારવાનો વિચાર સરખો કેમ નથી થતો ?

શું આખરે આ લોકને મુસલમાન કે ખ્રિસ્તી થઈ જવા દેવા છે ? અને શું ત્યાંસુધી એમને સનાતની હિંદુ કે આર્યસમાજીમાંથી પણ કોઈજ નહિ સંભાળે ?

હજી છારાઓમાં બુદ્ધિબળ, વ્યવહારૂ જ્ઞાન, સંઘબળ વગેરે છે. એમનાં પંચો મળે છે ત્યારે સ્ત્રીઓસુદ્ધાં પંચમાં સરખા હક્ક ભોગવે છે.

સાહિત્ય અને સમાજશાસ્ત્રની દૃષ્ટિએ છારાઓનું અવલોકન કરવા યોગ્ય છે. એમની રહેણીકરણી અને વસ્ત્રાલંકાર ઉપરથી એક છારાસ્ત્રીનું ચિત્ર, ભાઈ કનુ દેસાઈએ દોર્યું છે તે બહુ સુંદર લાગે છે !

આથી સમાજસેવા પરિષદ વખતે સમાજસેવકોનું ધ્યાન આ છારા કોમની સેવા તરફ દોરવામાં આવ્યું છે. અનીતિ, દારૂ અને અજ્ઞાનતામાં પડેલી આ કોમ પાછળ, માત્ર દશ વર્ષ પદ્ધતિસર કામ કરવામાં આવે તો મારી ખાત્રી છે કે ભીલ, રાનીપરજ અને અંત્યજ-વર્ગમાં જેવા સુધારા થવા લાગ્યા છે તેવાજ સુધારા આ અસહાય અને વિસરાયલી કોમમાં પણ થઈ શકશે.

દાર્જીલીંગથી ૧૫૦ માઇલ ઉત્તરે પોસ્ટ અને તારથી પણ દૂર, જવર અવરનાં સાધન સિવાય ખ્રિસ્તી પાદરીઓએ ભૂતિયા અને ટિબેટની જંગલી જાતિઓને સુધારવા જમાનાઓથી મહેનત કરી છે. એમણે એમની ભાષાના અભ્યાસ કર્યા, વ્યાકરણ રચ્યાં, વાચન-માળાઓ બનાવી અને હજી એમને મનુષ્યત્વ આપવાના નાના પ્રકારના પ્રયત્નો પાદરી લોકો તરફથી ચાલુ છે ! આપણે નાહવા-ધોવાના અને પૂજાપાઠના ધર્મમાંથી કયારે પરવારીશું ?

"કથા સાંભળી ફૂટયા કાન તોયે ન આવ્યું બ્રહ્મજ્ઞાન."

મનુષ્ય બંધુઓ તરફની ફરજ તો રહી, પણ આ તો આપણીજ પાસે પડેલાં આપણાં સહોદર જેવાં અભાગી ભાંડુઓ છે. કોઇ એમની વહારે ધાશે ?

("સંદેશ" ૧૯૮૬ના નો ખાસ અંક લેખક:—ડૉ. હરિપ્રસાદ વ્રજરાય દેસાઇ)

# १५–धार्मिक संस्थाओनो सडो साफ करो !

ધર્માચાર્યો અને સાધુબાવાઓનો હિંદની વધતી જતી બેકારીમાં જબ્બર હિસ્સો છે. એમનાં પુનિત પગલાં અને શુભાશીર્વાદના પ્રતાપે અંધશ્રદ્ધા અને કંગાલિયતની દેશ ઉપર અમોઘ કૃપા વરસી રહી છે. સાધુબાવા તો પેટપૂરતું અન્ન માગી લઇને સંતોષ માને, પરંતુ પોતાને પ્રભુ મનાવતા ધર્માચાર્યોની ચૂસણક્રિયા ઘણી કારમી છે. હિંદુસમાજને શરીરે આવી ૫૬ લાખ જળો વળગીને લોહી ચૂસી રહી છે. ૫૬ લાખમાં ભીખારીઓનો મોટો ભાગ છે, જ્યારે સ્વર્ગના દલાલોની સંખ્યા ઘણી ઓછી છે; છતાંય આ નાનો વર્ગ સમાજનું સત્યાનાશ કાઢવામાં પેલા મોટા વર્ગ કરતાં લાખોગણો બળવાન છે. સમાજની શોષણક્રિયા કરવામાં આ પોપજીઓનો સંઘ પાવરધો બનેલો છે; પ્રજા પાસેથી પૈસા કઢાવવામાં તેઓ પારંગત થયેલા છે; દરિદ્રાવસ્થા ભોગવતા દેશબાંધવો પાસેથી નારકી યાતનાઓનો ભય બતાવીને પડાવેલા પૈસાનો દુરૂપયોગ કરવામાં તેઓ એક્કા છે. આ અને બીજા અનેક પાપાચાર સેવતા છતાં પોતાને પવિત્ર મનાવવાની નફટાઇનો તેઓ નમુનો છે.

ખેડુતો ને વસવાયાં જેવાં ગરીબ ચેલકાંઓ પાસેથી ભીખમગા 'બાપુ'ઓ ચૂલાવેરો કે બીજો લાગો પરાણે પડાવે છે. ઘરમાં ખાવા ધાન ન હોય છતાંય બાવા–બાપુ ઉઘરાણી માટે આવે ત્યારે ઉછીનું લાવીને, ઘરમાંની કોઈ વસ્તુ સસ્તે ભાવે વેચી નાખીને કે વેપારી પાસેથી વ્યાજે લાવીને પેલાના પૈસા આપવા પડે છે. આવા માર્ગી-પંથના સાધુડાઓએ હલકી કોમોમાં એવી માન્યતા ફેલાવી દીધી છે કે 'નુગરા નરકે જાય.' આથી આ ભોળાં અજ્ઞાન માણસો જટા-વાળા, લંગોટવાળા, રાખ લગાડેલા અને ભગવાં વસ્ત્ર પહેરેલા શય-તાનને પણ સંત–મહંત માની લઈ તેને ગુરુ બનાવી 'નુગરા' બનતા અટકી સ્વર્ગનો પરવાનો મેળવવા તત્પર રહે છે. આવા અડબંગ ગુરુને ગુરુદક્ષિણા કે લાગો આપવામાં સકારણ વિલંબ થાય તો બાવો ગાળો સંભળાવે છે, શાપ આપે છે અને પોતાને ભયભીત કરવા નરકવાસનાં વિચિત્ર વર્ણનો ભસવા માંડે છે. આમ આવાં ગરીબ માણસોને આવા બાવા–સાધુ–સંત–મહંતો વધારે ગરીબ બનાવે છે.

આવોજ પ્રકાર ધર્મગુરુઓ અને સંપ્રદાયના આચાર્યોનો હોય છે. ફેર માત્ર એટલોજ કે, આ વર્ગમાંના કેટલાક કેળવાયલા વેદીયા વિદ્વાનો હોય છે તો કેટલાકને રાજા–મહારાજાની પેઠે કોઇ પણ જાતની લાયકાત નહિ ધરાવતા છતાં તેઓને ગાદીવારસના હક્ક મળેલા હોવાથી ધરાર ધણી થઇ બેઠા છે. આ લોકોનો વિશેષ

કાબુ મધ્યમ વર્ગપર, ધનિકોપર તથા કેળવાયલા છતાં વેદિયા ઢોર જેવા રહેલા વિદ્વાન વર્ગપર હોય છે. સાધુ–બાવાના ચેલા હોય છે તેમ આ ગુરુઓનાં શિષ્ય–શિષ્યાઓ હોય છે. માર્ગી બાવાઓની પેઠે અહીં પણ અભેદભાવનાં ઓઠાં તળે તેમજ તન–મન–ધન પ્રભુજીને અર્પણ કરવાના બહાના નીચે ભોગવિલાસ ને પાપાચારની જમાવટો થાય છે. આ અધમાચાર્યો પણ 'ગુરુ વિણ જ્ઞાન નહિ, ગુરુ વિણ મોક્ષ નહિ' વગેરે ઘરઘરા સૂત્રોથી શિષ્યોની બુદ્ધિને નાથી લે છે. અભેદમાર્ગના આ પ્રવાસીઓ ગરીબ–તવંગર વચ્ચેનો જબ્બર ભેદ રાખતા હોય છે. તેમનો અભેદભાવ માત્ર કાંચન અને કામિનીપરત્વેજ અનુભવાય છે. આ બે વસ્તુઓ પારકી હોવા છતાં તેઓ પોતાનીજ માને છે.

શિષ્યોને ચૂસવામાં પણ આ શાસ્ત્રીય ચંડાળો ધાર્મિક જબરદસ્તી વાપરે છે. ગરીબ શિષ્ય પૂરતા પૈસા આપી ન શકે તો તેને ત્યાં પધરામણી કરતા નથી! કોઇ થોડાં નાણાં આપી શકે તેને ત્યાં ઓશરીમાં ઉભા રહીને ચાલ્યા આવે છે અને પુષ્કળ પૈસા આપનારા ધનિકોને ત્યાં લાંબો વખત બિરાજવાનો અવકાશ આ પ્રભુઓને જરૂર મળે છે. હવેલીઓમાં અને આશ્રમોમાં ધનિક સ્ત્રીઓની સેવાઓનો સ્વીકાર પણ અજબ રીતે થતો અનુભવાય છે. કોઇ કારણસર આ પોપજીઓની ઇચ્છા પરિપૂર્ણ થાય નહિ તો તેમના ગુન્હાના પ્રમાણમાં 'દર્શનબંધ'ની 'મંદિરપ્રવેશબંધ'ની, 'ચરણ-સ્પર્શ બંધ'ની અને 'સેવા બંધ'ની સજાઓ થાય છે! ધર્મગુરુઓના આવા ત્રાસ, અધર્માચરણ ને પાપાચારથી ત્રાસી કોઇ શિષ્ય સાચું કહેવા જાય તો તેને નરકની યાતનાઓ અને આવતા જન્મમાં નીચ યોનિમાં જન્મી દુઃખ ભોગવવાની ભયંકર કલ્પનાઓથી ડરાવી દેવામાં આવે છે! તેથી પણ નહિ ડરનારો કોઇ નીકળે તો તેનાં નાલાયક વેદિયાં કુટુંબીઓ મારફત તેને હેરાન કરવાનાં કાવત્રાં પણ રચવામાં આવે છે. કોઈ શાહુકાર સંબંધી મારફત દબડાવીને જ્ઞાતિબહાર મૂકવાના પ્રપંચો ખેલવામાં પણ આ પુણ્યવંતા ધર્માવતારો પાછું વાળી જોતા નથી. આમ દરેક પ્રકારની શયતાનિયત શિષ્યોને ચૂસવામાં આ ધર્માચાર્યો વાપરી રહ્યા છે.

સંસારનો ત્યાગ કરીને, વૈરાગી બનીને, સંસારની વધારેમાં વધારે મોજ માણવામાં મશગુલ રહેતા ધર્માચાર્યો પોતાના ભોગ-વિલાસને પોષવા ને સંતોષવા માલેતુજાર મુદીદાર બનવા મથે એ સ્વાભાવિક છે; અને તેથીજ જનતાની સેવા કરવાને બદલે જનતા પાસેથી સેવા લેવામાં તથા એ સેવા કરવાના સામા દામ લેવામાં તેઓ આપખુદ રાજ્યકર્તાના હરીફ બની બેઠા છે.

અત્યારે આવા સ્વાર્થી ને દંભી ધર્માચાર્યોના સતત પ્રયાસ ને

પ્રચારકાર્યથી હિંદમાં અંધશ્રદ્ધા, નિવૃત્તિપરાયણતા, દેવદેવીઓના કોપની વિવિધ કલ્પનાઓ, નીતિ તથા ધર્મનાં અવ્યવહારૂ સૂત્રો, પ્રમાદ, નિર્માલ્યતા વગેરે ઘર કરી બેઠાં છે. ઉપરાંત, આવા વેદિયાવેડાને લીધે કેટલાય વહેમો અને કુરૂઢિઓ ઘૂસી ગઇ છે, જે સમાજનું સત્યાનાશ વાળી રહ્યાં છે. દેશની દરેક પ્રકારની અધોગતિનું મૂળ આમ અત્યારે તો આ ધર્માચાર્યોજ છે.

લોકોની ધર્મઘેલછા પણ હદ વટાવી ગઇ છે, તેથી બુદ્ધિમાં નહિ ઉતરે તેવી તેમજ પ્રત્યક્ષ પ્રમાણથી પર એવી બાબતોને સાચી માની લે છે; અને સૌથી નુકસાનકારક તો ધર્માચાર્યોને અંતર્યામી, સર્વજ્ઞ, સર્વશક્તિવાન માનવાની ભાવના છે. આવી સજ્જડ માન્યતાને લીધે ગુરુઓ પણ માણસ છે એ શિષ્યો સદંતર ભૂલી જાય છે ને તેમને સંપૂર્ણ માનીને તેમની ગમે તેવી હલકટ વાસનાઓને પોષવામાં ધર્મ અને ફરજ સમજે છે! તમામ દુન્યવી મનુષ્યો પોતાનાં કર્મોનાં ફળ ભોગવવા જન્મેલા છે અને ડગલે ને પગલે પાપ કરતા હોય છે. તેવા ગુરુઓના સ્વાર્થી બોધને લીધે અણઘડ મનુષ્યો પોતાને પાપી સમજી લે છે અને તે પાપમાંથી છૂટવા ગુરુના ચરણમાં સર્વસ્વ હોમવા તૈયાર થાય છે. આ કારણે કમાણીના પ્રમાણમાં સૌ શિષ્યો ગુરુચરણમાં નાણાં ધરીને પાપમુક્ત થયા માની લે છે. બાળકો ભૂખે ટળવળતાં હોય, પત્નીનાં શરીરપર પહેરવા પૂરાં કપડાં ન હોય કે ઘરમાં ખાવાના સાંસા હોય, છતાંય આ લહેર ઉડાવતા પાપાત્માઓનાં ચરણમાં કંઇને કંઇ ધરવું પડે છે.

આ તમામ અલમસ્ત બાવાઓ, ધર્માચાર્યો ને મહંતો ભોળી જનતાને ઇશ્વરને નામે ઠગીને કસદાર બની જાય છે. પછી પોતાની હવેલીઓ, આશ્રમો, મઠો, મંદિરો વગેરે બનાવીને રંગરાગ ઉડાવે છે. આ અઢળક દ્રવ્યસંચયનો દુર્વ્યય તેઓ અવનવી લલનાઓને ફસાવવામાં તેમજ ધાર્મિક અધઃપતન ને અંધશ્રદ્ધા વધારવામાંજ કરે છે, કે જેથી પોતે ને પોતાના વંશવારસો કે ગાદીવારસો પણ વગરમહેનતે ચેલકાંઓ ને શિષ્યગણને ચૂસીને લહેર કર્યાં કરે. શિષ્યો પાસેથી પડાવેલાં નાણાંનો શિષ્યોની આર્થિક ઉન્નતિ કરવામાં કે જનસમાજને હુન્નર–ઉદ્યોગની કેળવણી આપવામાં કે ગરીબવર્ગને ભણવામાં મદદ કરવામાં ઉપયોગ થતો નથી. કદાચ એવો કોઇ અપવાદ નીકળે તો નીકળે; બાકી જો શિષ્યવૃત્તિઓ અપાતી હશે તો કીર્તિલોભને ખાતર કે કોઇ ગેબી ગુપ્ત કારણને લીધે કે કોઈ પણ પ્રકારનાં દબાણથીજ અપાતી હશે.

આ દ્રવ્યશોષણની ક્રિયા બ્રિટિશ ગવર્ન્મેન્ટને આંટી જાય એવા બહોળા પ્રમાણમાં ધાર્મિક ગવર્ન્મેન્ટ તરફથી થઇ રહી છે. સરકાર જેમ આપણા ભલા માટે, આપણી પ્રગતિ માટે, આપણને સ્વ-

રાજ્યને લાયક કરવા આપણાપર રાજ્ય કરે છે; તે પ્રમાણેજ ધર્માચાર્યો આપણા ભલા માટે આપણને પાપમાંથી બચાવવા અને આપણને મોક્ષને માર્ગે ધકેલવા બિચારા ત્યાગી બનીને આપણાપર સત્તા ચલાવે છે! હિંદને આમ બેવડો માર પડવાથી બેકારી દિવસે દિવસે વધતી જાય છે અને કંગાલિયતના પ્રતાપે ઉત્તરોત્તર હિંદની અવનતિ થતી જાય છે. આર્થિક અવદશાનો અંત આવે તો આપોઆપ બીજી મુશ્કેલીઓ દૂર થવા માંડે. આ આર્થિક નડતરને લીધેજ હિંદના યુવકોને વિજ્ઞાનનું ઉચ્ચતમ શિક્ષણ મળી શકતું નથી. તીક્ષ્ણ બુદ્ધિ ને ચપળતા હોવા છતાં કેટલાય યુવકો વિદેશ વિચરી શકતા નથી. સર જગદીશ બોઝ અને રામન જેવા કેટલાય અન્ય યુવકો શોધખોળમાં માથું મારી શકતા નથી, કેટલાંય ગરીબ માબાપોનાં બુદ્ધિશાળી બાળકોને વિદ્યાભ્યાસનાં સાધન સગવડોને અભાવે કાચી ઉંમરમાંજ ધંધે ચઢી ગરીબી સ્વીકારવી પડે છે.

દેશભરમાં જમીન ખેડી નીભાવ કરતા લોકો ૬૦ ટકા ઉપરાંત છે. આ લોકોને ઘણી મહેનતે અનાજ તથા કપાસ વગેરે બીજી વસ્તુઓ પેદા કરવી પડે છે; પરંતુ તેનો ઉપભોગ તેઓ પોતે પૂરતા પ્રમાણમાં કરી શકતા નથી! દરબારોને, જમીનદારોને કે વેપારીઓને અર્ધ ઉપરાંત ભાગ આપી દેવો પડે છે. પરિણામે મહેનત કરવા છતાં અને ધાન્યાદિ પકવતા છતાં ખેડુતો અને ખેતરમાં કામ કરતા મજુરો તો ભૂખેજ મરે છે! આના મૂળમાં પણ બેકારીજ રહેલી છે. અમેરિકા જેવા દેશોમાં વૈજ્ઞાનિક સાધનોની સગવડથી નકામી જમીનને પણ સારી બનાવવામાં આવે છે; એ જમીનમાં જે જાતનો પાક લેવા વાવેતર કરવાનું હોય તેને અનુકૂળ રાસાયણિક ખાતર નાખવામાં આવે છે; છોડ, વેલા કે ઝાડોને નુકસાન કરનારાં જીવડાંનો વિજ્ઞાનની મદદથી નાશ કરવામાં આવે છે; જમીનમાંથી વધારેમાં વધારે, વહેલામાં વહેલો અને સારામાં સારો પાક તેઓ એવાં સાધનોદ્વારા લઇ શકે છે. એટલે કે થોડી મહેનતે થોડી જમીનમાંથી પણ પુષ્કળ ઉત્પન્ન લઇ શકે છે. હિંદમાં બેકારીના પ્રતાપે એવાં સાધનોનો સર્વથા અભાવ છે.

ધર્માચાર્યો પાસે દ્રવ્યસંચય વધુ પ્રમાણમાં થાય તો નાણાં વ્યાજે ધીરવામાં આવે છે કે મતમતાંતરોના ઝઘડા ઉભા કરી શિષ્યોમાં કુસંપનાં બીજ રોપવામાં આવે છે! ગાદીવારસાના હક્ક માટે અદાલતનો આશ્રય લેવાય છે અગર તો અમુક શિષ્યાઓને વિષયવૃત્તિ માટે રીઝર્વ રાખી તેમને ખાનગી ખર્ચો પૂરાં પાડવામાં આવે છે! ઘણે ઠેકાણે ચેલાઓ કે અન્ય વ્યકિતઓ ગુરુનાં પાપોથી પરિચિત થવાથી નાણાં હજમ કરી જાય છે કે કોઇ રાજા પરાણે પૈસા પડાવી લે છે. આમ આ ધર્મને બહાને, ગરીબ જનતા પાસેથી

ભૂખ્યાં રાખીને લીધેલાં નાણાંનો અધર્મ અધમાચાર્યો કરતા હોવાથી તે નાણાં અધર્મમાંજ વપરાય છે. અગર તો મંદિરોની ટ્રેઝરીમાં કે કોઇ શેઠના વેપારમાં ગોંધાઇ રહે છે.

ત્યારે આમ વેડફાઈ જતી લક્ષ્મીનો અટકાવ કેમ થઈ શકે? જે દ્રવ્યસંચય એકઠો થયો છે તેનો સદુપયોગ કેમ થઈ શકે? પ્રજાની ગરીબી ટાળવા આ ધર્મને નામે લૂંટેલી લક્ષ્મી હસ્તગત કરવા શા ઉપાયો લેવા? વગેરે પ્રશ્નો ગંભીરપણે પણ ત્વરાથી વિચારવાના રહે છે. વિમાનની ગતિએ જગત આગળ ધપ્યે જાય છે તેમાં કીડી વેગે પ્રગતિ કરનાર હિંદ કચરાઇ મરવાનુંજ છે. વડીલોની શરમ, નારકી યાતનાઓનો ભય, રૂઢિબંધનો, ધાર્મિક વહેમો વગેરેને તિલાંજલિ આપીને હિંદના યુવકોએ જીવનપલટો કરી નાખ્યેજ છૂટકો છે. કાપુરષોસમા રૂઢિરક્ષકોનાં મંતવ્યોને મારી નાખવા કૂપમંડુકોને બહાર કાઢી વિશાળ સરોવરનું ભાન કરાવવા; ધર્માચાર્યોનાં ધતિંગો ખુલ્લાં પાડવા ને તેમની સત્તાના ચૂરેચૂરા કરી નાખવા, તેમને ગરીબ પ્રજાનાં લોહીથી ખરડાયલાં નાણાંનો સ્વચ્છંદ ને વિષયતૃપ્તિમાં ઉપયોગ કરતા અટકાવવા અને એમણે એકઠા કરેલા દ્રવ્યને પ્રજાના ઉદ્ધારકાર્યમાં યોજવાનો પ્રબંધ કરવા યુવકોએ કમર કસવી જોઇશે. ધાર્મિક સંસ્થાઓની સુધારણામાટે જબ્બર પાયા ઉપર ચળવળ ચલાવવી જોઇએ. સ્વરાજ્યની જેમ આ પ્રશ્ન પણ સર્વદેશી બની જવો જોઇએ. ધાર્મિક અને સામાજિક સડો સાફ કરવા યુવકોએ યાહોમ ઝુકાવવું જોઇએ. આઝાદીનાં દરેક અંગને નિષ્પ્રાણ કરતી આ પુરાણી પ્રથાઓને કોઇ પણ ભોગે પોષાતી અટકાવવી જોઇએ, તેના પાયા હચમચાવી મૂકવા જોઇએ.

લોકોને ધૂતી ધૂતીને ધન ભેગું કરનારી તમામ ધાર્મિક સંસ્થાઓનો વહીવટ પ્રજાવિકાસના ધોરણે રચવા અને એ નાણાંનો પ્રજાહિતાર્થે ઉપયોગ કરવાની યોજના નીચે પ્રમાણે ઘડી શકાયઃ–

(૧) મંદિરો, મઠો, હવેલીઓ, આશ્રમો વગેરે તમામ ધાર્મિક સંસ્થાઓ જે શિષ્યો, ચેલકાંઓ, સંપ્રદાયના અનુયાયીઓ કે પ્રજાવર્ગ તરફથી આપવામાં આવતાં નાણાંને લીધે નભતી હોય તે તમામ સંસ્થાનો કબજો એક ક્રાંતિવાદી મંડળના હસ્તક રહેવો જોઇએ, કે જેથી એ મંડળ જેને દુનિયા ગરીબ ગણે છે ને જેને મુડીદારો તેમ ધર્માચાર્યો વધુ ગરીબ બનાવતા રહ્યા છે તેમનો ઉદ્ધાર કરવામાં એ સંસ્થાઓનો ઉપયોગ કરે.

(૨) જે ધર્માચાર્યો પોતાનો ઘમંડ છોડી સેવાધર્મને સ્વીકારવાની ના પાડે તેમને પદભ્રષ્ટ કરવા.

(૩) સાધુ–બાવા કે એવા બીજા ભિક્ષુકોને ભીખ આપવી બંધ કરવી અને તેમને ખેડ કે એવા બીજા મજુરીના ધંધામાં કામે

લગાડવા તજવીજ કરવી.

(૪) મંદિરોમાં મૂર્તિઓને ભોગ ધરાવવાને નામે, શૃંગાર સજાવવાને નામે તથા તેને લગતી અન્ય જૂઠી જરૂરિયાતો અંગે કરવામાં આવતાં લખલૂટ ખર્ચો તદ્દન કાઢી નાખવાં.

(૫) ગુસાંઇનાં બાળકો, અન્ય સંપ્રદાયના ગાદીધારીઓ, આશ્રમો બાંધી બેઠેલા મહાત્માઓ અને આચાર્યો, મઠધારીઓ, ધર્માલયોના અધિષ્ઠાતાઓ તથા એવી અન્ય સંસ્થાના સ્થાપકો અને ચાલકોનાં અંગત ખર્ચપર અંકુશ મૂકવો.

(૬) અત્યારે અપાતો ગુલામી ઉપદેશ બંધ કરાવી, પ્રજા પ્રગતિને માર્ગે જઇ શકે તેવો ઉપદેશ આપવા ધર્માચાર્યોને ફરજ પાડવી.

(૭) ગરીબ લોકોનાં ચપળ બાળકોને કેળવણી આપવામાં આ પ્રજાકીય નાણાંનો ઉપયોગ કરવો.

(૮) ધાર્મિક સંસ્થાઓ પ્રજાના પૈસાથી પોષાતી હોવાથી તે તમામને પ્રજાકીય સંસ્થાઓ ગણવી.

(૯) મંદિરો અને ધાર્મિક સંસ્થાઓની સુધારણા માટે પ્રજાકીય સભ્યોએ ધારાસભામાં વારંવાર લડત ચલાવવી અને ઠરાવો લાવવા.

(૧૦) આ સંસ્થાઓમાં સુધારો કરવા તેમજ તેમને પ્રજાકીય સંસ્થાઓ બનાવવાની મનોવૃત્તિ કેળવવા બંડખોર સાહિત્યનો પ્રજામાં પ્રચાર કર્યા કરવો.

(૧૧) ધાર્મિક સંસ્થાઓ સુધારવાની પ્રવૃત્તિને યુવકપ્રવૃત્તિનું આવશ્યક અંગ બનાવી દેવી.

(૧૨) જરૂર પડે તો આ લડતને અંગે સત્યાગ્રહ કરવા યુવકોને તૈયાર કરવા.

(૧૩) ધર્માચાર્યોનાં ધતિંગો અને પાપલીલાઓ દર્શાવતાં નાટકો રંગભૂમિપર ઉતારવાની યોજના કરવી.

(૧૪) વિષય-વિલાસમાં રચ્યાપચ્યા રહેતા નાલાયક ધર્મગુરુઓની કુકર્મકથાઓ સત્ય હકીકતપરથી લખીને સીનેમાના સ્ક્રીનપર જનતાને બતાવવી.

(૧૫) યુવકોએ જ્યાં ત્યાંથી ને જ્યારે ત્યારે શોધી કાઢીને ધર્માચાર્યોના, સંત-મહંતોના અને મંદિરોના હેડવાડા બહાર લાવવા.

(૧૬) મંદિરોમાં એકઠા થતા દ્રવ્યનો તેમજ ધર્માચાર્યો પાસેના દ્રવ્યનો કેવો ઉપયોગ થાય છે તે યુવકોએ તપાસતા રહેવું.

(૧૭) પાપી ધર્માચાર્યોની પ્રતિષ્ઠા તોડવા દરેક પ્રયત્નો કરવા.

(૧૮) લોકોને ધર્મનું ખરૂં રહસ્ય સમજાવવા તથા ધર્માચાર્યોનાં પાપકર્મોથી જાણીતા કરવા ખૂબજ પ્રચારકાર્ય કરવું.

(૧૯) એ સંબંધોના અસરકારક લેખોની પત્રિકાઓ વહેંચાવવી.

બેકારીને લીધે માણસો અનેક પાપાચાર સેવવા પ્રેરાય છે. અંતઃકરણના અવાજ વિરુદ્ધ જઈને કેટલાય નવજુવાનોને પેટનો ખાડો પૂરવા કામો કરવાં પડે છે. કેટલીય ગરીબ સ્ત્રીઓને મજુરીએ જતાં નાલાયક માણસોની મશ્કરીઓ સહેવી પડે છે કે તેમના હવસના ભોગ બનવું પડે છે. મધ્યમ વર્ગની કેટલીયે મુંઝાતી વિધવાઓ અને સધવાઓને પોતાનાં શિયળ વેચવાં પડે છે. બેકારીનો રાહુ હિંદની સ્વતંત્ર મનોદશા ને સ્વમાનને ગળી ગયો છે. બેકારીએ હિંદીઓને હતાશ બનાવી મૂકયા છે. આવી નાશકારક બેકારીને દૂર કરવામાં ધર્માચાર્યોનાં અને ધાર્મિક સંસ્થાઓનાં નાણાંનો સારામાં સારો ને વધુમાં વધુ ઉપયોગ થઇ શકે તેમ છે.

("મુંબઇ સમાચાર"નો દીપોત્સવી અંક; લેખકઃ–શ્રી. ધીરજલાલ દ. વ્યાસ)

# १६–भारतवर्षनुं अद्‌भुत कलाचातुर्य

**કલાની ઉન્નતિ ધાર્મિક ઉન્નતિ સિવાય શક્ય નથી.**

પ્રત્યેક જાતિની કલા એની માનસિક ભાવના અને ધ્યેયનું પ્રતિબિંબ છે. કલાને જાતીય જીવન સાથે ગાઢ સંબંધ છે. "સાહિત્ય-સંગીત–કલા–વિહીન" પુરુષની ગણના "સાક્ષાત્ પશુ"માં કરવામાં આવી છે. વાસ્તવિક રીતે કલા માનવસભ્યતાની ઉન્નતિની ઉચ્ચતમ સ્થિતિ છે; તથા એનાથી સર્વોચ્ચ માનવીય આકાંક્ષાઓ અને આદર્શોની ખરી પરીક્ષા થઇ શકે છે.

ભારતીય સભ્યતા, આદર્શો કે અન્વેષણને માટે ભારતીય કલા–વસ્તુ, સ્થાપત્ય અને ચિત્રકલાના આદર્શોનું અન્વેષણ આવશ્યક છે. પરંતુ એ ભૂલવું ન જોઇએ કે, દરેક જાતિના આદર્શ ભિન્નભિન્ન હોય છે. દેશ, કાળ અને સાધારણ ભૌગોલિક પરિસ્થિતિને લઇને વિભિન્ન જાતિઓની મનોવૃત્તિ પણ જૂદી જૂદી હોય છે. આવાં આવાં કારણોથી એટલું તો સ્પષ્ટજ છે કે કોઈ પણ જાતિની કલાના સિદ્ધાંતો સમજવા હોય તો તે જાતિની મનોવૃત્તિ પર પૂરું ધ્યાન રાખવું જોઇએ. આથી બધાય દેશોની કલાઓની તુલના એક ત્રાજવે કરવી ઇષ્ટ નથી.

ભારતીય સભ્યતાનું પ્રધાન લક્ષ્ય આધ્યાત્મિક છે. એ અધ્યાત્મના વિષયની છાપ એના જીવનનાં સર્વ અંગોમાં દૃષ્ટિગત થાય છે; સાહિત્ય, સંગીત, કલા, વિજ્ઞાન આદિ સર્વ વિષયોમાં એ છાપ પડેલી છે. મિ. જેમ્સ કઝિન્સ તો વળી એટલે સુધી કહે છે કે, ભારતમાં ધર્મ એ જીવનનું એક અંગ નથી ગણાતું, કિન્તુ એનું જીવનજ ધર્મમય છે–અર્થાત્ ભારતમાં કલા અને ધર્મમાં જેટલી

અધિક પ્રીતિ રહી છે, એટલી કદાચિત્ સંસારના અન્ય દેશોમાં નહિ હોય. અન્ય દેશોમાં તો કલાનું ધ્યેય જીવનના પાર્થિવ આનંદની તૃપ્તિમાંજ સમાયેલું છે. ત્યાં કલાની ગણના વિલાસની સામગ્રીમાં થાય છે, પરંતુ ભારતીય જીવન ધર્મમય રહ્યું છે. આધ્યાત્મિક ઉદ્દેશથીજ ભારતમાં કલાનું અવલંબન કરવામાં આવે છે. ધર્મ એ કલાની ચાલક શક્તિ છે. દાખલાતરીકે અજંતાનાં ગુફામંદિરો તપાસો. ઇતિહાસજ્ઞોને ખબર હશે કે, એ મંદિરો લગભગ સાત-આઠસો વર્ષો સુધી બરાબર રહ્યાં છે. એની રચનાનું મૂળ કારણ બુદ્ધદેવપ્રતિ લોકોની પ્રગાઢ ભક્તિ હતી. એની ચાલક શક્તિના પ્રભાવથી એ કઠિન કાર્ય માત્ર સોએક વર્ષમાં પૂર્ણ થઈ શક્યું હશે. એ મંદિર તૈયાર કરવામાં કેટલાયે ભક્ત ભિક્ષુઓએ સતત પ્રયાસ કર્યા હશે. તેઓએ તે કાર્ય કેવા ધર્મભાવથી કર્યું હશે એ વિચાર કરવા જેવી બાબત છે. જરા તેઓના ઉત્કટ પરિશ્રમ, અજેય અધ્યવાસ, અદ્ભુત ઉત્સાહ અને અનુપમ હસ્તલાઘવનું અનુમાન તો કરો ! એ સર્વ તેમની અસીમ ભક્તિનુંજ પરિપક્વ ફળ છે.

આ મંદિરોની સફળ કારીગરી જોઈને કેટલાયે લોક આશ્ચર્યચકિત થઈ જાય છે. વળી એ ગુફામંદિરોની અંદર જે સુંદર ચિત્રો આંકવામાં આવ્યાં છે તે તો ઘણાજ પરિશ્રમ અને હસ્તકૌશલ્યથી થયું હશે. આ સર્વ તૈયાર કરવામાં ચિત્રકારોને કેટલી કઠિનતા પડી હશે, એ વિચાર કરવાથી સ્પષ્ટ થશે. તાત્પર્ય એ છે કે, આ ગુફાઓને કલાની દૃષ્ટિથી કાપી એમાં ચિત્રો કોતરવાને માટે અદમ્ય અધ્યવાસ, અથાગ પરિશ્રમ તથા સાહસ, અદ્ભુત હસ્તકૌશલ્ય અને અભૂતપૂર્વ ધાર્મિક ઉત્સાહની ખાસ આવશ્યકતા હતી. કેવળ પાર્થિવ વાંચ્છા અને વિરોષણાના પ્રેરણાથી એવું ચમત્કારપૂર્ણ કાર્ય કદાપિ સમાપ્ત ન થઈ શકે. આ ઉપરાંત ગ્વાલિયર રાજ્યના બાગ, દાક્ષિણમાં સીતાવનવાસનું ગુફામંદિર એ સર્વ પણ એજ પ્રકારનાં છે. આ દૃષ્ટાંતોથી સ્પષ્ટ થાય છે કે, ભારતીય ચિત્રકલાની સંચાલિકા શક્તિ ભારતવાસીઓની આધ્યાત્મિક ભાવનાજ છે.

ભારતીય કલામાં આધ્યાત્મિક ભાવનાઓની જે વિલક્ષણતા દૃશ્યમાન થાય છે તેનો પાશ્ચાત્ય કળામાં સર્વથા અભાવ છે. અન્યદેશીય કળા અધિકતર સામૂહિક પર્યવેક્ષણ અને પ્રયોગને માટે હોય છે. યૂનાની મૂર્તિઓની સ્થાપના સાર્વજનિક સ્થાનોમાં થાય છે, એનું નિર્માણ પણ સામૂહિક ઉપયોગના ઉદ્દેશથી થાય છે; પરંતુ ભારતીય કલા ભક્ત, મુમુક્ષુ અને ઉપાસકના ધ્યાનની અને શ્રદ્ધાની સામગ્રી છે. એમાં એકાન્તભાવ પ્રાધાન્ય પદ ભોગવે છે.

ભારતીય કલાનું ધ્યેય આધ્યાત્મિક હોવાથી એમાં બાહ્યજગતના પ્રતિબિંબની ઝલક નથી હોતી, એનો પ્રધાન સંબંધ આંતર્જગત

સાથે છે. પાશ્ચાત્ય કલાને વ્યક્ત જગત સાથે અત્યધિક સંબંધ છે. કિન્તુ ભારતીય કલાનું ક્ષેત્ર અવ્યક્ત જગત છે. આમ કહેવાથી એમ નથી માનવાનું કે, ભારતીય ચિત્રકાર અથવા મૂર્તિકાર વ્યક્ત અર્થાત્ બાહ્યજગતના ચિત્રણથી અપરિચિત હતા. અજંતાનાં ચિત્રો, હાથી–ગુફાની મૂર્તિઓ આદિમાં સાધારણ જીવન સાથે સંબંધ રાખનાર અનેક સ્ત્રી–પુરુષો, પશુપક્ષીઓ અને લતા–વૃક્ષાદિનાં ચિત્રો પણ વિદ્યમાન છે. આમ છતાં તેઓનું હૃદય બાહ્ય પ્રકૃતિઓને પ્રતિબિંબિત કરનાર દર્પણરૂપ નહોતું, "**सर्वं खल्विदं ब्रह्म**" એ તો તેઓનો ખાસ સિદ્ધાંત હતો; પરંતુ બાહ્યસૃષ્ટિમાંથી તેઓ કદાપિ ઉદાસીન રહેતા નથી.

આ દૃષ્ટિબિંદુથી ભારતીય કલા પ્રધાનતઃ સાંકેતિક છે. સ્થાપત્ય, વસ્તુ, ચિત્રકલા, આલેખ્ય, સંગીત, નૃત્ય આદિ સર્વ કલાઓ આધ્યાત્મિક આવશ્યકતાઓની પરિપૂર્તિને નિમિત્ત માનવામાં આવે છે. ભારતમાં "કલાને નિમિત્ત કલા" એ સિદ્ધાંત ઘણે ભાગે માન્ય રાખવામાં આવ્યો નથી. ભારતવાસીઓ કલાને સ્વતંત્ર તથા અનિયંત્રિત રૂપ દેવા નહોતા ઇચ્છતા, તેઓ તો ઉપર જણાવ્યા પ્રમાણે કલાને ભક્તિ તથા ઉપાસનાનું સાધન માનતા.

ભારતીય કલાને સંપૂર્ણ રીતે નહિ સમજી શકવાથી કેટલાક પાશ્ચત્ય કલાવિદો ભારતીય કળાને કળાના યોગ્ય સર્વ અર્થથી ઉતરતી સમજતા. તેઓ કહેતા કે, ભારતમાં અસલી કલા તો જણાતીજ નથી. તેઓ ભારતીય ચિત્રવિદ્યાને શી રીતે જાણી શકે? એ નિંદાથી ભારતીય કલાની નિંદા તો નથીજ થઇ, પરંતુ નિંદા તો અવલોકનકારના એકદેશીય અને સંકુચિત જ્ઞાનનીજ થઇ! ભારતીય કલાને 'બાળકની રમત' જેવી કહેવી એ કહેણ ઉપહાસ્યાસ્પદ છે. ભારતીય કલાને યથાર્થ રીતે સમજવાને માટે ભારતીય ધર્મ અને દર્શનના સિદ્ધાંતોનું જ્ઞાન અત્યાવશ્યક છે. ભારતીય મનોવૃત્તિ અને ભાવનાઓ સમજ્યા વિના ભારતીય કલાનો સંપૂર્ણ આનંદ અનુભવવો એ અસંભવિત વાત છે. વેદો, ઉપનિષદો, પુરાણો આદિમાં ધાર્મિક સાંકેતિકતાનું પ્રાધાન્ય છે; ત્રિમૂર્તિ, ક્ષીરશાયી ભગવાન, કમલાસનસ્થ ચતુરાનન અને ત્રિલોચન એવા કૈલાસવાસી શિવની કલ્પના આર્યોની કલાશીલ પ્રતિભાનું પરિણામ છે.

અજંતાનાં ચિત્રોથી ભારતીય કલાનો એક બીજો સિદ્ધાંત સ્પષ્ટ થાય છે. એ ચિત્રોમાં રંગોનો પ્રયોગ તો અવશ્ય કરવામાં આવ્યોજ છે; પરંતુ ભારતીય ચિત્રકારો ચિત્રમાં રંગ મિશ્રણ કરવાના કાર્યને ગૌણ માનતા હતા. તેઓનો ખરો આદર્શ **પ્રદર્શન** હતો અને તેથીજ કેવળ રેખાઓની સહાયતાથી પણ ચિત્રોમાં અજબ ભાવ વ્યક્ત કરવામાં આવતો. માત્ર હાથની આંગળીઓના હાવભાવ-

પરથી હૃદયનો ભાવ વ્યક્ત કરવો એ કલાકુશળ ચિત્રકારોએ કરી બતાવ્યું છે. વર્તમાન બંગાળી શૈલીના ચિત્રકારોનાં ચિત્રો પણ એજ પદ્ધતિનાં જોવામાં આવે છે.

વળી ભારતીય ચિત્રોમાં એક વિશેષતા છે. ચિત્રકારોની દૃષ્ટિ કંઇક અંશે વ્યાપક તથા દૂરદર્શી હોય છે, એ વાત જૂનાં ચિત્રો જોવાથી યથાર્થ રીતે સિદ્ધ થાય છે. વસ્તુતઃ ભારતીય કલામાં બાહ્ય-પ્રકૃતિના ચિત્રણને ગૌણ સ્થાન મળ્યું છે, ભારતીય કલાના સિદ્ધાન્તાનુસાર સૌંદર્ય બાહ્યજગતમાં ગણવામાં નથી આવતું, પરંતુ એનું આરોપણ આપણા અંતરાત્માદ્વારાજ બાહ્યજગતમાં થાય છે. આથી કરીને ભારતીય કલાનું શરીરશાસ્ત્ર સાધારણ શરીરશાસ્ત્રથી સ્વતંત્ર છે. એ પાર્શ્વ દૃષ્ટિના સાધારણ નિયમોને વશ નથી, કિન્તુ એ તો આધ્યાત્મિક જીવનની ભાવનાઓને સાંકેતિક રૂપમાં વ્યક્ત કરે છે. એ આધ્યાત્મિક જીવનની તૃપ્તિને માટે છે, વિલાસિતા કે ઉદ્દીપન-નિમિત્ત નથી. ભારતમાં કલાને અને ધાર્મિક જીવનને અત્યંત ગાઢ સંબંધ છે; એટલે કે કલાની ઉન્નતિ ધાર્મિક જીવનની ઉન્નતિની સાથેજ થઈ શકે છે. આ વાત પ્રાચીન ઇતિહાસોએ બરાબર સિદ્ધ કરી છે અને ભવિષ્યમાં પણ એમજ થશે.

("મુંબઈ સમાચાર" ૧૯૮૬ ના દીપોત્સવી અંકમાં
લેખકઃ—સ્વ. શાન્તિલાલ છોટાલાલ શાહ)

---

# ૧૭—रामायण अने तुलसीदासजी विषे गांधीजी

કેટલાયે મિત્રો પૂછે છેઃ—

"રામાયણને આપ સર્વોત્તમ ગ્રંથ માનો છો, પણ સમજાતું નથી કે શાથી? જુઓ, તુલસીદાસજીએ સ્ત્રીજાતિની કેટલી નિંદા કરી છે? વાલીવધનું કેવું સમર્થન કર્યું છે? વિભીષણના દેશદ્રોહની કેવી પ્રશંસા કરી છે? સીતાજી ઉપર ઘોર અત્યાચાર કરનાર રામને અવતારરૂપે વર્ણવ્યા છે. આવા ગ્રંથમાં આપ શું સૌંદર્ય જુઓ છો? કદાચ તુલસીદાસજીની કાવ્યશક્તિ ઉપર મુગ્ધ થઈને તો આપ રામાયણને સર્વોત્તમ ગ્રંથ નથી સમજતાને? જો એમજ હોય તો કહેવું પડશે કે, આપને કાવ્યપરીક્ષાનો કંઇ અધિકારજ નથી."

ઉપરના બધા પ્રશ્નો ફક્ત એકજ મિત્રના નથી, પરંતુ જૂદાજૂદા મિત્રોએ જૂદાજૂદા સમય ઉપર પૂછેલા પ્રશ્નોનો આ સાર છે. જો આમ એક એક ટીકાપાત્ર વસ્તુને લઇને જોઇએ તો આખું રામાયણ દોષમય સિદ્ધ કરી શકાય; પણ આવી રીતે તો દરેક ગ્રંથ ને દરેક વ્યક્તિ દોષમય સિદ્ધ કરી શકાય. એક ચિત્રકારે પોતાના ટીકાકારોને

ઉત્તર આપવા માટે ચિત્રને પ્રદર્શનમાં રાખ્યું અને નીચે લખ્યું કે "આ ચિત્રમાં જેમને જ્યાં જ્યાં કંઈ પણ દોષ જણાય ત્યાં ત્યાં તેમણે પોતાની કલમથી નિશાન કરવાં." પરિણામ એ આવ્યું કે, ચિત્રનાં એકેએક અંગ ભૂલોથી ભરપૂર બતાવવામાં આવ્યાં, પણ વાસ્તવિક રીતે એ ચિત્ર ઘણું કલાયુક્ત હતું. ટીકાકારોએ તો વેદ, બાઇબલ અને કુરાનમાં પણ ઘણા દોષો બતાવ્યા છે; પણ એ ગ્રંથોના ભક્તોને એમાં તે દોષો નથી જણાતા. પ્રત્યેક ગ્રંથની પરીક્ષા તેના પૂરા રહસ્યને જોઇનેજ કરવી જોઇએ; પણ આ તો વાત થઇ બાહ્યપરીક્ષાની. અધિકાંશ વાચકોના મન ઉપર આખા ગ્રંથની શી અસર પડી છે એ જોઇનેજ ગ્રંથની આંતરિક પરીક્ષા થઇ શકે. ગમે તે રીતે જોઇએ તોપણ રામાયણની શ્રેષ્ઠતાજ સિદ્ધ થાય છે. ગ્રંથને સર્વોત્તમ કહેવામાં એ અર્થ તો કદી હોયજ નહિ કે, તેમાં એક પણ દોષ નથી; પરંતુ રામચરિતમાનસને વિષે એ દાવો તો અવશ્ય છેજ કે, એથી લાખો મનુષ્યોને શાંતિ મળી છે. જે લોકો પ્રભુવિમુખ હતા તે ઈશ્વરભકત બન્યા છે અને આજે પણ બની રહ્યા છે. આ ગ્રંથનું એક એક પાનું ભક્તિથી ભરપૂર છે; રામચરિતમાનસ અનુભવજન્ય જ્ઞાનનો ભંડાર છે.

એ વાત ઠીક છે કે, પાપી પોતાના પાપનું સમર્થન કરવા માટે રામચરિતમાનસનો આશરો લે છે, તેથી એ સિદ્ધ નથી થઈ શકતું કે, તે લોકો રામચરિતમાનસમાંથી કેવળ પાપનોજ પાઠ ભણે છે. હું એનો સ્વીકાર કરૂં છું કે, તુલસીદાસજીએ અનિચ્છાએ પણ સ્ત્રીઓને અન્યાય કર્યો છે. એમાં અને એવી અન્ય વાતોમાં તુલસીદાસજી પોતાના યુગની પ્રચલિત માન્યતાઓથી પર નહોતા જઈ શકયા અથવા તો તુલસીદાસજી સુધારક નહિ પણ ભકતશિરોમણિ હતા. એમાં આપણે તુલસીદાસજીના નહિ પણ એમના યુગનાં દર્શન અવશ્ય કરીએ છીએ.

એવી સ્થિતિમાં સુધારકો શું કરે ? શું એમને તુલસીદાસજીથી કંઈ સહાયતા નથી મળી શકતી ? અવશ્ય મળી શકે છે. રામચરિતમાનસમાંથી સ્ત્રીજાતિની નિંદા મળી આવે છે. પણ એજ ગ્રંથદ્વારા સીતાજીના પુનિત ચરિત્રનો પણ પરિચય આપણને મળે છે. સીતાવિના રામ કોણ ? રામનો યશ સીતાજી ઉપર નિર્ભર છે, સીતાજીનો રામજીપર નથી. કૌશલ્યા, સુમિત્રા ઇત્યાદિ પૂજનીય પાત્રો પણ માનસમાં છે. શબરી અને અહલ્યાની ભક્તિ આજે પણ પ્રશંસનીય છે. રાવણ રાક્ષસ હતો, પણ મંદોદરી સતી હતી. એવાં અનેક દૃષ્ટાંતો આ પવિત્ર ભંડારમાંથી મળી શકે છે. મારા વિચાર પ્રમાણે આવાં દૃષ્ટાંતોથી એ સિદ્ધ થાય છે કે, તુલસીદાસજી જ્ઞાનપૂર્વક સ્ત્રીજાતિના નિંદક નહોતા. જ્ઞાનપૂર્વક તો તે સ્ત્રીજાતિના પૂજક હતા. એ તો સ્ત્રી-

ઓની વાત થઇ; પણ વાલીવધાદિના વિષયમાં બે મતોને સ્થાન હોઈ શકે. વિભીષણમાં તો હું કોઇ દોષ નથી જોતો. વિભીષણે તો પોતાના ભાઈ સાથે સત્યાગ્રહ કર્યો હતો. વિભીષણનું દૃષ્ટાંત તો આપણને એ શીખવે છે કે, આપણા દેશ અથવા આપણા શાસકના દોષો પ્રત્યે સહાનુભૂતિ રાખવી અથવા તેને છુપાવવા એ દેશભક્તિને લજાવવા જેવું છે. એનાથી ઉલટું દેશના દોષોનો વિરોધ કરવો એ સાચી દેશભક્તિ છે. વિભીષણે રામજીને સહાયતા કરીને પોતાના દેશનું ભલુંજ કર્યું હતું. સીતાજીના પ્રત્યે રામચંદ્રજીના વર્તનમાં નિર્દયતા નહોતી, પણ એમાં રાજ્યધર્મ અને પતિપ્રેમનું દ્વન્દ્વયુદ્ધ હતું.

જેના હૃદયમાં આ સંબંધી શુદ્ધ ભાવથી શંકા ઉઠે તેને મારી સલાહ છે કે, મેં અથવા બીજા કોઇએ કરેલા અર્થનો તે યંત્રવત્ સ્વીકાર ન કરે. જે વિષયમાં હૃદય શંકાશીલ હોય તે છોડી દેવું. સત્ય, અહિંસાદિની વિરોધી લાગતી કોઈ પણ વસ્તુનો સ્વીકાર ન કરે. રામચંદ્રજીએ કપટ કર્યું હતું એટલે આપણે પણ કરીએ એવો વિચાર કરવો એ ઉંધો પાઠ ભણવા જેવું છે. એવો વિશ્વાસ રાખીને કે રામાદિથી કદી કપટ થાયજ નહિ, આપણે આપણી કલ્પનાના પૂર્ણપુરુષનુંજ ધ્યાન ધરીએ, એજ રીતે જે ગ્રંથની પૂર્ણતા આપણે કલ્પી શકીએ તેનુંજ મનન કરીએ. '**सर्वारंभा हि दोषेण धूमेनाग्निरिवावृताः**' આ ન્યાયાનુસાર બધા ગ્રંથોમાં દોષ હોય છે, એમ સમજીને હંસવત્ દોષરૂપી નીરને ફેંકી દઇએ અને ગુણરૂપી ક્ષીરને ગ્રહણ કરીએ. આ રીતે અપૂર્ણતામાં સંપૂર્ણતાની સ્થાપના કરવી, ગુણદોષનું પૃથક્કરણ કરવું; પણ આ અપૂર્ણતાનું માપ વ્યક્તિઓ અને પરિસ્થિતિ પ્રમાણે બદલાયા કરશે. સ્વતંત્ર સંપૂર્ણતા ફક્ત ઇશ્વરમાંજ વાસ કરે છે અને તે અકથનીય છે.

(મo મોહનદાસ કરમચંદ ગાંધી "નવજીવન" ૨૭–૧૦–૨૯)



# ૧૮–रशियानी रमणीय तुरंगो

સોવિયટ રશિયાએ પોતાના દેશની સામાજિક, આર્થિક-રાજનૈતિક અને ધાર્મિક નીતિમાં જે જબરદસ્ત ક્રાંતિ પેદા કરી દીધી છે, તે આ સમયે સંસારની કોઇ પણ શિક્ષિત વ્યક્તિથી અણજાણી નથી. જીવનના પ્રત્યેક ભાગમાં તે પરિવર્તન કરી રહી છે અને માનવજીવનને વધુમાં વધુ સુખી અને શાંતિમય બનાવવા માટે મનુષ્યોને વધારે ને વધારે આઝાદી તરફ દોરી રહી છે.

## જેલનો સિદ્ધાંત

બોલ્શેવીકોની ધારણા છે કે, જો સમાજની અવ્યવસ્થા, એની અનિશ્ચિત અને અનુપયુક્ત વહેંચણી નીકળી જાય–રંક રાયનો ભેદ જતો રહે–તો અપરાધોનું અસ્તિત્વ આપોઆપ મટી જશે. એમના મત અનુસાર અપરાધી, આર્થિક તથા સામાજિક પરિસ્થિતિઓનો શીકાર છે, એક અબોધ તથા વ્યાધિગ્રસ્ત વ્યક્તિ છે, અને એને સમાજની સાથે મળીને રહેવાનું શિક્ષણ આપવાને માટેજ થોડા સમય સુધી એક એવી સુધારક સંસ્થામાં–જેલમાં–રાખવાની જરૂર પડે છે. સોવિયટ સરકારનો અપરાધીઓને જેલમાં મોકલવાનો ઉદ્દેશ એમના ગુન્હા બદલ બદલો લેવાનો અથવા એમને કઠિન યંત્રણા દઇ સમાજની સમક્ષ યંત્રણાઓના બાઉ બતાવવાનો નથી, પરંતુ એ અપરાધી વ્યકિતના જીવનનેજ પરિવર્તન કરી દેવાનો–સુધારવાનો છે. વર્તમાન રશિયામાં અપરાધ અને પાપ કુસંગતિ તથા સામાજિક વિષમતાનું પરિણામ માનવામાં આવે છે. સોવિયટ સરકાર એવા નિર્ણયપર છે કે, ગુન્હેગારોને ઉત્તમ શિક્ષણ આપી શ્રેષ્ઠ નાગરિક બનાવવામાંજ તે ગુન્હેગાર, સમાજ અને સરકારનું હિત છે. આથી ત્યાંના ગુન્હેગારોને યોગ્ય શિક્ષણ આપવાને અને આચરણ સુધારવાની દૃષ્ટિથીજ જેલખાનામાં રાખવામાં આવે છે. જેલમાં રાખી એમને ભિન્નભિન્ન પ્રકારના ઉદ્યોગધંધાનું શિક્ષણ, સત્સંગનો સુઅવસર, આચરણ સુધરવાનો મોકો તથા પુનઃ યોગ્ય નાગરિક જીવન વ્યતીત કરવાની આઝાદી આપવામાં આવે છે. અહીંની જેલ બે પ્રકારની હોય છેઃ–(૧) ભારી ગુન્હેગારોની અને (૨) સાધારણ ગુન્હાના કેદીની.

## અધિકારીઓની વર્તણુંક અને રહેણી કરણી

કેદીઓની સાથે ખરાબ વર્તન ચલાવવામાં આવતું નથી. એમની સાથે મનુષ્યતાહીન, ક્રૂરતા અથવા નિર્દયતાપૂર્ણ કહી શકાય એવો કોઇ પણ વ્યવહાર કરવામાં આવતો નથી. ત્યાંના અધિકારીઓ ખાસ કાળજી રાખે છે, ને કેદીને એવા પ્રકારે રાખે

છે કે જેથી એને એમ ન લાગે કે પોતે કેદખાનામાં છે, તથા પોતાની સાથે માનવોચિત વ્યવહાર રાખવામાં આવતો નથી. ઝારશાહીના જમાનામાં કેદીઓને જે ભયંકર યંત્રણાઓ આપવામાં આવતી હતી, તેનું આજે નામનિશાન નથી. કેદી હમેશાં પ્રસન્નતા અને ઉમંગથી રહે છે. તે જેલને નરક માનતો નથી; પરંતુ એક પ્રકારનું સાધારણ સ્થાન માને છે. જેલજીવનમાં અને જેલબહારના સામાજિક જીવનમાં અંતર એટલોજ હોય છે, કે તે જેલની ચાર દિવાલમાં બંધ રહે છે, ને જેલના જે થોડા સરખા નિયમ છે, તે પાળવા પડે છે; છતાં પણ જેટલી સ્વતંત્રતા અને સુગમતા એને પ્રાપ્ત છે, સંભવતઃ સંસારના કોઇ દેશના કારખાનાના મજુરોને પણ એટલી સ્વતંત્રતા પ્રાપ્ત નહિ હોય. તેઓ પોતાને અધોપતિત યા સમાજને માટે ભારરૂપ ગણતા નથી, પરંતુ પોતાને એક શ્રેષ્ઠ નાગરિક બનાવવાની આશા રાખે છે. પ્રાયઃ એવા બનીને નીકળે પણ છે. જેલખાનામાં નાની નાની ઓરડીઓ નહિ, પણ મોટા મોટા ઓરડાઓ હોય છે, જેમાં કેદી સુએ છે ને રહે છે. એક ઓરડો દશથી વીસ કેદીઓને સૂવા લાયક હોય છે. આ શયનાગારોમાં રાત્રે કે દિવસે તાળું મારવામાં આવતું નથી. કેદી એક ઓરડામાંથી બીજા ઓરડામાં ઘણી મઝાથી જઇ શકે છે. તેઓ પરસ્પર મન ચાહે તે વાત પણ કરી શકે છે. સાથે લખવા વાંચવાની, બીડી પીવાની અને કસરત કરવાની પણ પૂરી સ્વતંત્રતા છે. કેદીનાં સગાં અથવા મિત્ર જેટલા ચાહે તેટલા રૂપિયા કેદીને મોકલી શકે છે. જેલમાં કામ કરતી વખતે એમની પાછળ કોઇ હથિયારબંધ સિપાઇ પણ રહેતો નથી. એમના ઓરડાઓ ચિત્રો આદિથી શણગારાયલા રહે છે. ઓરડામાં રેડીઓ પણ હોય છે. એમની પાસે ગાવા–વગાડવાનાં સાધનો પણ રહે છે. આ બધી સુગમતા અને ચીજો કેદી ખુદ પોતાની જેલની કમાઇમાંથી યા તો પોતાની કાર્યકુશળતાથી પ્રાપ્ત કરી લે છે. જેલોમાં પ્રાયઃ સુંદર સુંદર બગીચાઓ પણ હોય છે, જેમની ક્યારીઓમાં અનેક પ્રકારનાં સુગંધિત સુમનો કેદીઓને સદા આનંદિત કરે છે. કેદી જેલમાં સ્વયં ફુવારાના સ્નાનાગાર પણ બનાવી લે છે. આનંદની સાથે ત્યાં સ્નાન કરે છે. અહીંના કેદીઓને જે ખોરાક મળે છે તેમાં અને જેલ બહારના સાધારણ આદમીઓના ખોરાકમાં કાંઇ અંતર હોતો નથી. કોઇ બહારનો માણસ કેદીને મળવા જાય, તો કેદી તેની સાથે એકાંતમાં અલગ બેસી મરજી પડે ત્યાંસુધી વાતચીત કરી શકે છે. કદાચ મળવા આવનાર સાથે અંતર રાખે છે તો તે ફક્ત લોઢાના સળિયામાત્રનું જ. આવા પ્રસંગોએ વાતચીત કરવા સિવાય કેદી હાથ પણ મેળવી શકે છે. પોતાનાં સંબંધીઓ તથા બાળકોને ચુંબન પણ કરી શકે છે.

## કેદીઓનો પોશાક

કેદીઓનાં કપડાં–બીછાનાં બહુજ સ્વચ્છ સાફ હોય છે. હિંદના કેદીઓના ગળામાં નંબરની પટી લાકડી મારી અને જેલનો વિચિત્ર પોશાક પહેરાવી વાંદરા જેવી સુરત બનાવવામાં આવે છે, એવી અહીં કોઈ પણ વિશેષતા કેદીમાં પેદા કરવામાં આવતી નથી. અહીંના કેદીઓના પોશાકમાં અને બહારના સાધારણ નાગરિકના પોશાકમાં કાંઇ અંતર હોતો નથી. અહીં ચાહે તેવી ફેશનનાં કે રંગનાં વસ્ત્રો પહેરવાની કેદીઓને સ્વતંત્રતા છે. અહીંના કેદી અને ગવર્નર-(જેલના અધ્યક્ષ)ના પોશાકમાં પણ કોઈ અંતર હોતો નથી. જો કેદી અને ગવર્નરને એકી સાથે ઉભા કરવામાં આવે, તો એ જાણવું સર્વથી કઠણ થઈ પડશે કે, કોણ કેદી છે અને કોણ એનો ઑફિસર-ગવર્નર! અહીંના કેદીઓના ચહેરાપર ઉદાસી યા નિરાશાનાં કોઇ પણ ચિહ્ન જોવામાં આવતાં નથી; પરંતુ સદાયે પ્રસન્નવદને એ ખીલેલાજ રહે છે.

## જેલમાં નાટક અને સીનેમા

જેલમાં નાટક અને સીનેમા જોવાની સુદ્ધાં વ્યવસ્થા રહે છે. જેલમાં મોટી મોટી અને સારી રંગભૂમિઓ છે; તેમાં લેનીન, કાર્લ માકર્સ આદિનાં ચિત્ર તથા કેદીઓદ્વારા બનાવેલાં વેલ–બુટ પણ લગાડવામાં આવે છે. સીનેમામાં ઝારશાહીના જમાનાના અત્યાચાર, ઝારશાહીનો અંત, રાજ્યક્રાંતિ, લેનીનદ્વારા બોલ્શેવિઝમનો પ્રચાર આદિ વાતો બતાવવામાં આવે છે. દરેક કેદીને અઠવાડિયામાં ત્રણ વાર નાટક યા સીનેમા જોવાની છૂટ હોય છે. અધિકાંશ કેદીઓ જેલની આ નાટક મંડળીઓના સભાસદ હોય છે. આમોદપ્રમોદની આ સામગ્રીઓ ઉપરાંત ખેલવા–કૂદવાનો પણ પ્રબંધ હોય છે.

## પુસ્તકાલય અને વર્તમાનપત્ર

પ્રત્યેક જેલખાનામાં એક પુસ્તકાલય પણ હોય છે, જેમાં બધા વિષયોનાં પુસ્તકો હોય છે. વળી દરેક જાતનાં પત્ર–પત્રિકાઓ આવે છે. પુસ્તકાલયનો પ્રબંધભાર જેલની કેદી–કમીટીને આધીન હોય છે. એ સિવાય કેદીઓને પોતાને પણ બહારથી પુસ્તકો મંગવવાની છૂટ હોય છે. કેદીઓ પોતાનું વર્તમાનપત્ર પણ કાઢે છે. આ પત્રમાં પોતાના મનની વાત લખવાની પૂરી સ્વતંત્રતા હોય છે. પત્રનો વધારે ભાગ કેદીઓનીજ શિકાયતોથી ભરેલો હોય છે. દાખલતરીકે–પત્રો મોડા મળે છે, પોસ્ટ ઑફિસની વ્યવસ્થા સારી નથી, વૉર્ડરોની સંખ્યા અધિક છે વગેરે પત્રોના લેખોનું સંપાદન જેલ–કમિટિદ્વારા થાય છે. પત્રમાં લેખક કેદીનું નામ પ્રકટ કરવામાં આવતું નથી.

## કમિટિ અને વકીલ

જેલમાં ઉપસ્થિત થનારી અડચણો દૂર કરવા માટે તથા પરસ્પરના ટંટા મટાડવાને માટે, જેલસ્ટોર(કેદીઓ પોતાના જરૂરની ચીજો ખરીદે છે તે)ના પ્રબંધને માટે પત્ર પ્રકટ કરવાને માટે દરેક જેલમાં કેદીઓનીજ એક ખાસ કમિટિ નીમવામાં આવે છે. આ કમિટિને જેલના ઑફિસરો તથા અન્ય સરકારી કામદારો પણ માને છે. આ કમિટિ જ્યારે ચાહે ત્યારે પોતાની કોઇ માગણી યા શિકાયતના સંબંધમાં જેલ-ગવર્નર સાથે વાતચીત કરી શકે છે. પરસ્પર કેદીઓમાં ટંટો થાય તો જેલ-ગવર્નર એમાં દખલ કરતો નથી. કેદીઓ આપસમાંજ એનો નીકાલ આણી દે છે. હા, એમનો કોઇ ઝઘડો પરસ્પરમાં કમિટિદ્વારા સમજુતપર ન આવે, તોજ કમિટિ તેને ગવર્નર પાસે મોકલે છે.

જેલમાં કેદીઓના કાયદાના સલાહકાર વકીલ પણ હોય છે, જેઓ એમને એમના મુકદ્દમા, છૂટકારા આદિના સંબંધમાં સલાહ આપે છે. આ વકીલ પ્રાયઃ કેદીઓમાંથી વધુ ભણેલી વ્યકિતઓમાંથીજ હોય છે. અઠવાડિયામાં બે વાર કેદી એને મળી શકે છે. વકીલોને મળવા માટે કેદીઓને કોઈ પ્રકારની અડચણ યા પ્રબંધની આવશ્યકતા હોતી નથી.

## જેલખાનાંમાં શિક્ષણનો પ્રબંધ

સોવીઅટ રશિયાનાં જેલખાનાંમાં કેદીઓને ફક્ત ખાવાપીવાને આમોદપ્રમોદ આદિનીજ સુવિધા છે, એટલુંજ નહિ પણ એમને એક સ્વતંત્ર સભ્ય નાગરિક બનાવવા માટે વિવિધ પ્રકારનું શિક્ષણ આપવાનો પણ પ્રબંધ કરવામાં આવેલો છે. કોઇ કેદી કાંઈ હુન્નર ન જાણતો હોય તો તેના રુચિ અનુસાર કોઇ હુન્નરમાં કાબેલ બનાવવામાં આવે છે. જેઓ અભણ હોય, તેને ભણાવવામાં આવે છે. જે રશિયન ભાષાજ જાણતા હોય, તો તેને બીજી ભાષા પણ શીખવવામાં આવે છે. એવા અનેક કેદીઓ ત્યાં છે, કે જેઓ જેલમાં જવા પહેલાં અંગ્રેજી ભણતા ન હતા; પણ જેલમાંથી નીકળ્યા પછી અંગ્રેજી લખતાં વાંચતાં શીખી ગયા હતા. જેલની પ્રાથમિક પાઠશાળાઓ અને ઉદ્યોગશાળાનું કામ બહુ સુંદર રીતે ચલાવવામાં આવે છે. કલાકૌશલ્યના શિક્ષણમાં એમને કપડાં વણવાનું, શીવવાનું, બૂટ બનાવવાનું અને એવાંજ બીજી શિલ્પકળાઓનું શિક્ષણ આપવામાં આવે છે. ભણાવનાર વ્યક્તિ જેલોમાં ઘણું ખરૂં જેલના કેદીઓજ હોય છે. બહારના પણ શિક્ષક આવે છે. જેલના કેદી શિક્ષકોને માટે ત્યાં એ લાભ રાખવામાં આવ્યો છે કે, જે કેદી અભણ કેદીઓને જેલમાં ભણાવવાનું કામ કરે છે તેની કેદનો ¼ ભાગ સજા ઓછી કરી દેવામાં આવે છે. દાખલાતરીકે-

એક કેદીને ત્રણ વરસને ત્રણ માસની સજા થઈ છે, તે જેલમાં અભણ કેદીને ભણાવવાનું કામ કરે છે, તો તેની સજા ઘટીને બે વર્ષ ને બે માસનીજ રહી જશે.

## જેલસ્ટોર–ભંડાર

જેલ સ્ટોરનો પ્રબંધ જેલની કેદી–કમિટિ દ્વારા થાય છે. આ સ્ટોરમાં તંબાકુ, સીગારેટ, મિઠાઇ તથા ખાવાની અન્ય ચીજો, દાંત સાફ કરવાનાં બ્રશ, આરસા તથા રોજની જરૂરની અનેક ચીજો રાખવામાં આવે છે. કેદીઓને પોતાની જેલના કામની મજુરીનો એક ભાગ મળે છે, તેમાંથી તેઓ આ ભંડારમાંથી પોતાની જરૂરની ચીજો ખરીદે છે. સ્ટોરમાંથી જે નફો થાય છે, તે નફામાંથી કેદીઓને છૂટતી વખતે થોડી મદદ પણ આપવામાં આવે છે.

## જેલમાં કેદીઓનું કામ તથા મજુરી

દરેક કેદી જેલમાં આઠ કલાક કામ કરે છે. જે કેદી પહેલેથીજ કોઈ ખાસ ચીજનો જાણકાર હોય, તો તેને તે કામ આપવામાં આવે છે. જે લોકો કાંઈ નથી જાણતા તેમને તેમની યોગ્યતા અને રુચિ અનુસાર જૂદાં જૂદાં કામ આપે છે. ઘણી જેલોમાં કપડાં તૈયાર કરવાનાં કારખાનાં છે. આ કારખાનાંની અંદર જેલનું કાંઈ ચિહ્ન હોય તો તે એટલુંજ કે, દરેકના દરવાજાપર એક હથિયારવિનાનો વૉર્ડર સિપાઇ ઉભો રહે છે, જે દરવાજાને સદા બંધ રાખે છે. કારખાનામાં કામ કરવાના કલાક આદિના સંબંધમાં મજુર સંઘના નિયમો પ્રમાણે અધિક વર્તવામાં આવે છે. વખતોવખત ટ્રેડ યુનિયનવાળા આ કારખાનાંઓની તપાસ પણ લે છે.

ટ્રેડ યુનિયન દ્વારા જેલબહારના મજુરને જે મજૂરી નક્કી કરી હોય છે, તેની અર્ધી યા તેથી થોડી મજુરી કેદીઓને એના કામને પેટે આપવામાં આવે છે. આ મજુરીનો $\frac{2}{3}$ ભાગ કેદીને માટે રીઝર્વ ફંડમાં રાખવામાં આવે છે. કેદીને એમાંથી એક પૈસો લેવાનો પણ અધિકાર નથી; પરંતુ જેલમાંથી મુક્ત થયા પછી એની એ રકમ, સ્ટોરના નફાના ભાગની રકમ તથા એની બીજી કાંઈ રકમ હોય તે એને સોંપી દેવામાં આવે છે; જે દ્વારા તે એક પ્રતિષ્ઠિત નાગરિક બની પોતાનું જીવન નવેસરથી ચલાવવાને શક્તિમાન થાય છે. કેદીની મજુરીનો $\frac{1}{3}$ ભાગ જેલમાં પણ પોતાને ખર્ચવાને મળે છે. એ રકમ એને નગદ મળતી નથી; પરંતુ તે પોતાની જરૂરની ચીજોનું વાઉચર બનાવી આપે છે અને સ્ટોરમાંથી તે ચીજો એને મળી જાય છે. જેલ ઑફિસ તરફથી એ વાઉચર અનુસાર એનો હિસાબ ચોખ્ખો કરવામાં આવે છે.

## સદાચારી કેદીઓને સુવિધા તથા છૂટી

સારી ચાલચલગતવાળા કેદીઓને અઠવાડિયામાં એક દિવસની

રજા મળે છે. તે દિવસે એ શહેરમાં અથવા પોતાને ઘેર પણ જઇ ફરી હરી શકે છે. પોતાનાં બાળકો સાથે રહી શકે છે. ગરમીના દિવસોમાં કેદીઓને બે અઠવાડિયાંની રજા મળે છે. એ સમયે પણ તેઓ ગમે ત્યાં જઇ શકે છે. કેદી જો ખેડુત હોય, તો તેને ફસલના દિવસોમાં એ ૧૫ દિવસની રજા મળે છે. સારી વર્તણુકવાળા કેદીને કંઇક વહેલા પણ છોડી દેવામાં આવે છે. લોકોને એ ઘણી શંકા થાય છે, કે જે કેદીઓને રજા આપવામાં આવે છે, તેઓ નાસી જતા હશે; પણ આવા દાખલા બહુ ઓછા બન્યા છે. વધારે બને પણ શી રીતે ? જેઓના ઉપર અધિકારી આટલો વિશ્વાસ મૂકે છે! જેલના કેટલાક ભાગોનો પ્રબંધ સુદ્ધાં એમનાજ હાથોમાં હોય છે અને જેમનાં જીવનને સદાચારમય, ઉન્નતિશીલ અને સુખમય બનાવવાને માટે સરકારના તરફથી વધુ ને વધુ પ્રયત્નો થતા જાય છે તે કેદીઓની પોતાની આવી સરકાર સાથે વિશ્વાસઘાત કરવાની હિંમત શી રીતે ચાલે ?

### અજાયબ ઘરોમાં—હાથકડી

અહીં કોઇપણ કેદીને હાથકડી પહેરાવવામાં આવતી નથી. કેદીને જેલબહાર લઈ જવામાં આવે, તોપણ બેડી કે હાથકડી નાખવામાં આવતી નથી. ઝારશાહીના વખતનાં હાથકડી—બેડીઓ હમણાં ત્યાંનાં અજાયબઘરોમાં બંધ છે.

### સજા અને સખ્તાઇ

અહીં ભારેમાં ભારે ગુન્હેગારને દશ વર્ષ સુધીજ કેદ કરવાની સજા થાય છે. મૃત્યુદંડ તો કોઇને દેવામાં આવતોજ નથી. રાજવિદ્રોહના ગુન્હેગારોને કાંઇક વધુ સજા—દેશનિકાલ આદિ—જરૂર કરે છે. અહીંના વૉર્ડરો સદા હથિયારવિના રહે છે. એટલે સુધી કે એમના હાથમાં લાકડી સુદ્ધાં રહેતી નથી. સખ્તાઇનું તો અહીં નામ નથી. દરેક પ્રકારથી કેદીને સુખી અને પ્રસન્ન રાખવાની કોશીશ કરવામાં આવે છે.

### ઉપસંહાર

હિંદ જેવા ગુલામ દેશની જેલોની તુલના તો રશિયા સાથે કરી શકાય એમ નથીજ. હિંદની જેલ એટલે સાક્ષાત્ નરકકુંડ! હિંદના ઉદ્ધારક અને સ્વાર્થત્યાગી નેતાઓ સાથે તો જેલોમાં વધુ ભીષણ તથા પાશવિક વ્યવહાર થાય છે. આપણા દેશના ગુન્હેગારો જેલમાં જઈ ઉત્સાહહીન, મૂર્ખ, રોગી તથા દુઃખી થઇ નીકળે છે. રશિયન જેલમાંથી કેદી શિક્ષિત, સુધારક, રાજનીતિજ્ઞ, સમાજોદ્ધારક ને ઉદ્યમી બનીને નીકળે છે. આ છે સોવિયટ રૂસની આર્થિક અને રાજનૈતિક નીતિ;

(હિંદી ઉપરથી તા. ૯—૩—૧૯૩૦ ના "પ્રજામિત્ર કેસરી"માં
લેખકઃ—શ્રી. કસનજી મ. દેસાઈ)

# ૧૯—अशोक अने तेनां धार्मिक मंथनो

ભારતગૌરવ સમ્રાટ અશોક બિંદુસાર નામના પરાક્રમી રાજાનો સુપુત્ર હતો. ઈ. સ. પૂ. ૨૭૩ માં તે સિંહાસનારૂઢ થયો, પણ અનેક કારણોને લીધે તેના રાજ્યાભિષેકનો રીતસરનો વિધિ ઇ. સ. પૂ. ૨૬૯ સુધી લંબાયો હતો. એવી દંતકથા ચાલે છે કે, તેને ગાદીના વારસા માટે તેના ભાઇઓ સાથે લડવું પડયું હતું. વળી બૌદ્ધગ્રંથોમાં લખ્યું છે કે, તે યુવાવસ્થામાં બહુજ ક્રૂર હતો અને પોતાના ૯૯ ભાઇઓને મારી ગાદીએ આવ્યો હતો. આ ક્રૂરતા માટે ઐતિહાસિક પ્રમાણો નથી મળતાં; તેમ ભાઇઓની સંખ્યા પણ સાચી માની શકાય તેવી નથી લાગતી. તે બંધુપ્રેમી હતો અને ભાઇઓપ્રત્યેના વર્તનના કેટલાક દાખલાઓ મળી આવે છે. એના ભાઇઓ જીવતા હતા તેનાં પણ પ્રમાણો મળે છે; છતાં યુવાવસ્થામાં તે બહુજ ક્રૂર હતો તે અનેક પ્રમાણોને લીધે માનવું પડે છે. તેની ક્રૂરતાસંબંધી બૌદ્ધગ્રંથોમાંથી આવી વાત મળે છેઃ—

"અશોકે ગુન્હેગારો માટે એક 'નરકસ્થાન' બનાવરાવ્યું હતું. તેમાં ગુન્હેગારોને જૂદા જૂદા પ્રકારની ક્રૂર શિક્ષાઓ થતી. એ સ્થાનની પાસે આવનાર નિર્દોષ પણ શિક્ષાના સપાટામાંથી બચવા પામતો નહિ. એક વખત એક બૌદ્ધ ભિક્ષુક ત્યાં આગળ આવી ચઢયો. અધિકારીઓએ તેને પકડીને તેલની કઢાઇમાં નાખ્યો; પણ ધીકતું તેલ તેને કંઈ કરી શકયું નહિ. આ વાત અશોકે સાંભળી કે તરત ભિક્ષુકને પોતાની પાસે બોલાવ્યો. ભિક્ષુકના બોધથી અશોકે બૌદ્ધધર્મ અંગીકાર કર્યો."

દુનિયાની ખટપટોથી મુક્ત યુવક અનિષ્ટ તત્ત્વોનું અસ્તિત્વ સહન કરી શકતો નથી, તેથી ગમે તેટલી ક્રૂરતા એકત્ર કરી સામો થાય છે; છતાં તેના અંતરમાં તો પાપનો નાશ કરવાની ઇચ્છાજ હોય છે. અશોક માટે પણ આવું બને—ને તે નરકસ્થાન બનાવનારાને—તે શકય છે. પરંતુ બૌદ્ધ ધર્મની મહત્તા વધારે પ્રમાણમાં દર્શાવવા અતિશયોક્તિ કરવામાં બૌદ્ધગ્રંથોના લેખકો પાછા નથી પડયા, તે પણ સાચું છે.

રાજ્યાભિષેક પછી નવમે વર્ષે અશોકે બંગાળાના ઉપસાગરને કાંઠે આવેલા કલિંગ દેશ ઉપર આક્રમણ કર્યું હતું. આમાં વિજય તો મળ્યો, પણ કલિંગ દેશનું સૈન્ય પ્રબળ હોવાથી જે પ્રાણહાનિ થઇ અને દુઃખો સહન કરવાં પડયાં તે માટે અશોકને ખૂબ પશ્ચાત્તાપ થયો. યુદ્ધ પછી કેટલાક સમયે કોતરાવેલા એક શિલાલેખમાં તે જણાવે છે કે, "એ મહાયુદ્ધમાં ૧,૫૦,૦૦૦ માણસો કેદ પક-

કાયેલાં અને ૧૦૦૦૦૦ કપાઇ ગયેલાં. આથી કેટલાયગણાં માણસો દુષ્કાળ અને રોગનો ભોગ થઈ પડેલાં." આ અમાનુષી હત્યાકાંડથી રાજર્ષિ અશોકનું કોમળ દિલ ઘવાયું. તેણે ભવિષ્યમાં કોઇ દિવસ આ પ્રકારનું યુદ્ધ નહિ કરવાની પ્રતિજ્ઞા લીધી અને મરતાં સુધી પાલન કર્યું. યુદ્ધ પહેલાં ઉપગુપ્ત નામના બૌદ્ધભિક્ષુ સાથે મેળાપ થતાં અશોકે બૌદ્ધ ધર્મ સ્વીકાર્યો હતો; પણ યુદ્ધ પછીથી તો તે બૌદ્ધ ધર્મનો પૂર્ણ સદસ્ય યા ભિક્ષુ બની ગયો. પોતે રાજા હોવા છતાં ભિક્ષુવ્રત આચરતો અને ભિક્ષુની કફની પરિધાન કરતો. રાજ્યનાં કાર્યોમાંથી નિવૃત્તિ મળતાં તે મઠમાં જતો ને સત્સંગમાં કાળ વ્યતીત કરતો. ઇ. સ. પૂ. ૨૧૯ માં તે ઉપગુપ્ત સાથે બૌદ્ધ-ધર્મનાં પવિત્ર સ્થળોની યાત્રાએ નીકળ્યો હતો. એ યાત્રાના સ્મરણનિમિત્તે તેણે માર્ગમાં કેટલાક સ્થંભો ઉભા કરાવેલા.

અશોકના ધર્માદેશો ઉચ્ચ કોટિના અને મનનીય હતા. એની ધર્માજ્ઞાઓમાં અહિંસાને પ્રથમ સ્થાન મળતું. જીવનના પ્રારંભમાં તે શૈવમાર્ગી હતો એટલે હિંસા કરવામાં ધાર્મિક વાંધો નહોતો. પણ બૌદ્ધધર્મના સ્વીકાર પછી તેના દિલમાં હિંસા પ્રતિની ઘૃણાનો અગ્નિ પ્રજ્વલિત થયો. પોતે મૃગયા રમવા જતો તે બંધ કરી દીધું. તેથી બચતો વખત રાજ્યનું નિરીક્ષણ કરવામાં, સત્પુરુષોનો સમાગમ વધારવામાં અને ધર્મોપદેશ તથા દિનચર્યા કરવામાં વાપરવા માંડયો. એણે પોતે તો માંસાહાર વર્જ્ય ગણી ત્યજી દીધો હતો, પણ પ્રજાને તેની મનાઇ તો ન કરી; પરંતુ અનેક પ્રકારના અંકુશ મૂકી માંસાહારને મર્યાદિત બનાવી દીધો હતો. રાજ્યમાં હિંસા ન થાય તે માટે સખત કાયદા કર્યા હતા. તેનું યથાયોગ્ય પાલન થાય છે કે નહિ તેનું નિરીક્ષણ અશોક પોતેજ કરતો. ધર્મસહિષ્ણુ રાજાઓ વિરલ હોય છે. અશોક પોતે બૌદ્ધ ધર્મ પાળતો છતાં અનેક અન્યધર્મીઓને રાજસભામાં સ્થાન આપ્યું હતું, એટલુંજ નહિ પણ તેમનો અને તેમના ધર્મનો માનમરતબો સંપૂર્ણ સાચવતો. પોતાના અધિકારીઓને પણ અન્ય ધર્મીઓનો દ્રોહ કરવાનો પ્રતિબંધ કર્યો હતો. પોતાની આવી ધાર્મિક આજ્ઞાઓના પરિપાલનાર્થે તેણે 'ધર્મમહામાત્ર'ના હોદ્દાનો અધિકારી નીમ્યો હતો. એ ઉપરાંત સામાન્ય અધિકારીઓને પોતાના પ્રવાસ-દરમિયાન મળતા સમયમાં લોકોને ધર્મોપદેશ કરવાનો હુકમ કર્યો હતો. આ રીતે રાજનીતિ અને ધાર્મિક વિષયો જે પરસ્પર વિરોધી ગણાતા તેમને એકત્ર કર્યા હતા અને જે રાજકર્મચારીઓ રાજ-નીતિના છત્ર નીચે રહી ધર્મનો ત્યાગ કરતા તેમનેજ ધર્મનીતિના પયગમ્બર બનાવી, અશોકે રાજનીતિ અને ધર્મનો વિરલ સંયોગ સાધ્યો હતો.

ભૂતદયા અશોકની ધાર્મિક ભાવનાનું પ્રધાન સૂત્ર હતું, એટલે કોઈ પણ પ્રાણીને કષ્ટ સહન કરવું ન પડે તે માટે શક્ય તેટલી કાળજી રાખતો હતો. તેણે મુસાફરોની સગવડ માટે કાચી સડકો બંધાવી, બંને બાજુઓએ ઘટાદાર વૃક્ષો રોપાવ્યાં હતાં; ઠેરઠેર જળાશયોની સગવડ કરી તૃષાર્ત મનુષ્યને શક્તિ આપવા પ્રયત્ન કર્યો હતો. રસ્તામાં વિશ્રામસ્થળો બનાવરાવવા ઉપરાંત મુસાફરી કેટલી થઇ તેની મુસાફરને સમજણ પડે તે માટે અંતરદર્શક પથ્થરો દટાવ્યા હતા. વળી માંદા માણસો અને જનાવરો માટે પોતાના તેમજ પારકા રાજ્યમાં ઔષધાલયો ચાલુ કર્યાં હતાં. બીજાં સ્વતંત્ર રાજ્યોમાં જ્યાં ઔષધિ પ્રાપ્ત નહિ થતી ત્યાં તે વનસ્પતિ રોપાવતો અગર પોતાની પાસેથી મોકલાવતો. અશોકે નિયત કરેલી પ્રણાલિકાનુસાર ચાલતાં આવાં ઔષધાલયો અઢારમી સદી સુધી અસ્તિત્વ ધરાવતાં હતાં. મિ. હેમિલ્ટન તેમના પુસ્તક "ભારતવર્ણન"માં લખે છે કે "આ પ્રકારનાં ઔષધાલયો સુરત ઇત્યાદિ સ્થળોમાં ઈ. સ. ૧૭૮૦ સુધી મોજુદ હતાં." આવાં ઔષધાલયો માટે એક શિલાલેખમાં લખેલું છેઃ—

"દેવપ્રિય મહારાજા પ્રિયદર્શીએ સામ્રાજ્યમાં સર્વત્ર અને પાડોશનાં રાજ્યોમાં બે પ્રકારનાં ઔષધાલયો ચાલુ કર્યાં છે. એક પ્રકારનાં મનુષ્યો માટે અને બીજા પ્રકારનાં જનાવરો માટે. જ્યાં મનુષ્યો અને જનાવરો માટે યોગ્ય જડીબુટ્ટી નહોતી મળતી, ત્યાં મહારાજાની આજ્ઞાથી રોપવામાં આવી છે અગર બહારથી મંગાવી લેવામાં આવી છે. વળી તેમની આજ્ઞાથી માણસો અને પશુઓના ઉપયોગ માટે કૂવા ખોદાવવામાં આવ્યા છે."

આવી રીતે અશોકે બૌદ્ધધર્મના સિદ્ધાંતોને માન આપવા પ્રયત્ન કર્યો હતો તે સાથે બીજાઓને પણ પોતાના જેવા કરવા, ભગવાન બુદ્ધની પ્રણાલિકાનુસાર ધર્મોપદેશકોને મોકલ્યા હતા. એક ગ્રંથમાં આવા ધર્મોપદેશકોની યાદી છે.

**मजझन्तिकः** કાસ્મીર અને ગાંધાર (કંધાર–કંદહાર)

**महादेवः** મહિષ્મંડળ (મહિસુર)

**रक्खितः** વજવાસી (કાનડા)

**योन-धम्मरक्खितः** અપરાન્ત [કોંકણ]

**मजझिम, काश्यप, मालिकादेव, सहस्सदेवः** હિમવંત (હિમાલય પ્રદેશ)

**सोन, उत्तरः** સોવનભૂમિ (પેગુ)

**महाधम्मरक्खितः** મહારાષ્ટ્ર

**महारक्खितः** યવનદેશ.

× महामहिन्द, इतिय, संबल, भद्रसालकः સિલોન.

આ ઉપરાંત અશોકે પ્રતિષ્ઠિત વ્યક્તિઓના નેતૃત્વ નીચે ચાલ, પાંડય, કેરલપુત્ર (મલબાર કાંઠો) અને સતિયપુત્ર (માંગલોરની આસપાસનો પ્રદેશ) વગેરે હિંદમાંનાં દ્રાવિડિ રાજ્યોમાં તથા મિસર, સીરિયા, મેસીડોનિયા વગેરે હિંદ બહારનાં રાજ્યોમાં ધર્મોપદેશકોને મોકલ્યા હતા. આ લોકો જે દેશમાં જતા તે દેશના રાજાને મળી ધર્મપ્રચાર કરતા.

એક લેખમાં તરવારના બળે વિજય મેળવવાની અપેક્ષા કરતાં ધર્મદ્વારા વિજય મેળવવો તે ઉચ્ચતર છે એમ બતાવતાં કહ્યું છે કે "...... પરંતુ દેવપ્રિયને દૃઢ વિશ્વાસ છે કે, સૌથી પ્રધાન વિજય ધર્મદ્વારા મેળવેલો વિજય છે; અને એ વિજય દેવપ્રિય પ્રાપ્ત કરી ચૂકેલો છે. પોતાના સામ્રાજ્યમાંજ નહિ પણ પોતાના પાડોશીના દેશ જે છસો માઇલ દૂર છે, જ્યાં યવનરાજ અંતિયોક ( સીરિયાનરેશ એન્ટિઓકસથિયાસ ) રહે છે ત્યાં સુધી અને તેથીય આગળ તુરમય ( ટાલેમી ફિલાડેલ્ફાસ મિસ્રના રાજા ) અન્તિકિની (એન્ટિગોનસ ગોનેટસ, મેસીડોનિયાનો રાજા), મક ( સિદીનનો રાજા મગસ ) અને અલીકસુંદર ( એપેરિસનો રાજા એલેકઝાન્ડર ) એ ચાર રાજાઓ છે ત્યાં, અને દક્ષિણમાં તંબપન્નિ (તામ્રપર્ણી, લંકા) સુધી, જ્યાં ચોડ અને પંડ રહે છે ત્યાંસુધી, અને જ્યાં 'હિડરાજ' રહે છે ત્યાંસુધી પણ અશોકનું ધાર્મિક સામ્રાજ્ય છે. વિશો, વજીઓ, યવનો, કંબોજો, ભોજો, પ્રતિનિકો, આન્ધ્રો, પુલિંદો એ સર્વ લોક અશોકનો ધર્મવિષયક ઉપદેશ માન્ય કરે છે. જે લોકો પાસે દેવપ્રિયના દૂત નથી પહોંચી શકયા, તેવાઓ પણ તેના ધર્મનું પાલન કરે છે, (જ્યારે તેની–દેવપ્રિય અશોકની–ધર્માનુકૂળ આજ્ઞાઓ અને શિક્ષાઓ મળે છે) અને ભવિષ્યમાં કરશે......"

સમ્રાટ અશોકનું ધર્મપ્રચારનું ક્ષેત્ર કેટલું વ્યાપક હતું તે આ લેખ ઉપરથી સમજાય છે. વળી અશોક દેશપરદેશ ધર્મપ્રચારકો પાઠવીનેજ શાંત નહોતો થયો. તેણે પોતાના સામ્રાજ્યમાં જ્યાં લોકોની આવજાવ વિશેષ હોય ત્યાં લેખો કોતરાવ્યા હતા. આ લેખો તે સમયની લોકવાણીમાં લખાયેલા હોઈ સામાન્ય વાચકને અગમ્ય છે. આ લેખો મહાન શિલાઓ ઉપર, ગુફાઓની દિવાલો ઉપર અને પાષાણસ્થંભો ઉપર કોતરેલા છે અને હજી હયાત છે. મિ. પ્રિન્સેપ, જનરલ કનિંગમ, મિ. વિન્સેન્ટ સ્મિથ, ડૉ. ભાઉ

× આ ઉપરાંત અશોકે પોતાના કુટુંબી મહેન્દ્રકુમારને સિંહલદ્વીપમાં મોકલ્યો હતો, આમાં મહેન્દ્રકુમારને સંપૂર્ણ વિજય મળ્યો હતો. આખો બેટ બૌદ્ધ ધર્મના છત્ર નીચે આવ્યો હતો અને હજી પણ ત્યાં બૌદ્ધધર્મનાં શાસન પ્રવર્તે છે.

દાજી, શ્રી. ભગવાનદાસ ઇંદ્રજી, ડૉ. રાજેન્દ્રલાલ, ડૉ. ભાંડારકર વગેરે દેશી અને પરદેશી વિદ્વાનોએ છેલ્લાં ૫૦–૬૦ વર્ષોમાં આવા લેખો શોધી કાઢી ભારતવર્ષનો જ્વલંત ઇતિહાસ પ્રજા સમક્ષ ઉઘાડો પાડયો છે અને ભારતગૌરવ સમ્રાટ અશોકના કીર્તિ-કળશની દીપ્તિમાં અપૂર્વ વૃદ્ધિ કરી હિંદનું ગૌરવ વધાર્યું છે.

(૧) જયપુર રાજ્યના વૈરાટ નામના સ્થળેથી એક લેખ મળી આવ્યો છે. તેમાં અશોકના આત્મચરિત્રની કેટલીક મહત્ત્વપૂર્ણ બાબતોનું આલેખન કરવામાં આવ્યું છે.

(૨)જબલપુર જીલ્લાના રૂપનાથ નામના સ્થળમાં.

(૩) શાહબાદ જીલ્લાના સહેસરામ નામના સ્થળમાં અને

(૪) *મહિસુર રાજ્યના સિદ્ધપુરમાં.

આ લેખોમાં એકજ પ્રકારનું લખાણ છે. આ સિવાયનો "ભાબ્રા"નો લેખ વધારે મહત્ત્વનો ગણાય છે. આ લેખમાં અશોકે પોતાના શાસનકાળના અંતમાં બૌદ્ધ ભિક્ષુઓ અને ભિક્ષુણીઓને ઉદ્દેશી લખ્યું છે કે "સાધુગણ! આપ સર્વ જાણો છો કે, હું બૌદ્ધ-ધર્મ અને સંઘ ઉપર કેટલો પ્રેમ તથા કેટલી શ્રદ્ધા રાખું છું. ભગવાન બુદ્ધ જે ઉપદેશ આપી ગયા છે તે સર્વોત્તમ છે. તે માનવા-થી સદ્ધર્મ ચિરસ્થાયી થશે..." આ પછી બૌદ્ધ ધર્મનાં સમ વચનોનું પાલન કરવા સંબંધી લખ્યું છે તે આ પ્રમાણેઃ—

૧ **विनय–समुक्कस्सः** વિનયપ્રશંસા.
૨ **अहियवसातिः** આર્યોની અલૌકિક શક્તિ.
૩ **अनागत भयानिः** ભવિષ્યના વિષયમાં ભય.
૪ **मुनिगाथाः** તપસ્વીઓનાં ગીત.
૫ **मोनेय्य सुतः** તપસ્વીઓના જીવનવિષયક સંવાદ.
૬ **उपतिस्स पासिनः** ઉપતિષ્યનો પક્ષ.
૭ **राहुलोवादः** રાહુલનો ઉપદેશ.

## અશોકના ચૌદ પ્રખ્યાત લેખો

(૧) શહબાજગઢીઃ–પેશાવરથી ૪૦ માઇલ દૂર.
(૨) મનસેહરાઃ હજરા જીલ્લો.
(૩) કાલસીઃ દેરાદુન જીલ્લો.
(૪) સોપારાઃ થાણા જીલ્લો.
(૫)· ગિરનારઃગુજરાત.
(૬) ધોળીઃ પુરી જીલ્લો.
(૭) જોગડઃ મદ્રાસનો ગંજામ જીલ્લો.
(૮) દિલ્હી.
(૯) તોપસ્વાલાઃ દિલ્હી થઇ ગયા.

* ગયાથી સોળ માઇલ ઉત્તરે.

(૧૦) મેરઠ.
(૧૧) પ્રયાગ.
(૧૨) લોરિયાઃ અરારાજ.
(૧૩) નંદગઢ.
(૧૪) રામપુરવા.

આ સિવાય સાંચીમાંથી એક સ્થંભ મળ્યો છે. એમાં અશોકે નીતિધર્મથી ચાલવાનો, દયા, સત્ય, ઉદારતા, પવિત્રતા વગેરે સદ્‌ગુણોનો વિકાસ કરવાનો ઉપદેશ દઈ બતાવ્યું છે કે, દરેક માણસે આત્મનિરીક્ષણ કરી પાપકર્મોથી બચવું જોઇએ, હિંસા ન કરવી જોઇએ અને **वसुधैव कुटुंबकम्**ની ભાવના કેળવવી જોઇએ.

વળી "રાણીનો આદેશ" નામનો એક શિલાલેખ મળ્યો છે. એ લેખ અશોકની મહારાણી ચારૂવાકીનો કહેવાય છે. ચારૂવાકી પોતે બૌદ્ધધર્મમાં અશોક જેટલી શ્રદ્ધા રાખતી અને પ્રજામાં સાચો ધર્મ પ્રવર્તે તે માટે ઉત્સુક રહેતી.

ઉપરાંત ગુફાઓની ભીંતો ઉપરથી પણ લેખો મળી આવ્યા છેઃ–(૧) નાગાર્જુની પર્વતનો લેખ, (૨) કટકની દક્ષિણે ખંડગિરિનો, (૩) મધ્ય પ્રાંતમાં રામગઢની ગુફાનો.

અશોકની અન્ય ધર્મોપ્રત્યેની સહિષ્ણુતા દર્શાવતો એક લેખ છે. તેમાં લખ્યું છે કે "દેવપ્રિય મહારાજા અશોક સર્વ ધર્મનાં મનુષ્યોનો, તપસ્વીઓનો અને ગૃહસ્થોનો દાન–માનથી સત્કાર કરે છે. કારણ ? એટલા માટે કે, સર્વ લોકોમાં મૂળ વાતની વૃદ્ધિ થાય; પણ મૂળ વાતની વૃદ્ધિ કયા પ્રકારે થઈ શકે ? પોતાની જીભને સ્વાધીન રાખતાં. પોતાના મતનો અનાદર અને અન્યના મતની ઉપેક્ષા સામાન્ય વાતોમાં ન કરવી જોઇએ. મહત્ત્વની વાતોમાં પણ નમ્રતાથી કામ લેવું જોઇએ. આમ કરવાથી પોતાના મતની પ્રતિષ્ઠા વધે છે અને બીજાના મતનું કલ્યાણ થાય છે. એમ નહિ કરવાથી પોતાના મતને હાનિ અને બીજાના મતની ક્ષતિ થાય છે. આમ શાથી ? જે માણસ પોતાના મતનો આદર કરે છે અને એ આદરને કારણે એમ કરવાથી (જીભ છૂટી મૂકવાથી) મારા મતનું હિત થશે એમ વિચારે છે, તે વસ્તુતઃ પોતાના મતને ભયંકર નુકસાન કરે છે. આથી આત્મસંયમજ પ્રશંસનીય છે. એમ શાથી ? લોકોએ એકબીજાના મતને સાંભળવો જોઇએ–પ્રેમથી સાંભળવો જોઇએ. કારણ કે દેવપ્રિયની એવી ઇચ્છા છે કે, સર્વ મતના લોકો ધાર્મિક શ્રવણ અને પવિત્ર સિદ્ધાંત રાખે, ગમે તે મતનો અનુયાયી હોય તેને કહે કે, સર્વ સંપ્રદાયના લોકોમાં મૂળ વાતની ભારે વૃદ્ધિ થાય તેના જેટલાં (કિંમતી) દાન–માનને દેવપ્રિય સમજતો નથી."

આનું નામ સહિષ્ણુતા ! આનું નામ સાચી ધર્મભાવના !

આજના હિંદુ-મુસલમાનોએ ધડો લેવા જેવી આ બાબત છે. અશોકે ધાર્યું હોત તો તરવારની અણીથી અગર બીજા પ્રકારના પ્રત્યક્ષ કે પરોક્ષ પ્રયત્નોથી ધર્મપ્રચાર કરી શકત; પણ તેમ ન કરતાં એણે જે ગરવો પંથ લીધો તે તેના હૃદયની મહાન ઉદાત્તતા છે. પોતે તો ન્યાયી અને શાંતિભર્યો માર્ગ લઈ વિજય પ્રાપ્ત કર્યો; પણ પાછળની પ્રજા અવળા રસ્તે ન ચઢે તે માટે જે સોનેરી શબ્દો એક લેખમાં તેણે કોતરાવ્યા છે તે ઉતારી આ લેખ પૂરો કરીશું.

"આ ધર્મપ્રશસ્તિ એ ઉદ્દેશથી લખવામાં આવી છે કે, મારા જેટલા પુત્ર અગર પૌત્રો હોય તે સર્વ કોઇ નવીન વિજયને પ્રશસ્ત ન સમજે; એટલા માટે કે તરવારવડે મળેલી શાંતિ અને સરળતાને ધર્મદ્વારા મળતી શાંતિ અને સરળતા કરતાં કદી ઉચ્ચતર ન સમજે."

( "મુંબઇ સમાચાર"ના દીપોત્સવી અંકમાં લેખકઃ—
શ્રી. હિંમતલાલ ચુ. શાહ )

---

# २०—वाममार्गीओए श्रीकृष्ण भगवानने नामे करेली व्यभिचारनी सगवड

(૧)

વાચક ! આ લેખ વાંચજે અને વિચારજે ! આજે ધર્મના નામે કેટલાક વ્યભિચારીઓએ મહાન અધર્મ ફેલાવેલો છે, એ જોઈ દિલ દુઃખી થાય છે. શ્રીકૃષ્ણ પ્રભુના પવિત્ર જીવનને ભ્રષ્ટ કરી, પોતાની અધમ વૃત્તિઓને પોષવા માટે વામમાર્ગીઓએ શ્રીકૃષ્ણ પ્રભુને આડમાં રાખી વ્યભિચાર ફેલાવ્યો; ઋષિ-મહર્ષિઓના દર્શાવેલા ઉત્તમ આચાર અને વેદપ્રતિપાદિત જ્ઞાનધર્મને છોડી આજે વૈષ્ણવ સંપ્રદાયોની જાળમાં લાખો ભાઇબહેનો પાપભાગી થઇ રહ્યાં છે. એ અજ્ઞાન ભાઇબહેનો વામમાર્ગીઓની પાપલીલાને ન સમજતાં શ્રીકૃષ્ણના નામે ફસાઇને મહાન પાપલીલામાં ફસ્યાં છે. કુકર્મીઓએ ભગવાન કૃષ્ણ પ્રભુનું નામ વચ્ચે મૂકી દીધું છે, કે જેથી લોકો વગરશંકાએ ફસાય; પરંતુ એ બધી લીલા વામપંથીઓએ શ્રીકૃષ્ણ પ્રભુના નામે ઉભીજ કરી છે. વાસ્તવમાં શ્રીકૃષ્ણ પ્રભુનું જીવન એવું નહોતું; મહાન પવિત્ર હતું, પૂજ્ય હતું. હવે વામપંથીઓએ વૈષ્ણવધર્મની રચના કરવા શ્રીકૃષ્ણ પ્રભુને કેવા કલંકિત કર્યા છે, એ વિચારીએ.

એક ખાસ નિયમ ચાલ્યો આવે છે કે, કોઇ પણ વાતને સિદ્ધ કરવા માટે પ્રમાણની જરૂર પડે છે. પ્રમાણવિનાની વાત કોઇ

નથી માનતું. પ્રમાણ પણ માનવા જેવું હોવું જોઇએ. વામપંથીઓએ શ્રીકૃષ્ણ પ્રભુના જીવનનું પ્રમાણ આપીને પોતાનો દુષ્ટ આશય પૂર્ણ કર્યો છે. શ્રીકૃષ્ણ પ્રભુના જીવનની લીલાના નામે અનેક કુકર્મો ફેલાવ્યાં. પ્રમાણમાટે શ્રીકૃષ્ણ પ્રભુનું જીવનજ એવું ચીતર્યું ! 'બ્રહ્મવૈવર્ત પુરાણ' નામનો એક ગ્રંથ લખીને તેમાં શ્રીકૃષ્ણ પ્રભુનું જીવન આલેખ્યું છે. એ પરથી લોકોને બતાવ્યું કે 'જુઓ, શ્રીકૃષ્ણ ભગવાને આમ લીલા કરી છે !' એ 'બ્રહ્મવૈવર્ત પુરાણ'ના કર્તા ઠોકી બેસાડયા વ્યાસ, એટલે લોકો જલદી ફસાયા ! વ્યાસ ભગવાન એક મહાન પુણ્ય પુરુષ, એમનો લખેલો ગ્રંથ માન્યજ હોય, એટલે જલદી પ્રચાર થાય! પરંતુ વ્યભિચારીઓની એ પ્રપંચ-બાજી છે. શ્રીવ્યાસ ભગવાન કદી એવું અપવિત્ર, કુકર્મ ફેલાવ-નાર, અશ્લીલ પુસ્તક લખેજ નહિ. 'બ્રહ્મ વૈવર્ત પુરાણ'માં હજારો ગંદી વાતો ભરી છે. પાપી વામપંથીઓએ શ્રીકૃષ્ણ પ્રભુના નામે કેવી કુકર્મજાળ ફેલાવી તે વાચક સ્વયં જાણી શકશે.

એક વખત શ્રીકૃષ્ણ ભગવાન ગોલોકમાં રાસ રમતા હતા:—

"રાધિકાની સાથે સંભોગ કરતાં શ્રીકૃષ્ણ એટલા આનંદ-મગ્ન હતા, કે તેમને પોતાનું પારકું કંઈ યાદ ન રહ્યું! બીજી એક ગોપી વિરજા હતી. રાધિકાને પૂછયા વગર શ્રીકૃષ્ણ વિરજાને ઘેર વ્યભિચાર કરવા દોડી ગયા. તેની સાથે ખૂબ વિહાર કર્યો. સંભોગ કરતાં કરતાં વિરજાને મૂર્ચ્છિત કરી દીધી. એટલામાં રાધાને ખબર પડતાં ત્યાં આવી. દામા નામનો રખેવાળ દ્વારપર હતો. રાધાથી એને ઝઘડો થયો. કોલાહલ સાંભળતાં શ્રીકૃષ્ણ ભાગી ગયા. વિરજા ભારે શરમને લીધે કોટી યોજનની નદી બની ગઇ!

વિરજાને કિનારે ઉભા રહી, શ્રીકૃષ્ણ ખૂબ જોરથી રોવા લાગ્યા, કે 'તારા વિના હું જીવી શકું ? એટલા માટે નદીની દેવી બનીને તું મારી પાસે આવ!' વિરજા સ્ત્રી બનીને પાછી આવી ગઇ અને શ્રીકૃષ્ણ એના સાથે ફરીને વિહાર કરવા લાગ્યા. એનાથી ગર્ભ રહ્યો. દિવ્ય સો વર્ષસુધી ગર્ભ ધારણ કર્યા બાદ સાત છોકરા જન્મ્યા !"

આ "બ્રહ્મવૈવર્ત પુરાણ"માં કથા છે. ગોલોકમાં આ શ્રીકૃષ્ણ ભગવાનની લીલા છે.

વાચકગણ! આવી કથાનો રચનાર કેવો હોવો જોઇએ ? વ્યભિચાર વિના બીજી એક પણ વાત નથી ! જ્યાં જુઓ ત્યાં વ્યભિચારનુંજ વર્ણન છે ! શું કૃષ્ણ ભગવાન ગોલોકમાં વ્યભિ-ચારજ કર્યા કરે છે ? દિવ્ય સો વર્ષસુધી ગર્ભ ધારણ કર્યાનું કેવું ગપોડું હાંકયું છે ! "બાર હાથનું ચીભડું તેર હાથનું બી" જેવું ગપ છે; પરંતુ આવાં ગપોને સત્ય માનનાર બુધુરામ ભકતો હોય તોજ જેમ કરે તેમ થાય ને ! સાંભળો બીજી કથા.

"વિરજા ગોપીના ઘરપર જ્યારે રાધા ગઈ, ત્યારે દામાથી ઝઘડો થયેલો. દામાએ શ્રીરાધાને શાપ દીધો કે 'તું મૃત્યુલોકમાં જઇને જન્મ લે !' આથી રાધા ગોકુલમાં વૃષભાન ગોપને ત્યાં જન્મી ! જ્યારે રાધિકા બાર વર્ષની થઇ ત્યારે રાયાણ નામના ગોપ સાથે તેનું લગ્ન થઈ ગયું. તે રાયાણ યશોદાનો ભાઈ હતો, એટલે શ્રીકૃષ્ણનો મામો. એક વખત નંદજી બાળક કૃષ્ણને લઇને ગાયો ચરાવવા ગયા. એટલામાં ત્યાં રાધા પહોંચી. નંદે રાધાને કહ્યું કે 'તારા વિષે મેં ગર્ગથી સાંભળ્યું છે. આ પુત્રને લે અને જઇને તારો મનોરથ પૂર્ણ કર !' બાળક રાધાની ગોદમાં જતાંજ હસવા લાગ્યો. રાધા બાળક કૃષ્ણને લઇને દૂર ચાલી ગઈ, અને આલિંગન કરવા લાગી. રાધાએ રાસલીલાનું સ્મરણ કર્યું. એટલામાં એક મંડપ દેખાયો! રાધા ત્યાં ગઇ, ત્યાં સુંદર પુષ્પોની શૈયા ઉપર શ્યામસુંદર પડયા હતા ! તે જોઇને રાધા કામપીડિત થઈ ગઈ! શ્રીકૃષ્ણે કહ્યું "હું તારી ઇચ્છા પૂર્ણ કરીશ !" આ પ્રમાણે બંને વાતો કરતાં હતાં, એવામાં બ્રહ્મા ત્યાં આવી પહોંચ્યા. રાધા-કૃષ્ણની સ્તુતિ કરીને આગ સળગાવી. બ્રહ્માએ બંનેનાં લગ્ન કરી દીધાં ! હવે બંનેમાં વિહાર થવા લાગ્યો. રાધાએ કૃષ્ણનું ચવાયેલું અને કૃષ્ણે રાધાનું ચવાયેલું પાન ખાધું !"

વાચકો ! આગળની લીલા એવી તો ભ્રષ્ટ ચીતરી છે, કે લખતાં પણ શરમ આવે છે.

શું આ શ્રીકૃષ્ણ ભગવાનનો આદર્શ હતો ? શું કૃષ્ણ ભગવાને પોતાની મામી થાય તે રાધિકાથી વ્યભિચાર કર્યો ? ગીતાના જ્ઞાનની અમૃતધારા પાનાર શ્રીકૃષ્ણનું આવું અધમ જીવન કોઈ હિંદુ માનવા તૈયાર છે ? હાય, હાય, હિંદુઓ ! શરમ નથી આવતી ? પાપી વામમાર્ગીઓએ આવી અધમ કથાઓ લખીને લોકોને વ્યભિચાર કરતાં શીખવ્યું કે, શ્રીકૃષ્ણ પ્રભુ પણ વ્યભિચારજ કરતા હતા, તો ભકતો પણ તેમજ કરે. આવા ગોલોકની જુઠ્ઠી કથાઓ રચીને શ્રીકૃષ્ણ પ્રભુના નામને કલકિંત કરીને વામમાર્ગી-ઓએ વૈષ્ણવ સંપ્રદાય ઉભો કર્યો ! ગોકુળિયા ગુસાંઇ ગોલોકની શા માટે પીપુડી ફૂંકે છે એ સ્પષ્ટ છે. વળી પોતાને કૃષ્ણસ્વરૂપ માને છે ! ભક્ત સ્ત્રીઓને ગોપીઓ માને છે, એટલે બસ ! વ્યભિચારનું પૂછવુંજ શું ? ચેતો હિંદુઓ ! ચેતો ! !

(તા. ૧૬-૧-૩૦ની "પોલપત્રિકા"માં લેખકઃ-શ્રી. જીવરામ જોષી.)

# ૨૧—श्रीकृष्ण व्यभिचारी ने दारुडीआ हता?

તા૦ ૬—૨—૩૦ ની "પોલ પત્રિકા"માં "શુદ્ધ વૈષ્ણવ"ની સહીથી શ્રીકૃષ્ણે ગોલોકમાં અર્જુનને અર્જુની બનાવીને એ અર્જુની સાથે ખૂબ રમણ કર્યાની આખ્યાયિકા પદ્મપુરાણમાં હોવાનું વામ યાને કૌલાચારનું દિગ્દર્શન કરાવ્યું છે. તેજ કૃષ્ણથી પ્રકૃતિ, વિષ્ણુ, શિવ, બ્રહ્મા, ધર્મ, સરસ્વતી, લક્ષ્મી, દુર્ગા, સાવિત્રી આદિની ઉત્પત્તિ વૈષ્ણવોનો માલ મશાલો ભરવાના ખજાનારૂપી "બ્રહ્મ વૈવર્ત પુરાણુ"માંના બ્રહ્મખંડના બીજા અધ્યાયમાં કોઇકે ઘુસાડી દીધાનું ભાસે છે, બાકી શ્રીમદ્દભાગવત તથા વિષ્ણુ અને પદ્મ આદિ પુરાણોમાં શ્રીકૃષ્ણને વિષ્ણુના અંશવતાર સ્પષ્ટ રીતે આલેખ્યા છે.

પુષ્ટિમાર્ગીય વૈષ્ણવો સ્વામિનીજી—રાધિકાજીને શ્રીકૃષ્ણ કરતાંએ અધિક માને છે. તે રાધિકાજીના સંબંધમાં પદ્મપુરાણના પાતાલ ખંડના ૮૩ મા અધ્યાયમાં શ્રીકૃષ્ણ સાથેની દોસ્તીના સંબંધમાં એટલું બધું અશ્લીલ—બીભત્સ વિવેચન છે, કે તે સાર્વજનિક રીતે લખતાં લજ્જા આવે ! રાધિકાજી એક ગોપની સધવા સ્ત્રી છતાં સદર અધ્યાયના ૨૯ મા શ્લોકમાં દર્શાવ્યા મુજબ "રાધિકાજી સ્નાનાલંકાર કરી રહ્યા પછી યશોદાજીએ મોકલેલ સખીજનો રાધિકાજીની સાસુને સમજાવીને રાંધવાના નિમિત્તે નંદરાયજીના ઘરમાં આવીને સંતુષ્ટ થઇને શ્રીકૃષ્ણને માટે પાક કરીને ભોજન કરાવે છે !" સદર અધ્યાયના ૨૯ મા શ્લોકથી ૭૭ મા શ્લોક સુધી શ્રીકૃષ્ણ અને રાધિકાજી વચ્ચે થયેલી લીલા દર્શાવી છે. શ્રીકૃષ્ણ પરમાત્મા જેવા ગીતાજીના ઉપદેષ્ટાને પદ્મપુરાણ—બ્રહ્મવૈવર્તક પુરાણ, વિષ્ણુ પુરાણ, ભાગવત આદિમાં વ્યભિચારી અને દારૂડીઆ ચીતર્યા છે એ શ્રીવ્યાસ ભગવાનનું કામ નથી; પરંતુ કોઈ વામાચારી કે કૌલાચારી યાને પુષ્ટિમાર્ગીઓએ વ્યભિચારલીલાને પોષવા માટે એવી આખ્યાયિકાઓ ઘુસાડી કેમ દીધી ન હોય ? સદર અધ્યાયમાં શ્રીકૃષ્ણને ગાયો લઇને વનમાં જતા જોઇને પુષ્ટિમાર્ગીઓની સ્વામિનીજી રાધિકાજી પોતાના સાસુસસરા વગેરે આપ્ત ગુરુજનની વંચના કરીને વનમાંથી પુષ્પો લાવવાને નિમિત્તે વનમાં જઇ પોતાના પ્યારા કૃષ્ણ સાથે લંપટાઈથી વ્યભિચાર કર્યાની હકીકત છે. અને વળી લખે છે કે "દિવ્ય આસનમાં બિરાજીને શ્રીકૃષ્ણ અને રાધિકાજી બંને મધુપાન કરતા હવા—એ મધુપાનની નિશાથી બેહાલ થઈ જવાથી એક બીજાના હાથ પકડીને પરાધીન દશામાં (**कामबाणवशं गतौ**) રમણ કરવાની ઇચ્છાથી વનના કુંજમાં પ્રવેશ કર્યો" અને બંનેએ લંપટતાથી મસ્ત બનીને રમણ કર્યાનો ઉલ્લેખ છે.

વાંચવાની ખાસ ઇચ્છા હોય તેમને માટે ઉપરનો અધ્યાય બતાવ્યો છે, તે જોઇ ખાત્રી કરવી. તેજ કૃષ્ણના પુત્ર સાંબને બહુ રૂપાળો દેખીને શ્રીકૃષ્ણની રાણીઓ મધુપાનથી મસ્ત બનીને તેના ઉપર મોહિત થઈ વ્યભિચારની દૃષ્ટિએ જોવા લાગી. તે નારદજીએ શ્રીકૃષ્ણને પ્રત્યક્ષ બતાવ્યાથી એ સાંબ તથા તેની અપર માતાઓ–શ્રીકૃષ્ણની રાણીઓ–ને શ્રીકૃષ્ણે શાપ દીધાનું પણ એ પુરાણમાં છે. વળી પુષ્ટિમાર્ગી વૈષ્ણવો એમ માને છે કેઃ–"રમણ કરવા લાયક વૃંદાવનમાં શિયાળ થવું એ ઈષ્ટ છે, પણ જ્યાં વિષયભોગ નથી એવા મોક્ષને શ્રેષ્ઠ માનવો એ પાપ છે!"

(તા. ૨૦–૨–૧૯૩૦ ની "પોલ પત્રિકા"માં લેખકઃ– વૈષ્ણવ)

# २२–अशोक का जीवन कैसे पलटा?

(૧)

"મંત્રિ!"

"આદેશ કીજિયે, મહારાજ!"

"તુમ શાસ્ત્ર પર વિશ્વાસ કરતે હો?"

"વિશ્વાસ કરતા હૂં, મહારાજ!"

"શાસ્ત્ર મેં નરકભોગ કા ઉલ્લેખ હૈ, જાનતે હો?"

"જાનતા હૂં, મહારાજ!"

"પરંતુ વહ નરકભોગ સચમુચ હી હોતા હૈ યા નહીં, યહ કોઇ નહીં કહ સકતા. મૈં ઇસી લોક મેં દોષિયોં કો નરક–ભોગ કરાઉંગા, શાસ્ત્ર કે અનુસાર દંડ દૂંગા. તુમ નરક નિર્મિત કરો. નરક મેં જૈસે જૈસે દંડોં કા પ્રબંધ હૈ, મેરે ઇસ નરક મેં સબ વૈસે હી રહેંગે. વૈસા હી નીલશિખામય અગ્નિકુંડ, વૈસે હી લૌહ–દંષ્ટ્રા–યુક્ત તીવ્ર–વિષધર વૃશ્ચિક, વૈસે હી લૌહ–પુરુષ ઔર લૌહ સ્ત્રિયાં–સબ કુછ રહેંગે. મૈં ઇસી લોક મેં મનુષ્યોં કો નરકભોગ કરાઉંગા. અપરાધિયોં કો બંદી કરને યા ઉન્હેં સાધારણ દંડ દેને સે અબ મુઝે સંતોષ નહીં હોના."

આદેશ સુન કર મંત્રી ચૌંક ગયા; પર ભાવ છિપા કર ઉસને ઉત્તર દિયા "મહારાજ! એસા હી હોગા."

"કેવલ એસા હોને સે નહીં ચલેગા. નરક કા બાહરી ભાગ ઐસા સુનિર્મિત ઔર મનોહર હોના ચાહિયે કિ ઇસ સંસાર મેં ઉસકી તુલના ન હો સકે. બાહર સે ઉસે જો કોઇ દેખે વહી ઉસકે ભીતર પ્રવેશ કરના ચાહે. તુમ શીઘ્ર ઇસકા પ્રબંધ કરો, મૈં રાજ્યકોષ ખોલે દેતા હૂં.

(૨)

સમ્રાટ અશોક કે આદેશ સે પાટલિપુત્ર નગર મેં વિચિત્ર નરક નિર્મિત હુઆ. ક્યા હી સુંદર પ્રાસાદ થા! વહ ઇતના મનોહર થા કિ ઉસને રાજપ્રાસાદ કો ભી મલિન કર દિયા.

નરક કે ભીતર પહલે હી તરલ–અગ્નિમય વૈતરણી થી. ઇસકે બાદ ઉસકી ભિન્ન ભિન્ન કોઠરિયોં મેં નાના પ્રકાર કી યંત્રણાઓં કા આયોજન થા. મનુષ્ય કી કલ્પના મેં યંત્રણા–ભોગ કરાને કે જિતને ચિત્ર કલ્પિત હો સકતે હૈં, ઉનમેંસે વહાં એક ભી બાકી ન થા. જલ્લાદ ચંડગિરિક નરક કા અધ્યક્ષ બનાયા ગયા.

જિન જિન અપરાધિયોં કો દંડાદેશ મિલા વે ઇસ નરક મેં શાસ્ત્રાનુસાર વિચિત્ર યંત્રણા–ભોગ કરને લગે. કોઇ ઉબલતે હુએ મેં ગિર કર છટપટાતે હુએ મરે, કોઇ નીલશિખાવાલી આગ મેં જલ કર મરે, કોઈ હાથ–પૈર બંધી હુઇ અવસ્થા મેં લોહે કે ડંખવાલે બિચ્છુઓં કે દંશન સે ચીખ મારને લગે. નિષ્ઠુર ચંડગિરિક લોહે કા ડંડા હાથ મેં લે કર મગધ કી પ્રજાઓં કો નરક–ભોગ કરાને લગા. રાજ્ય મેં હાહાકાર હોને લગા.

રાજા અશોક વહ ચિલ્લાહટ ઔર હાહાકર સુન કર આનંદિત હોને લગે. પ્રતિદિન એક ન એક નયે ઢંગ કી નરક–યાતના કી ઉદ્‌ભાવના ઔર સૃષ્ટિ હોને લગી.

પહલે અપરાધી નરક મેં જાને લગે, ઉસકે બાદ જિન પર અપરાધ કા સંદેહ હોતા થા વે જાને લગે. પીછે સે દોષી નિર્દોષી મેં ભેદ ન રહા. ચંડગિરિક ઉસ નરક કે આસપાસ જિસકો પાતા ઉસીકો નરક–ભોગ કરાતા.

નરક કી અટ્ટાલિકા મનોહર થી—રાજભવન સે ભી મનોરમ; મગધ મેં વૈસી ઇમારત દૂસરી ન થી. ઉસકા શિલ્પ–ચાતુર્ય દેખને કે લિયે બહુતસે પરદેશી ઉસકે પાસ આ જાતે થે, પરંતુ જો કોઈ નિકટ આતા થા ઉસીકા ભાગ્ય ફૂટ જાતા થા—ઉસીકો નરક મેં પ્રવેશ કરના પડતા થા ઔર નરકભોગ કરના પડતા થા. એક બાર ઉસમેં પ્રવેશ કરને સે પ્રાણોં સે હાથ ધોના પડતા થા.

(૩)

એક દિન એક ભિક્ષુ નરક કે નિકટ હો કર જા રહા થા. ભિક્ષુ કા મસ્તક મુંડિત થા, વહ કષાય વસ્ત્ર પહને હુએ થા, ઔર ઉસકે હાથ મેં ભિક્ષાપાત્ર થા.

સામને વિચિત્ર અટ્ટાલિકા થી નિર્માણ–દક્ષતા કા અપૂર્વ નિદર્શન. ભિક્ષુ કે મુખ મેં શાંતિ વિરાજમાન થી—ઉસકી દૃષ્ટિ મૈત્રી તથા કરુણા સે ભરી હુઈ થી. જીવોં કે હિત કે લિયે ઉસકે શાંતોજ્જવલ નયનોં સે કરુણા કી જ્યોતિ નિખર રહી થી.

રક્તચક્ષુ ચંડગિરિક ને ઉન્હેં દૂર સે દેખા ઔર લલકાર કર કહા "ખડા રહો." નિકટ આ કર ઉસ સૌમ્ય-મૂર્તિ સંન્યાસી કી બાહેં પકડ લીં.

સંન્યાસી વૈસા હી શાંત થા, ઉસી કરુણામય દૃષ્ટિ સે ઉસ યમદૂત કી ઓર દેખ કર કહને લગા " કલ્યાણ હો, કહાં જાના હોગા, બેટા ?"

ચંડગિરિક—નરક મેં. તુમને નરક કી રાહ લી હૈ.

ભિક્ષુ—યહ તો રાજભવન હૈ. કયા યહી નરક હૈ ?

ચંડ—હાં, યહી નરક હૈ. ભીતર ચલો, દેખોગે. ઈસ રાસ્તે મેં આને સે સબકો નરકભોગ કરના પડતા હૈ. મહારાજ કા યહ આદેશ હૈ.

ભિક્ષુ—કલ્યાણ હો. ચલો ચલેં.

ચંડગિરિક ને ભિક્ષુ કો નરક મેં લા કર તપ્ત-તેલ કી કડાહી મેં છોડા. ભિક્ષુ ઉસ કડાહી મેં બૈઠ કર ધીરે ધીરે ગાને લગા—

**"धर्म शरणं गच्छामि, संगं शरणं गच्छामि, बुद्धं शरणं गच्छामि"**

યમદૂતોં ને ઉનકો વહાં સે ઉઠા કર નીલશિખા અગ્નિ મેં ફેંકા. ભિક્ષુ કે શીતલ સ્પર્શ સે આગ બૂઝ ગઇ. બહુત દિનોં સે લહરાતી હુઇ જ્વાલા શીતલ હો ગઇ—માનો નરક શક્તિહીન હો ગયા.

ભય તથા વિસ્મય સે વિહ્વલ હો કર ચંડગિરિક અશોક કે પાસ દૌડા ઔર હાંફતા હુઆ નિવેદન કિયા " મહારાજ! એક ભિક્ષુ કો મૈં નરકભોગ કરાતા થા, પરંતુ ઉસને નરકભોગ તો કિયા હી નહીં, બલ્કિ નરક કા નાશ કર ડાલા."

અશોક—કૈસે નષ્ટ કિયા ?

ચંડ૦—ઉસે ઉબલતે હુએ તેલ મેં ફેંકા થા, પર વહ ઉસ ભીતર બૈઠ કર કુછ ગાને લગા, ઇસસે તેલ ઠંડા હો ગયા. પીછે સે ઉસે આગ મેં ડાલા, આગ ભી ઠંડી હો ગઈ. ઉસ કમબખ્ત ને નરક કો એકદમ શાંત કર દિયા. નરક મેં અબ જ્વાલા નહીં.

અશોક—સચ ?

ચંડ૦—હાં મહારાજ! ઠીક બતાતા હૂં.

અશોક—ચલ, મૈં તેરે સાથ ચલ કર દેખતા હૂં.

અશોક ચંડગિરિક કો સાથ લિયે નરક મેં પહુંચે.

ભિક્ષુ ને ઉન્હેં દેખ કર કહા:-સબકા ભલા હો—જગત્ કા મંગલ હો.

અશોક—તુમ કૌન હો ?

ભિક્ષુ—મૈં ભિક્ષુ હૂં.

અશોક—તુમને મેરે નરક કી આગ બુઝા દી હૈ ?

ભિક્ષુ—આગ બુઝાને કી શક્તિ મુઝમેં કહાં હૈ, મહારાજ!

જિન્હોંને સબ જીવોં કે દુઃખ કી જ્વાલા નિવારણ કી હૈ, ઉન્હીં ભગવાન તથાગત (બુદ્ધ) ને હી તુમ્હારે નરક કી જ્વાલા ભી બુઝાઇ હૈ. મંગલ હો, મહારાજ !

અશોક—મંગલ કૌન ચાહતા હૈ, ભિક્ષુ ! મૈં આનંદ ચાહતા હૂં. મનુષ્યોં કો નરકયાતના દે કર મેં બડા આનંદ પાતા થા. તુમને ઉસ આનંદ મેં બાધા ક્યોં દી ?

ભિક્ષુ—મહારાજ ! જીવ કે પ્રતિ કરુણા કરો. ઇસસે તુમકો સૌગુના આનંદ મિલેગા. ભગવાન તથાગત જીવ કે પ્રતિ મૈત્રી તથા કરુણા કા સંદેશ લાયે થે.

ભિક્ષુ કા મુખમંડલ બડા હી શાંત, બડા હી કરુણામંડિત થા. ઉસકે નેત્રોં સે કરુણા કી ધારા બહ રહી થી. ભિક્ષુ કી બાતેં સુન કર અશોક કુછ સોચને લગે, ઉનકે હૃદય મેં માનો તૂફાન આ ગયા, પાપ કી સબ કલ્પનાઓં મેં માનો ઉલટ-પલટ હો ગયા. અશોક એક બાર ચંડગિરિક કે મુખ કી ઓર ઔર ફિર ભિક્ષુ કે મુખ કી ઓર તાકને લગે. ઉન્હોંને સોચા કિ "ભિક્ષુ કા મુખ કૈસા શાંત, કૈસા મમતાપૂર્ણ હૈ ! વહ યદિ મનુષ્ય હો તો ચંડગિરિક પશુ સે ભી અધમ હૈ. હાય ! હિંસા સે-પરપીડન કી ઇચ્છા સે- મનુષ્ય કા કૈસા અધઃપતન હો જાતા હૈ ! મૈં ભી ઉસીકે સદશ અધમ હો ગયા હૂં."

અપને કાર્યોં કે લિયે અશોક કો અનુતાપ હુઆ. અપનેકો ધિક્કારતે હુએ ચંડગિરિક કી ઓર તાક કર બોલે-"અબ મૈં નરક નહીં ચાહતા. મૈં જગત મેં દુઃખ લાયા થા, જીવ કો સતા કર આનંદ પાતા થા—અબ ઇસિ અંક કા શેષ હુઆ. યદિ મુઝસે હો સકેગા તો મૈં જીવોં કા કલેશ દૂર કર અપને પાપોં કા પ્રાયશ્ચિત્ત કરૂંગા. તૂ પાટલિપુત્ર છોડ કર ભાગ.

(૪)

અશોક ને કહા "ભિક્ષુ ! જીવ કે પ્રતિ મૈત્રી-કરુણા મુઝમેં નહીં હૈ. મૈં ઉનકો સતા કર આનંદ પાતા થા. ક્યા તુમ બતા સકતે હો ઐસા ક્યોં હુઆ થા ?"

ભિક્ષુ બોલા " મહારાજ ! આપને કભી જીવોં કો અપને સદશ નહીં માના થા. તુમ્હારે હી સદશ ઉનકે ભી સુખ-દુઃખ હૈ, તુમને ઇસકા કભી અનુભવ નહીં કિયા થા. ઇસી લિયે જીવોં કો કલેશ દે કર, ઉનકી હત્યા કર, તુમ્હારી એક નિકૃષ્ટ પ્રવૃત્તિ ચરિતાર્થ હોતી થી. વહ એક ઉત્તેજનામાત્ર થા, આનંદ નહીં. અબ જીવ કે પ્રતિ મૈત્રી ઔર કરુણા દિખાઓ, આનંદ મિલેગા—જગત સુખમય માલૂમ હોગા. સબ કોઇ તુમ્હારે અપને હો જાયંગે.

અશોક—કૈસે મેરે પ્રાણોં મેં મૈત્રી તથા કરુણા આયગી ભિક્ષુ ?

ભિક્ષુ—"સભોં કો તુમ અપને સમાન સમઝો. અનુભવ કરો કિ સબ જીવોં મેં સુખ-દુઃખ હૈં. તભી સભોં કો સુખી કરને કી આકાંક્ષા હોગી—તભી તુમ્હારે હૃદય મેં મૈત્રીકરુણા ઉજ્જવલ હો જાયગી. મહારાજ! તુમને યંત્રણા કા નરક બનાયા થા, અબ શાંતિ કા સ્વર્ગ પ્રતિષ્ઠિત કીજિયે. તથાગત આપ પર કૃપા કરેં." યહ કહતે હુએ વહ ભિક્ષુ ચલા ગયા.

(૫)

અશોક કે હૃદય મેં તૂફાન ઉઠા થા, અબ બિજલી ચમકી. અશોક ને દેખા કિ ઉન્હોંને કિસી જીવ કો અપને સદૃશ નહીં સમઝા હૈ? કિસીકે પ્રાણોં મેં સુખ-દુઃખ કા બોધ હે, યહ ઉનકે મન મેં કભી નહીં આયા થા—ઉન્હોંને સબકો દુઃખ હી દિયા થા, કભી કિસીકો સુખી કરને કી ચેષ્ટા નહીં કી થીં.

સામને કે નરક કી આગ તબ તક જલ હી રહી થી. અશોક ને ઉસમેં હાથ ડાલા—હાથ જલા, ઉન્હોંને હાથ ખીંચ લિયા. ઉન્હેં યાદ આ પડા કિ મૈંને ભી કિતનોં હી કો ઈસી આગ સે જલાયા હૈ! વે થરથરા ઉઠે. ઉન્હોંને ફિર ગરમ તેલ મેં ઉંગલી ડાલી—ઉંગલી ભી જલી. વેદના સે અસ્થિર હો કર કહને લગેઃ-"હાય! મૈંને અપને હી સદૃશ અસંખ્ય મનુષ્યોં કો ઇતની યાતના દી હૈ."

અબ કી બાર અશોક ને અપને કષ્ટ કે દ્વારા દૂસરોં કે કષ્ટ કા અનુભવ કિયા. જીવ કે પ્રતિ મૈત્રી આઈ-મન મેં કરુણા કા સંચાર હુઆ. કૈસે જગત કા દુઃખ દૂર કરેંગે, અશોક યહી સોચને લગે. અપને કૃત્ય કે પ્રાયશ્ચિત્ત કે લિયે ઉનકા ચિત્ત વ્યાકુલ હો ગયા.

(૬)

સ્નિગ્ધ પ્રભાત કી શીતલ વાયુ ધીરે ધીરે બહ રહી થી. ઉપવન કે ફૂલોં સે મધુર સુવાસ છૂટ રહી થી, ઉપવનોં મેં કલકંઠ વિહંગમ મધુર સ્વર સે ગા રહે થે. જગત શાંત, રમણીક, કરુણાપૂર્ણ થા.

ઐસે સમય મેં પાટલિપુત્ર કે રાજપ્રાસાદ કે નિકટ કે રાસ્તે પર એક સાત બરસ કી અવસ્થા કા બાલક ભિક્ષુ, કષાય-વસ્ત્ર પહને હુએ, હાથ મેં ભિક્ષાપાત્ર લે કર, ગાતે-ગાતે જા રહા થા-

**"अप्पमादो अमतंपद, पमादो मच्चुनो पदं,**
**अप्पमत्ता न मीयंति, ये पमत्ता यथा मता."***

નૃપતિ અશોક ઝરોખે કી રાહ રાજપથ કી ઓર દૃષ્ટિ રખ કર ખડે થે. બાલક ભિક્ષુ કે મધુર કંઠ કી યહ મધુર વાણી સુન

* યહ પાલી-ભાષા મેં લિખિત "ધમ્મ પદ" કા એક શ્લોક હૈ. ઇસકા અર્થ હૈ—અપ્રમાદ હૈ અમૃત કા પથ, પ્રમાદ હૈ મૃત્યુ કા પથ. જો અપ્રમત્ત હૈં વે નહીં મરતે. જો પ્રમત્ત હૈં વે માનો મરે હુએ હૈં. પ્રમત્ત—હિતાહિતજ્ઞાનશૂન્ય.

કર ઉનકા ચિત્ત અમૃત કા પથ પ્રાપ્ત કરને કે લિયે વ્યાકુલ હુઆ.

દેશ તથા કાલ કા કુછ પ્રભાવ અવશ્ય હૈ. વહ મધુર પ્રભાત-સમય, ભિક્ષુ બાલક કી વહ શાંત મધુર મૂર્તિ ઔર ઉસકા વહ કરુણામિશ્રિત કંઠસ્વર–ઇન સબોં ને મિલ કર અશોક કો એક-બારગી પિઘલા ડાલા.

અશોક ને પ્રહરી કો આદેશ કિયા "રાજપથ મેં જો સિર–મુડા બાલક ભિક્ષુ જા રહા હૈ ઉસે મેરે પાસ લે આ."

પ્રહરી બાલક કો લે આયા. "જગત્ કા કલ્યાણ હો" યહ કહ કર ભિક્ષુબાલક સમ્રાટ કે સામને ખડા હુઆ.

અશોક ને કહા "ભિક્ષુ! રાજપથ મેં તુમ જો કુછ ગા રહે થે, ફિર ગાઓ."

બાલક ઉસી પ્રકાર અવૃત્તિ કર ગયા:–

**"अप्पमादो अमतपदं, पमादो मच्चुनो पदं,**
**अप्पमत्ता न मीयंति, ये पमत्ता यथामता."**

અશોક––ભિક્ષુ! તુમ, કહ સકતે હો, ઇસ અમૃત કે પથ પર કૈસે જાતે હૈં?

બાલક––જીવ કે પ્રતિ મૈત્રી તથા કરુણા કર કે––જગત કે કલ્યાણ કા ઉપાય કર કે. મહારાજ! મૈં બાલક હૂં, આપકો ક્યા બતા સકતા હૂં? સ્થવિર ઉપગુપ્ત કો બુલા કર આપ ઉનસે પૂછિયે, વે અમૃત કા પથ બતા દેંગે.

અશોક––ઉપગુપ્ત કહાં હૈ?

બાલક—વે મથુરા મેં રહતે હૈ.

ભિક્ષુબાલક બિદા હો ગયા.

(૭)

ઉસી દિન અશોક ને સ્થવિર ઉપગુપ્ત કો મથુરા સે લાને કે લિયે વિનયપૂર્ણ પત્ર કે સાથ વિશ્વસ્ત કર્મચારિયોં કો ભેજા.

ઉપગુપ્ત આયે. ઉનકી શાન્ત તથા પવિત્ર મૂર્તિ દેખ કર અશોક કે મન મેં ઐસે ભાવ કા ઉદય હુઆ કિ "મૈંને નરક કા નિર્માણ કિયા થા, પર તથાગત કે ઉપદેશોં સે સ્વર્ગ ગઠિત હુઆ હૈ. યે સ્થવિરગણ ઉસ સ્વર્ગ કે દેવતા હૈં."

અશોક ને ઉપગુપ્ત કે પૈરોં પર પડ કર કહા "મુઝે અમૃત કા પથ દિખા દીજીએ. મૈંને માનવજાતિ કો ક્લેશ દેને કે લિયે નરક બનાયા થા–આદેશ કીજીએ, મેરે ઉસ પાપ કા ક્યા પ્રાયશ્ચિત્ત હૈ?

ઉપગુપ્ત બોલે "મહારાજ! જીવ કે પ્રતિ મૈત્રી તથા કરુણા હી અમૃત કા પથ હૈ. યહી મનુષ્ય કો મંગલ દેતા હૈ. ઇસ મૈત્રી તથા કરુણા કે વિસ્તાર સે આપકે સબ પાપોં કા પ્રાયશ્ચિત્ત હોગા. કહિએ—

**धर्मं शरणं गच्छामि, संगं शरणं गच्छामि, बुद्धं शरणं गच्छामि।**

સબ પ્રાણિયોં કો નિરુદ્વેગ ઔર સુખી કીજીએ. તથાગત કે ઉપદેશોં કા પ્રચાર કીજીએ. ઇસસે આપ અમર હો જાયંગે— આપકે સબ કલંક મિટ જાયંગે. ઉપગુપ્ત કી દીક્ષા સે અશોક કો નવજીવન–લાભ હુઆ.

વહ દિન ઈતિહાસ કા એક સ્મરણીય દિન થા. ઉસ દિન સમ્રાટ્ અશોક કે હૃદય સે જો કરુણા–મૈત્રી કી ધારા પ્રવાહિત હુઈ થી ઉસને બહુત દિનોં તક ભારત મેં વ્યાપ્ત હો જીવ કા દુઃખ દૂર કર અશોક કો અમરત્વ પ્રદાન કિયા.

(હિંદી માસિક “સરસ્વતી”ના એક અંકમાંનો શ્રી. નલિનીમોહન સાન્યાલ ભાષા–તત્ત્વ–રત્ન, એમ. એ. નો અનુવાદ.)

---

# २३–“बीक छेज नहि.”

નાનો સરખો એક છોકરો હતો. બહુ નાનો. છેક ઢીંગલા જેટલો નહિ, તોપણ ચારજ વરસનો.

એક નાના સરખા ગામડામાં રહે. એને ઘેર ચાર ભેંસ. એટલે એ તો સવારસાંજ દૂધ, છાશ ને દહીં ખાય–પીએ ને મઝા કરે. સવારે રમે, સાંજે રમે, બપોરે પણ રમે. એક ઘડી પણ ઘરમાં બેસેજ નહિ.

એ નાનો હતો ત્યારે એના બાપ મરી ગયેલા. બહુ નાનો હતો. એના બાપા મરી ગયા ત્યારે તો એને હસવું આવતું હતું. એને નહિ ભાઇ કે નહિ બહેન. એટલે એકલો એની બા સાથે રહે.

એની ફોઇએ એનું નામ બહાદૂર પાડેલું.

ને બહાદૂરભાઈ હતા પણ બહાદૂરજ હો ! એ નાનો હતો ત્યારે એની બાએ વિચાર કર્યો કે, બધાં છોકરાં બીકણ બહુ હોય છે. જો હું બહાદૂરને બીક એ શબ્દજ ન સંભળાવું તો એ એવો બીકણ ન બને. આમ વિચારીને બાએ એને ‘બીક’ શબ્દજ સંભળાવ્યો નહિ.

એટલે બહાદૂરભાઈ તો અંધારામાં ગમે ત્યારે જાય. રાત પડી હોય તોપણ અંધારામાં રમ્યા કરે. બીક શું તે તો એને ખબરજ નહિ. એટલે બહાદૂરભાઈ તો એટલા બહાદૂર થયા કે જ્યાં જતાં એની બાને બીક લાગે ત્યાં આગળ બહાદૂરભાઈ તો રમતા રમતા ચાલ્યા જાય !

એમ કરતાં બહાદૂર તો મોટો થયો. સાત વરસનો થયો તોયે બીક શું તે ન જાણે.

એક દિવસ બહાદુર રાતના રમતો હતો. નવ વાગ્યા હતા એટલે અંધારૂં ખૂબ હતું. એની બા જાણે કે એના દોસ્તદારને ત્યાં હશે; પણ બહાદુરભાઈ એકલા તો રમ્યાંજ કરે. કૂવાની પાસે ઠંડકમાં રમવાની એને બહુ મઝા પડી હતી.

એટલામાં બહાદુરભાઇનાં પાડોશી ખેતરથી આવ્યાં. તેણે બહાદુરને કૂવા પાસે બેઠેલો જોયો એટલે પૂછ્યું "કેમ બહાદુર! હજીસુધી ઘેર કેમ નથી ગયો? રમ્યાંજ કરવું છે? જા, નહિ તો તારી બા ફિકર કરશે. આટલા અંધારામાં બેસી રહેતાં તને બીક પણ નથી લાગતી?"

બહાદુરભાઇ તો ઘેર ગયા; પણ એને વિચાર થયા કરે કે 'બીક' એટલે શું? રાતના બહાદુર તો જમીને સૂતો. પછી એની બાને ધીમેથી પૂછ્યું "બા! બીક એટલે શું?"

બહાદુરભાઇની બા તો ચમકી. એ વિચારમાં પડી કે બહાદુરને એ શબ્દ કહ્યો કોણે? પણ પછી તેણે ધીમેથી કહ્યું "કંઈ નહિ હોં! એ તો એક નાનું સરખું જનાવર હોય છે. તું સૂઈ જા." બહાદુર તો રાજી થતો થતો ઉંઘી ગયો.

બહાદુરભાઇ તો મોટા માણસ થયા; પણ બીક શું તે તો જાણેજ નહિ. બહાદુરભાઇ ખરા બહાદુર થયા.

("બાલમિત્ર"માં લખનાર:–શ્રી. વૈકુંઠ શાહ)

## ૨૪–ચાંદો અને બાળક

બા! આપણા ઘરની સામે જ્યારે પેલો રૂપાળો ચાંદો ઉગે છે અને તે લાવી દેવાનું હું તને કહું છું ત્યારે તું કહે છે "મારાથી એ તને ન લાવી દેવાય. એ તો બહુ દૂર છે, મારાથી ત્યાં ન જવાય."

પણ તું જોતી નથી બા! કે આપણા ઘરથી એ થોડોજ આઘો છે. જો તું મને જવા દે તો હમણાં હું એને પકડી લાવું; પણ તું મને જવા દેતી નથી.

પણ એટલામાં તો એ જાણી જાય છે કે, હું એને પકડી લેવાનો છું એટલે વહેલો વહેલો એ ઉંચે ચઢી જાય છે અને વાડીના આંબાની ઘટામાં આવીને સંતાઇ જાય છે. તે હું તને બતાડું છું અને માધુને આંબાની ઘટામાંથી પકડી લાવી મને દેવાનું તેને કહું છું; ત્યારે તું કહે છે કે "તું તો ગાંડો છે. માધુથી એ ન ઝલાય. એ તો ઘણો વેગળો છે."

પણ તું ખોટું કહે છે બા! માધુને જો તું સીડી પકડવાનું કહે તો હું આંબે ચઢી જાઉં અને ડાળ ઉપરથી એને પકડી લઉં;

પણ તું ના પાડે છે !

પણ એ વાત એ જાણી જાય છે અને ડાળેથી ખસી જઇ અગાસી ઉપર ઉંચે આવીને ઉભો રહે છે.

તે હું તને બતાડું છું ત્યારે તું કહે છે "મારાથી એ તને ન લાવી દેવાય. એ તો વાદળમાં બહુ ઉંચે લટકે છે."

પણ તું જોતી નથી બા ! કે અગાસીથી એ થોડોજ ઉંચો છે. જો તું અગાસીમાં ઉભી રહે અને તારી ખાંધે ઉભો રાખી મને ઉંચો કરે તો હું એને પકડી લઉં; પણ તેમ કરવાની તું ના પાડે છે !

પણ અગાસીમાંથી હું એને પકડી લેવાનો છું એ વાત એ જાણી જાય છે અને અગાસીએથી ખસી જઇ પાછો સંતાઇ જાય છે.

એ કયાં ગયો એ જોવા હું પાછલી બારીએ જાઉં છું, ત્યારે એ પેલા તળાવમાં નાહવા ઉતરેલો હોય છે.

તને હું તે બતાડું છું અને કહું છું "ચાલો બા ! તળાવે જઇ હોડીમાં બેસી આપણે એને પકડી લઇએ."

ત્યારે તું કહે છે "અરે ગાંડા ! એ ચાંદો નથી, પડછાયો છે. આપણાથી એ ન ઝલાય."

પણ તું જોતી નથી બા ! કે પાણી ઉપર એ કેવો શોભી રહ્યો છે !

જૂઠું જૂઠું કહીને તું મને પટાવી રહી છે એ હું સમજું છું; પણ હમણાં હું બહુ નાનો છું એટલે મારાથી એ નહિ પકડાય; પણ જયારે તારા જેવડો હું મોટો થઇશને બા ! ત્યારે ચાંદાને અગાસી ઉપરથી કે આંબાની ઘટામાંથી અગર તો જયારે એ છાનો-માનો તળાવમાં નાહવા ઉતરશે ત્યારે એને પકડી લઈશ. અને મારી પેટીમાં પૂરી રાખીશ; કહે, ત્યારે તું મને શું કરીશ બા ? પણ સવારમાં એ કયાં જતો હશે બા ? તું કહે છે "એ તો તળાવમાં ડૂબી જાય છે." પણ તું એ ટૂં કહે છે બા ! જો એ ડૂબી જતો હોય તો પાછો રાતે આપણા ઘરની સામે કયાંથી આવે ?

વળી કેટલા બધા દિવસ સુધી તો એ દેખાતોજ નથી. કોઇક ઠેકાણે સંતાઈ રહે છે.

શુ એ જાણી જતો હશે બા ! કે હું એને પકડી લેવાનો છું ?

("બાલમિત્ર"માં લખનારઃ-શ્રી. ભાઇલાલ વ. બક્ષી)

# २५—जनोइ धारण करवुं ते शुं धतिंग छे?

સેંટ ઝેવીઅર કૉલેજમાં ભણતા મારા એક નવજુવાન મિત્રે મને કહ્યું "હું આર્યસમાજનો સભાસદ થવા તૈયાર છું; પણ માફ કરજો, હું તમારા આ જનોઈ ને ચોટલીના ધતિંગમાં માનતો નથી. એટલે હું તે કેમ રાખું?"

તેની વાત સાંભળી હું હસી પડયો. મેં કહ્યું કે, કંઈ ફિકર નહિ. તમને સભાસદ કર્યા પછી જનોઇ ને ચોટલીનું રહસ્ય સમજાવીશ.

**યુવક**—'તમે કે બીજા કેઈ મને હવે આ તરફ વાળી શકે એ હું સંભવિત માનતો નથી. હું તો જવાહિરલાલ નહેરનો અનુયાયી થયો છું. ક્રાન્તિવાદી બન્યો છું. જનોઈ વગેરે મને તો ધતિંગ લાગે છે.'

મારા મિત્રના હાથમાં નવું છાપું હતું. તે તેના હાથમાંથી લઈ મેં કહ્યું: 'લાવો જોઇએ, તમારા ગુરુના શા સમાચાર છે!' પેપર-પર નજર ફેરવી તેને સંબોધી મેં કહ્યું: 'શું અજમેરનું જવાહિર-લાલનું ભાષણ વાંચ્યું છે?'

'હા, હા, પથારીમાંથી ઉઠતાંજ છાપું વાંચ્યું છું ને અવનવા સમાચારો જોઉં છું' તેણે કહ્યું. મેં કહ્યું 'ત્યારે કહો કે અજમેરમાં તેમણે શું કહેલું?'

**યુવક**—'એમાં શું? તેમણે કહ્યું હતું કે રાષ્ટ્રનો ઝુંડો અમારાં લોહી કરતાં કિંમતી છે. આ ઝુંડાની રક્ષા અર્થે અમારે લાખો પ્રાણ પાથરવા પડે તો હરકત નથી; પણ અમારો ઝુંડો તો સદા ફરકતોજ રહેવો જોઇએ. માણસના પ્રાણોની કિંમત આ ઝુંડા આગળ કંઈ નથી.'

મેં મશ્કરી કરતાં કહ્યું: 'કેમ ભાઈ! આ સિદ્ધાંતને માનો છો?'

**યુવક**—'અરે હા, માનું છું. તમે કહો તો હમણાંજ મારૂં શિર આ ઝુંડાની રક્ષા અર્થે આપી દઉં.'

મેં કહ્યું: 'તમે પણ જૂના વિચારનાજ નીકળ્યા.'

**યુવક**--કેમ?

મેં કહ્યું: 'કપડાના વાવટા માટે મરવું એ ધતિંગ નથી શું? વાવટાની લાકડીપર કે તેના પરના રેંટીઆના ચિહ્ન માટે મરી જવું એ તો ચોખ્ખો વહેમ છે. ચોટલી ને જનોઇનું ધતિંગ તમે છોડી દીધું તો આ નવું ધતિંગ કયાંથી ઓઢી બેઠા? ભાઇ! તમારે આવી ઢંગધડા વગરની વાતોમાં નહિ માનવું જોઇએ.'

**યુવક**—'પંડિતજી! તમે તો મશ્કરી કરો છો. શું તમે એ નથી જાણતા કે એમાં અમે અમારૂં રાષ્ટ્રીય ગૌરવ ભર્યું છે? એ

રાષ્ટ્રીય ચિહ્ન જોઈ અમારામાં દેશાભિમાન ઉત્પન્ન થાય છે. અમે એના કપડા કે લાકડાપર નથી મરતા; પરંતુ તે ભાવ માટે મરી ફીટીએ છીએ.'

મેં કહ્યું—'જુવાન મિત્ર ! જનોઈ અને ચોટલીનો પુરાણો ઇતિહાસ ભૂલી ગયા છો? મુસ્લીમ બાદશાહો હિંદુઓને હરાવવા જનોઇ અને ચોટલીના ઢગલા કરતા તે કાળ શું ભૂલી ગયા છો ? મુસ્લીમ ઐતિહાસિકોએ એનું રસમય વર્ણન નથી કર્યું ? રાજપૂત યોદ્ધાઓ શિખા અને સૂત્રની રક્ષા માટે સૈનિકોને રણાંગણમાં શૂર નહોતા ચઢાવતા ? જે ભાવ તમે આજે ઝુંડામાં નાખ્યો છે તેજ ભાવ શિખા ને સૂત્રમાં હતો.'

વાત ચાલતી હતી તેમ તેમ મારા મિત્ર વિચારમાં પડતા ગયા.

મેં આગળ ચલાવ્યું: (હસતાં હસતાં) 'જનોઇ અને ચોટલી માટે લાખો માણસોએ કેસરિયાં કરેલાં તે દાખલા તમે શું ભૂલી ગયા? તે વેળા જનોઇ અને ચોટલી હિંદુસમાજનાં જાતીય ચિહ્નો હતાં. આજે જવાહિરલાલ નેહરૂ રાષ્ટ્રીય ઝુંડાના રક્ષણ માટે જેટલી ચીવટ ને કાળજી બતાવે છે, તેટલીજ હિંદુઓ, તે જાતીય ચિહ્નોની રાખવા તત્પર હતા. મારા ક્રાન્તિકારક નવયુવક મિત્ર ! તમે ભલે જનોઈ અને ચોટલીની હાંસી કરી બીજાં નવાં ચિહ્નો ઉપજાવતા; પણ જે ઇતિહાસ તથા જે માન આજ સુધી જનોઈ અને ચોટલીમાં રહેલ છે, તે તમારાં નવીન ચિહ્નોમાં નથી.'

યુવક—'પંડિતજી ! હું તો જનોઈ અને ચોટલીને ફક્ત ધાર્મિકજ ચિહ્ન સમજી હસી કાઢતો હતો. મેં એનું ઐતિહાસિક કે રાષ્ટ્રીય દૃષ્ટિબિંદુથી રહસ્ય જોએલું નહિ.'

મેં કહ્યું—'હશે ભાઈ ! જેમ સ્કાઉટ બેજ ધારણ કરવાથી તમારી પ્રતિજ્ઞાઓનું તમે સ્મરણ કરો છો, જેમ ડૉ. હાર્ડીકર પોતાના સ્વયંસેવકો માટે એક લાલ દોરાની વ્યવસ્થામાં છે, તેમ અમારા પૂર્વજ આચાર્યોએ પણ આ દોરાધાગાની યોજના કરેલી. હું એમ નથી કહેતો કે, જનોઇને ધારણ ન કરનારા નરકે જશે. તમે જેમ નવાં ચિહ્નોના ઉપાસક છો, તેમ અમે અમારાં પુરાણાં ચિહ્નોના પૂજક છીએ; કારણ તેમાં અમારો ઇતિહાસ છે, તેમાં સુંદર પ્રતિજ્ઞાઓ છે.'

મારો મિત્ર મારી વાત સમજ્યો, અને ક્રાન્તિના પરમ ઉપાસક રહીને પણ તેણે જનોઈ અને ચોટલી ધારણ કરવાની વાત સ્વીકારી લીધી.

("પ્રચારક"માં લેખકઃ—શ્રી. આનંદપ્રિય આત્મારામ પંડિત)

# ૨૬—तू कहां है ?

પ્રભો ! તેરી લીલા અપરંપાર હૈ ! તૂને ઇસ અદ્ભુત સૃષ્ટિ કી અદ્ભુત રચના કી ! પૃથ્વી, જલ, વાયુ, તેજ, આકાશ સબ કી સબ સ્વયં બડી વિચિત્ર ચીજેં હૈં; પર તૂ ઇન સબ સે ભી બડા વિચિત્ર હૈ ! તેરે વિચિત્ર ગુણ ઔર અદ્ભુત સૃષ્ટિ—સૌંદર્ય બખાન કરના સહજ નહીં હૈ ! બડેબડે ઋષિ—મુનિ ભી ' નેતિ, નેતિ' કહ કે અપની હાર માન બૈઠે હૈં !

તૂને યહ સબ કૈસે બનાયા, કોઈ નિશ્ચિત રૂપ સે નહીં કહ સકતા ! તૂ ક્યા ઔર ક્યોં કરતા હૈ, યહ ભી કોઇ નહીં જાનતા. તૂ કહાં હૈ ઔર કહાં નહીં, યહ ભી કિસીકો પતા નહીં ! લોગ તુઝે જાનના ચાહતે હૈં, ઔર નહીં જાન પાતે ! તૂ બડા વિચિત્ર હૈ; ઔર તેરી વિચિત્રતા ઇસ લિયે ભી હૈ કિ તૂ સબકો જાનતા હૈ ઔર તુઝે કોઈ નહીં જાનતા ! તૂ સબકો દેખતા હૈ, ઔર તુઝે કોઈ નહીં દેખતા ! તુઝે સબ પ્રાપ્ત હૈ, ઔર તૂ કિસીકો પ્રાપ્ત નહીં ! તૂ સબકા ઠિકાના જાનતા હૈ ઔર તેરા કોઈ નહીં જાનતા !

મૈં ચિરકાલ સે તેરે દર્શનાર્થ ઇધર—ઉધર ભટકતા ફિર રહા હૂં, પરન્તુ તૂ નહીં મિલતા. રાજપ્રાસાદ કે સુસજ્જિત મન્દિરોં મેં ગયા; રત્નજટિત સ્વર્ણસિંહાસનોં કો દેખ કર નિશ્ચિત હુઆ તૂ યહાં મિલેગા. મૈં ઇસ લાલસા મેં ઘંટોં તેરે દ્વાર પર પડા રહા; તેરે પૂજારી મહારાજ ને કુછ લોગોં કો મુંહ દેખ કર અંદર બુલા લિયા ઔર ફિર બડી ક્રૂરતા સે ઔરોં કે લિયે દ્વાર બંદ કર દિયા ! મુઝે ઇસ પક્ષપાતયુક્ત વ્યવહાર સે બડા દુઃખ ઔર આશ્ચર્ય હુઆ; પરન્તુ જબ માલૂમ હુઆ કિ તૂ યહાં નહીં રહતા, ઔર તેરે નામ સે કુછ સ્વાર્થી મનુષ્યોં ને ઇસે કેવલ અપને નામ ઔર સ્વાર્થ કા સાધન બના રક્ખા હૈ તો વહ આશ્ચર્ય નહીં રહા.

તત્ત્વજ્ઞાન ઝાડનેવાલે ઔર વાદ—વિવાદ કરનેવાલે મહાશયોં કે સમાજ મેં તુઝે પાને કી આશા થી; પર યહાં ભી કેવલ 'જવાની જમાખર્ચ' કા બાજાર ગર્મ મિલા; " ઉંચી દુકાન ફીકા પકવાન" કી ભાંતિ કોઇ તત્ત્વ કી બાત ન મિલી ! તેરે દર્શન ન હુએ.

જ્ઞાન—ધ્યાન, જપ—તપ, યોગ—યાગ આદિ મેં નિમગ્ન રહનેવાલે સાધુ—મહાત્માઓં કી સંગતિ મેં તુઝસે મિલને કી બડી સંભાવના થી, પર યહાં ભી વહી ' ઢાક કે તીન પાત' દિખલાવા ઔર આડંબર બહુત, સત્યતા થોડી, ધર્મ—કર્મ કા નાશ હો જાય,

તેરા રંગ–રૂપ, વેશભૂષા ધારણ કિએ હુએ અનેક મહાત્મા મિલે, પર તૂ ન મિલા.

મૈંને સુના થા, તૂ નદિયોં કે પ્રશાન્ત તટોં પર, પર્વતોં કી ગહન ચોટિયોં પર, ગંભીર ગુહાઓં મેં, વન–ઉપવનોં કે શાન્ત એકાન્ત નિકુંજો મેં રહતા હૈ! સઘન બન કી લહલહાતી પત્તિયોં કે સાથ ખેલતા હૈ, ગંગા–યમુના કે તરલ તરંગોં મેં નૃત્ય કરતા હૈ; સુંદર સુંદર પક્ષિયોં કે મધુર શબ્દોં કે સાથ અપની મુરલી કી તાન મિલાતા હૈ! મૈં ઇન સ્થાનોં મેં બડે ચાવ ઔર ઉત્સાહ કે સાથ ગયા, પરંતુ યહાં ભી તેરે દર્શન ન હુએ.

ભગવન્! મૈં તેરે પીછે પીછે જાતા હૂં ઔર તૂ દૂર ભાગતા હૈ. યહ ક્યોં? ક્યા મુઝ અભાગે કો તેરે દર્શન ન હોંગે, તૂ મુઝે ન મિલેગા? તૂ સર્વવ્યાપક હૈ; તૂ હર જગહ હાજીર નાજીર હૈ; તુઝસે કોઇ સ્થાન ખાલી નહીં હૈ! સંસાર મેં કોઇ સ્થાન નહીં હૈ જહાં તૂ નહીં. પરંતુ ફિર તૂ મિલતા ક્યોં નહીં? ક્યા મૈં ઠીક તૌર સે તુઝે ઢુંઢતા નહીં? ક્યા તેરા ઠિકાના મુઝે ઠીક માલૂમ નહીં? ક્યા મેરે હૃદય મેં તેરી ભક્તિ નહીં? ક્યા મૈં શુદ્ધ ભાવ સે તેરી આરાધના નહીં કરતા? ક્યા મુઝમેં સચાઇ નહીં? કુછ ભી હો, પર નિઃસંદેહ તૂ વિચિત્ર હૈ! યજુર્વેદ મેં ભી આયા હૈઃ—

**तदेजति तन्नेजति तद्दूरे तद्वन्तिके**
**तदन्तरस्य सर्वस्य तदुसर्वस्यास्य बाह्यतः॥**

તાત્પર્ય યહ, તૂ ચલતા હૈ ઔર ચલતા ભી નહીં! નજદીક હૈ ઔર પાસ ભી હૈ, દૂર હૈ ઔર દૂર ભી નહીં, તૂ ઇસ સંસાર કે બાહર–ભીતર હૈ! ક્યા હી વિચિત્ર માયા હૈ! ઇસ વિરોધાભાસ કા કુછ ઠિકાના ભી હૈ; બલિહારી તેરી મહિમા! તુઝે ચાહનેવાલે, તેરા પતા લગાનેવાલે, તુઝે ઢુંઢનેવાલે ઈસી લિયે તો ભૂલ–ભૂલૈયાં મેં ભટકતે રહતે હૈં ઔર તુઝે નહીં પાતે.

### ક્યા તૂ મુઝે નહીં મિલેગા?

નહીં, અબ તૂ છિપ નહીં સકતા; છિપના કૈસા? તૂ છિપતા હી નહીં; દેખનેવાલી આંખેં તુઝે ન દેખેં, ઢુંઢનેવાલે તુઝે ન ઢુંઢ પાયેં, તો ઇસમેં તેરા ક્યા દોષ હૈ? દોષ હૈ ઉન્હીંકા.

તૂ પ્રેમ કા ભૂખા હૈ, હૃદય કી સરલતા ઔર પવિત્રતા તૂ હૈ, ખોજ હૈ સચાઇ ઔર કેવલ સચાઇ તુઝે પસન્દ હૈ! દંભ ઔર આડમ્બર તુઝે નહીં ચાહિયે; દિખાવે ઔર નામ સે તૂ કોસાં દૂર રહતા હૈ; સ્વાર્થત્યાગ ઔર નિષ્કામ ભાવ કો દેખ કર તૂ સ્વયં પ્રસન્ન હો જાતા હૈ ઔર અપને ભક્તોં કો આપ દર્શન દેતા હૈ. તેરે નિવાસસ્થાન ઘટ–ઘટ મેં હૈ, પ્રત્યેક કે હૃદયમંદિર

મેં તૂ વિરાજમાન હૈ ! મૂર્ખ અપની અજ્ઞાનતા સે તુઝે બાહર ઢુંઢતા ફિરતા હૈ ઔર સમઝતા હૈ તૂ કહીં ઉસસે અન્યત્ર હૈ ! તૂને ઉસે છોડ દિયા હૈ; પર વસ્તુતઃ યહ મનુષ્ય કી ભૂલ હૈ. વહ તુઝે ભૂલ જાતા હૈ ઔર તૂ ઉસે નહીં ભૂલતા ! વહ તુઝે છોડ કર દૂસરે કા આસરા લેતા હૈ, પર તૂ ઉસે નહીં છોડતા.

ભગવાન કૃષ્ણ કા કહના હૈઃ—

**मन्मना भव मद्भक्तो मद्याजी मां नमस्कुरु ।**
**मामेवैश्यसि सत्यं ते प्रतिजाने प्रियोऽसि मे ॥**

હે અર્જુન ! મેરે જૈસે મનવાલા હો, મેરે જૈસે યજ્ઞ કરનેવાલા બન, મેરા ભક્ત બન, મુઝકો નમસ્કાર કર. મૈં તુઝસે યહ સત્ય પ્રતિજ્ઞા કરતા હૂં કિ ઐસા કરને પર તૂ મુઝકો હી પ્રાપ્ત હોગા, તૂ મેરા પ્યારા હૈ.

નિઃસંદેહ ભગવાન કૃષ્ણ કા યહ વાક્ય સત્ય હૈ ! મનુષ્ય સચાઈ ઔર અનંત ભક્તિ–ભાવ સે હી પ્રભુ કો સાક્ષાત્ કર સકતા હૈ, વહ દૂધ મેં ઘૃત કી તરહ સર્વત્ર ઓતપ્રોત હૈ ! ઉસે પાને કે લિયે કાશી ઔર મક્કા જાને કી જરૂરત નહીં.

(ઑકટોબર–૧૯૨૯ના 'સાર્વદેશિક''માં લેખકઃ–વૈદ્યશાસ્ત્રી શ્રી. ડૉ. હરિશ્ચંદ્રજી, સાહિત્યાલંકાર–ભરતપુર.)

## ૨૭–यमुनातट पर दिव्य वाणी

નમ્રતા કે તીન લક્ષણ હૈંઃ–(૧) કડવી બાત કા મીઠા ઉત્તર દેના, (૨) ક્રોધ કે ભડકને પર ચૂપ રહના ઔર (૩) દંડ કે ભાગી કો દંડ દેતે સમય ચિત્ત કોમલ રખના.

સચ્ચે ધર્માત્મા કી બોલી ધીમી હોતી હૈ; ક્યોંકિ અચ્છા પુરુષ કઠિનતા કો જાનતા હૈ, વહ અવશ્ય હી સમ્હલ કર બોલેગા.

જિસને અહંકાર, ક્રોધ, કપટ ઔર લાલચ કો જીત લિયા વહી સચ્ચા શૂરવીર હૈ.

જૈસા દૂસરે કો ઉપદેશ દે, વૈસા પહલે અપને કો બના લેના ચાહિયે; ક્યોંકિ જિસને અપને મન ઔર ઈંદ્રિયોં કો વશ મેં કર લિયા હૈ, વહ દૂસરોં કો ભી વશ મેં કર સકતા હૈ. કઠિન કામ અપને આપકો જીતતા હૈ.

ઘમંડ યા અહંકાર મૂર્ખતા કી નિશાની હૈ. જિસ જગહ શરીર મેં ખૂન કી કમી હોતી હૈ, વહાં વાયુ ભર કર શરીર ફૂલ જાતા હૈ, ઐસે હી જહાં બુદ્ધિ કા ઘાટા હૈ વહાં અહંકાર ભર કર મન ફૂલ જાતા હૈ.

મર્યાદા સે ચલો, કભી સીમા કે બાહર મત જાઓ, અપની હાનિ કરનેવાલે કો જહાં તક બન પડે, ક્ષમા કરો.

ચાર પ્રકાર કે મનુષ્ય ઈશ્વર કો વિશેષ પ્રિય હૈં:–(૧) આસક્તિરહિત વિદ્વાન, (૨) તત્ત્વજ્ઞાની મહાત્મા, (૩) નમ્ર ધની ઔર (૪) પ્રભુ કી મહિમા જાનનેવાલા ત્યાગી.

બલિહાર હોના કયા હૈ ? અપના બલ હાર કર સચ્ચા દીન, અધીન ઔર હૃદય સે પ્રભુ કે આશ્રિત હો જાના, ઈસીકા નામ પૂર્ણ શરણાગતિ હૈ.

મન પાંચ પ્રકાર કે હોતે હૈં:–(૧) મુર્દા મન જૈસે નાસ્તિકોં કા, (૨) રોગી મન જૈસે પાપીયોં કા, (૩) અચેત મન જૈસે પેટભરોં કા, (૪) ઉલટા મન જૈસે બ્યાજ કી કમાઈ ખાનેવાલોં કા ઔર (૫) સ્વસ્થ મન જૈસે સંતોં કા.

જો દૂસરોં કે અવગુણ પ્રકટ કરતા હૈ, વહ અપના અવગુણ પ્રકટ કરતા હૈ.

મૂર્ખ કૌન હૈ ? જો બકવાદ કરતા હૈ. મૂર્ખ કો ચાહિયે કિ સભા મેં મુંહ ન ખોલે ઔર બુદ્ધિમાન કેવલ પ્રશ્ન કા ઉત્તર દેને કે લિયે બોલે. બહુત સુનના ઔર થોડા બોલના હી બુદ્ધિમાન કા લક્ષણ હૈ.

મનુષ્ય કો ચાહિયે કિ અપના મિત્ર આપ બને, બાહરી મિત્ર કી ખોજ મેં ન ભટકે.

જો સચ્ચે હૃદય કે સાધુ હોતે હૈં, વે મન કો પીસ કર ચાલે હુએ મૈદે કી ભાંતિ કર દેતે હૈં, જિસમેં માન યા ગર્વ કી કિરકિરી નહીં રહ જાતી.

ભક્ત વહ હૈ જો અપને મન કો પૃથ્વી કે સમાન સહિષ્ણુ ઔર પરોપકારી બના લે, જિસમેં લોગ ખાદ ડાલ્તે હૈં; પરંતુ વહ અન્ન હી દેતી હૈ.

સંસાર મેં તીન બાતેં બડી ઉપકાર કરનેવાલી હૈં; પરન્તુ ધારણ કરને મેં કઠિન હૈં:–(૧) નિર્ધનતા મેં ઉદારતા, (૨) એકાંત મેં ઇંદ્રિયનિગ્રહ ઔર (૩) ભય મેં સત્ય.

અચ્છે ગુણોં કો સીખને મેં તુમ્હારી યહ ધારણા હોની ચાહિયે કિ તુમ્હારા અભિપ્રાય અપને સુધાર કા હૈ. ન કિ લોક મેં બડાઈ કા.

જો પાસ મેં ધન રહને પર ભી અપને ભાઇયોં કી દીન અવસ્થા પર તરસ નહીં ખાતા ઔર ઉનકી સહાયતા નહીં કરતા ઉનકે હૃદય મેં પ્રભુ કા પ્રેમ કૈસે ઘુઁસ સકતા હૈ ?

(ઑગસ્ટ–૧૯૨૯ના "સાર્વદેશિક"માં લખનારઃ–શ્રી. "યતિ")

# २८—गोस्वामी तुलसीदासजी और लोकधर्म

કર્મ, જ્ઞાન ઔર ઉપાસના, યે લોકધર્મ કે તીન અવયવ બહુત પ્રાચીન કાલ સે જનસમાજ કી સ્થિતિ કે લિયે ભારત મેં પ્રતિષ્ઠિત હૈં. માનવજીવન કી પૂર્ણતા ઇન તીનોં કે મેલ વિના નહીં હો સકતી; પરંતુ દેશ–કાલ કે અનુસાર કભી કિસી અવયવ કી પ્રધાનતા રહી, કભી કિસીકી. યહ પ્રધાનતા જબ લોક મેં ઇતની પ્રબલ હો જાતી હૈ કિ દૂસરે અવયવોં કી ઔર લોગોં કી પ્રવૃત્તિ કા અભાવ–સા હોને લગતા હૈ, તબ સામ્ય સ્થાપિત કરને કે લિયે—શેષ અવયવોં કી ઓર જનતા કો આકૃષ્ટ કરને કે લિયે—કોઇ ન કોઇ મહાત્મા ઉઠ ખડા હોતા હૈ. એક બાર જબ કર્મ–કાંડ કી પ્રબલતા હુઈ, તબ યાજ્ઞવલ્ક્ય કે પ્રભાવ સે લોગ ઉપનિષદોં દ્વારા જ્ઞાનકાંડ કી ઓર પ્રવૃત્ત કિયે ગએ. કુછ દિનોં મેં ફિર કર્મકાંડ પ્રબલ હુઆ. યજ્ઞોં મેં પશુઓં કા બલિદાન ધૂમધામ સે હોને લગા. ઉસ સમય ભગવાન્ બુદ્ધ–દેવ કા અવતાર હુઆ. ઉન્હોંને ભારતીય જનતા કો એક બાર કર્મકાંડ સે બિલકુલ હટા કર અપને જ્ઞાન–વૈરાગ્ય–મિશ્રિત ધર્મ કી ઓર લગાયા; પર ઉનકે ધર્મ મેં ઉપાસના કા ભાવ નહીં થા, ઇસ કારણ ઉસસે સાધારણ જનતા કે હૃદય કી તૃપ્તિ નહીં હુઈ, ઔર ઉપાસનાપ્રધાન ધર્મ કી ફિર સે સ્થાપના હુઈ.

પર કિસી એક અવયવ કી અત્યંત વૃદ્ધિ સે ઉત્પન્ન હુઈ વિષમતા કો હટાને કે લિયે જો મત પ્રવર્તિત હુએ, ઉનમેં ઉસકે સ્થાન પર દૂસરે અવયવ કા હદ સે બઢના સ્વાભાવિક થા. કિસી બાત કી એક હદ પર પહુંચ કર જનતા ફિર પીછે પલટતી ઔર ક્રમશઃ બઢતી હુઇ દૂસરી હદ પર જા પહુંચતી હૈ. ધર્મ ઔર રાજનીતિ, દોનોં મેં યહ ઉલટફેર, ચક્રગતિ કે રૂપ મેં હોતા ચલા આ રહા હૈ. જબ જનસમાજ નઇ ઉમંગ સે ભરે હુએ કિસી શક્તિશાલી વ્યક્તિ કે હાથ મેં પડ કર કિસી એક હદ સે દૂસરી હદ પર પહુંચા દિયા જાતા હૈ, તબ કાલ પા કર ઉસે ફિર કિસી દૂસરે કે સહારે કિસી દૂસરી હદ તક જાના પડતા હૈ. હમ જિન મતપ્રવર્તક મહાત્માઓં કો આજકલ કી બોલી મેં સુધારક કહતે હૈં, વે ભી મનુષ્ય હી થે. કિસી વસ્તુ કો અત્યધિક પરિમાણ મેં દેખ કર જો વિરક્તિ યા દ્વેષ હોતા હૈ, વહ ઉસ 'પરિમાણ' હી કે પ્રતિ નહીં રહ જાતા, વરન્ ઉસ વસ્તુ તક પહુંચ જાતા હૈ. ચિઢનેવાલા ઉસ વસ્તુ કી અત્યધિક માત્રા સે ચિઢને કે સ્થાન પર ઉસ વસ્તુ સે હી ચિઢને લગતા હૈ, ઔર ઉસસે ભિન્ન વસ્તુ કી

ઓર અગ્રસર હોને તથા અગ્રસર કરને મેં પરિમિતિ યા મર્યાદા કા ધ્યાન નહીં રખતા. ઇસિ પ્રકાર નએ નએ મતપ્રવર્તકોં યા 'સુધારકોં' સે લોક મેં શાંતિ સ્થાપિત હોને કી જગહ અબ તક અશાંતિ હી હોતી આઇ હૈ. ધર્મ કી જગહ પક્ષોં કા ઐસા સામંજસ્ય, જિસસે સમાજ કે ભિન્ન ભિન્ન વ્યક્તિ અપની પ્રકૃતિ ઔર વિદ્યા-બુદ્ધિ કે અનુસાર ધર્મ કા સ્વરૂપ ગ્રહણ કર સકેં, યદિ પૂર્ણરૂપ સે પ્રતિષ્ઠિત હો, તો ધર્મ કા રાસ્તા અધિક ચલતા હો ગયા.

ઉપર્યુક્ત સામંજસ્ય કા ભાવ લે કર તુલસીદાસજી કી આત્મા ને ઉસ સમય ભારતીય જનસમાજ કે બીચ અપની જ્યોતિ જગાઈ, જિસ સમય નએ-નએ સંપ્રદાયોં કી ખીંચ-તાન કે કારણ આર્ય-ધર્મ કા વ્યાપક સ્વરૂપ આંખોં સે ઓઝલ હો રહા થા, ઔર એકદેશદર્શિતા બઢ રહી થી. જો એક કોના દેખ પાતા થા વહ દૂસરે કોને પર દૃષ્ટિ રખનેવાલોં કો બુરાભલા કહતા થા. શૈવોં, વૈષ્ણવોં, શાક્તોં ઔર કર્મઠોં કી 'તૂ-તૂ, મૈં-મૈં' તો થી; બીચ મેં મુસલમાનોં સે અવિરોધ-પ્રદર્શન કે લિયે ભી અપઢ જનતા કો અપને સાથ મેં ઘસીટનેવાલે કઇ નએ પંથ નિકલ ચૂકે થે. ઉનમેં એકેશ્વરવાદ કા કટ્ટર સ્વરૂપ, ઉપાસના કા આશિકી રંગ-ઢંગ, જ્ઞાન-વિજ્ઞાન કી નિંદા, વિદ્વાનોં કા ઉપહાસ, વેદાંત કે દો-ચાર પ્રસિદ્ધ શબ્દોં કા અનધિકારપ્રયોગ આદિ સબ કુછ થા; પરંતુ લોગોં કો વ્યવસ્થિત કરનેવાલી વહ મર્યાદા નહીં થી, જો ભારતીય આર્ય-ધર્મ કા પ્રધાન લક્ષણ હૈ. જિસ ઉપાસનાપ્રધાન ધર્મ કા જોર બુદ્ધ કે પીછે બઢને લગા, વહ ઉસ મુસલમાની રાજત્વકાલ મેં આ કર, જિસમેં જનતા કી બુદ્ધિ ભી, પુરુષાર્થ કે હ્રાસ કે સાથ સાથ શિથિલ પડ ગઇ થી, કર્મ ઔર જ્ઞાન દોનોં કી ઉપેક્ષા કરને લગા થા. ઐસી સ્થિતિ મેં ઇન નએ નએ પંથોં કા નિકલના કુછ આશ્ચર્ય કી બાત નહીં. ઇધર શાસ્ત્રોં કા પઠન પાઠન લોગોં મેં કમ રહ ગયા થા, ઉધર જ્ઞાની કહલાને કી ઇચ્છા રખનેવાલે ઐસે મૂર્ખ બઢ રહે થે, જો કિસી 'સદ્ગુરુ' કે 'પ્રસાદ' માત્ર સે હી અપને કો સર્વજ્ઞ માનને કે લિયે તૈયાર બૈઠે થે. અતઃ સદ્ગુરુ ભી ઉન્હીં મેં સે નિકલ પડતે થે, જો ધર્મ કા કોઇ એક અંશ નોચ કર એક ઓર ભાગ ખડે હોતે થે; ઔર કુછ લોગ ઝાંઝ-ખંજડી લે કર ઉનકે પીછે હો લેતે થે. દંભ બઢ રહા થા. ગોસ્વામી-જી કે શબ્દોં મેં **'બ્રહ્મજ્ઞાન બિનુ નારિ નર, કહહિં ન દૂસરિ બાત'** ઐસે લોગોં ને ભક્તિ કો બદનામ કર રકખા થા. ભક્તિ હી કે નામ પર વે વેદ-શાસ્ત્ર કી નિંદા કરતે થે, પંડિતોં કો ગાલિયાં દેતે થે ઔર આર્ય-ધર્મ કે સામાજિક તત્ત્વ કો ન સમઝ કર લોગોં મેં વર્ણાશ્રમ કે પ્રતિ અશ્રદ્ધા ઉત્પન્ન કર રહે થે. યહ ઉપેક્ષા લોક-

સમાજ કે લિયે કદાપિ કલ્યાણકર નહીં હો સકતી. જિસ સમાજ સે બડોં કા આદર, વિદ્વાનોં કા સમ્માન ઔર અત્યાચાર કા દમન કરનેવાલે શૂરવીરોં કે પ્રતિ શ્રદ્ધા ઇત્યાદિ કે ભાવ ઉઠ જાયં, વહ કદાપિ ફલ ફૂલ નહીં સકતા. ઉસમેં સદા અશાંતિ બની રહેગી.

ભક્તિ કા યહ વિકૃત રૂપ જિસ સમય ઉત્તરભારત મેં અપની જડ જમા રહા થા, ઉસી સમય ભક્તવર ગોસ્વામીજી કા અવતાર હુઆ. ઉન્હોંને વર્ણાશ્રમ ધર્મ, કુલાચાર, વેદવિહિત કર્મ, શાસ્ત્રપ્રતિપાદિત જ્ઞાન ઇત્યાદિ સબ બાતોં કે સાથ ભક્તિ કા પુનઃ સામંજસ્ય સ્થાપિત કર કે આર્ય ધર્મ કો છિન્નભિન્ન હોને સે બચાયા. ઐસે સર્વાંગદર્શી, લોકવ્યવસ્થાપક મહાત્મા કો મર્યાદા પુરુષોત્તમ ભગવાન્ રામચંદ્ર કે ચરિત્ર સે બઢ કર અવલંબન ઔર કયા મિલ સકતા થા? ઉસી આદર્શ ચરિત્ર કે ભીતર અપની અલૌકિક પ્રતિભા કે બલ સે ઉન્હોંને ધર્મ કે સબ રૂપોં કો દિખા કર ભક્તિ કા પ્રકૃત આધાર ખડા કિયા. જનતા ને લોક કી રક્ષા કરનેવાલે પ્રાકૃતિક ધર્મ કા મનોહર રૂપ દેખા. ઉસને ધર્મ કો દયા, દાક્ષિણ્ય, નમ્રતા, સુશીલતા, પિતૃભક્તિ, સત્ય વ્રત, ઉદારતા, પ્રજાપાલન, ક્ષમા આદિ મેં હી નહીં ક્રોધ, ઘૃણા, શોક, વિનાશ ઔર ધ્વંસ આદિ મેં ભી દેખા. અત્યાચારિયોં પર જો ક્રોધ પ્રકટ કિયા જાતા હૈ, અસાધ્ય દુર્જનોં કે પ્રતિ જો ઘૃણા પ્રકટ કી જાતી હૈ ઉસમેં ભી ધર્મ અપના મનોહર રૂપ દિખલાતા હૈ. જિસ ધર્મ કી રક્ષા સે લોક કી રક્ષા હોતી હૈ, જિસસે સમાજ ચલતા હૈ, વહ યહી વ્યાપક ધર્મ હૈ. સત્ ઔર અસત્, ભલે ઔર બૂરે—દોનોં કે મેલ કા નામ સંસાર હૈ. પાપી ઔર પુણ્યાત્મા, પરોપકારી ઔર અત્યાચારી, સજ્જન ઔર દુર્જન સદા સંસાર મેં રહે હૈં, ઔર રહેંગે. યથા—

સુગુન છીર, અવગુન જલ, તાતા, મિલઈ રચઈ પરપંચ બિધાતા;
સુધા—સુરા સમ સાધુ—અસાધુ, જનક એક જગ—જલધિ અગાધુ.

કિસી એક સર્પ કો ચાહે કોઈ ઉપદેશ દ્વારા અહિંસા મેં તત્પર કર દે, કિસી ડાકૂ કો સાધુ બના દે, કિસી ક્રૂર કો સજ્જન કર દે; પર સર્પ, દુર્જન ઔર ક્રૂર સંસાર મેં રહેંગે—ઔર અધિક રહેંગે. યદિ યે દોનોં પક્ષ ન હોંગે, તો સારે ધર્મ ઔર કર્તવ્ય કી, સારે જીવનપ્રયત્ન કી, ઇતિશ્રી હી હો જાયગી. યદિ એક ગાલ મેં ચપત મારનેવાલા હી ન રહેગા, તો દૂસરા ગાલ ફેરને કા મહત્ત્વ કૈસે દિખાયા જાયગા? પ્રકૃતિ કે તીનોં ગુણોં કી અભિવ્યક્તિ જબ તક અલગ—અલગ હૈ, તભી તક ઉસકા નામ જગત યા સંસાર હૈ; અતઃ ઐસી દુષ્ટતા સદા રહેગી, જો સજ્જનતા કે દ્વારા કભી નહીં દબાઇ જા સકતી. ઐસા અત્યાચાર સદા

રહેગા, જિસકા દમન ઉપદેશોં કે દ્વારા કભી નહીં હો સકતા. સંસાર જૈસા હૈ, વૈસા હી ઉસે માન કર ઉસકે બીચ સે—ઉસકે એકએક કોને કો સ્પર્શ કરતા હુઆ—જો ધર્મ નિકલેગા, વહી લોકધર્મ હોગા, જીવન કે કિસી એક અંગમાત્ર કો સ્પર્શ કરનેવાલા ધર્મ લોકધર્મ નહીં. જો ધર્મ ઉપદેશ સે ન સુધરનેવાલે દુષ્ટોં ઔર અત્યાચારિયોં કો કોરા છોડ દે, ઉનકે લિયે દંડ કી કોઇ વ્યવસ્થા ન કરે, વહ લોકધર્મ નહીં પરંતુ વ્યક્તિગત સાધના હૈ. વહ સાધના મનુષ્ય કી વૃત્તિ કો ઉંચે–સે–ઉંચે લે જા સકતી હૈ, જહાં વહ લોકધર્મ સે પરે હો જાતી હૈ; પરંતુ સારા સમાજ ઉસકા અધિકારી નહીં હો સકતા.

ઇસાઈ, બૌદ્ધ, જૈન ઇત્યાદિ વૈરાગ્યપ્રધાન મતોં મેં સાધના કે જો ધર્મોપદેશ દિયે ગએ, ઉનકા પાલન અલગ–અલગ કુછ વ્યક્તિયોં ને ચાહે કિયા હો, પર સારે સમાજ ને નહીં કિયા. કિસી ઇસાઈ–સામ્રાજ્ય ને અન્યાયપૂર્વક અગ્રસર હોનેવાલે કિસી દૂસરે સામ્રાજ્ય સે માર ખા કર અપના દૂસરા ગાલ ઉધર નહીં ફેરા. વહાં ભી સમષ્ટિ–રૂપ મેં, જનતા કે બીચ લોકધર્મ હી ચલતા રહા. અતઃ વ્યક્તિગત સાધના કે કોરે ઉપદેશકોં કી તડક-ભડક દિખા કર લોકધર્મ કે પ્રતિ ઉપેક્ષા પ્રકટ કરના પાખંડ હી નહીં, ઉસ સમાજ કે પ્રતિ ઘોર કૃતઘ્નતા ભી હૈ, જિસકે બીચ ઉનકી કાયા પલી હૈ.

લોકમર્યાદા કા ઉલ્લંઘન, સમાજ કી વ્યવસ્થા કા તિરસ્કાર, અનધિકાર–ચર્ચા, ભક્તિ ઔર સાધુતા કા મિથ્યા દંભ, મૂર્ખતા છિપાને કે લિયે વેદશાસ્ત્ર કી નિંદા, યે સબ બાતેં એસી થીં, જિનસે ગોસ્વામીજી કી અંતરાત્મા બહુત વ્યથિત હુઇ. અશિષ્ટ સંપ્રદાય કા ઔદ્ધત્ય વહ નહીં દેખ સકતે થે, ઉન્હોંને કઈ–જગહ નએ પંથોં કે પ્રતિ અપની ચિઢ પ્રકટ કી હૈ. જૈસે—

શ્રુતિ–સમ્મત હરિ–ભકિત–પથ, સંજુત બિરતિ બિબેક;
તેહિ પરિહરહિં બિમોહ–બસ, કલ્પહિં પંથ અનેક.
સાખી, સબદી, દોહરા, કહિ કિહની ઉપખાન;
ભગતિ નિરૂપહિં ભગત કલિ, નિંદહિં બેદ–પુરાન.

ઉત્તરકાંડ મેં કલિ કે વ્યવહારોં કા વર્ણન કરતે હુએ વહ ઇસ પ્રસંગ મેં કહતે હૈં—

બાદહિં શૂદ્ર દ્વિજન સન, હમ તુમ તેં કછુ ઘાટિ ?
જાનહિં બ્રહ્મ સો બિપ્રબર, આંખિ દિખાવહિં ડાંટિ.

જો બાતેં જ્ઞાનિયોં કે ચિંતન કે લિયે થીં, ઉન્હેં અપરિપક્વ રૂપ મેં અનધિકારિયોં કે આગે રખને સે લોકધર્મ કા તિરસ્કાર અનિવાર્ય થા. 'શૂદ્ર' શબ્દ જાતિ કી નીચતામાત્ર કા બોધક નહીં

# ३४—महात्मा तुलसीदासजी

સંવત ૧૫૮૯ ભારતવર્ષ કે લિયે જૈસા શુભ હુઆ થા, ઉસકે પ્રકાશિત કરને કે લિયે ઇતના હી કહ દેના યથેષ્ટ હૈ કિ ઇસી સ્વનામધન્ય સંવત મેં કવિશ્રેષ્ઠ શ્રીરામ—પદ—પંકજાનુરાગી મહાત્મા તુલસીદાસજી ને જન્મ લિયા થા. ઇનકે જન્મસ્થાન કે વિષય મેં મતભેદ હૈ; પર બહુમત સે અબ તક યહી માના ગયા હૈ કિ યહ ગર્વ, ગૌરવ ઔર સૌભાગ્ય જિલા બાંદા (બુંદેલખંડ), રાજાપુર પરગના ઔર તહસીલ મઊ કો હી પ્રાપ્ત હૈ. યહાં ગોસ્વામીજી કા સ્થાન અબ તક યમુના કે કિનારે વર્તમાન હૈ. વહાઁ અબ એક સુંદર મંદિર બનવા દિયા ગયા હૈ, તથા સ્વયં તુલસીદાસજી કે હાથ કી લિખી હુઇ રામાયણ (અયોધ્યા—કાંડ) કી એક પ્રતિ સુરક્ષિત હૈ. હમ સંવત ૧૯૭૭ મેં પ્રયાગ સે રાજાપુર ગએ થે. વહાં હમને ઉક્ત મંદિર ઔર પુસ્તક કે દર્શન કિયે થે.

ગોસ્વામીજી કે જીવનચરિત્ર કી મુખ્ય ઘટનાએં હિંદી—પ્રેમિયોં સે છિપી નહીં હૈં; ઇસસે હમ ઉન્હેં યહાં પર લિખના આવશ્યક નહીં સમઝતે. હમને ભી અપને "હિંદી—નવરત્ન" નામક ગ્રંથ મેં બહુમાન્ય ઘટનાઓં કા વિસ્તૃત વર્ણન કિયા હૈ. આપકે પિતા કા નામ આત્મારામ દૂબે ઔર માતા કા હુલસી થા. આપકે મંત્રગુરુ થે મહાત્મા નરહરિદાસજી. યહ ગુરુપરંપરા સે સુપ્રસિદ્ધ સ્વામી રામાનંદજી કી છઠી પીઢી મેં થે. આપ કાન્યકુબ્જ અથવા સરયૂપારી બ્રાહ્મણ થે, ઔર વિવાહ હોને કે થોડે હી દિનોં પીછે ત્યાગી હો કર ઇધર ઉધર વિચરને લગે. ઇન્હોંને વિદ્યાધ્યયન મેં બહુત શ્રમ કિયા થા, ઔર હિંદૂ શાસ્ત્રોં મેં ઇનકી પ્રગાઢ ગતિ થી. સભી ઉપનિષદોં તથા ભગવદ્ગીતા ઇત્યાદિ કા મર્મ ઇન્હોંને ખૂબ હી હસ્તામલક કિયા થા. યહાં તક કિ ડૉક્ટર સર જૉર્જ ગ્રિયર્સન ને ઇન્હેં સ્વયં ગૌતમબુદ્ધ કે પ્રાયઃ બરાબર માના હૈ. સંવત ૧૬૮૦ મેં ગોસ્વામીજી કા ગોલોકવાસ હુઆ.

કવિતા મેં તુલસીદાસજી કી જોડ કા સત્‌કવિ સમસ્ત સંસાર મેં કદાચિત્ ઔર કોઈ ભી ન મિલેગા. હમ જાનતે હૈં, હમારે યહ કહને પર બહુતસે લોગ બિગડ પડેંગે; કયોંકિ અપને અપને યહાં સભી જાતિયોં કે મનુષ્યોં મેં અન્ય સત્‌કવિગણ ભી બડી પૂજ્ય દૃષ્ટિ સે દેખે જાતે હૈં. ઇધર સંસ્કૃતજ્ઞ પંડિતગણ કાલિદાસ, વ્યાસ, વાલ્મીકિ, શ્રીહર્ષ, માઘ, ભવભૂતિ ઇત્યાદિ કવિયોં કો ભલા કિસી હિંદી કવિ સે કમ કબ માનને લગે? બહુતેરે હિંદી કે રસજ્ઞ રસિક સૂરદાસ, દેવ ઔર વિહારી કો અપની—અપની રુચિ કે અનુસાર, સર્વશ્રેષ્ઠ કહને મેં નહીં હિચકતે. ઉધર અંગ્રેજલોગ

કદાચિત્ સંસાર કે બડે-સે-બડે મહાકવિ કો ભી શેકસપિયર સે બઢ કર માનને મેં હિચકેંગે. તબ "કહા કીટ બપુરે નર-નારી ?" વે શેકસપિયર યા કિસી અન્ય અંગ્રેજી કવિ કો ભી સંસાર કા શિરોમણિ કહને મેં કુછ ભી સંકોચ નહીં કરતે; પરંતુ યદિ કોઈ અન્યજાતીય પુરુષ અપને દેશ કે કિસી કવિ કો શેકસપિયર સે બડા અથવા ઉસકે બરાબર ભી કહે, તો ગજબ હો જાતા હૈ ! વે ઘૃણાયુક્ત ઘમંડ સે કહને લગતે હૈં કિ ઐસી બાત કે કહનેસે યહી પ્રતીત હોતા હૈ, માનો વહ મનુષ્ય ભૂમંડલ સે ઉડ કર બાદલોં મેં જા પહુંચા ! ગ્રીક લોગ હોમર કો, ઇટાલિયન લોગ વર્જિલ કો, ફ્રેંચ લોગ દાંતે કો, રૂસી લોગ પુશ્કિન કો, અરબ લોગ હમ્માસા કો, ફારસીવાલે સાદી, અનવરી, ખાકાની ઔર હાફિજ કો, ઉર્દૂવાલે ગાલિબ ઔર સૌદા કો, બંગાલી લોગ મધુસૂદન દત્ત, નવીનચંદ્ર સેન ઔર રવીંદ્ર બાબુ કો, મહારાષ્ટ્ર લોગ તુકારામ આદિ કો સબસે બઢ કર માનતે હૈં. મતલબ યહ કિ અપને અપને રંગ મેં સભી મસ્ત હૈં; પર ન્યાયપૂર્વક પૂછને પર બહુતસે અન્ય-પ્રાંતીય, ઔર વિદેશી લોગ ભી, હઠ ઔર કુતર્ક છોડ કર કભી-કભી માન લેતે હૈં કિ તુલસીદાસ કી બરાબરી કા કવિ વાસ્તવ મેં ઉનકે યહાં કોઇ નહીં હૈ. કુછ ભી હો, હમેં બહુત દિનોં સે યહ દૃઢ વિશ્વાસ હો ગયા હૈ કિ કવિકુલકમલ-દિવાકર મહાત્મા તુલસીદાસજી કવિતા કી દૃષ્ટિ સે સંસાર મેં એકદમ અદ્વિતીય હૈ. ઇસ કથન કે સમર્થન મેં હમને અપને "હિંદી નવરત્ન" એવં "મિશ્રબંધુ વિનોદ" મેં બહુત સે પ્રમાણ દિયે હૈં. તલ્લીનતા કવિતા કા એક મુખ્ય અંગ હૈ. ભગવાન શ્રીરામચંદ્ર કી અખંડ ભક્તિ કે કારણ ગોસ્વામીજી મેં ઉસકી માત્રા ઇતની અધિક હો ગઈ હૈ કિ વૈસી તલ્લીનતા કિસી અન્ય કવિ મેં દૃષ્ટિગોચર નહીં હોતી. અપની અસીમ ભક્તિ, પૂર્ણ વિદ્વત્તા, અનુપમ કવિત્વશક્તિ ઔર ઉસસે ઉત્પન્ન અખંડ તલ્લીનતા કે કારણ ગોસ્વામીજી કી ભક્તિમયી કવિતા સંસારસાહિત્ય કી શિરોમણિ હો ગઈ હૈ. ફિર ભાષા પર આપકા ઐસા પ્રગાઢ અધિકાર હૈ કિ ઉસે કુંભાર કી મિટ્ટી કી તરહ યહ ચાહે જૈસા રૂપ દે સકતે હૈં. હમને "નવરત્ન" મેં દિખલાયા હૈ કિ ઇન્હોંને ભિન્નભિન્ન પાંચ પ્રકાર કી ભાષાઓં મેં કવિતા કી હૈ. રામ-ચરિત-માનસ, કવિતાવલી, કૃષ્ણગીતાવલી, વિનયપત્રિકા ઔર દોહાવલી કી ભાષા તથા કવિતાશૈલી બિલકુલ ભિન્નભિન્ન પ્રકાર કી હૈ. ઇનકે શેષ ગ્રંથ ઇન્હી પાઁચ વિભાગોં મેં આ જાયંગે. ઇન સબ સદ્ગુણોં કે સમ્મિશ્રણ સે ઇનકી કવિતા ઐસી મનોહારિણી હુઈ હૈ કિ ઉસે પઢ કર મનુષ્ય અવાક્-સા રહ જાતા હૈ. અપને પાત્રોં કે શીલગુણ કા ખાકા ભી ઇન્હોંને ઐસે

ઉત્તમ ઢંગ સે ખીંચા હૈ કિ કુછ કહતે નહીં બનતા.

યોં તો ગોસ્વામીજી કે ગ્રંથોં કા અંત હી નહીં મિલતા; (ક્યોંકિ બહુતેરે અચ્છે કવિયોં ને ભી ઇનકે નામ સે ગ્રંથ બના ડાલે હૈં ઔર અબ તક ઇસ કાર્યવાહી કા અંત નહીં હુઆ હૈ;) પર આપકે ૨૫-૩૦ ગ્રંથ પ્રસિદ્ધ હૈં. યથા—

(૧) રામચરિત-માનસ (રામાયણ), (૨) કવિતાવલી, (૩) ગીતાવલી, (૪) છંદાવલી, (૫) પદ્યાવલી, (૬) છપ્પૈ-રામાયણ, (૭) બરવૈ-રામાયણ, (૮) કુંડલિયા-રામાયણ, (૯) કડખા-રામાયણ, (૧૦) રોલા-રામાયણ, (૧૧) ઝૂલના-રામાયણ, (૧૨) રામાજ્ઞા, (૧૩) રામલલા-નહછૂ, (૧૪) જાનકી-મંગલ, (૧૫) પાર્વતી-મંગલ, (૧૬) કૃષ્ણ-ગીતાવલી, (૧૭) હનુમાન્-બાહુક, (૧૮) સંકટ-મોચન, (૧૯) હનુમાન-ચાલીસા, (૨૦) રામ-સલાકા, (૨૧) રામ-સતસઇ, (૨૨) વૈરાગ્ય-સંદીપિની, (૨૩) વિનયપત્રિકા, (૨૪) કલિ-ધર્માધર્મ-નિરૂપણ, (૨૫) દોહાવલી, (૨૬) જ્ઞાન કો પરિકરણ, (૨૭) મંગલ-રામાયણ, (૨૮) ગીતાભાષ્ય, (૨૯) રામ-મુક્તાવલી, (૩૦) જ્ઞાનદીપિકા. ઇનમેં સે નંબર ૧, ૨, ૩, ૧૨, ૧૪, ૨૧ ઔર ૨૩-૨૫ તો ઇન્હીં કે હૈં. શેષ ગ્રંથોં કે વિષય મેં સંદેહ હૈ. ઈન સબ ગ્રંથોં કે વિષય મેં વિશેષ કુછ લિખને કે લિયે સ્થાન કા અભાવ હૈ. કેવલ ઇતના કહ દેના કાફી હોગા કિ ઈનમેં કવિતા કે પ્રાય: સભી ગુણ ઠૌર-ઠૌર પર પાએ જાતે હૈં. વિષય કા સમ્યક્ પ્રકાર સે યુક્તિપૂર્વક પ્રતિપાદન, અરુચિકર તૈયારિયોં મેં પાઠક કા સમય નષ્ટ ન કરના, સદ્ગુણોં કી બીચ-બીચ મેં પ્રશંસા એવં દુર્ગુણોં કી નિંદા, કિસી ભી પૂર્વવર્ણિત કથાપ્રસંગ સે બદ્ધ ન હો કર સ્વચ્છંદતાપૂર્વક કથાનક કો કહના, ચરિત્રનાયકોં ઔર પાત્રોં કા શીલ-ગુણ સમ્યક્ પ્રકાર સે વર્ણન કરના, આદ્યોપાંત એકરસ નિબાહ દેના, સત્સંગ કી મહિમા ગાના, પાત્રોં કો બડી યુક્તિ કે સાથ પરસ્પર બાત-ચીત કરાના, ઉત્તમ રૂપકોં કા સમાવેશ, અનૂઠી ઉપમાએં, સમુચિત શબ્દોં કા પ્રયોગ, તીક્ષ્ણ દૃષ્ટિ સે નૈસર્ગિક પદાર્થોં કા અવલોકન એવં સમ્યક્ વર્ણન, પ્રબલ ઉમંગ કા ઉત્કર્ષ, પ્રચ્છન્ન પ્રહસન કી છટા, બહુજ્ઞતા, અર્થ-ગૌરવ, પદ-લાલિત્ય, માનવ પ્રકૃતિ કે ચિત્ર ખીંચના, કવિતા મેં કહાવતોં કા સન્નિવેશ કર દેના ઔર ઈનકી અનેક રચનાઓં કા કહાવતોં કે રૂપ મેં પરિણત હો જાના, અનેક પ્રકાર કી ભાષાઓં ઔર શૈલિયોં કા વ્યવહાર, વર્ણનોં મેં નાટક કા-સા પ્રભાવ લાના, વર્ણિત વિષયોં કા ચિત્ર-સા સામને ખીંચ દેના ઇત્યાદિ અનેકાનેક ગુણોં કે કારણ તુલસીદાસજી સંસારસાહિત્ય કે મુકુટ હો ગએ હૈં. ઇતને ગુણ કિસી ભી કવિ કી કવિતા મેં એકસાથ નહીં

મિલતે. ઈનકી કવિતા મેં એક તો કોઇ વૈસે ભારી દોષ હૈ હી નહીં, ઔર જો દો–ચાર હૈં ભી, વે એક પ્રકાર સે ગુણ હી કહે જા સકતે હૈં. ક્યોંકિ ઉનસે ભી ઈનકી કવિતા મેં સર્વપ્રિયતા વિશેષ આ ગઇ હૈ. જિતના હિંદી કા ઉપકાર ઈન એક મહાત્મા સે હુઆ હૈ, ઉતના દો–તીન મહાનુભાવોં કો છોડ કર અન્ય દર્જનોં કવિ ભી નહીં કર સકે. ગોસ્વામીજી ને મનુષ્યપ્રકૃતિ કા બહુત હી સચ્ચા ઔર મનોહર વર્ણન કિયા હૈ. સાથ હી જો ઈશ્વરીય પ્રકૃતિ, શાંત–રસ ઔર ભક્તિભાવ કી અખંડ તરંગેં પ્રવાહિત કી હૈં—જિનમેં નિમગ્ન હો કર વહ સ્વયં ઈસ સ્વાર્થી સંસાર કે બહુત ઉપર ઉઠ ગએ હૈં—ઉનકા બડે–બડે પ્રસિદ્ધ કવિયોં કી કવિતા મેં ભી કહીં પતા નહીં લગતા.

ઇન્હીં સબ ગુણોં કો દેખ કર લોગ ગોસ્વામીજી કો અદ્વિતીય કવિ ઔર અમૂલ્ય નવરત્ન માનતે હૈં.

("માધુરી"માં લેખકોઃ–શ્રી. શ્યામવિહારી મિશ્ર એમ૦ એ૦
અને શ્રી. શુકદેવવિહારી મિશ્ર બી૦ એ૦)

# ૩૫–शंकराचार्यजी के व्याकरणविरुद्ध प्रयोग

ગલતી સબસે હો જાતી હૈ. કૌન ઐસા સંસ્કૃત–લેખક હૈ, જિસસે કુછ વ્યાકરણ કી ભૂલેં ન હો જાયં ? કાલિદાસ કી નિરંકુશતાએં તો પ્રસિદ્ધ હી હૈં. શંકરાચાર્યજી કી સંસ્કૃતશૈલી બહુત હી સીધી તથા શુદ્ધ હૈ. ઉનકે સમાન સીધી ભાષા કા પ્રયોગ કિસી દાર્શનિક ને નહીં કિયા. ઉનકે વિરુદ્ધ કુછ કહના વાસ્તવ મેં ધર્મ-વિરુદ્ધ હૈ; તથાપિ ઉનકે કુછ ઐસે પ્રયોગ હૈં, જો પાણિનિવ્યાકરણ કે અનુસાર કભી શુદ્ધ નહીં ઠહરતે. છાંદોગ્ય ઉપનિષદ્ કે ૧ અ૦, ખંડ ૬, શ્લોક ૧ કી ટીકા મેં શંકરાચાર્યજી ને લિખા હૈ—**"यथा ऋक्सामनी नात्यंतं भिन्ने."** ઇસ અંશ મેં **'ऋक्सामनी** શબ્દ શુદ્ધ નહીં. પાણિનિ કે 'અચતુરવિચતુર' (૪–૪–૭૭) કે અનુસાર **'ऋक्सामे'** હી ઠીક હૈ. ફિર અ૦ ૮, ખં૦ ૮, ૫૦ ૪ કી ટીકા મેં શંકરજી ને **'गच्छेयातां'** કા પ્રયોગ કિયા હૈ. વ્યાકરણ કે અનુસાર તો 'ગચ્છેતાં' હી શુદ્ધ હોગા. ઇસી પ્રકાર અ૦ ૮, ખં૦ ૧૨, શ્લો૦ ૩ કે આરંભ મેં શંકરજી ને લિખા હૈ—

**"अहं मनुष्यपुत्रो जातो जीर्णो मरिष्ये इत्येवं प्रकारं"** ઇસ અંશ મેં **'मरिष्ये'** પદ ચિંત્ય હૈ. પાણિનિ કે અનુસાર 'મૃ' ધાતુ ભવિષ્ય–કાલ મેં પરસ્મૈપદી હી રહતા હૈ, અતઃ **'मरिष्यामि'** હી હોના ઉચિત થા. કિંતુ ઇન પદોં કો દેખ કર હમેં આશ્ચર્ય ન કરના ચાહિયે; ક્યોંકિ મતિભ્રમ કિસે નહીં હોતા ? **'मुनीनां च मतिभ्रमः**

("માધુરી"માં લેખકઃ–શ્રી. બલદેવ ઉપાધ્યાય)

# ३६–संगीत और मनोविज्ञान

શબ્દ સંસાર કી રચના કે પહલે સે થા, ઇસ બાત કો વિવિધ ધર્માવલંબી માનતે હૈં; ઔર વૈજ્ઞાનિક લોગ ભી ઇસસે ઇનકાર નહીં કર સકતે. મનુષ્યોં કી ઉત્પત્તિ કે સાથ ભાષા બની. ભાષા કા અસ્તિત્વ ન હોતા, તો સંસાર કી સત્તા હી નિરર્થક હો જાતી. કોઈ–કોઇ કહેંગે, યહ ઠીક નહીં કિ મનુષ્યોં કી હી ભાષા હૈ. જો એસા કહતે હૈં, ઉનકા કથન ભી તથ્ય હૈ; ક્યોંકિ પશુ–પક્ષિયોં કી ભી ભાષાએં હૈં, વે ભી અપને આશય કો એકદૂસરે પર પ્રકટ કરતે હૈં. વે ભી અપને હર્ષ–વિષાદ, ભય ઔર ક્રોધ કો વિવિધ શબ્દોં દ્વારા જનાતે હૈં. ઇસ બાત કો પ્રત્યેક મનુષ્ય, ધ્યાનપૂર્વક ઉનકે શબ્દોં કો સુન કર, જાન સકતા હૈ. હાલ મેં સર જગદીશચંદ્ર વસુ ને તો આવિષ્કાર કિયા હૈ, ઔર ઉસે વ્યાવહારિક રૂપ સે પ્રત્યક્ષ પ્રમાણિત કર દિયા હૈ કિ વૃક્ષ, પુષ્પ આદિ કી ભી ભાષા હૈ. વે ભી અપના હર્ષ, વિષાદ, ભય આદિ પ્રકટ કર સકતે હૈં; ઔર મનુષ્ય ઇન પરિવર્તનોં કા અનુભવ ભી કર સકતા હૈ. પવન મેં ભી શબ્દ હૈ, જલ મેં હૈ, આકાશ મેં હૈ; બિજલી મેં ભી હૈ. મતલબ યહ કિ સારા બ્રહ્માંડ શબ્દ સે વ્યાપ્ત હૈ. મૈં તો યહ ભી બતલાઉંગા કિ શાંતિ મેં ભી શબ્દ યા સ્વર મૌજૂદ હૈ. સંગીત કે જો સ્વર–તાલ આદિ હૈં, વે સબ શબ્દ હી હૈં. શબ્દોં કા હી પ્રાકૃતિક હેરફેર હૈ. સ્વરોં કી સંખ્યા સાત હૈ. ઇસ સાત કે અંક મેં ભી મુઝે જાદૂ માલૂમ હોતા હૈ. ચાહે લોગ ઇસકો મેરી કલ્પના હી કહેં, પર ઇસ અંક કી વ્યાપકતા હૈ બહુત ભારી. હિંદુઓં કે યહાં, ઔર કુછ અન્ય ધર્મોં મેં ભી, સાત લોક યા સાત આસમાન માને જાતે હૈં. હમારે પુરાણોં મેં સાત દ્વીપ, સાત સમુદ્ર બતલાયે હૈં. દિન તથા મુખ્ય ગ્રહ ભી સાત હી હૈં. કુછ તારાગણ ભી, જિનકો સપ્તર્ષિ કહતે હૈં, નપી–તુલી દૂરી પર આકાશ મેં ટંગે હૈં, ઔર સદા સાતોં સાથ હી રહતે હૈં. સૂર્ય કી મુખ્ય કિરણેં સાત હી હૈં, જિસસે સૂર્ય કો સપ્તાસ્વ યા સપ્તાર્ચિ કહતે હૈં, જિનકે સાત વર્ણ દેખે ગએ હૈં. શ્રીમદ્ભાગવત કે પાઠ કા સર્વોપરિ જો નિયમ હૈ, વહ ભી સપ્તાહ હી કા હૈ, ઔર કવિયોં ને રામચરિત્ર કા અસલી વર્ણન ભી સાત હી કાંડોં મેં કિયા હૈ. ઇસ સપ્ત સ્વર સે સબ જડ–ચેતન, સારા બ્રહ્માંડ વ્યાપ્ત હૈ.

અંગરેજી મેં ભી યદિ કિસીને ઇસ બાત કા સમર્થન કિયા હૈ, તો વહ અતથ્ય નહીં હૈ.

એક કવિ ને કહા હૈ––

"સંગીત કહાં નહીં હૈ? ઘાટી મેં, પહાડ–પહાડિયોં મેં, નદા–

નાલે મેં, જંગલોં મેં ઔર વાયુ મેં, સચ્ચે હૃદય મેં ઔર સારે સ્થલોં મેં સંગીત–હી–સંગીત હૈ. ”

યહ કવિ કી કલ્પના નહીં હૈ. સંગીત કો વૈજ્ઞાનિક દૃષ્ટિ સે દેખને–સમઝનેવાલે જાનતે હૈં કિ ઇસ કવિ કે કથન મેં એક–એક શબ્દ સત્ય સે પરિપૂર્ણ હૈ. મૈં તો યહ કહૂંગા કિ મનુષ્યોં મેં જિસ ઢંગ સે સંગીત કા પ્રચાર હૈ, ઉસસે કહીં ઉંચે દર્જે કા સંગીત પ્રકૃતિ મેં વિદ્યમાન હૈ. એક યોગી, જો શાંતિ સે સમાધિ મેં બૈઠા હુઆ પરબ્રહ્મ કા ધ્યાન કરતા હૈ, વહ ભી ઉંચે ષડ્જ સ્વર મેં મસ્ત રહતા હૈ. યદ્યપિ વાસ્તવ મેં વહ નિઃશબ્દ–સા પ્રતીત હોતા હૈ, પર વહ અનહદ કે શબ્દ સુનતા હુઆ સારે સંસાર કી સંગીતશક્તિયોં કા એકીકરણ કરતા હુઆ ચિત્ત કો એક હી સ્વર મેં, ન કિ એક રાગ મેં, સ્થિત કિયે હુએ રહતા હૈ.

હમારે યહાં રાગ–રાગિનિયોં કે રૂપ બતલાએ હૈં, ઉનકે ગાને કા સમય આદિ બતલાયા હૈ, ઉનકા ફલ–પ્રભાવ બતલાયા હૈ. ઇન બાતોં કો ભી લોગ મિથ્યા ઔર કાલ્પનિક માનતે હૈં; પરંતુ જો ધૈર્ય સે, બુદ્ધિ સે વિચાર કિયા જાય, તો માલૂમ હોગા કિ ઇન સબ બાતોં કા સંબંધ વિજ્ઞાન સે હૈ; ઔર યે સબ બાતેં સત્ય ઔર તથ્ય હૈં. યહ ભી હમ લોગોં ને સુના હૈ કિ સંગીત મેં ઇતની શક્તિ હૈ કિ જલ બરસા દે, દીપક જલા દે, રોગોં કો અચ્છા કર દે, પશુઓં કી હિંસકતા દૂર કર દે, ઇત્યાદિ. યે બાતેં ભી આશ્ચર્ય-જનક ભલે હી પ્રતીત હોં, પર સત્ય સે રહિત કોઇ ભી નહીં. મનુષ્ય કે મસ્તિષ્ક મેં અનેકોં કેંદ્ર હૈં. કિસીકા સંબંધ શબ્દ સે હૈ, કિસીકા નેત્ર સે, કિસીકા જીહ્વા આદિ સે. ઇન સબમેં મુખ્ય કેંદ્ર વાણી યા શબ્દ કા હૈ. મનનશક્તિ ભી અપના કાર્ય વિશેષ રૂપ સે ઇસીકે દ્વારા કરતી હૈ. જબ કોઈ ભાષણ દેતા હૈ, ઔર યદિ ઉસકો ભાષણ દેને કા અચ્છા અભ્યાસ હૈ, તો વહ વક્તા મનનશક્તિ કા અલગ પ્રયોગ ન કર કે, શબ્દોચ્ચારણ દ્વારા હી વિચારશક્તિ સે કામ લેતા જાતા હૈ. જબ આપ કિસીસે બાત-ચીત કરતે હૈં, તો આપકે કોઈ શબ્દ તો દૂસરે મનુષ્ય કે મન મેં હાસ્ય ઉત્પન્ન કરતે હૈં; કોઇ શબ્દ શોક, કોઇ ભય ઔર કોઇ ઉત્સાહ, અહંકાર યા દ્વેષ તથા ઘૃણા. શબ્દોં કે સ્વર–વ્યંજન અક્ષર આદિ વે હી હૈં. વે ઘટતે–બઢતે નહીં, પર શબ્દોં કે સ્વર સે વિવિધ પ્રકાર કા પ્રભાવ મનુષ્ય કે મસ્તિષ્ક પર પડતા હૈ, જિસસે અનેક પ્રકાર કી અવસ્થાએં પ્રાદુર્ભૂત હોતી હૈં. ફિર ઐસા ભી હમ દેખતે હૈં કિ એક હી બાત કો સુન કર એક મનુષ્ય પ્રસન્ન હોતા હૈ, ઔર દૂસરા ક્રોધિત. કારણ યહ હૈ કિ કેવલ શબ્દોં કા કોઇ પ્રભાવ નહીં પડતા. શબ્દ ઔર ઉનકે ભાવોં કી વહ શક્તિ હૈ, જો મનુષ્ય

કે મસ્તિષ્ક પર કામ કરતી હૈ. મસ્તિષ્ક કે કેંદ્રોં કા સંબંધ સારે શરીર કે તંતુ–અવયવોં સે હૈ. જિસ પ્રકાર કા શબ્દ હમારે મુખ સે નિકલેગા, ઉસી પ્રકાર કા પ્રભાવ સુનનેવાલોં કે સારે શરીર પર તુરંત હો જાયગા. ક્યા યહ આપ રોજ નહીં દેખતે કિ મહા-ક્રોધ મેં ભરે હુએ મનુષ્ય યા પશુ કો આપ શબ્દોં દ્વારા ઐસા શાંત કર સકતે હૈં, માનો પ્રજ્વલિત અગ્નિ મેં જલ ડાલ દિયા હો. ભય સે કાંપતે હુએ મનુષ્ય કો શબ્દોં દ્વારા હી સાહસી બના દેતે હૈં. યહ સબ કૈસે હોતા હૈ ? સમય, સ્થિતિ, ભાવ, શક્તિ ઇનકી નાપ–તૌલ કર કે આપ કુછ વિશેષ શબ્દોં કા પ્રયોગ કરતે હૈં. ઉનકા પ્રભાવ, જ્ઞાનેંદ્રિય દ્વારા, મસ્તિષ્ક કે કેંદ્રોં મેં પહુંચતા હૈ. વહાં જો વિકૃતિયાં, ક્રોધાદિ સે ઉત્પન્ન હો ગઇ હૈં, ઉનકો વે શબ્દ પરિવર્તિત કર કે ઉનકા કાર્યક્રમ બદલ દેતે હૈં, ઔર મનુષ્ય કી દશા દૂસરી હી હો જાતી હૈ. જબ સાધારણ શબ્દોં કા ઐસા પ્રભાવ હોતા હૈ, તો રાગોં કે અલાપને કા પ્રભાવ કિતના અધિક હો સકતા હૈ, યહ અનુમાન કરને કી બાત હૈ, જૈસે ક્રોધ આદિ કે સમય મસ્તિષ્ક કે કેંદ્રોં મેં વિશેષ વિકૃતિયાં ઉત્પન્ન હો જાતી હૈં; ઉસી પ્રકાર, શિરઃપીડા, નિદ્રા કા અભાવ, પાગલપન, પક્ષાઘાત આદિ મસ્તિષ્ક સે વિશેષ સંબંધ રખનેવાલે રોગોં મેં મસ્તિષ્કકેંદ્રોં કી વિશિષ્ટ ઔર વિવિધ અવસ્થાએં હોતી હૈં. ઉન અવસ્થાઓં કા ભી ઉસી પ્રકાર પરિવર્તન, સસ્વર શબ્દોં સે યા રાગોં સે, હો જાતા હૈ, જૈસે ક્રોધ, ભય આદિ કા. ઇસી લિયે કોઇ રાગ ઐસે હૈં, જો હર્ષ ઉત્પન્ન કર સકતે હૈં, કોઈ શોક. યદિ કોઇ મનુષ્ય સમય કે વિપરીત રાગ ગાવે, તો ઉસકા પ્રભાવ નહીં હો સકતા. યહ બાત ભી વિજ્ઞાનસિદ્ધ હૈ કિ પ્રકૃતિ કે અનુસાર ૧૨ બજે રાત કે બાદ મનુષ્ય કે મસ્તિષ્ક કી જો દશા હોતી હૈ, વહ બારહ બજે દિન કો નહીં હો સકતી. જિસ રાગ કા સમય પ્રાતઃકાલ હૈ, ઉસકો અગર હમ શામ કો ગાવે, તો વહ અચ્છા નહીં માલૂમ હોગા. કઇ રોગ ગાનદ્વારા અચ્છે કિયે ગયે હૈં, ઇસ બાત કો આજકલ ભી બહુત–સે લોગ જાનતે હૈં. મેજર રંજિતસિંહજી કો અનિદ્રા કા રોગ હો ગયા થા. સબ પ્રકાર કી ડાકટરી ઔષધિયાં કર ચૂકે; પર નિષ્ફલ હુઇ. પ્રયાગ–વિશ્વવિદ્યાલય કે એક પ્રૉફેસર સાહબ ને ગાન દ્વારા યહ રોગ હાલ હી મેં દૂર કિયા થા.

પશુઓં કો ભી શબ્દ કા જ્ઞાન હૈ. જબ વે પ્રસન્ન હોતે હૈં તબ ઉનકે શબ્દ કા સ્વર કુછ ઔર હોતા હૈ, ઔર જબ ક્રોધિત ભયભીત યા ભૂખે હોતે હૈં, તબ ઔર. સંગીત–વાદ્ય કા પ્રભાવ સર્પ, હાથી, હરિણ, ગઉ આદિ પર ક્યા હોતા હૈ, યહ સાધારણ લોગ ભી જાનતે હૈં; પર વાસ્તવ મેં સભી પશુ–પક્ષિયોં પર ઉસકા

પ્રભાવ હોતા હૈ. મસ્ત હાથી સંગીત દ્વારા વશ મેં લાએ ગએ હૈં. પશુ–પક્ષિયોં કે શબ્દ વિવિધ ભાવ પ્રકટ કરને કે અનેક હોતે હૈં. હમારે શબ્દોં કા ભી પ્રભાવ ઉનકે મસ્તિષ્ક પર પડતા હૈ, ઔર વે હમારે ભાવ કો ભી સમઝ લેતે હૈં. અગર હમ પ્રેમ સે ઉનસે બોલેં, તો વે હમારે પાસ આ જાતે હૈં; અગર હમ ઝિડક દેં, તો વે ભાગ જાતે હૈં.

પ્રકૃતિ પર ભી હમ અપને રાગોં દ્વારા પ્રભાવ ડાલ સકતે હૈં; ક્યોંકિ પૃથિવી, જલ, તેજ, વાયુ ઔર આકાશ, ઇન્હીં પંચ તત્ત્વોં સે પ્રકૃતિ કા આવરણ બના હૈ ઔર ઇન્હીંસે મનુષ્યમાત્ર બને હૈં. યહ અવશ્ય હૈ કિ સાધારણ સાંસારિક ગાયક ઇસ શક્તિ કા પ્રયોગ નહીં કર સકતે. યહ બાત તો માની હુઇ હૈ કિ શબ્દ ભાવયુક્ત હોને પર પ્રભાવ ડાલતે હૈં; પર ભાવોં કી નીચતા, ઉચ્ચતા, શુદ્ધતા આદિ કા ભી ધ્યાન રખના ચાહીએ. યદિ હમારી શુદ્ધ ઇચ્છા–શક્તિ ભલી ભાંતિ ઉન્નત હો ચૂકી હૈ, અગર હમને અપની આત્મા મેં પરમાત્મા કી શક્તિ કા અનુભવ કર લિયા હૈ, તો હમ રાગોં કે ગાન દ્વારા સારી સૃષ્ટિ પર પ્રભાવ ડાલ સકતે હૈં. હમ મેઘાચ્છાદિત આકાશ બના સકતે હૈં, જલ બરસા સકતે હૈં, પવન કે વેગ કો રોક સકતે હૈં, ઔર હવા ભી ચલા સકતે હૈં, દીપક વિના અગ્નિ કો જલા સકતે હૈં ઇત્યાદિ. ઇન બાતોં કો અસંભવ માન કર છોડ દેના બુદ્ધિમાની નહીં.

શબ્દોં કે પ્રભાવ સે શબ્દ, ભાવ ઔર ઉનકે સ્વરોં કે અનુકૂલ રૂપ ભી બન જાતે હૈં. જૈસે વિદ્યુત્ (ઇલેક્ટ્રીસીટી) મેં શક્તિ–કણ હોતે હૈં, વૈસે હી મનુષ્ય મેં ભી અનાદિ કાલ સે પુરુષ ઔર પ્રકૃતિ કા ઐસા ઘનિષ્ટ સંબંધ ચલા આતા હૈ કિ યદિ ધ્યાનપૂર્વક હમ છાન–બીન કરેં, તો માલૂમ કર સકતે હૈં કિ પુરુષ કી શક્તિયોં હી પ્રકૃતિ મેં મૌજૂદ હૈં. લોગ સમઝતે હૈં, હમારે શબ્દ કા પ્રભાવ ઉતની હી દૂર તક હો સકતા હૈ, જહાં તક ઔર જિસકો વહ સુનાઈ દેતા હૈ; પર સૂક્ષ્મ રીતિ સે વિચાર કરને પર યહ બાત ગલત સિદ્ધ હોતી હૈ. શબ્દોં મેં સે ભી આંદોલન બનતે હૈં. ઉનકી શક્તિ કા વિકાસ ભી બિજલી કી તરહ હોતા હૈ. આપ શબ્દોં કો જોર સે ન બોલેં, મન હી મેં કહેં–અર્થાત્ વિચાર હી કરેં (ક્યોંકિ વિના શબ્દોં કે આપ કુછ મનન ભી નહીં કર સકતે) તો ઉન વિચારોં કા પ્રભાવ આપ સંસાર કે કિસી ભી કોને મેં પહુંચા સકતે હૈં. જરા સોચિયે, પ્રકૃતિ સર્વવ્યાપક હૈ, પંચ–તત્ત્વ સે રહિત કોઈ ન સ્થાન હૈ ઔર ન કોઈ જીવિત મનુષ્ય; તો ફિર યહ કોઇ અસંભવ બાત નહીં કિ હમ યદિ તત્ત્વજ્ઞાન (જિસકા મનોવિજ્ઞાન એક ભાગ હૈ) ઔર સંગીત–જ્ઞાન કો મિલા-

કર બ્રહ્માંડમાત્ર પર પ્રભાવ ફૈલાના ચાહેં, તો ફૈલા સકતે હૈં.

યહ બાત અનુભવ કર કે બતલાઇ ગઇ હૈ કિ યદિ બાજા બજાતે હુએ આપ રાગ અલાપેં, ઔર અપને સામને હી 'લિકો-પોડિયમ્' કા ચૂર્ણ હવા મેં બિખેર દેં, તો રાગ કે શબ્દોં કે અનુકૂલ ઉસમેં શકલેં બનેગી.

પ્રૉફેસર ટેલર ને સાબુન કે ભાગોં પર ઇસકા અનુભવ કિયા હૈ. માર્ગરેટ વૈટસ ને અપને 'ઇડોફોન' યંત્ર સે શબ્દોં કે રૂપ ઉત્પન્ન કિયે હૈં. કહીં સ્ત્રી કે રૂપ બનતે હૈં, કહીં પુરુષોં કે, કહીં પુષ્પોં કે. ઇધિર વિજ્ઞાન ને અધિક ધ્યાન નહીં દિયા હૈ.

શબ્દોં કે ઇન્હીં પ્રભાવોં કો દેખતે હુએ કહા જા સકતા હૈ કિ હિંદુ–શાસ્ત્રોં કે મંત્રોં કા ભી કિતના અધિક પ્રભાવ હો સકતા હૈ, યદિ ઉનકા ઉચ્ચારણ ઠીક સ્વર મેં, ઉચિત રીતિ સે, ભાવમય હો કર કિયા જાય. જિસ સિદ્ધાંત પર સંગીતદ્વારા મનુષ્યોં કે રોગ દૂર કિયે જા સકતે હૈં, પશુપક્ષિયોં કો હી નહીં, કિંતુ પ્રકૃતિ કો ભી વશ મેં કિયા જા સકતા હૈ, ઉસી સિદ્ધાંત સે વેદ–મંત્રોં દ્વારા ભી બડી–બડી શક્તિયોં કામ મેં લાઇ જા સકતી હૈં; ઔર ઉન મંત્રોં દ્વારા ભી પ્રકૃતિ તથા પુરુષ પર પ્રભાવ ડાલા જા સકતા હૈ. સામવેદ સંગીત સે ભરા હુઆ હૈ, યહ સભી જાનતે હૈં. જો લોગ મંત્રોં કો યા ઉનકી શક્તિ કો ઝૂઠા માનતે હૈં, વે મનોવિજ્ઞાન ઔર પ્રાકૃતિક વિજ્ઞાનોં કે આધાર પર ખોજ કરેં, ઔર અપને સંશયોં કો પ્રત્યક્ષ રૂપ સે દૂર કરેં.

ધર્મ ઔર સંગીત કા સંબંધ સદા સે, સબ દેશોં મેં, રહા હૈ; કેવલ ભારત હી મેં નહીં. ધાર્મિક ગુરુ યા યોગીલોગ સંગીત કી શક્તિ સે બડી ભારી ઉન્નતિ કર સકતે હૈં. મસ્તિષ્ક ભી તબ તક પૂર્ણ રૂપ સે ઉન્નત નહીં હો સકતા, જબ તક સંગીત કા ભી જ્ઞાન ન હો. આજકલ તો ભારત મેં સંગીત કા ઐસા અધઃપતન હુઆ હૈ કિ ઉસસે ધર્મ ઔર મસ્તિષ્ક કી ઉન્નતિ તો એક ઓર રહી, વ્યભિચાર કી ઉન્નતિ હો રહી હૈ. ઇસી લિયે કુછ લોગ સમઝતે હૈં કિ ગાના તો રંડી–ભડુઓં કા કામ હૈ.

હમ લોગોં કે લિયે આવશ્યકતા ઇસ બાત કી હૈ કિ હમ દુષ્ટ સંગીત કા બહિષ્કાર કરકે શુદ્ધ સંગીત કા પ્રચાર કરેં. પ્રત્યેક પાઠશાલા મેં સંગીતશિક્ષા અવશ્ય હોની ચાહિયે. તભી ઇસિ વિદ્યા કે સાથ–હી–સાથ મનુજ–જાતિ કી ભી ઉન્નતિ હો સકતી હૈ.

("સુધા"ફાગણ-૩૦૫ તુ. સં.માં લેખકઃ–શ્રી.પં. ભગવન્નારાયણ ભાર્ગવ.)

---

# ૨૭–संगीत का प्रभाव

× × × ×
× × × ×
× × × ×
× × × ×

સંગીત કે પ્રભાવ કો સબ લોગ પ્રારંભ સે હી સ્વીકાર કરતે ચલે આએ હૈં; ઔર ઇસિમેં ભી લેશમાત્ર સન્દેહ નહીં કિ સંગીત કા બહુત પ્રભાવ મનુષ્યોં પર પડતા હી ચલા આયા હૈ. હમ લોગોં કે ચરિત્ર પર સંગીત કા પ્રભાવ ઉસસે કહીં અધિક પડતા હૈ, જિતના કિ હમ લોગ વાસ્તવ મેં સમઝતે હૈં; પરંતુ ઇસ કથન કા યહ અભિપ્રાય નહીં કિ સંગીત કા પ્રભાવ કેવલ ઉન્હીં મનુષ્યોં પર પડતા હૈ, જો અપને ચરિત્ર કો સુધારના ચાહતે હૈં. ઇસકા પ્રભાવ જંગલિયોં પર ભી પડતા હૈ; ઇતના હી નહીં, સંગીત કા પ્રભાવ પશુ–પક્ષિયોં પર ભી પડતા હૈ. સંગીત હમારે હૃદય મેં આનંદ કી ધારા બહા સકતા હૈ, શોકસાગર ઉમડા સકતા હૈ. વહ હમારે મન મેં શાંતિ કી ધારા બહા સકતા હૈ ઔર ક્રોધ કે આવેશ મેં ભી શાંતિ કર સકતા હૈ. સંગીત હમેં ચાહે પાપી બના દે, ઔર ચાહે તો પુણ્યાત્મા બના કર કે હી છોડે. સંગીત હમેં રુલા સકતા હૈ, હંસા સકતા હૈ, શોકયુક્ત તથા આનંદમય બના સકતા હૈ. સંગીત હમ લોગોં કી નસોં મેં સાહિત્ય કે નવોં રસોં કા સંચાર કર સકતા હૈ, ઔર સંસાર કે સારે ભાવોં કો ઉત્પન્ન, ઉત્તેજિત તથા શાંત કર સકતા હૈ. સંગીત બિજલી કી ચમક, સંગ્રામ કી રણભેરી, વસંત કી બહાર, વર્ષા કી કડક, તલવાર કી ઝનકાર, તોપ કી આવાજ ઔર સંસાર કી સારી સુંદરતા કો હમારી આંખોં કે સામને પ્રત્યક્ષ કી તરહ રખ સકતા હૈ. સંગીત સાહિત્ય કી જનની, શોક કી ઔષધિ ઔર વિયોગિયોં તથા પ્રેમ કે સતાએ હુએ મનુષ્યોં કે લિયે રામબાણ હૈ.

સંગીત કે પ્રભાવ કે સંબંધ મેં કુછ પાશ્ચાત્ય લોગોં ને બડી હી મનોરંજક બાતેં લિખી હૈં. ઉસકે કુછ અંશોં કા ઉલ્લેખ કરના અનુચિત ન હોગા.

સર વિલિયમ જોન્સ ને લિખા હૈ—"મુઝે વિશ્વસ્ત સૂત્ર સે પતા ચલા હૈ કિ દો જંગલી મૃગ પ્રાયઃ ગાના સુનને કે લિયે ઉસ સ્થાન પર આયા કરતે થે, જહાં જંગલી સિરાજુદ્દૌલા ગાના સુના કરતા થા. જબ–જબ ગાના હોતા થા, તબ–તબ યે દોનોં આ કર આનંદપૂર્વક ગાના સુનને લગતે થે. ઇન દોનોં મૃગોં કે દેખને

સે પતા ચલતા થા કિ યે આનંદ કે મારે ગાન મેં તલ્લીન હો ગએ હૈં, પરંતુ ઉસ રાક્ષસ ને ઇન્હેં મરવા ડાલા; ક્યોંકિ ઉસકે હૃદય મેં સંગીત નહીં થા."

ફિર જોન્સ સાહબ લિખતે હૈં—"એક બાર એક ઐસે ભારતવાસી ને, જિસકા મૈં ભલી ભાંતિ વિશ્વાસ કર સકતા હૂં, મુઝસે કહા થા—મૈંને સ્વયં દેખા હૈ કિ વંશી કી આવાજ સુન કર જહરીલે સાંપ બિલ સે બાહર નિકલ આતે ઔર બડે આનંદ કે સાથ ગાના સુના કરતે હૈં."

ઇસકે બાદ જોન્સ સાહબ ને લિખા હૈ—"એક બાર ફારસ કે એક સજ્જન ને મુઝસે કહા થા—એક બાર એક પ્રસિદ્ધ વીણા કે બજાનેવાલે વ્યક્તિ ને વીણા બજાના પ્રારંભ કર દિયા. કઈ બુલબુલેં ઇસ પેડ સે ઉસ પેડ તક ફુદકને લગીં. ઇનકે દેખને સે સ્પષ્ટ પતા ચલ ગયા કિ ઇન પર વીણા કા પ્રભાવ પડ રહા હૈ. કભી–કભી તો યે ઉસ વીણા કે પાસ આને કા પ્રયત્ન કરતી થીં, જિસસે સંગીત ઉત્પન્ન હોતા થા, ઔર જબ–જબ વહ વ્યક્તિ વીણા કો એક વિશેષ સ્વર મેં બજાના પ્રારંભ કરતા થા, તબ તબ વે સબ બુલબુલેં આનંદ કે આવેશ મેં આ કર ગિર પડતી ઔર બેહોશ હો જાતી થીં. યે સબ ઉસ સમય તક ઇસી અચેતનાવસ્થા મેં પડી રહતી થીં, જબ તક વહ દૂસરે સ્વર કા પ્રયોગ નહીં કરતા થા. જ્યોં હી વહ સ્વર બદલતા થા, ત્યોં હી વે સબ ઉડ જાતી થીં. વીણા બજાનેવાલે કા નામ મિરજા મુહમ્મદ થા. મૈંને ઇસે કઇ બાર દેખા હૈ."

કર્નલ મેડો ટેલર ને ભી ઇસ સંબંધ મેં યોં લિખા હૈ—જબ મૈં ઇલિચપુર મેં રહતા થા, તબ નામી તથા બડા વિષૈલા સર્પ મેરે બાગ મેં પ્રાયઃ આયા કરતા થા, ઔર સબ લોગ ઉસકે ડર કે મારે થર–થર કાંપતે થે. મૈંને ભી ઉસે જાન સે માર ડાલને કા બડા પ્રયત્ન કિયા; પરંતુ મુઝે કુછ ભી સફલતા ન હુઇ. એક બાર મૈંને ઉસે સ્વયં દેખા, ઔર ઉસ પર ગોલી ચલાઇ; પરંતુ ગોલી સાંપ કે પિછલે ભાગ મેં લગી. ઉસકી કુછ પૂંછ તો કટ ગઈ, પરંતુ સાંપ નિકલ ગયા. અબ ઇસસે લોગ ઔર ભી અધિક ડરને લગે. મૈંને એક સાંપેરે કો બુલાયા. ઉસને ઉસી ઝાડી કે પાસ અપની તોંબી બજાના પ્રારંભ કર દિયા, જિસમેં સાંપ રહતા થા. પહલે તો ઉસને બહુત ધીરે–ધીરે બજાના પ્રારંભ કિયા. વહ વિષધર સાંપ અબ બિલ કે મુંહ પર આ ગયા. ઇસકે બાદ ઉસને બડે જોર સે તોંબી બજાના પ્રારંભ કર દિયા. તબ સાંપ ને ભી અપના સિર બિલ કે બાહર નિકાલ દિયા, ઔર તોંબી કી આવાજ મેં હી તલ્લીન હો ગયા. ઉસી સમય સાંપેરા ધીરે–ધીરે પીછે હટને લગા, ઔર અબ સાંપ બિલ કે બિલકુલ બાહર નિકલ આયા. ઇસ

સમય ભી સાંપ ઉસી ગીત મેં તન્મય હો રહા થા. અબ એક આદમી સાંપ કે પીછે ધીરે-ધીરે ચલા ગયા, ઔર ઉસને ઉસકે ઉપર એક કંબલ ફેંક દિયા. સાંપ ઉસી કંબલ મેં ફંસ ગયા, ઔર તબ યંત્રોં સે ઉસકે દોનોં જહરીલે દાંત નિકાલ ડાલે ગએ. વાસ્તવ મેં યહ વહી જહરીલા સાપ થા, જિસસે સબ લોગ ડરા કરતે થે; ક્યોંકિ મૈંને દેખા કિ ઉસકી પૂંછ પર ગોલી લગને કે નિશાન મૌજૂદ થે.

સંગીત કા મનુષ્યોં કે ઊપર પ્રભાવ કો દિખલાને કે લિયે અનેક ઔર કથાએં કહી જા સકતી હૈં; પરંતુ મૈં સમઝતા હૂં, યહાં પર ઇતિના હી લિખના પર્યાપ્ત હોગા. પોલીવિયસ, પ્લેટો, એરિસ્ટોટલ, થિયોફ્રેસ્ટસ તથા અન્ય પ્રસિદ્ધ દાર્શનિકોં ને ભી સંગીત કલા કી મુક્તકંઠ સે પ્રશંસા કી હૈ. યૂનાન દેશ મેં આરકેડિયા એક પ્રાંત હૈ. પ્રાચીન-કાલ મેં સબ લોગોં કો વિવશ હો કર સંગીત સીખના પડતા થા. યદિ કોઇ વ્યક્તિ સંગીત-કલા કા અધ્યયન નહીં કરતા થા તો ઉસે દંડ દિયા જાતા થા; ક્યોંકિ ઇસ સંબંધ મેં ઇન લોગોં કા વિચાર થા કિ સંગીત સે મનુષ્ય કી ઘાતક તથા પાશવિક વૃત્તિયાં ભી શાંત હો જાતી હૈં.

જિન લોગોં કે ઉપર સંગીત કા પ્રભાવ અચ્છી તરહ સે કભી નહીં પડા વે પ્રાયઃ સોચને લગતે હૈં કિ સંગીત કા પ્રભાવ કુછ આલસી મનુષ્યોં કી કલ્પના હૈ, ઔર ઇસકા અસ્તિત્વ વાસ્તવિક સંસાર મેં નહીં પાયા જાતા; પરંતુ ઐસા સોચના એક બડી ભારી ભૂલ હૈ, જૈસા કિ નિમ્ન-લિખિત વૈજ્ઞાનિક સિદ્ધાંત સે પ્રકટ હોગા. વિજ્ઞાન મેં એક સિદ્ધાંત કા નામ સહાનુભૌતિક કંપન હૈ. યહ કોઇ હૌવા નહીં હૈ. યહ ઇંદ્રજાલ ભી નહીં હૈ ઔર ઇસકી સત્યતા કઇ પ્રામાણિક રીતિયોં સે સિદ્ધ હો ચૂકી હૈ. ઇસે કૉલેજ કે વિદ્યાર્થી અબ ભી સિદ્ધ કરતે રહતે હૈં, ઔર જિસ મનુષ્ય કો ઇસ સિદ્ધાંત કી સચાઇ મેં સંદેહ હો, વહ સ્વયં ઇસકી પરીક્ષા કર સકતા હૈ. યદિ દો વસ્તુઓં મેં સમાન કંપન ઉત્પન્ન કર દિયા જાય, ઔર તબ યદિ એક કો હિલા દિયા જાય, તો દૂસરી ભી ઉસી પ્રકાર હિલને લગેગી. યદિ એક ગિરા દી જાય, તો દૂસરી ભી ઉસી પ્રકાર ગિર પડેગી. ઇસી પ્રકાર યદિ કોઇ સંગીતકલા કા મર્મજ્ઞ કિસી દીવાર મેં ઉતના હી કંપન ઉત્પન્ન કર દે, જિતના સ્વયં ઉસમેં હૈ, તો ઉસકે હિલને સે દીવાર ભી હિલને લગેગી ઔર ઉસકે ગીર પડને સે દીવાર ભી અવશ્ય હી ગીર પડેગી. યહ કોઇ અસંભવ બાત નહીં હૈ.

યદિ કોઈ નદી બહ રહી હો, ઔર કોઇ આદમી ઉસમેં તથા અપને મેં સમાન કંપન ઉત્પન્ન કર દે, તો ઉસકે ઠહરને સે નદી કા જલ

ભી ઠહર જાયગા, ઔર ઉસકે ચલને સે નદી કા જલ ભી ચલને લગેગા. મૈં યહ નહીં કહતા કિ પ્રત્યેક ગાનેવાલા મનુષ્ય ઐસા કર સકતા હૈ. કદાપિ નહીં. યહ તો અસંભવ હૈ; પરંતુ સંગીત કી સહાયતા સે ઘર ગીરા દેના તથા નદી કે જલ કો સ્થિર કર દેના બિલકુલ સંભવ હૈ, ઔર ઐસા હોને કા કારણ બીલકુલ વૈજ્ઞાનિક હૈ. સંસ્કૃત-સાહિત્ય મેં ઇસકા એક ઉદાહરણ મીલતા ભી હૈ. જબ લવ તથા કુશ ને સરયૂ કે તટપર રામાયણ ગાના પ્રારંભ કર દિયા થા તબ સરયૂ કા જલ સ્થિર હો ગયા થા. સંસ્કૃત-સાહિત્ય મેં કહીં પર ચટાન કે પસીજને કા ભી ઉલ્લેખ પાયા જાતા હૈ.

("સુધા"ના માઘ શુ. સં. ૩૦૬ ના શ્રી. અવધ ઉપાધ્યાયના લેખમાંથી કેટલોક ભાગ)

# ૩૮—સોવિયેટના શાસનમાં ત્વરાથી થતો વિકાસ

૧૯૧૭ પછી-ખાસ કરીને ૧૯૨૨ પછી-બોલ્શેવિક ક્રાંતિનો ઇતિહાસ શરૂ થાય છે. આજે રૂશિયામાં સ્થળે સ્થળે નવયુગનાં દર્શન થાય છે. નવુંજ સામાજિક વાતાવરણ, નવોજ ઉત્સાહ, નવીજ શક્તિઓ આજે નવા રૂશિયાને રચી રહી છે. સામ્યવાદીઓ તો હવે ફરતાં મશીન જેવાં થઇ પડયાં છે. સરકાર તેમની ટીકા કરવાને બદલે તેઓ હવે તેમના ધ્યેયને જલદીથી પહોંચવા માટે અવિરત યત્નમાં યાહોમ ઝુકાવે છે. મુડીવાદનો પૂર્ણ નાશ કરવા માટે તેઓએ યત્ન આદર્યો છે. અને તે પછી સમાજવાદની સ્થાપના કરવાના તેમના મનોરથ છે. આ બળવાનાં પગલાં છે.

**ગામડામાંથી**

ગામડામાંથી પણ મુડીવાદની છાયાને નિર્મૂળ કરવા માટે સરકારતંત્રે શરૂઆત કરી છે.

શ્રીમંત જાગીરદાર વર્ગનો તો નાશજ કરવાનો છે અને તેમને સ્થાને એકત્રિત ફાર્મ સ્થાપવામાં આવશે. યોજના પ્રમાણે ધાર્યા કરતાં પણ વધુ વેગથી આ 'ફાર્મિંગ સિસ્ટમ' આગળ વધતી જાય છે અને હવે બહુ ટુંક સમયમાંજ ૨૫૦૦૦૦૦૦ ખેડુત કુટુંબો સરકારી જમીન ઉપર સરકારી હળવડે અને સરકારી સાધનોવડે ધાન્ય ઉત્પન્ન કરશે. આ પરિસ્થિતિમાંથી ઉદ્યોગવંત સ્થિતિમાં પરિવર્તન પામવું તે બહુ સરળ વસ્તુ છે. હવે જમીન ઉપર વ્યક્તિગત માલીકીની ભાવનાના દોર પૂરા થાય છે. નવી આર્થિક નીતિના પરિણામે ઉત્પન્ન થયેલા ખેડુત માલીકોનો સૂર્ય હવે આથમ્યો છે. એકત્રિત ભાવનાના પ્રબળ પ્રચારથી આ મધ્યમ વર્ગના માલીકોનું પ્રબળ પરિવર્તન થઇ રહ્યું છે. મોસ્કોમાં હવે વ્યક્તિગત

માલીકીથી ચાલતી દુકાનો બંધ થવા માંડી છે. ખાનગી વ્યાપાર હવે ખસવા લાગ્યો છે.

ગયા અઠવાડીએ સ્ટેલીને આ પ્રોગ્રામને ધીમો પાડવા માટે મોસ્કોની કમિટિને સૂચના કરી હતી; પણ જો સામ્યવાદી પક્ષની નીતિ બદલાય તો પછી નાના માલીકોનું આર્થિક મૃત્યુ એ નિશ્ચિત વસ્તુ છે.

## નવી નીતિનાં મંડાણ

સ્ટેલીનની નવી નીતિએ ટ્રોટસ્કીનાં અનુયાયીઓનાં હૃદય જીત્યાં છે. તેઓ દેશના દરેક ખૂણામાંથી આ સામાજિક પુનર્રચનામાં ભાગ લેવા માટે દોડતા આવે છે. રૂશિયાના નવા યુગનું સર્જન કરવા તેઓ તત્પર છે, અને તેને માટે તેઓ તેમનાથી બનતું બધું કરવા તત્પર છે.

સ્ટેલીનની નવી નીતિ ઉદ્દામ પક્ષનો સહકાર મેળવી શકી છે. કોઇએ પણ નહોતું ધાર્યું કે, સ્ટેલીન આ કક્ષા સુધી આગળ વધશે. ટ્રોટસ્કી પણ આ કક્ષા સુધી જાત કે નહિ તે એક કલ્પના કરવાની વસ્તુ થઈ પડે છે. અત્યારે તો ઉદ્દામપક્ષની આવી ઉદ્દામ નીતિને રોકવાની જરૂર ઉભી થઈ છે.

## ખાનગી વ્યાપારનો અંત

ખાનગી વ્યાપાર અને વ્યક્તિગત માલીકી કયાંસુધી નષ્ટ થઈ છે તેનું એકજ પ્રમાણ જોઈતું હોય તો ડૉકટરોને પ્રેકટીસ કરવાની પણ મના થનાર છે. મેડીકલ વિજ્ઞાનને જાહેર કરવા માટે અતિ હિંમતભર્યું પગલું સોવિયેટના સરકારતંત્રે લીધું છે.

સામાજિક ચળવળના અભ્યાસીઓ તો જોઇ શકશે કે, જે ક્ષણે સમાજવાદનું સ્થાપન થાય કે ક્ષિતિજમાં સામ્યવાદ ઉગે છે.

શહેરોમાં તો કામદારો એકત્ર મળીને અત્યારે મળતી આર્થિક આવક ભેગી કરી સમાજવાદના સિદ્ધાંતો ઉપર જીવન ગુજારવા લાગ્યા છે. કેટલાંક સહકારી ઘરોનાં હવે સામ્યવાદી ઘરોમાં પરિવર્તન થવા લાગ્યાં છે. આવતી કાલે જયારે પાંચ વર્ષનો પ્લાન પૂરો થશે ત્યારે જે જે અદ્‌ભુત પરિવર્તનની જે આગાહી કરે છે તે ખરેખર અપૂર્વ છે.

## પાંચ વર્ષનો પ્લાન

એક વર્ષ પહેલાં પાંચ વર્ષના પ્લાન માટે અનેકોને શંકા હતી. રૂશિયામાં પણ આ યોજનાના વ્યવહારૂપણા માટે બધા શંકા રાખતા; પણ આજે રૂશિયાનો પ્રત્યેક પુરુષ આ યોજનાને ચાર વર્ષમાં પૂરી કરવાની હોંશ ધરાવે છે. ૧૯૩૦ ના મે માસમાં તુર્કસ્તાન સાથે સાઇબીરિયાને સંકળિત કરતી રેલ્વે પૂરી થશે. દેશના પ્રત્યેક ખૂણામાં સ્થળે સ્થળે મીલો સ્થપાય છે. પ્રચંડ યંત્રાલયો ઉભાં થાય છે. આ યોજનાથી સમગ્ર રૂશિયાની આર્થિક શક્તિઓનો ઉપયોગ કરી સમસ્ત જગતમાં રૂશિયા માટે જૂદુંજ સ્થાન

ઉત્પન્ન કરવાની યોજના છે.

મશીનરી ચાલુજ રહે અને ઉત્પન્ન વધે તેટલા માટે રૂશિયામાં પાંચ દિવસનું અઠવાડિયું સ્થાપવામાં આવ્યું છે. રવીવારની રજા કાઢી નાખી મહીનામાં ૬ રજા આપવાની વ્યવસ્થા થઈ છે.

આ પરિવર્તનનાં પરિણામ ઘણાં મોટાં આવ્યાં છે. શાળાનાં છોકરાંઓમાં પણ હવે અઠવાયડિયાનો ખ્યાલ અદૃશ્ય થઈ ગયો છે. તેઓ હવે મહિનાઓ ગણે છે. લોકમાં પણ હવે અઠવાડિયાનું મહત્ત્વ કોઇજ ગણતું નથી.

વળી આમ અઠવાડિયાનું મહત્ત્વ જવાથી શનિવારે કે રવીવારે દેવળોમાં જતા શ્રદ્ધાળુ વર્ગની સંખ્યા પણ ઘટી છે. પણ રૂશિયામાં ધાર્મિક વડાઓ આને માટે બૂમ નથી મારતા, પણ તેઓ નિરીશ્વરવાદનો જે વ્યવસ્થિત પ્રચાર થઈ રહ્યો છે તેની સામે છે. પ્રજામાં પરિવર્તનની અસરનાં વર્તુલ મોટાં છે. અને તેની સીધી અસર નીચે આવતાં ખેડુતો ઈશ્વરવાદ સ્વીકારવાની ના પાડે છે.

## પરિવર્તનના ચમકારા

અહીં દરેક વસ્તુમાં પરિવર્તન થઇ રહ્યું છે. જીવનમાં પરિવર્તનના ચમકારા સ્પષ્ટ માલમ પડે છે. અંતે પ્રજાના વાતાવરણમાં નવું જોમ પ્રગટયું છે. જ્યારે આ હમણાંજ ઉછળેલા ઉત્સાહના ઝરાઓને જોઉં છું, ત્યારે મને લાગે છે કે રૂશિયામાં દરેક વસ્તુ શકય છે. કોઈ પણ રાષ્ટ્રે ન કર્યું હોય તેવી રીતે રૂશિયા આજ આગળ વધી રહ્યું છે.

સામ્યવાદીઓએ જે શકિતદ્વારા અત્યારસુધીનું સર્વ કાર્ય કરી બતાવ્યું તે શક્તિઓ હજુ તેમણે ખોઇ નથી. હવે તેઓ ઉલટા વિશ્વાસથી આગળ વધે છે. ભાવિ ઉજળું દીસે છે.

એટલુંજ નહિ પણ અત્યારસુધી જે કુશળ એન્જીનિયર વર્ગ કંઈક કચવાટથી કામ કરતો હતો તેણે પૂર્ણ હૃદયથી આ યોજનામાં ઝંપલાવ્યું છે. નવું સૃજવાની ભાવનાએ તેમના ઉપર પણ અસર કરી છે. આર્થિક યુદ્ધક્ષેત્ર ઉપર રૂશિયાના યુવાનોએ રણજંગ માંડયો છે. તેઓ ત્યાં પડતી ખોટને પૂરે છે. જ્યાં જ્યાં નબળી બાજુ દીસે, ત્યાં ત્યાં દોડી જઇ આર્થિક આક્રમણમાં વિજય મેળવવા અવિરત યત્ન કરે છે.

નવાં શહેર બંધાઇ રહ્યાં છે. નવી શાળાઓ સ્થપાઇ રહી છે. વૈજ્ઞાનિક શાળાઓ અને ઉદ્યોગનાં યંત્રાલયો અસ્તિત્વમાં આવતાંજ જાય છે. કેટલાક સમય પછી આ શાળાઓની કિંમત સમજાશે. આજે તો ઉજ્જવળ ભાવીની આશાજ તેમને પ્રોત્સાહી રહી છે.

(તા. ૨૩–૪–૩૦ના "હિંદુસ્તાન"માંથી. "નેશન"માં લેખક લુઈ ફીશર)

# ૩૧–પિતાની લાજ માટે સાત દીકરીઓનો ભોગ

"એ કોઇ સાતસોક વરસોની વાત છે. કચ્છમાં લાખો ને લાખિયાર બે ભાઈ. લાખિયાર વીરામાં ગાદી થાપીને રાજ કરે. બેય ભાઇ જોયા હોય તો માતેલા હાથી જેવા. કોઈ સાવઝ ડણકે એવા બેય ભાઇના હાકલા. દુસ્મનોની છાતી તાવડી શેકી થઇ જાય. રાજમાં પારકી સ્ત્રીપર ને પારકા પૈસાપર કોઇથી નજર નોં નખાય ને માવડિયુંને (ગાયમાતાઓને) તો સરગાપરના સુખ. બાપ! ઇ ઉભે મોલે ચરી ખાય તોય સૌનાં હૈયાં હરખી રીયે. આજની ઘોડે માવડિયું ઘોકલા નોં ખાય.

આવું તો લાખિયારની છાયામાં સુખ. લાખિયારને એક સ્ત્રી પણ કોઇ દેવની દીધેલ. રૂપ જોયું હોય તો નજર વિંધાઇ જાય, ને જોનારો થઈ જાય ધરણી ભેગો. આવી રૂપાળી તો રાણી. ને એને એક બે નહિ પણ સાત તો કન્યાઓ. બાપ! એક એકનો જોટો દનિયા ડો'ળી મારો તોય નોં જડે. ઈ સાતેય બેનો પણ સરગાપરની સાત પદમણીઓ. જાણ્યે ઇંદ્રના ઘરની અપસરાઓ. કોઈ દેવદીધી દેવકન્યાઓ. આવી રૂપાળી સાતેય બેનો. તે જુવાનીમાં આવી. ઈ અરિસા જેવા શરીરને જુવાનીની લાલપે ઘેર્યાં. હૈયે જોબનના મદ વ્યાપ્યા. આંખ્યે જોબનનાં તેજ ઉતર્યાં. ચાલ્યમાં જોબનના ભાર ઢળ્યા. વાણીમાં જોબનની મીઠપ નીતરી.

આવી સાતેય બ્હેનોનો જોબનકાળ જોઇ, લાખિયારને એને વરાવવા પરણાવવાની ચિંતા થઈ, ને 'કુળગોર'ને બોલાવી, દેશ-પરદેશ કોઈ રુડિયાળા, સરખા હેડીના, જુવાનડા અને ખાનદાન મૂરતીઆઓ ગોતવા મોકલ્યો.

બે, ચાર, એમ કરતાં કરતાં છ મહીને કુળગોર પેચાઇ ગએલા પેપા જેવું મોઢું લઇને પાછો આવ્યો. લાખિયારે પૂછ્યું:–

"કેમ ગોર! શું થયું?"

ગોરે કહ્યું: "બાપુ! આપણી કુંવરિયોને જોગ મૂરતીઓ કયાંય નોં કળાણો. અને એક બે ઠેકાણે છે પણ તે દસ્મનના કળમાં ને આપણાં ખંડીઆંના આંગણે. બાકી બીજે કયાંય હેડી નોં કળાણી."

લાખિયારને આથી ચિંતા વધી. ગોરને થોડું ઘણું આપી વિદાય કર્યો. રોજ ચિંતા વધવા લાગી. લાખિયારનું શરીર લેવાવા માંડયું. એક દિ' જમાડતી વખતે રજપૂતાણીએ પૂછયું:

"તમે આમ દાંડે દાંડે નબળા કેમ પડતા જાઓ છો?"

લાખિયારે હૈયું ખોલીને વાત કરી:

"આપણી દીકરિયું મોટી થાતી જાય છે. સરખા મૂરતીઆઓ

મળતા નથી. દશ્મનના કળમાં દઇએ તો એનો ભવ બગડે, ખંડિયાને ત્યાં દઇએ તો આબરૂ જાય. હવે શું કરવું ? આના કરતાં તો પ્રભુએ વાંઝિયા રાખ્યા હોત તો સારૂં હતું."

આ વેણ એની મોટી દીકરી સાંભળી ગઇ. ને હૈયામાં કોઇ તીર પેઠું હોય તેમ 'કાળજ'માં ઘા લાગ્યો. "પોતાના લીધે પોતાનાં માતાપિતાને આવડાં દુ:ખ?" આ પ્રમાણે વિચારી તેણે પોતાની બધીય બહેનોને બોલાવી અને માતાપિતાના દુ:ખની વાત કરી. એક બહેને કહ્યું: "બહેન ! તઇ પરણીને શું ભવ સુધારવો'તો ? આપણે તો આજથી સંસારના નાના એટલા ભાઇ, ને મોટા એટલા બાપ." બીજીએ કહ્યું: "હા બેન ! મારે પણ એમ !"

ત્રીજી બોલી: "એ તો ખરૂં ! પણ ભવ આખો કાઢવો ને દનિયા કરશે નિંદા. એના કરતાં આપણે કુંવારાંજ મોત માગી લઇએ તો ?"

મોટી બહેને કહ્યું: "હા ! એમજ કરીએ, અને કરીએ બાપુને વાત કે અમારે સાતેય બેનોને કુંવારાં સાથે મરવાનાં વ્રત છે. માટે અમને રજા આપો."

સૌ બહેનોને આ ઉપાય ગમ્યો.

આમ સાતેય બહેનોએ મનથી ગાંઠ વાળી.

× × × × ×

ચોમાસાનો સમો છે. આભમાં અષાઢ માસે બઘડાટી બોલાવી છે. આકાશપાતાળના કલાબા એક કરતા કડડડડડ ધુબાક કરતી વિજળી ડુંગરાઓને ભેટવા લાગી છે, ને વાદળાની તો વાત નો થાય. ઈ અડડડડડ ગડડડડડ છડડડડડ કરતા ગડેડાટ મંડયા ગાજવા, ને વિજળિયુંના કાળ સબાકે ચિંઝાતા વાદળાના ગર્ભ મંડયા ગળવા; ને અવની માથે અનરાધાર હેલિયું મંડાણી. વન-વગડે વરસાદના પ્યાસા મોરલિયા ટેંહુક ટેંહુકના ગેહકાર કરતા બંધ પડયા. ખેડુતોના હૈયે તો હર્ષનાં મોજાં ઉછળવા લાગ્યાં. આવો ગાંડો પણ દનિયાને સુખી કરનારો અષાડ બેઠો છે. બરોબર આ મહીને સાતેય બહેનોએ લાખિયાર પાસે જઇને, પોતાની "વ્રતકથા" કહી.

લાખિયારે કહ્યું: "દીકરિયું ! એવાં વ્રત નો હોય ! અને તમને આંહી શું દુ:ખ છે ? મોતનાં વ્રત તે હોય ?"

પણ આ તો રાજપૂતાણીનું સિંહણ સમું ધાવણ ધાવેલી સાતેય સિંહણો હતી. આકાશ—પાતાળ કદી એક થાય, મેરામણ ઉલટી પડે યા પૂરવનાં તેજ પશ્ચિમમાં ઉગે, પણ આ સાતેય દેવ-બાળાઓના વિચાર ન ફરે. લાખિયારે સાતેયને સમજાવવામાં મણા ન રાખી, પણ સાતેય બહેનો ન ડગી તે ન ડગી; અને પોતાનાં મા-બાપ પાસેથી 'મૃત્યુ'ની રજા માગી—મેળવી.

રજા મળતાંજ બીજે દહાડે રાજમો'લના ચોગાન વચ્ચે ચંદનની

ચિતા રચાણી; ને એમાં સૂરજ સાથે વાતું કરતો, લાલ હીંગળ ઝડપું નાખતો અગ્નિ પ્રકટયો. ને એક પછી એક એમ સાતેય બહેનોએ પોતાના કુળની લાજ રાખવા હસતાં હસતાં ઝંપલાવ્યું. માત્ર પિતાના કુળની આબરૂ જાળવવા એ સાતે બહેનોએ પોતાનો આત્મભોગ આપ્યો.

("મુંબઇ સમાચાર"ના સં. ૧૯૮૬ના દીપોત્સવી અંકમાં લેખકઃ–શ્રી. મોહનલાલ ચુનીલાલ ધામી.)

# ૪૦–નવરોઝનો બજાર

(બજાર ભરાયો છે ત્યાં એકાએક ગભરાટ અને ગડબડાટ થાય છે.)

**લાલબા**—કેમ, આ બધો ગભરાટ અને ગડબડાટ શો ?

**જોધબા**—અહીં કોઈ પુરુષ આવ્યો હોય એમ જણાય છે.

**લાલબા**—પુરુષ !

**જયાબા**—હા, પુરુષ.

**લાલબા**—કયા પુરુષની મિજાલ છે કે શહેનશાહ અકબરના જનાનખાનાનો ઉંબરો, ઓળંગવાની હિંમત કરે ?

**વીરમતી**—કરે કે ન કરે પણ જરૂર બહેન ! અહીં કોઈ પુરુષ છેજ.

**લાલબા**—છે તો કયાં છે ? કેમ તે દેખાતો નથી? શું અદ્દશ્ય થઇ ગયો ?

**જોધબા**—તે તો ઇશ્વર જાણે, પણ કોઇ પુરુષ તો છેજ એ વાત નક્કી. બહેન! મેં નજરે જોયો, પછી બીજું તો શું કહું?

**લાલબા**—વારૂ ઠીક છે, પુરુષ છે તેમાં આટલો બધો ગભરાટ અને ગડબડાટ શો ?

**રમાદેવી**—ગભરાટ કેમ ન થાય બહેન ! પરપુરુષને આપણાં મોઢાં કેમ બતાવાય ?

**લાલબા**—પરપુરુષો આપણાં મોઢાં જુએ એમાં શું બગડી ગયું?

**વીરમતી**—બહેન! આ તું શું બોલે છે ? પરપુરુષો આપણા પર નજર નાખે એ કેવું ખરાબ ?

**લાલબા**—ખરાબ ! પણ તે કોને માટે ? પુરુષને માટે કે સ્ત્રીને માટે ? બહેન ! ખરૂં જોતાં તો બધા પુરુષ કંઇ ખરાબ નથી હોતા અને ધારો કે કોઇ ખરાબ પુરુષે આપણાપર નજર નાખી તો તેમાં આપણે શું ? આપણાં દિલ જો શુદ્ધ હોય તો કયા પુરુષની મગદૂર છે કે આપણી સામે નજર નાખવાની પણ હિંમત કરે? બહેન! અગ્નિ પણ ઘીના સમાગમમાં ભડકી ઉઠે છે; પણ પાણીમાં પડતાં

તો નાશજ પામે છે.

**ઉમાદેવી**--બહેન! એ બધી કહેવાની વાતો. તમે કોઇ એવા પુરુષના સપાટામાં આવ્યાં હો, તો ખબર પડે.

**લાલબા**—કહેવાની વાતો કંઈ નહિ. સીતા અને દમયંતી જેવી અનેક આર્ય મહિલાઓએ કેવી ઝીક ઝીલી, સ્ત્રીપ્રતાપ કેટલો પ્રબળ છે એ બતાવી આપ્યું છે એ તમે કેમ ભૂલી જાઓ છો ?

**જોધબા**--બહેન! એ તો સતીઓ હતી.

**લાલબા**--પણ સતીઓ એટલે શું ? સતીઓ કંઈ ઉપરથી નથી ઉતરી આવતી. પતિની ગુલામડી થઇ હાજી હાં કર્યાં કરે, તેના અનેક દુર્ગુણો સહન કરે, તેના નામની માળા ફેરવે અને છેલ્લી વારે તેની સાથે બળી મરે એમાં કાંઇ સતીત્વ સમાયું નથી. આ પ્રકારનો સતીત્વનો આદર્શ તો પુરુષે કેવળ સ્વાર્થની ખાતર સ્ત્રી-પરની પોતાની બેડી સખત કરવાના મુદ્દાથી બાંધ્યો છે. ખરું સતીત્વ એટલે પરપુરુષનો પ્રતીકાર કરવાનું બળ. એ બળ ચારિત્ર્યથી પ્રાપ્ત થાય છે અને હું માનું છું કે, દરેક આર્ય મહિલા આ બળ સંસ્કારથી કેળવી શકે છે. ખરેખર બહેન! આ બળજ સતીત્વનો આત્મા છે. એ પ્રાપ્ત થતાં સ્ત્રીમાં એવા પ્રતાપ અને પ્રભાવનું આરોપણ થાય છે કે તેના માત્ર એકજ દૃષ્ટિપાતથી રાવણ જેવા પણ ડરીને અશક્ત થઇ જાય છે.

**વીરમતી**--બહેન! તમારું ભાષણ તો બહુ સુંદર છે, પણ શું ત્યારે આપણા પતિ–પિતાઓ મૂર્ખા કે આપણને આમ પાંજરામાં પૂરી રાખે ?

**લાલબા**--મૂરખા નહિ પણ બાયલા. આપણા પતિ–પિતાઓ પોતાનાં તેમજ આપણું રક્ષણ કરવાને સમર્થ નથી. એટલે પોતે ગુલામીનો અને આપણને આમ ભોંયરામાં પૂરી રાખવાનો ધંધો લઇને બેઠા છે. પોતાપર આવી પડેલી ગુલામીની બેડી તોડવામાટે જોઇતું બળ પ્રાપ્ત કરવા સારૂ પોતાનાં અંગોની ખીલવટ અને સંગઠન કરવાને બદલે કાચબાની પેઠે પોતાનાં અંગો સંકોચી ઘરમાં ભરાઇ બેઠા છે.

**જયાબા**--બહેન! આપણા પતિ–પિતાઓજ આમ હિંમત હારીને બેઠા છે તો પછી આપણે શું કરીએ ?

**લાલબા**--શું કરીએ ? શું કરીએ શું ? આપણે આપણી જાતનું રક્ષણ કરવાને તૈયાર થવું જોઇએ.

**વીરમતી**--એ કેમ બને બહેન ? આપણે અબળા પુરુષોની સામું શું કરી શકીએ ?

**લાલબા**--શું કરી શકીએ ? બહેન! જે દિવસથી રાઠોડપતિએ દિલ્લીની નોકરી સ્વીકારી તે દિવસથીજ આ કટારીને મેં મારી અધિષ્ઠાત્રીદેવી બનાવી છે. એના સામર્થ્યથી ભલભલા રાક્ષસોના

વજ્રનાં આવરણ નીચે રક્ષાયલા—ઢંકાયલા હૃદયનાં રુધિર ખેંચીને બહાર કાઢી શકાય છે; એટલુંજ નહિ પણ જે દેહને ભ્રષ્ટ કરવા એ પાપાત્માઓ તત્પર થયા હોય છે તેને શબવત્ કરી પવિત્રતા અખંડિત રાખી શકાય છે. (બેગમ સાહેબા આવે છે.)

**બેગમ**—કેમ, રાણીજી! આ બધી શી ગરબડ મચી રહી છે?

**લાલબા**—કંઇ નહિ બેગમ સાહેબા! એ તો આમાંથી કોઇને અહીં કોઇ પુરુષ આવ્યાનો વહેમ ગયો હતો તે બાબત ચર્ચા ચાલી રહી હતી. મેં કહ્યું કયા પુરુષની મગદુર છે કે શહેનશાહ અકબરના જનાનખાનામાં પ્રવેશ કરવાની હિંમત કરે?

**બેગમ**—ખરી વાત છે રાણીજી! કોઇ પણ મરદ આ જનાનખાનામાં કદમ મૂકવાની હિંમત કરી શકતો નથી. ભૂલેચૂકે પણ એવી હિંમત બતાવવા કોઈ જાય તેને કત્લ કરવાને માટે બાદશાહી ગુલામોની તલવાર તે માટે હમેશ ખુલ્લી રહે છે.

**લાલબા**—તેથીજ હું આ સૌને ગભરામણ કરવાની ના કહેતી હતી.

**બેગમ**—પણ રાણીજી! આ સૌ કહે છે તે પ્રમાણે એ મરદ ખુદ જહાંપનાહજ હોય તો?

**લાલબા**—કોણ દિલ્હીપતિ બાદશાહ અકબર! (વિચાર કરીને) એ તો અમારા પિતા છે.

(અકબર પ્રવેશે છે.)

**અકબર**—આજ પૃથુરાજની રાણી લાલબા કે? આ નવજુવાન નાજનીનના હુસ્ન અને ખૂબસુરતીની મેં તારીફ સાંભળી હતી તેના કરતાં તો બહુ વધારે છે?

**બેગમ**—જહાંપનાહ! અલ્લાહતાલાની કારીગરીનો કોણ પાર પામ્યો છે?

**અકબર**—બરાબર છે, બેગમ સાહેબા! આપ આ સર્વ બાનુઓને બજારમાં ફેરવો એટલે હું આવું છું. (બધાની સાથે લાલબા પણ જવા જાય છે. એટલે) **લાલાબા**—આપ તો અહીંજ ઉભા રહો, મારે આપની સાથે કંઇક વાતચીત કરવી છે.

**લાલબા**—મારી સાથે?

**અકબર**—હા, આપની સાથે. આપની ખૂબસુરતીની મેં ખૂબ તારીફ સાંભળી હતી તેથી મેં ઠરાવ કર્યો હતો કે એક વખતે નવરોઝના બજારમાં આપને બોલાવી આપની જે તારીફ કરવામાં આવતી હતી તે ખરી છે કે ખોટી તેની મારે જાતેજ ખાત્રી કરવી. તેથીજ રાંડોડજીએ મારી કદમબોસી કરી એટલે તુરતજ આપને આ બજારમાં આવવાનું ઈજન કરવામાં આવ્યું. ખરેખર લાલબા! આ ગુલની ખૂબસુરતી તો કોઈ અજબ! હવે એની ખુશબો

કેવી દિલપઝીર છે તે મારે જાણવું છે અને એટલાજ વાસ્તે આપને અહીં ઉભા રહેવાનું ફરમાવ્યું છે.

**લાલબા**—જહાંપનાહ, અકબર ! શહેનશાહ અકબર ! પિતા અકબર ! આપ આ શું બોલી રહ્યા છો ?

**અકબર**—કંઈજ નહિ લાલબા ! જે બુલબુલને મેં પાંજરામાં પૂર્યું છે તેના મીઠા સરોદ મારે સાંભળવા છે.

**લાલબા**—પિતા અકબર ! આપના મુખમાં આવા શબ્દો શોભે?

**અકબર**—લાલબા! પિતા ને બેટાની વાત જવા દે.અત્યારે તારી આગળ પિતા અકબર ઉભો છે એ ખ્યાલજ કાઢી નાખ. તું એમજ સમજ કે, તારી આગળ ખુદાતાલાનો બનાવેલો એક ઇન્સાન—એક મરદ ઉભો છે.

**લાલબા**—પણ એ કેમ બને ? જહાંપનાહ! આ દુનિયામાં એવો કોઇ પણ પુરુષ નથી કે જે હિંદુસ્તાનના શહેનશાહ અકબરના જનાનખાનામાં કદમ મૂકવાની હિંમત કરે. કારણ કે એ ન્યાય-મૂર્તિ, અદલઇન્સાફી નામદાર શાહના ગુલામોની તલવાર એવા બેઅદબી પુરુષનું માથું ધડથી જૂદું કરવાને નિરંતર ખુલ્લી રહે છે.

**અકબર**—લાલબા ! ખૂબસુરતી કરતાં તારી જબાનચાલાકી વધારે અજબ છે.

**લાલબા**—બાદશાહની મતિ ભ્રષ્ટજ થઇ ગઇ હોય એમ લાગે છે; અને તેથી હવે અહીંથી નાસી છૂટવું એજ ઉત્તમ છે. (આજુબાજુ જુએ છે.)

**અકબર**—લાલબા! આમ આજુબાજુ શું જુઓ છો? હાથતાળી આપી અહીંથી છટકી જવાય એમ નથી. આ એક મોગલ શહેન-શાહનું જનાનખાનું છે. સૂરજ અને ચાંદાનું એક કિરણ કે હવાની એક લહેર પણ બાદશાહની પરવાનગી વગર અંદર આવી શકતી નથી. તો પછી અંદર પૂરાયેલું એક ઇન્સાન એ શહેનશાહની મરજી-વગર કેમ બહાર જઇ શકે? એનો આપજ ખ્યાલ કરો. લાલબા! આપ સમજુ છો, આપ શાણાં છો. શું એક અદના ગુલામની જોરૂ રહેવામાં બહુ ઇજ્જત સમજો છો ? લાલબા ! ઉમદામાં ઉમદા ખૂબસુરતીને વાસ્તે ઉમદામાં ઉમદા એશઆરામ અલ્લાહતાલાએ ઠરાવ્યાં છે, અને હું હિંદુસ્તાનનો શહેનશાહ અકબર મારી આ મહાન શહેનશાહી આપના કદમ આગળ મૂકી અરજ કરૂં છું કે, આપ એ શહેનશાહતના બાદશાહી તખ્તને આરાઇશ કરો.

**લાલબા**—બાદશાહ ! બહુ થયું. આર્ય મહિલાઓ પારકા વૈભવ અને વિલાસથી ચળતી નથી. પારકાની મહેલાત કરતાં પોતાના પતિની ઝુંપડી તેને વધારે પસંદ છે.

**અકબર**—લાલાં ! તું તારી ચાલાકી હવે જવા દે અને મારી

સાથે ચાલ.

**લાલબા**—જહાંપનાહ! આકાશ નીચે આવશે, અને આ ભૂમિ રસાતાળ જશે, પણ આ લાલબા અહીંથી એક ડગલું ખસવાની નથી.

**અકબર**—લાલાં! તું શું બચ્ચાંના જેવી વાતો કરે છે! બાદશાહ અકબરની તાકાતની તને ખબર છે?

**લાલબા**—ખબર છે જહાંપનાહ! ખબર છે. આપના બળની તો આપને ખબર છે તેના કરતાં પણ મને વધારે ખબર છે; પણ મને ખબર ન હતી માત્ર એક વાતની અને તે એજ કે, હિંદુ અને મુસલમાનને પોતાની બે આંખના બે તારા સમજનાર, અદલ ઇન્સાફી અકબર અબુલ ફઝલ, ફઈઝી, બીરબલ, શિવદાસ વગેરે મુસલમાન, હિંદુ, ફીરંગી વિદ્વાનો અને મોલવીઓ તથા ધર્મશાસ્ત્રીઓના તારામંડળમાં સૂર્યસમ બિરાજનાર, દીને-ઇલાહી ચલાવનાર મહાન અકબર વિષયી અને લંપટ છે.

**અકબર**—લાલાં! તું બકવાદ બહુ કરે છે, પણ હમણાં હું તને પકડું તો શું કરે?

**લાલબા**—શું કરું? મારી અધિષ્ઠાત્રી દેવીનું આવાહન! જોઈ મારી અધિષ્ઠત્રી દેવી! એ ચંડિકા તારા જેવા નફ્ટ, નિર્લજ્જ, નાપાક નરાધમના હૃદયનું ધમધમતું લોહી પીવા શક્તિમાન છે. પણ અકબરશાહ! તને મારા પતિએ પોતાના માલીકતરીકે સ્વીકાર્યો છે અને મેં તને અત્યારસુધી પિતાતુલ્ય ગણ્યો છે એટલે હું તને જવા દઉં છું; પણ આ મુશ્કેલી દૂર કરવાનો જે સૌથી છેલ્લો ઉપાય છે એજ અજમાવવાનો રહ્યો છે. આ શરીર જેને અડકીને ભ્રષ્ટ કરવા તું તૈયાર થયો છે તેને આ મારી મા ભવાનીને અર્પણ કરું, જેથી આ મારી કાયાની પવિત્રતા અવિચ્છિન્ન રહે. (કટારી કાઢી પોતાની છાતીમાં મારવા જાય છે. અકબર દોડી કટારીવાળો હાથ પકડી લે છે.)

**અકબર**—ખામોશ બેટા! ખામોશ. લાલાં બચ્ચા શાબાશ છે. મારી કસોટીમાંથી તું પસાર થઇ. ઉભી થા બેટા! તું તારા બાપના ઘરમાં હોય એવી નિર્ભય થા. હવે મારી વાત સાંભળ. આ હિંદુસ્તાનને હું મારું વતન સમજું છું અને એની એક મહાન શહેનશાહત બનાવવી એ મારા દિલની ઉમેદ અને ખાએશ છે. એટલા વાસ્તે મેં હિંદુ રાજાઓને સર કરવા માંડયા છે; પણ એમાં હું જેમ જેમ ફતેહ મેળવતો જાઉં છું, તેમ તેમ મને એકજ વાતની ફિકર મુઝવ્યાં કરે છે અને તે એ કે, મારા પછી હિંદુમુસલમાનની એકતા મટી હિંદુમુસલમાન રાજાઓ પોતપોતાના મુખત્યાર રહેશે, તો એકબીજા સામે લડશે ને એક એક પર સરસાઇ મેળવશે. માત્ર જો સલ્તનતના ફાયદા સમજી એઓ એકેકની સાથે એકસંપીથી

કામ લેશે તોજ હું જે એક મોટી શહેનશાહત ઉભી કરવા માગું છું તે કાયમ રહેશે. હિંદુઓ દિવસે દિવસે નિર્માલ્ય થતા જાય છે અને એઓનું ભવિષ્ય મને સારૂં ભાસતું નથી; પણ મારી ઉમેદ હજી હિંદવાણીઓ પર ટકી રહી છે. મારે ખાત્રી કરવી હતી કે, એ મહાન શહેનશાહતને ટકાવી રાખવાને જોઇતું ચારિત્ર્યબળ હિંદવાણીઓમાં છે કે નહિ. બેટા! આજે તેં મારી ખાત્રી કરી આપી છે કે, હિંદવાણીઓના દિલની આગ હજી એવી ને એવી ભભુકતી છે અને તેથી મને અત્યારે સાફ દેખાય છે કે, જે શહેનશાહતને હું મૂકી જઈશ તેને સો વર્ષસુધી ઉની આંચ આવશે નહિ. બેટા! હું તારાપર ખુશ છું. પૃથુરાજ રાઠોડની નોકરી આજથી બંધ છે. બેટા! માગ, જે તું માગે તે આપવાને તૈયાર છું.

**લાલબા**—નામવર! મારે માત્ર એકજ માગણી કરવાની છે. અને તે એ કે, આજથી નવરોઝનો બજાર બંધ કરો.

**અકબર**—જા, બેટા! આજથી નવરોઝનો બજાર બંધ છે.

(તા. ૧૫-૧૨-૨૯ના "મુંબઇ સમાચાર"માં લેખકઃ-શ્રી. મનહર મહેતા)



# ૪૧—જુવાનોની ઘરડી મનોદશા !

"ઘરડાંઓનાં મહાજનો, ઘરડાંઓના રીતરિવાજ, ઘરડાંઓની રહેણીકરણી અને ઘરડાંઓના અવાજમાં સડો જોનાર જુવાનીઆઓ! જુવાન શરીરોની મનોદશા જુવાન છે ખરી ?"

બાર બાર વર્ષના જાહેરજીવન અને સાહિત્યજીવનના કડવા અને મીઠા અનુભવો પછી મને આ પ્રશ્ન થાય છે. ઘણા અનુભવને અંતે પણ જો નિર્ણય કરવાની મને સત્તા હોય તો એ પ્રશ્નનો જવાબ હું તો નિરાશાજનક આપું.

બીજાઓને સુધારવા જનારાઓ પોતેજ બગડેલા છે—હોઈ શકે છે એ જોતા નથી. બહાર સુધારો ઇચ્છનારા અંદર સડતા હોય છે. પગ નીચેનું બળતું મૂકી શેરીની આગ હોલવવા જનારા આ વીસમી સદીના માણસાઈ બંબાઓએ ગાડી પાછી હાંકવી જોઇએ.

"મહાજનોને સુધારવા, કુરિવાજો નાબુદ કરવા, સેવા કરવા" એવા એવા તરેહવાર ઉદ્દેશો માટે યુવકોનાં મંડળો સ્થપાય છે. હવે આપણે એ સુધારક મંડળોનેજ તપાસીએ અને જોઇએ કે, તેઓ પોતે કેટલા શેર સુધરેલા છે?

યુવકોમાં જેમ બાલ ઓળવાની, ફૂલ—ફટાકિયા થઇને ફરવાની અને સીગરેટ પીવાની ફેશનો છે, તેમ તેમની સંસ્થાઓમાં નીચેની નવી ફેશનો દાખલ થયેલી મને જણાઇ છે:—

૧—કોઇ શ્રીમંત શોધી કાઢી તેને પ્રમુખ બનાવી દેવાની ફેશન.

૨—છે એટલું બધું ખરાબ માનવાની ફેશન.

૩—પૈસા વગર સેવા ન થાય એમ માનવાની ફેશન.

૪—સભાના નિયમો ઉંચા મૂકીને ઘડી મોજ કરતાં સભા ચલાવવાની ફેશન.

૫—મંડળના ફંડમાંથી ઉજાણી, બગીચા કે ચા—પાણી કરવાની ફેશન.

૬—લાયકાત ન હોવા છતાં કંઇપણ બોલી નાખવાની કે લખી નાખવાની ફેશન.

આજના યુવકજાગૃતિના જમાનામાં આ ફેશનો છુપા વેશમાં દાખલ થતી જાય એ શું ઇચ્છવા જોગ છે? યુવકોનો ગ્રહણનો દિવસ કયે દિવસે છે તે મને કોઈ કહેશે ? એમનું ઘર કયારે સાફ થશે, તે કોઇ લખશે ?

ખાલી ગપ્પાં નથી, અનેક પુરાવાઓ ઉપલા વિધાનના સમર્થનમાં રજુ કરી શકાય તેમ છે.

(તા. ૭—૧૧—૧૯૨૯ના "લોહાણા હિતેચ્છુ"માં
લેખકઃ—શ્રી. જદુરાય ડી. ખંધડીઆ)

# ૪૨–માટુંગામાંની ભીખારીઓની છાવણીનો રિપોર્ટ

લાચાર ભીખારીઓને મદદ કરનારી કમિટિના કામકાજનો અહેવાલ મ્યુનીસીપલ કૉરપોરેશન ઉપર મોકલવામાં આવ્યો છે. તેમાં જણાવવામાં આવે છે કે, માટુંગામાં રાવલી હીલ ઉપર ઉભી કરવામાં આવેલી ભીખારીઓની કુલે સંખ્યા ૧૧૭૪ નીચે મુજબ છેઃ–ઇસ્લામી ૨૯૮, હિંદુ ૮૧૬, ખ્રિસ્તી ૬૦, જૂદી જૂદી જાતના ૪૯૭. ન્યાત પ્રમાણે ભીખારીઓની સંખ્યા નીચે મુજબ છેઃ–ઇસ્લામી ૨૯૮, મરાઠા ૨૨૨, મહાર ૧૪૫, ભઈયા ૮૧, હિંદુ ૮૧, ખ્રિસ્તી ૬૦, વાઘરી ૩૫, મદ્રાસી ૩૨, માંગ ૧૮, ઠાકોર ૧૬, તેલુગુ ૧૫, બ્રાહ્મણ ૧૫, આહીર ૧૪, ચમાર ૧૩, પરદેશી ૧૨, કોળી ૧૧, પઠાણ ૯, ઘાટી ૮ અને બીજી ન્યાતોના બીજા ૩૧ જણ છે.

મરાઠા મુલકમાંથી ભીખારીઓની સર્વેથી વધુ સંખ્યા જોવામાં આવે છે. તેનો સબબ સને ૧૯૨૧ માં તે તરફ ચાલેલા દુકાળનો છે. તે વેળાએ આ શહેરમાં કામ શોધવા આવેલાઓ સાથે લંગડાં, લૂલાં, આંધળાં વગેરે પણ આવ્યાં હતાં. કેટલાંક આખાં કુટુંબો આવ્યાં હતાં, જેમાં કેટલાક દાખલાઓમાં માબાપ આંધળાં હતાં, અને તેઓનાં પાંચ છ નાનાં છોકરાં હતાં.

ઘણા ઇસ્લામીઓ મુંબઇમાં ઉત્તરહિંદથી આવે છે, પણ ઘણા દાખલાઓમાં તેઓ લાંબા વખત સુધી પ્રથમ મુંબઇમાં ધંધો કરે છે.

છાવણીમાં તદ્દન લાચારોને દાખલ કરવામાં આવે છે, જે નીચલા આંકડા ઉપરથી જોવામાં આવશે. દાખલ કરવામાં આવેલાઓમાંથી ૨૩૭ આંધળા, ૧૮૮ લંગડા, ૩૯૦ બીમાર, ૩૦ નબળાં ભેજાંના અને ૫ મુંગાબહેરા હતા; જ્યારે ૧૬ વરસની અંદરના છોકરા ૩૨૪ હતા.

ભીખારીઓમાં ઘણીખરી બીમારી પૂરતા ખોરાકની ગેરહાજરી અને ખુલ્લામાં રખડવાને પરિણામે લાગુ પડે છે. તેમાંના સેંકડે ૫૦ ટકા સાજા થઇને પોતાના મિત્રોને ત્યાં અથવા તો પોતાને વતન જાય છે; જ્યારે મોટો ભાગ કાયમનો અશક્ત હોય છે.

મુક્તિફોજના આસામીઓ મહોલ્લે મહોલ્લે ફરી ભીખારીઓને સમજાવીને છાવણીમાં લાવે છે. કોઈ પણ ભીખારીને તેની મરજી વગર જબરીથી છાવણીમાં મોકલવામાં આવતો નથી.

ભીખારીઓને નિયમિત ખોરાક આપવામાં આવે છેઃ–સવારે ૭ વાગતે ચા, બપોરે ૧૧ વાગતે કઢી–ચાવલ; સાંજે ૭ વાગતે ચાવલ, દાળ અને રોટલી તથા જેઓ માગે તેમને અઠવાડિયામાં બે વાર માંસ આપવામાં આવે છે. બને ત્યાંસુધી રોટલી વગેરે બના-

વવામાં ભીખારીઓ પોતે બાવરચીને મદદ કરે છે. છાવણીમાં બે વોર્ડ સ્ત્રીઓ માટે અલાહેદા રાખવામાં આવ્યા છે. આ છાવણીમાં એકી વેળા આશરે અઢીસો ભીખારીઓ રહે છે.

ભીખારીઓની તબીબી સારવાર ઉપર પહેલું ધ્યાન આપવામાં આવે છે.

છાવણીનો લાભ ફક્ત અશક્ત ભીખારીઓને આપવામાં આવે છે, જેથી તેઓ પાસેથી ફતેહમંદીથી કામ લઇ શકાય એમ નથી; તે છતાં કેટલાકો ખુરશીને નેતર ભરવા જેવાં કામ કરે છે, પણ છાવણી વસ્તીથી દૂર આવ્યાથી એવાં કામ ઝાઝાં મળતાં નથી. તેને વણતાં શીખવવા માટે બે શાળો પણ રાખવામાં આવી છે અને તેમાં વધારો કરવાનો ઇરાદો રાખવામાં આવ્યો છે. વળી ઘણાઓ ખાલી જમીન ઉપર ખેતીનું કામ ખુશીથી કરે છે. આ છાવણી ઉપર મુક્તિફોજ દેખરેખ રાખે છે.

ભીખારીની નીભાવણી ઉપર માસિક રૂપિયા દશનો ખર્ચ આવે છે. ભીખારીઓને મદદ કરનારી મંડળી, ભીખારીઓની કાયમની છાવણી વધારે સારા પાયા ઉપર ખોલવાની અને પાંચસો ભીખારીઓને નીભાવવાની ખાહેશ રાખે છે, જેથી મંડળી કૉરપોરેશન પાસેથી વધુ ગ્રાન્ટની મદદ માગે છે. કૉરપોરેશને ૧૯૨૨ ના વરસ માટે માસિક રૂપિયા દોઢ હજારની ગ્રાન્ટની બહાલી આપી હતી.

# ૪૩–કેવો ગૃહસ્થાશ્રમ ધન્ય છે ?

प्रेयो मित्रं बन्धुता वा समग्रा
सर्वे कामाः शेवधि जीवितं च
स्त्रीणां भर्ता धर्मदाराश्च पुंसाम् ॥ भवभूति ॥

"ધર્મપત્ની, પતિનો સર્વથા વધારે મિત્ર છે, સર્વ સગપણનો સરવાળો છે, સર્વ ઇચ્છાઓનું સ્વરૂપ અને સર્વ ભંડાર છે, ને પતિનું જીવન છે."

**મંદાક્રાંતા**

ચાલી ચાલી પગ રહી ગયા, થાકીને લોથ પોથ,
ધાર્યું લેવા, નજીક દીસતા ગામમાં આજ ઓથ;
રાત્રિ વીતી ગઇ હતી અને ઉગતું'તું સવાર,
ક્યાંથી આવે કવખત મળે આશરો આપનાર. ૧
પેઠો એવી ફીકર કરતો ગામ ભાગોળમાં હું,
રસ્તે પ્હેલાં પડયું ન નજરે બારણું કોઈ ખુલ્લું;
આઘે જાતાં ઘર નનકડું એક ખુલ્લું જણાયું,
ચોખ્ખું સાદું, કંઈ ગરીબડું, તોય લાગ્યું મજાનું. ૨

ધારી હિંદુ ઘર સુજનનું બારણામાં ગયો હું,
નાનું ચોખ્ખું રમણિક ફળી, જોઇ રાજી થયો હું;
જાઈ જુઇ, સરસ ફૂલની વેલ ઉંચે ચઢેલ,
પૂજા માટે વળી તુલસીના છોડવાઓ ઉગેલ. ૩
બેઠો દીઠો, નજર કરતાં આસને શુદ્ધ વસ્ત્રે,
આધે પૂજા, પુરુષ કરતો દેવની એક ચિત્તે;
દેખી ત્યાં મેં નજીક ગૃહિણી પુષ્પ લઇને ઉભેલી,
જાણે લક્ષ્મી, નિજ ઘર તજી આવી આંહી વસેલી. ૪
પ્હેર્યાં ચોખ્ખાં ચળક લૂગડાં સાવ સાદાં શરીરે,
વેણી ગુંથી હતી સુરસને કેશ ઓળ્યા સુરીતે;
કીધેલી શી કુમકુમતણી આડ ઝીણી કપાળે,
તેની વચ્ચે ટીપકી ઝીણી કૈં ઑર શોભા વધારે. ૫

વસંતતિલકા

મૂક્યાં સુગંધી ફૂલડાં પતિ હાથ માંહી,
ચાલી ધીરેથી કરવા ઘર કામ કાંઇ;
મારાભણી નજર ગૈ, ધણિ ધ્યાનમાં છે,
જાણી-કહ્યું વિનયથી હળવેથી સ્ત્રીએ. ૬

શાર્દૂલ

"આવો ભાઈ" કહી સુઆસન મને, આપ્યું વળી બેસવા,
ઠંડુ પાણી ભરેલ પ્યાલુ ઉજળું, લાવી મૂક્યું પાસમાં;
દેખી ચંચલતા સુણી વચન એ, નિર્દોષ મીઠાં મને,
લાગેલો શ્રમ રાત્રિનો ઉતરિયો, શાંતિ થઈ અંતરે. ૭
બેસી સ્વસ્થ થઇ કરી નજર મેં, ચારે ખૂણાઓ મહિં,
મેલાં ચીંથરડાં તણા અહિં તહિં, ઢગ્લા જણાયા નહિં;
માંજેલાં સહુ વાસણો ચળકતાં, સ્થાને* પડયાં'તાં બધાં,
સાદાં વસ્ત્ર પવિત્ર વર્ગણી પરે, દૂરે સુકાતાં હતાં. ૮
સામી ભીંત પરે હતી લટકતી, નાની છબીઓ ઘણી,
સાવિત્રી ઉતરા સીતા અનસૂયા, કુંતા સતીઓ તણી;
સારાં પુસ્તક ને સુરાચરચિલાં, શું ગોઠવેલાં અહા !
નીતિ ધર્મ ગૃહસ્થની ફરજનાં, વાકયો લખેલાં હતાં. ૯
પૂજા પૂરી થયા પછી ઘરધણી, મારી કને આવીઓ,
માયાળુ વચનો કહી ફૂલવડે, સત્કાર મારો કર્યો;
પૂછી કુશળતા પછી મીઠી મીઠી, આનંદ વાતે ભળી,
સ્નાનાદિ ખટ નિત્ય કર્મ કરીને, પ્રીતે જમાડયો વળી. ૧૦

અનુષ્ટુપ

વિસામો ઘડી બે લેવા, આડે પડખે હું થયો;

* યોગ્ય ઠેકાણે

જરા ઉંઘી ઉઠી સુણ્યું, કે નજીકના ઓરડે. ૧૧

(એ ગૃહિણી વિજયા મીઠે કંઠે ધીરે ધીરે ગાય છે અને બીજી સ્ત્રીઓ સાંભળે છે, ગાય છે અને મનમાં ઉતારે છેઃ– )

ધોળ

" બહેન ! જન્મ લઇને સંસારમાં,—
નિજ ધર્મ પૂરો ન પળાય,—જીવ્યું તો શા કામનું? ૧૨
બહેન ! નારી જનમને પામીને,
ખાલી ખાધેપીધે જો મણાય,—જીવ્યું તો શા કામનું? ૧૩
બહેન ! સાચું સગું આ સંસારમાં,
માત્ર સ્વામીએ જો ન જણાય,—જીવ્યું તો શા કામનું? ૧૪
બહેન ! સ્વામીને ઈશ્વર જાણીને,
પ્રીતે પૂજન તેનું ન થાય,—જીવ્યું તો શા કામનું? ૧૫
બહેન ! જપ તપ વ્રત ઘણાં કરે,
પતિવ્રત પૂરું ન પળાય,—જીવ્યું તો શા કામનું? ૧૬
બહેન ! વિદ્યા ભણી ધર્મ પાળીને,
નહિ સ્વામીને રાજી રખાય,—જીવ્યું તો શા કામનું? ૧૭
બહેન ! સ્વામીની સેવાએ મોક્ષ છે,
એવું અંતરમાં ન મનાય,—જીવ્યું તો શા કામનું? ૧૮
બહેન ! ગૃહિણી થઇને ન જાણીયું,
ઘરકામ શું ? ને કેમ થાય,—જીવ્યું તો શા કામનું? ૧૯

ધોળ

સખિ ! ઉઠી પ્રભાતના પો'રમાં,
નિત્ય કરીએ પતિને પ્રણામ, પછી બીજું કામ—
પતિવ્રત પાળીએ. ૨૦
સખિ ! દાતણ પાણી કર્યા પછી,
વાળી ચોળીએ ઘરને હંમેશ, ગંદુ નહિ લેશ—પતિ૦ ૨૧
સખિ ! ચોખ્ખું ચણક ઘર જેહનું,
તેમાં લક્ષ્મી કરે જઇ વાસ, દારિદ્રનો નાશ—પતિ૦ ૨૨
સખિ ! કેશ સુરીતથી બાંધીએ,
સ્નાન કરીએ પ્હેરીને ચીર, ન નગ્ન શરીર—પતિ૦ ૨૩
સખિ ! વસ્ત્ર પવિત્રને પહેરીએ,
કરી કુમકુમ ચિહ્ન લલાટ, સૌભાગ્યને માટ—પતિ૦ ૨૪
સખિ ! દાતણ ને જળ રાખીએ,
પતિ ઉઠે ત્યારે તૈયાર, લાગે નહિ વાર—પતિ૦ ૨૫
પછી તેલ ચોળી નવરાવીએ,
આપી વસ્ત્ર પે'રવા પવિત્ર, ન મેલાં ખચીત—પતિ૦ ૨૬
પૂજા માટે સુપાત્રને રાખવાં,

થાય એટલે રોગી કહેશે 'અરે, દેશી દવામાં ફાયદોજ નહિ.' અમે ઇચ્છીએ છીએ કે, દેશની ઉન્નતિ અને દેશી વૈદોની પણ ઉન્નતિ માટે, જાણકાર ગૃહસ્થો આવી હજારો જાતની ભેળસેળ ખુલ્લી પાડશે તો એક મહદુપકાર કર્યા જેવું થશે. ખાપરિયા, બરાસ, કસ્તૂરી, શિલાજિત, અંબર, લોબાન, એલચી, રૂમી મસ્તકી, જાયફળ અને એવીજ બીજી અનેક દવાઓમાં અનેક પ્રકારની ભેળસેળ થાય છે. જાયફલાદિ બનાવટી આવે છે. કેટલીક દેશી દવાઓને બદલે વૈદો સુદ્ધાં વિલાયતી વસ્તુ લઇ તેને દેશીને નામે વેચે છે! અમે ઇચ્છીએ છીએ કે, એ બધાંનું પોકળ ખુલ્લું થાય, જેથી નવીન થનાર વૈદો અથવા ઘરગથ્થુ દવા કરનારાઓ ચેતીને રહે અને લોકોને એ પણ જણાય કે, આવા દગાથી જો લોકો પૈસા લઇ શકે છે તો હુન્નરથી અને સચ્ચાઇથી પાશ્ચાત્યોની માફક વેપાર કરે તો શા માટે ન કમાય?

વળી આ પરથી લેખકના મનમાં એક પ્રશ્ન ઉપસ્થિત થાય છે કે, શું આવા પાપથી કમાયલા લાખો રૂપિયામાંથી સો બસો રૂપિયા દાન આપવાથી તે બધાનું પાપ ધોવાઈ જાય છે? અમે નથી ધારતા કે તેમ થતું હોય, પણ એ વેપારીઓ પોતાનો પરલોક સુધારવા સારૂ એ બાબત પોતાના પંડિતો, ગુરુઓ કે આચાર્યોને પૂછે તો સારૂં. આ એક વખતસરની સૂચના છે.

## લવંગ

હિંગની બનાવટ આપણે આગળ જોઈ ગયા. હવે લવંગની જોઇએ. 'જંગબારી' અને 'ફ્રેમ્બો' એ બે જાત લવંગમાં આવે છે. ઉંચામાં હલકા માલની ભેળસેળ થાય તે તો ઠીક, પણ બીજી ભેળસેળ બેઉમાં શેની કરવામાં આવે છે તેની આપણે તપાસ કરીએ.

લવંગની દાંડી કે જેને 'દાંડી' કહેવામાં આવે છે તેની જે ભેળસેળ થાય છે તે સિવાય બીજી જે ભેળસેળ થાય છે તે અર્ક કાઢી લીધેલા લવંગની કે જે વિલાયતથી અર્ક કઢાઇ રહ્યા બાદ આવે છે અને તેથીજ જેને 'વિલાયતી' લવંગ કહેવામાં આવે છે.

આ વિલાયતી લવંગની સેંકડો ગુણો આયાત થાય છે. તેની ભેળસેળ કરવા પહેલાં તેને રંગવામાં આવે છે અને તે રંગ ઝેરી હોય કે ગમે તેવું હોય તેની વેપારીને જરાપણ પરવા હોતી નથી. સાધારણ રીતે તેને લાલ, કાળો યા તપખીરિયો રંગ ચઢાવવામાં આવે છે. તપખીરિયો રંગ વધુ નુકસાનકારક હોય છે.

કાળા, લાલ અને બ્રાઉન રંગની ભૂકીને પાણીમાં ઉકાળી, તેમાં વધુ જોઈતુ પાણી મેળવી, લવંગ (વિલાયતીમાં) ઉપર છાંટવામાં આવે છે. બરાબર રીતે બધે સરખો રંગ લાગે તેવી રીતે ઘાટણો તેને ચોળે છે. બાદ જરા છાંયડામાં સૂકવી, ગુણોમાં ભરી દેવામાં

આવે છે, કે જેથી તેનું વજન પણ ઘટે નહિ.

બાદ તેને જરૂર હોય તો તેલ દેવામાં આવે છે. ઘણું ખરું કાળા રંગ પર, અથવા જે લવંગને રંગવાં ન હોય તેની ઉપર તો ખાસ તેલનો હાથ દેવામાં આવે છે, કે જેથી તે ચકચકતાં દેખાય.

આવાં લવંગ, છૂટક જે લવંગ આપણે પાઇ પૈસાનાં લાવીએ છીએ તેમાં જરૂર આવે છે. ઘણી વખતે 'લવંગ તીખાં નથી' એવી ઘણાકો ફરિયાદ કરે છે, પણ તેનું મૂળ કારણ તો તેમાંથી અર્ક બિલકુલ કાઢી લીધેલો હોય છે તેજ છે. ગરમી લાવવા યા બીજાં કોઈ કારણથી લવંગનો ઉપયોગ કરવા ઇચ્છા રાખી હોય તો તે આ મુજબ સફળ થાય છે! બંદરના કેટલાક વેપારીઓનો તેને સારૂ ઉપકાર માનવો જોઇએ!

(આશ્વિન, કાર્તિક-દયાબ્દ ૧૦૭ ના ''ટીકાકાર''માં લેખક શ્રી. 'સત્ય')

# ૫૬–टर्पेन्टाइन तेलना फायदा

સામાન્ય રીતે તો ટર્પેન્ટાઇન તેલ રંગવાના, પૉલિશ-ચળકાટ કરવાના વગેરે અનેક કામમાં આવે છે; પરંતુ રોજના ઘરગતુ કામમાં પણ તેની ઉપયોગિતા ઓછી નથી. વાસ્તવમાં એ એક ઘણીજ ઉપકારક વસ્તુ છે. દવામાં, મચ્છરોથી બચવા માટે, હવા શુદ્ધ કરવા માટે તથા કપડાં વગેરેની સફાઇમાં તેનો બહુ સારો ઉપયોગ થઈ શકે છે. તેની ઉપયોગિતા વિચારીને તેના ફાયદા તથા તેના ઉપયોગની વિધિ અત્રે રજુ કરીએ છીએ.

**દવાતરીકેના ઉપયોગ**

૧–પેટમાં દર્દ થતું હોય તો એક ચમચો વરિયાળીના અર્કમાં બાળકો માટે એકથી દોઢ ટીપું અને યુવાનને માટે બેથી ચાર ટીપાં પાવાથી પેટનું દર્દ તરતજ મટી જાય છે.

૨–દાઝયા ઉપર ટર્પેન્ટાઇનમાં ભીંજવેલું રૂ મૂકવાથી આરામ થાય છે.

૩–કપાયલા ભાગ ઉપર ટર્પેન્ટાઇનની પટ્ટી બાંધવાથી તરતજ આરામ થાય છે.

૪–કોઇ અંગ કપાયું હોય અને લોહી નીકળ્યા કરતું હોય તો ટર્પેન્ટાઇન લગાવવાથી લોહી નીકળતું બંધ થાય છે.

૫–ફટકો લાગ્યા ઉપર અથવા દુખતા ભાગ ઉપર ટર્પેન્ટાઇનનું માલીસ કરવાથી બહુ ફાયદો થાય છે.

૬–બરો, વિંછી વગેરે ઝેરી જંતુઓ ડંખે ત્યારે ટર્પેન્ટાઇન લગાવવાથી જલદી આરામ થાય છે.

૭–ચોમાસામાં થતા ખીલ ઉપર ટર્પેન્ટાઇનની પટ્ટી બાંધવાથી સારો ફાયદો થાય છે.

૮–દાદર ઉપર દિવસમાં બે ત્રણ વાર ટર્પેન્ટાઇન લગાવવાથી થોડા દિવસોમાં આરામ થઇ જાય છે.

૯–ચૂંટ (ખુજલી) વલૂર ઉપર ટર્પેન્ટાઇન ચોળવાથી ફાયદો થાય છે.

૧૦–પેટ ફૂલે ત્યારે હાથથી ધીમે ધીમે પેટ ઉપર ટર્પેન્ટાઇન ચોળવું. આથી બહુ ફાયદો થશે.

**મચ્છરોથી બચવા માટેઃ**—સૂતી વખતે ટર્પેન્ટાઇનનાં કેટલાંક ટીપાં પથારીમાં છાંટવાથી મચ્છર દૂર ભાગે છે. આ રીત પસંદ ન હોય તો નવટાંક તેલમાં એક તોલો ટર્પેન્ટાઇન ભેળવીને શરીર ઉપર માલીસ કરવાથી મચ્છર દૂર ભાગે છે.

**વાયુશુદ્ધિ માટેઃ**–કૉલેરા, પ્લેગ, મોસમી તાવ, ઇન્ફ્લુએન્ઝા વગેરે બિમારીઓમાં એક રતલ હવનસામગ્રી સાથે એક અધોળ ટર્પેન્ટાઇન અને ૭ માસા કપૂર ભેળવી હવન કરવાથી બિમારીના જંતુઓનો નાશ થાય છે.

**શૃંગારતરીકેઃ**–(૧) મોં ઉપરના કરોળિયા તથા યુવાવસ્થાના ખીલ ઉપર સ્નાન પહેલાં બે ચાર મિનિટ સુધી ટર્પેન્ટાઇન લગાવીને મોં ધોતા રહેવાથી ઠીક ફાયદો થાય છે. (૨) વરસાદ અને ગરમીને લીધે શરીર ઉપર નાની મોટી ફોલ્લીઓ થાય છે તે ઉપર ચાર પાંચ મિનિટ ટર્પેન્ટાઇન લગાવીને તે ભાગ ધોઈ નાખવાથી જલદી ફાયદો થાય છે. (૩) નખ વગેરેને ચમકદાર બનાવવા માટે ટર્પેન્ટાઇન બે મિનિટ સુધી લગાવી રાખ્યા પછી ધોઈ નાખવાથી બહુ ફાયદો થાય છે. આ ક્રિયા અઠવાડિયામાં એક વાર કરવી જોઇએ.

**કપડાંની સફાઇ માટેઃ**–(૧) મલમલ, સૂતરાઉ, રેશમી કે ગરમ કપડાં ઉપર ડાઘા પડી ગયા હોય તો તેના ઉપર ટર્પેન્ટાઈન લગાવવાથી ડાઘા સાફ થઇ જાય છે. યાદ રાખવું કે, ટર્પેન્ટાઈનથી તે કપડાંના રંગ ઉપર જરા પણ ખરાબ અસર થતી નથી. (૨) એક ગેલન સાબુના પાણીમાં બે ઔંસ (બે અધોળ) ટર્પેન્ટાઇન ભેળવવું. એ પાણીમાં મેલું કપડું એક કલાક રાખવું. પછી તે કપડાને ધોઇ નાખવાથી મેલું કપડું તદ્દન સાફ થઈ જશે.

---

**બીજા કેટલાક પ્રયોગોઃ**—(૧) રેશમી કપડાં ધોતી વખતે પાણીમાં થોડું લિંબુ નીચોવવું જોઇએ. આથી રંગ પાકોજ રહેશે અને કપડાં પણ મુલાયમ રહેશે. (૨) પહાડી બકરીના ચામડાને સાફ કરવું હોય તથા તેનો રંગ કાયમ રાખવો હોય તો તેને એવા પાણીમાં ધોવું જોઇએ, કે જેમાં આખી રાત લિંબુનાં છોડાં નાખેલાં

હોય. (૩) આંગળીઓ ઉપર શાહીના ડાઘ લાગ્યા હોય તો લિંબુના રસથી ધોવાઇ જાય છે. (૪) આંગળીઓના નખ ખરાબ થઇ ગયા હોય અને તે ઉખડી જવાનો ડર હોય તો જેતુનના તેલથી ભીંજવવાથી ફાયદો થાય છે. (૫) અસલ અથવા નકલી રેશમી કાપડ અથવા મોજાં ધોવાં હોય તો છેલ્લી વારે ધોવાના પાણીમાં બે ચાર ટીપાં મેથિલેટેડ સ્પિરિટનાં નાખવાથી, અસ્ત્રી કર્યા પછી કપડાં નવાંની પેઠે ચમકવા લાગશે. (૬) ધોવાના પાણીમાં લિંબુનો એકાદ ટુકડો નીચોવવાથી કાંદા વગેરેની ગંધવાળાં કપડાં તદ્દન સાફ થઇ જાય છે. (૭) એક ગ્લાસ ગરમ પાણીમાં થોડોક સોડા બાયકાર્બ લેવાથી જલદી ઉંઘ આવે છે. (૮) ભાત, દાળ કે શાક વગેરે રાંધેલાં વાસણો સાફ કરવાનાં હોય તો તેમને પ્રથમ ઠંડા પાણીમાં ડૂબાડવાં જોઇએ અને જો તેલ, ઘી વગેરેવાળાં ચીકણાં વાસણ ધોવાં હોય તો સોડા નાખેલા ગરમ પાણીમાં ડૂબાડવાં જોઇએ. આવાં વાસણ રાખોડીથી પણ સાફ થાય છે. (૯) ઘણી વાર રસોઇ કરતાં અસાવધાનીથી હાથપગે દઝાઈ જવાય છે અને બહુ પીડા થાય છે; એવી સ્થિતિમાં દાઝેલા ભાગ ઉપર જેતુનનું તેલ લગાડવાથી આરામ થાય છે. તલનું તેલ પણ સારો ફાયદો કરે છે. (૧૦) એલ્યુમીનિયમ અથવા ટીનનાં વાસણ ઉપર ડાઘા પડયા હોય તો મીઠું ઘસવાથી જતા રહે છે. (૧૧) રસોઈ બનાવતાં ભાત કે દાળમાં બહુ ઉભરો આવતો હોય તો તેમાં થોડું ઘી કે તેલ નાખવાથી ઉભરો બંધ થઇ જાય છે. (૧૨) ટેબલ ઉપર પડેલા શાહીના ડાઘ મીઠાના પાણીવાળું કપડું ઘસવાથી સાફ થાય છે.

('ચાંદ'માં લેખિકાઃ–સ્વ. મિસિસ જે. બી. ખોસલા)



# ૫૭–शक्तिनो कुदरती खजानो

મનુષ્યના જીવનનો આધાર ત્રણ વસ્તુઓ ઉપર છેઃ–પવન, પાણી અને અન્ન. એજ ત્રણ વસ્તુઓમાં તેના પ્રાણ રહેલા છે. આ વસ્તુઓમાંથી જીવનશક્તિ મેળવીને મનુષ્ય બળવાન અને નિરોગી થઈ શકે છે; પરંતુ દિલગીરીની વાત એ છે કે, આ શક્તિને પ્રાપ્ત કરવાની યથાર્થ વિધિનું જ્ઞાન બહુ ઓછા માણસોને હોય છે. આજકાલના વૈદ્ય અને ડૉકટરો પણ રોગીઓને હરતાં ફરતાં ઔષધાલયો બનાવવાનોજ પ્રયત્ન કરે છે; પરંતુ કુદરતના અનંત ભંડારમાંથી બળ અને આરોગ્ય પ્રાપ્ત કરવાની વિધિ તેમને નથી બતાવતા. લાહોર મૅડિકલ કૉલેજના પ્રિન્સિપાલ ડૉકટર સદરલૅંડ કહે છે કે, બળવાન થવાને માટે દવાઓનું સેવન કરવું એ એક ભારે ભૂલ છે. કેમકે શકિત તો ભોજનાલયમાંથી મળે છે, નહિ કે દવાવાળાની દુકાનેથી.

જ્યારે મનુષ્ય કુદરતના ખોળામાં ખેલતો હતો, જ્યારે તેનું જીવન આટલું બધું જટિલ અને અસ્વાભાવિક ન હતું, ત્યારે તે નૈસર્ગિક રહસ્યોને આજના કરતાં વિશેષ સમજતો હતો. તે દવાઓ ઉપર આધાર નહિ રાખતાં કુદરતમાંથીજ શકિતસંચય કરવાનો પ્રયત્ન કરતો હતો. પ્રાણાયામ, જળચિકિત્સા, દુગ્ધચિકિત્સા, ઉપવાસચિકિત્સા અને સૂર્યચિકિત્સા વગેરે બાબતો તેજ યુગની શોધખોળ છે. પવન, પાણી અને અન્ન, એ પરમેશ્વરની અનંત શક્તિના ભંડાર છે. તેમાં કોઈ પણ પ્રકારનો બગાડ થતાં જગતમાં ભારે ઉપદ્રવ જાગે છે; તેથીજ એ ત્રણેની પવિત્રતા ઉપર ભાર મૂકવામાં આવે છે. પ્રાચીન ગુરુઓ પોતાના શિષ્યોને કુદરતના અનંત ભંડારમાંથી શક્તિ પ્રાપ્ત કરવાની વિધિઓનું જ્ઞાન આપ્યા કરતા હતા. તે વખતે દવા–દારૂ ઉપર આટલું જોર દેવાતું નહિ; તેથી લોકોનું સ્વાસ્થ્ય પણ વર્તમાન સમય કરતાં કેટલુંય વધારે સારું હતું.

પ્રથમ આપણે પવનને લઇએ. પાણી અને અન્ન વિના તો માણસ થોડી વાર પણ જીવી શકે છે, પરંતુ પવન વિના તો તે ક્ષણવાર પણ જીવી શકતો નથી. ભૌતિક વિજ્ઞાન કહે છે કે, પવન એ બે જાતના વાયુઓ–ઑકિસજન અને નાઇટ્રોજન–નું રાસાયનિક મિશ્રણ છે. ઑકિસજન આપણા શરીરમાં દાખલ થઇને મળની શુદ્ધિ કરે છે. એજ જીવનનો આધાર છે; પરંતુ એટલેથીજ કંઇ પતતું નથી. પવનમાં ઉપલા બે વાયુઓ ઉપરાંત પણ કોઇએક ચીજ એવી પણ છે કે જેને ભૌતિક વિજ્ઞાન જોઇ શકતું નથી–જેનો રાસાયનિક પૃથક્કરણદ્વારા પત્તોજ લાગતો નથી. એજ અગમ્ય અને અગોચર ચીજ ઉપર પ્રાણીઓના જીવનનો આધાર છે. અમારું

આ કથન નિરાધાર નથી. પવનમાં ઓક્સિજન અને નાઇટ્રોજન જે પ્રમાણમાં ભળેલા છે તેટલાજ પ્રમાણમાં તેમને મેળવીને કૃત્રિમ રીતે પવન તૈયાર કરવામાં આવે અને તેમાં દેડકું, ઉંદર કે બીજા કોઇ પણ પ્રાણીને રાખવામાં આવે તો તે તરતજ મરી જાય છે. આથી સ્પષ્ટ થાય છે કે, નૈસર્ગિક વાયુમાં કોઇ એક એવી અગોચર વસ્તુ છે, કે જેના ઉપર જીવનનો આધાર છે. જો તેમ ન હોત તો કૃત્રિમ વાયુમાં પણ નૈસર્ગિક વાયુની પેઠેજ પ્રાણીઓ જીવી શકત.

આ સમસ્ત વાયુમંડળ એ જીવનશક્તિથી ભરપૂર છે. તેમાંથી પોતાને માટે આ શકિતને ગ્રહણ કરવાનો એકજ ઉપાય છે અને તે એ કે, બની શકે તેટલા વધારેમાં વધારે પ્રમાણમાં ખુલ્લા શુદ્ધ વાયુને આપણા શરીરમાં દાખલ કરવો. તેને માટે પ્રાણાયામની આવશ્યકતા છે. પ્રાણાયામને નામે અમે કોઈ લાંબી ચોડી ગુંચવણ-ભરી ક્રિયા દર્શાવવા નથી ઇચ્છતા. તેની એક સરળ વિધિ નીચે પ્રમાણે છે:—

કોઇ ખુલ્લા સ્થાનમાં—જ્યાંની હવા તદ્દન શુદ્ધ હોય—જ્યાં ધૂળ, ધૂમાડો અને દુર્ગંધ જરા પણ ન હોય ત્યાં સવારે કે સાંજે જઇને ટટ્ટાર સીધા ઉભા રહો. આ વખતે તમારૂં પેટ ભરેલું ન હોવું જોઇએ. બન્ને હાથ બંને બાજુ કમ્મર ઉપર, અંગુઠા પીઠ તરફ અને ચારે આંગળાં પેટ તરફ રાખો. માથું અને કરોડરજ્જુ સમ-રેખામાં, ખભા પાછલી તરફ ખસેલા અને છાતી આગલી તરફ ખેંચેલી હોવી જોઇએ. હવે મોં બંધ કરીને નાકવડે ધીમે ધીમે ઉંડા શ્વાસ લઇ શુદ્ધ વાયુવડે ફેફસાંને ભરો; અને તે એટલે સુધી કે પાંસળીઓ બહારની બાજુએ ફૂલેલી દેખાઇ આવે, અને છાતીનો ઉપલો ભાગ તેમજ ખભાની નીચેનો ભાગ—પણ બરાબર ફૂલે. હવે જેટલી વાર સુગમતાપૂર્વક રોકી શકાય તેટલી વાર શ્વાસને અંદરજ રોકી રાખો. ત્યારપછી જે પ્રમાણે ધીમે ધીમે શ્વાસ ભર્યો હતો તેજ પ્રમાણે ધીરે ધીરે તેને બહાર કાઢો. બહુ વારસુધી શ્વાસને અંદર રોકવાનો પ્રયત્ન કરવો યોગ્ય નથી. શ્વાસ બરાબર બહાર નીકળી ગયા પછી તેને શકિત પ્રમાણે બહારજ રોકો. પછી પહેલાંની પેઠે ધીરે ધીરે અંદર દાખલ કરીને ફેફસાંને ભરો. આ અભ્યાસ ત્રણ વારથી શરૂ કરીને બહુ ધીમે ધીમે વધારવો જોઇએ. બહુ ઉતાવળ કરવાથી નુકસાન થવાનો ભય છે. અંદર શ્વાસ ભરતી વખતે તમારા મનમાં એવી ધારણા હોવી જોઇએ કે હું મારામાં જીવનશકિત ભરી રહ્યો છું. મારા સૌ રોગ દૂર થઇને મારામાં નવજીવનનો સંચાર થઈ રહ્યો છે. આ ભાવનાનો સ્વાસ્થ્ય ઉપર બહુ ઉત્તમ પ્રભાવ પડે છે.

મનુષ્યના શરીરમાં શકિતનાં કેટલાંય કેન્દ્ર છે અને તે નાડીઓનાં

ચક્ર છે. તેમને જાગ્રત કરવાથી શરીરમાં શક્તિનો સંચાર થાય છે. આમાંના એક કેન્દ્રનું નામ મણિપુરચક્ર છે. તે છાતીને પેટથી જૂદી પાડનારા પડદા (ડાયાફ્રામ)ની નીચે-જ્યાં છાતીની પાંસળીઓ જમણી અને ડાબી બાજુએ એકબીજાથી જૂદી પડે છે ત્યાં-છે. ઉપરોક્ત વિધિ પ્રમાણે પ્રાણાયામ-ઉંડા શ્વાસ લેવાનો અભ્યાસ-કરતી વખતે આ ચક્ર ઉપર માનસિક દબાણ કરવાથી અને પેટને ગતિમાન કરીને ચક્રને હલાવવાથી તે ઉત્તેજિત થાય છે. આ ચક્રને જાગ્રત કરવા માટે કેટલોક સમય અભ્યાસ કરવાની જરૂર છે.

આજ જાતનું એક બીજું ચક્ર ગુદાના મૂળમાં છે. કરોડરજ્જુનું હાડકું નીચેની તરફ જ્યાં પૂરું થાય છે ત્યાં એક નાનો ખાડો છે. તેમાં કરોડરજ્જુની નાનીશી નસ બહારની બાજુએ નીકળેલી છે. કેટલાક લોકો તેને મનુષ્યના પૂછડાનો અવશેષ પણ માને છે. બસ, ત્યાંજ આ ચક્ર આવેલું છે. આ ચક્રને જાગ્રત કરવાની વિધિ એ છે કે, ઉભા રહીને અથવા બેસીને પહેલાં કહેવાયલી વિધિ પ્રમાણે પ્રાણાયામ કરવા અને સાથે સાથે આ ચક્રને ધીરે ધીરે હાથવડે દબાવવું. આથી શરીરમાં એક પ્રકારનો સુખકારક અનુભવ અથવા ઝણઝણાટ જેવું થશે. વીર્યરક્ષાને માટે આ અભ્યાસ બહુ ફાયદાકારક છે.

ત્રીજું નાડીચક્ર ગરદનના મૂળમાં છે. જ્યાં માથાને ગર્દન સાથે મેળાપ થાય છે ત્યાં એક નાનકડા કૂવા જેવું છે. તેમાંજ આ ચક્ર આવેલું છે. પલાંઠી વાળીને બેસો અને માથાની ખોપરી તથા મેરુદંડને સમરેખામાં રાખો. માથું આગળ ઝૂકતું અને ગરદન પાછળ નીકળેલી ના જોઇએ. પછી ઉંડા શ્વાસ લેવાનો અભ્યાસ કરો. આ ક્રિયા કરતાં કરતાં તમારી બંને હથેળીઓને ચક્રના સ્થાને રાખીને સહેજ દબાવો. આપને એક ખાસ પ્રકારના સુખનો અનુભવ થશે. મગજનો બધોય થાક ઉતરી જશે. મગજનું કાર્ય કરનારાઓને માટે આ અભ્યાસ બહુ ફાયદાકારક જણાશે.

મનુષ્યનું શરીર એક પ્રકારની વિજળીની બેટરી જેવું છે. માથાની ખોપરી એ તેનો ધનાત્મક ધ્રુવ (પોઝિટિવ પોલ) અને પગનાં તળિયાં ઋણાત્મક ધ્રુવ ( નેગેટિવ પોલ ) છે. ખોપરીમાંથી ઉપસી આવેલ શિખાસ્થાનદ્વારા આપણાં શરીર વાયુમંડળમાંથી જીવન-શક્તિ ગ્રહણ કરે છે અને પગનાં તળીઆંને રસ્તે તેના મેલને બહાર કાઢે છે. આજ કારણથી પગનાં તળીઆંમાં સુડદાલ માંસજ હોય છે. આથી પગને હમેશાં ધોઇને સાફ રાખવા જોઇએ, કે જેથી મેલ નીકળવામાં કંઇ અટકાવ થાય નહિ. ખોપરીને પણ આંગળીઓનાં ટેરવાંવડે ધીમે ધીમે મસળવી જોઇએ. આથી કરીને માથામાં એકઠો થયેલો મેલ દૂર થઇને શક્તિને અંદર ગ્રહણ કરવાનો રસ્તો ખુલ્લો થઇ જાય છે.

જીવનશક્તિનો બીજો ભંડાર શુદ્ધ જળ છે. હાઇડ્રોજન અને ઑક્સિજનને વિજળીદ્વારા એકત્ર કરીને જે પાણી પ્રયોગશાળામાં બનાવવામાં આવે છે, તેમાં આ નૈસર્ગિક શક્તિ નથી હોતી અને સ્વાદ પણ એટલો નથી હોતો. માછલાં વગેરે જીવજંતુઓ પણ તેમાં જીવી શકતાં નથી. નદી કે કૂવાના જળને કેટલીક વાર શીશીમાં ભરીને સીલબંધ રાખી મૂકવાથી તે પાણી પણ સત્ત્વવિનાનું થઈ જાય છે. તેનામાં જીવનશક્તિજ રહેતી નથી; પણ જો એ નિઃસત્ત્વ થયેલા પાણીને એક પ્યાલામાંથી બીજા પ્યાલામાં પંદર વીસ વાર હેરફેર કરવામાં આવે છે તો તેનામાં ફરીથી જીવનશક્તિ દાખલ થાય છે. અને તે પાછું જેવું ને તેવું સ્વાદિષ્ટ બની જાય છે.

જળમાંથી શક્તિ ખેંચવાની વિધિ આ પ્રમાણે છેઃ-દિવસમાં કેટલીયે વાર થોડું થોડું તાજું અને સ્વચ્છ પાણી પીઓ. આખો પ્યાલો એકેસપાટે ગટગટાવી જવાથી કંઇજ લાભ નથી. જેમ ગરમ દૂધ ઘુંટડે ઘુંટડે પીયે છીએ, તેજ પ્રમાણે પાણી પણ ઘુંટડે ઘુંટડે પીવું જોઇએ; અને તોજ પાણીની જીવનશક્તિ શરીરમાં દાખલ થઇ શકશે.

ત્રીજો શક્તિનો ખજાનો એ અન્ન છે. શાસ્ત્રોમાં પણ અન્નને પ્રાણ કહેલ છે. પવિત્ર અન્નથી મન પવિત્ર બને છે; તેથી અન્નશુદ્ધિ× બહુજ જરૂરની બાબત છે. પરંતુ સામાન્ય લોકોની ભોજનપદ્ધતિથી અન્નની પૂરેપુરી શક્તિ ખેંચી શકાતી નથી અને તેથી કરીને અધુરો લાભ થાય છે. ભોજનમાંથી શક્તિ પ્રાપ્ત કરવાની એ રીત છે કે, ભોજનને ખૂબ ચાવવું જોઇએ. અને તે એટલે સુધી કે એથી વધારે ચાવી શકાયજ નહિ. આ પ્રમાણે ચાવીને ખવાયલો સાધારણ ખોરાક જેટલી શક્તિ આપે છે, તેટલી શક્તિ કિંમતી અને સ્વાદિષ્ટ ખોરાક બરાબર ચાવ્યા વિના લેવાથી પ્રાપ્ત થતી નથી. જમતી વખતે તેમજ પાણી પીતી વખતે મનમાં એવી ધારણા રાખવી જોઇએ કે તેમાંથી જીવનશક્તિ ખેંચીને આપણી અંદર ભરી રહ્યા છીએ.

અમને આશા છે કે, વાંચનાર ઉપલી બાબતોને નજીવી નહિ ગણી કાઢતાં તે પ્રમાણે વર્તન કરશે અને તેના સાચાજૂઠાપણાસંબંધી જાતિઅનુભવથી ખાત્રી કરશે.

('માધુરી'માંના શ્રી. સંતરામજીના લેખનો અનુવાદ.)

---

× ઠીકજ કહ્યું છે કે आहारशुद्धौ सत्त्वशुद्धिः ।

# ૫૮—છાશનો ઉપયોગ

**"न तक्रसेवी व्यथते कदाचित् रोगा न तक्राभिहता भवंति।
यथा सुराणाममृतं हिताय तथा नराणां भुवि तक्रमाहुः ॥"**

× × × ×

બધા પેય પદાર્થોમાં તક્ર—છાશ—ને પૂર્વકાળથી વૈદ્યો, સામાન્ય વર્ગના લોકો, મધ્યમ શ્રેણીના લોકો અને શ્રીમંતવર્ગ સર્વેએ બહુ ઉત્તમોત્તમ પેય પદાર્થતરીકે માનેલ છે. ઉપરનો શ્લોક તો માત્ર પ્રાચીન વિદ્વાન અને વૈદ્યોનો મત દર્શાવે છે, પણ તે વખતે સાધારણ અને મધ્યમ શ્રેણીના લોકો છાશ ને રોટલા, ખીચડી, જાર તથા મકાઈનાં ધાન, પંચકણુકીના ખીચડા વગેરે સાથે ઉપયોગ કરતા. શ્રીમંત લોકો ભાત સાથે છાશ પીતા, રાજા—ઠાકોરોમાં પણ બધા ખોરાકને અંતે થોડો રોટલો અને પ્યાલો છાશ પીવાનો રિવાજ હતો. તેમાં કોઇ પોતાની હલકાઇ ગણતું નહિ કે છાશને ગામડીયા પીણાતરીકે માનતું નહિ, તથા તેના ઉત્તમ ગુણને લીધે તેઓના શરીરના બાંધા અને અંદરના અવયવો સુદૃઢ બનતા. પ્રાચીન વૈદ્યોએ ઘણે ઠેકાણે ભાર દઇને લખેલ છે કે **"तक्रं प्रातः पयो सायं भोजनांते सदा पिबेत्"** એ બધાં વચનોનું સાર્થક્ય તે વખતની પ્રજાનાં શરીરોજ કહી આપતાં. સેંકડો વર્ષની વાત તરફ આપણે લક્ષ ન દોડાવીએ અને ફક્ત આપણા પિતા, પિતામહો અને પ્રપિતામહોસુધીના સમયનુંજ સિંહાવલોકન કરીએ તોપણ એજ પ્રતીતિ થશે.

જેવી રીતે ઉપલા પરિચ્છેદમાં એક દેશી વિદ્વાન વૈદ્યનો મત દર્શાવ્યો છે, તેમ હાલના સમયમાં ચા, કૉફી, વ્હીસ્કી—દારૂ, કોકો આદિ સુધરેલા પીણાનેજ **'भोजनांते सदा पिबेत्'** આવો નિર્ઘોષ સુધારકસમાજ ગજાવી રહ્યો છે. એ સુધરેલાં પીણાંથી લાખો માણસો ઓજબળ, કાંતિ, શારીરિક દૃઢતા વગેરેથી ત્યજાતો જાય છે; તેવે વખતે એક પ્રાચીન વિદ્વાનની ઉક્તિઓને ગમે તેટલી વખત પ્રસિદ્ધિમાં લાવવામાં આવે પણ તે વૃથા છે. પણ હરવખત બને છે તેમ કોઈ પણ પ્રાચીન હિંદી બાબતને એક પરદેશી—તેમાં પણ પાશ્ચાત્ય વિદ્વાનનું સમર્થન મળે તો હજી તે બાબત તરફ લોકો—વિશેષે કરી નૂતન પ્રજા લક્ષ આપે ખરી. અત્યારે હું છાશ નામના દેશી પેય પદાર્થ સંબંધે લખું છું; એટલે તે બાબતજ વિચાર કરવાનો છે. આ પદાર્થ હિંદુસ્થાનના હિંદુમુસલમાન બધામાં ખોરાકને અંતે જૂદી જૂદી ક્રિયાથી અગર જૂદા જૂદા ખાણા સાથે ઉપયોગમાં લેવાની રીતિ છે. એક અમેરિકન ડૉકટરે જૂદાં જૂદાં પીણાં સંબંધે પોતાનો અનુભવ જાહેર કર્યો છે તેમાં છાશની પણ ગણના કરી છે.

તેણે હિંદુસ્થાનમાં ખોરાકને અંતે છાશ પીવાનો રિવાજ જાણ્યો લાગે છે, અને ત્યાર પછી પોતે પોતાના દરદીઓ વગેરેપર તેનો અનુભવ મેળવ્યો હોય એમ જણાય છે. તે લખે છે કે "છાશમાં પાર્થિવ તત્ત્વને ગાળી નાખવાનો ગુણ છે; તેથી રુધિરાભિસરણ ઉત્તમ રીતે થાય છે. હિંદુસ્થાનમાં ખોરાક સાથે અગર છેવટે છાશ ખાવાનો રિવાજ છે તે બહુ ઉત્તમ જણાય છે. નકામા પાર્થિવ કણ સાંધા નીચે અગર સ્નાયુમાં ભરાઈ રહે છે, અને અશુદ્ધ કણોનો તેવા અવયવોમાં સંચય થાય છે તે કણોને ગાળી નાખવાનો ગુણ છાશમાં રહેલો છે; તેથી તંતુઓને પોષક પદાર્થ મળી શકે છે, અને અશુદ્ધ કણો વખતોવખત નીકળી જાય છે. લોહીમાંના જડ પદાર્થ સાથે મળી જઇ તેને પ્રવાહી બનાવવાનો ગુણ છાશમાં હોવાથી સાંધા, સ્નાયુ, આંતરડાં વગેરે અવયવોમાંના દોષો નાબુદ થાય છે."

છાશનું નામ પણ ગામડિયું એટલે એ ગ્રામ્ય-ગામડિયું પીણું ગણાય. સુધરેલાના મોઢામાં તે શબ્દ શોભે પણ નહિ, પરંતુ એ પીણું તો ઠેઠ અમેરિકા પહોંચ્યું. હવે સુધારકવર્ગ કાંઈ વિચાર કરશે એમ જણાય છે. આપણા વૃદ્ધોનાં નેત્રોનાં તેજ, સ્નાયુ-ધમનીની દૃઢતા, આખી જીંદગી આરોગ્યનું સુખ, પાચનશક્તિની તીવ્રતા, દીર્ઘાયુષ્ય એ બધા લાભ, છાશ જેવા સ્વચ્છ સુસ્વાદુ પરમહિતકર પીણાનાજ પ્રતાપ હતા. આજે તો અનેક વખત બાફેલા ચા-કૉફીના ઉકાળા પીવા અને બિસ્કીટના કટકા ચાવવા; ઘર આગળ, ગમે તેની હોટેલમાં કે રસ્તાઓમાં દિવસમાં ઘણી વખત સુધારેલાં પીણાં ઉપરજ આધાર; અને તે પીણાનેજ આધીન થઈ ગયેલા દેહવાળી પ્રજાનાં નેત્રો, શારીરિક બંધારણ, કાંતિ, બળ, હીનવીર્યપણું, અલ્પાયુષ, અપચો, અજીર્ણ, મળાવરોધ વગેરે તરફ આંતરવિચાર કરતાં ક્ષોભ થાય છે. આગળ સો સો વર્ષના વૃદ્ધોનાં નેત્રો હીરા જેવાં ચળકતાં. આજે પંદરના વર્ષના છોકરાને ચસ્માં ઘાલવાં પડે ! અને યુવાવસ્થામાં હૃદયરોગ, ઉદરરોગ, બસ્તિરોગ કે મસ્તિષ્કરોગ આદિની પીડા તો કોઇ ને કોઈ વ્યક્તિગત હોયજ. એ બાબતમાં બીજાં ભલે કેટલાંક કારણો હોય, પણ દેશી પીણાનો અનાદર અને પરદેશી પીણાનો આદર આ કારણ તો જરૂર મુખ્ય છે. આજકાલનાં સુધરેલાં પીણાંમાં મુખ્ય અજીર્ણ અને મળાવરોધ, આ બે વ્યાધિ ઉત્પન્ન કરવાનો અગર એ બંને વ્યાધિનાં બી દાખલ કરી વધાર્યા કરવાનો દોષ તો મુખ્યજ છે, અને એ બેજ વ્યાધિ આખા શરીરને નિર્માલ્ય જેવું ક્ષીણ બનાવવા માટે મુખ્ય મનાયલા છે. કારણ કે અજીર્ણ થવાથી વિરુદ્ધ પદાર્થ-જડ પદાર્થ-નકામા પદાર્થ-ઉત્પન્ન થાય છે, અને તેની સાથેજ મળાવરોધ ( કબજીઆત ) થવાથી એ કચરો બહાર નીકળી જવાને બદલે અંદર ને અંદર સડયાં કરે છે, અને

પછી હરવખત તેના થોડાથોડા કણ લોહી સાથે મળી જઇ રક્તવાહિની નાડીઓમાં ભરાઈ જાય છે; તેથી રક્તવાહિની શિરા ફૂલે છે અને અક્કડ–જડ થઈ જાય છે. એટલે લોહીના ફરવામાં વિઘ્ન આવવાથી શરીરના જૂદા જૂદા અવયવોને લોહી યોગ્ય પ્રમાણમાં મળતું નથી. તેથી શરીર વૃદ્ધ જેવું દેખાવા લાગે છે, અને તેથીજ મગજ નેત્ર, હૃદય, ઉદર (આમાશય, પક્વાશય), જનનેંદ્રિય વગેરે અવયવો વ્યાધિગ્રસ્ત તથા શિથિલ રહે છે. જો એ ઉત્તેજક (માદક વ્યસનીભૂત તામસી) પીણાં હોટેલોમાં કે રખડપુ લોકો પાસેથી અઢારે વર્ણના એઠા (ઉચ્છિષ્ટ) પ્યાલા રકાબીદ્વારા પીવામાં આવ્યાં હોય ત્યારે તો પીનારાઓ ઉપદંશ, પ્રમેહ આદિ ચેપી વ્યાધિઓના ભોગ પણ થઈ શકે છે. એકની એક સોડાની બાટલી ઢેડ, ભંગી કે મુસલમાનોએ મોઢામાં ખોસેલી તે આજનો સુધરેલો બ્રાહ્મણ વગરસંકોચે પી શકે છે. તેમાં હવે ચેપી રોગોને ઉત્પન્ન થવા માટે અવરોધ શું રહ્યો? દેશી અને પરદેશી વિદ્વાનો કહે છે કે, જમ્યા પછી ગાયના દૂધની સ્વચ્છ મોળી તાજી છાશ પીવામાં આવે તો તેથી બહુ ફાયદા થાય છે. રક્તવાહિનીમાં સંચિત થયેલો જડ પદાર્થ–કણ પીગળી જાય છે, અને તેનો કોઈ પણ અવયવમાં સંચય થતોજ નથી; તેથી લોહી ફરવામાં સારી મદદ મળે છે એટલે શરીર હૃષ્ટપુષ્ટ થઇ નાની વયમાં વૃદ્ધાવસ્થા પ્રાપ્ત થતી નથી. છાશમાં જઠરાગ્નિ પ્રદીપ્ત કરવાનો ગુણ હોવાથી વિકૃત પદાર્થ ઉત્પન્ન થતો નથી, અને કોઈ કારણવશાત્ થયો તો મળશોધક (દસ્ત સાફ લાવવાનો) ગુણ તે વિકૃત પદાર્થને બહાર ધકેલી કાઢે છે. એટલે લોહી, માંસ, મેદ, મજ્જા, વીર્ય આદિમાં કોઇ પણ વ્યાધિનો ઉદ્દ્ભવ થવાનો બહુ થોડો સંભવ રહે છે.

અમુક અમુક વ્યાધિવાળાને શાસ્ત્રકારો છાશનોજ ખોરાક લેવાની ભલામણ કરે છે. એકલી છાશ ઉપર ૧૫–૨૦ દિવસ કાઢેલા માણસો મેં ઘણા જોયેલા છે. દરેક વ્યાધિવાળાને તથા નિરોગીને દરેક ઋતુમાં દરેક પ્રકૃતિવાળાને દરેક સ્થળમાં દરેક વખતે છાશને પથ્યજ ગણેલ છે. અનુભવ પણ એ વાતને પુષ્ટિ આપે છે. ખોરાકમાં અથવા ખોરાકતરીકે છાશનો છૂટથી ઉપયોગ થાય છે. તે સિવાય વૈદ્યકશાસ્ત્રમાં છાશથી અમુક અમુક વ્યાધિઓ પણ જૂદા જૂદા અનુપાનથી મટી શકે છે, એમ વર્ણવ્યું છે. એ છાશનું ગામડિયું વૈદું થોડું જાણવા જેવું છે. લખે છે કે, ઔષધતરીકે અથવા અનુપાનમાં ઓસડિયા સાથે વાપરવાની ગામના દૂધના દહીંમાંથી બનાવેલી છાશ તાજી મોળી સ્વચ્છ ગોળી( કલાઈ દીધેલી પીતળની અગર માટીની )માં બનાવેલી વાપરવી (ખોરાકમાં પણ એવીજ વાપરવાનું સમજવું); લીંડીપીપરનું વાલ ૧ ચૂર્ણ અને છાશથી વાયુનું કે શરદીનું શૂળ—ચૂંક મટે છે; આદુનો રસ અને

છાશથી ખાંસી તથા છાતીનો કફ મટે છે; અજીર્ણમાં સિંધાલુણ અને મરી સાથે, ગરમીના તાવમાં સાકર સાથે, ઝાડા—મરડામાં જીરૂ અને સાકર સાથે; મગજની ગરમી, મગજનું ખાલીપણું વગેરેમાં જેઠીમધના મૂળ સાથે, નેત્રની ઝાંખી ગરમી વગેરેમાં એકલી છાશ પીવી; સાદ બેસી ગયો હોય તો શેકેલી બહેડાંની છાલના ભૂકા સાથે, છાતીનો દુખાવો ધબકારામાં પીપળીમૂળના ભૂકા સાથે, લોહીના ઝાડામાં બીલાંના ગર્ભ સાથે, સૂકા હરસમાં ગોળ સાથે, દૂઝતા હરસમાં ઇંદ્રજવ સાથે, સાપના દંશ ઉપર સરસડાની છાલના કવાથ સાથે, કમ્મરનો દુખાવો તથા વા વગેરેમાં લસણના રસ સાથે, છાતીમાંથી પડતા લોહીમાં અરડુસીના રસ સાથે, કાંકચિયાના ભૂકા સાથે બધી જાતના તાવમાં, માથાનો દુખાવો તથા આધાશીશીમાં જાયફળ સાથે, પેટના કરમીયામાં વાવડિંગના ચૂર્ણ સાથે, સુવારોગમાં ત્રિકટુના ચૂર્ણ સાથે, મૂત્રકૃચ્છ્રમાં જવખારના ભૂકા સાથે, ગુલ્મવાયુમાં વડાગરા મીઠાના ભૂકા સાથે અને શુક્રપ્રમેહમાં ગોખરૂના ચૂર્ણ સાથે પીવી. દાદર—ખસમાં કુવાડિયાનાં બી સાથે વાટી લેપ કરવો. ઉપરના અનુપાનનાં ઓસડિયાં સાથે છાશનો ઉપયોગ કરવાથી તે તે વ્યાધિ મટે છે. ઉપરનું લેખન મારૂં કલ્પિત નથી; પણ વૈદ્યકશાસ્ત્રમાં દર્શાવેલું તથા વૃદ્ધસંમત છે. તે ઉપરાંત સ્ત્રી, બાળક, યુવાન, વૃદ્ધ, રોગી, નિરોગી—સર્વને સામાન્ય રીતે સર્વ દેશકળમાં પથ્યરૂપ છે, તેથીજ તેને 'મર્ત્યલોક સુધા'નું નામ આપેલું છે. છાશ કે જે રોગીને નીરોગી બનાવનાર અને નીરોગીને દીર્ઘાયુષી બનવાના સાધનરૂપ પેય જ્યારે એવા એવા ફાયદા આપે છે, ત્યારે અર્વાચીન સુધરેલાં પીણાં તે તે રોગને ઉત્પન્ન કરનારાં તથા અનેક રોગોનાં બીજકારોપણ કરી માનવશરીરને હીન દશાએ પહોંચાડનારાં થતાં માલૂમ પડે છે. સુધરેલાં પીણાં પીનારા વર્ગને સ્વપ્ને પણ અનુભવ નહિ હોય કે, કડકડીને લાગનારી ભૂખ કેવી હશે. મળાશય સ્વચ્છ હોવાવાળા માણસોને પ્રાતઃસમયે કેવા પ્રકારનો આનંદ થતો હશે. મગજની શાંતતા, નેત્રની તેજસ્વિતા, શરીરાવયવોની દઢતા વગેરે સુખ કેવું હશે એનો સ્વપ્ને પણ અનુભવ નહિ હોય કે જે ક્ષુધાનું સુખ અને તે તે આનંદ એક સામાન્ય સ્થિતિનો માણસ કે જે બાજરાનો ટાઢો રોટલો અને છાશ ખાતો હશે તેને ઉપજતો હશે. છાશ સાથે જારનું ધાન, અને છાશ અને ખીચડી એવા એવા સાદા ખોરાક ખાનારો જે આનંદ અને શારીરિક સુખ મેળવી શકતો હશે, તે દિવસમાં ત્રણ ચાર વખત ચા—કોફી—કોકોના ઉકાળા અને સોડાના બાટલા ચઢાવનારા સામાન્ય વર્ગના અને દિવસમાં અનેક વખત માંસ સુરાદિકને ઉડાવનારા કેટલાએક શ્રીમંતવર્ગના લોકો ભાગ્યેજ એ સુખ મેળવી શકતા હશે. ટુંકામાં તેવાઓની

જીંદગી આજકાલ તો કૃત્રિમ અને પરાવલંબી (વ્યસનાધીન) થઇ ગયેલી છે. એક વિદ્વાને કહ્યું છે કે "જે ધ્રુવ વસ્તુનો ત્યાગ કરી અધ્રુવનું સેવન કરે છે તેનું ધ્રુવવસ્તુ નષ્ટ થઇ જાય છે અને અધ્રુવ તો નષ્ટજ હોય છે." મારા બંધુઓને એજ વિનતિ છે કે, ધ્રુવ-અધ્રુવનો વિવેક કરતાં શીખો. તમોએ ધ્રુવ વસ્તુ છોડવા માંડયું છે અને નષ્ટપ્રાય અધ્રુવનું અવલંબન કરવા માંડયું છે, પણ હજી ચેતી જશો તો સારૂં છે કે જ્યાંસુધી ધ્રુવવસ્તુનો નાશ નથી થયો.

('ગુજરાતી'ના દિવાળીના એક ખાસ અંકમાં લખનાર
વૈદ્ય જીવરામ કાલીદાસ.)

---

## ૫૯—વડની મહત્તા

હિંદુ ધર્મમાં જે જે વૃક્ષો તરફ આદરભાવ અને સન્માનની દૃષ્ટિથી જોવામાં આવે છે, તે બધાં વૃક્ષો ઉપયોગમાં એક એકથી ચઢિયાતાં હોય છે. તે બધાં મનુષ્યના આરોગ્યરક્ષણની રામબાણ ઔષધિઓ હોય છે ! × × × જેમ તુલસી આરોગ્ય-રક્ષણ માટે ઘણીજ ઉપયોગી છે, તેમ વડનું ઝાડ પણ તંદુરસ્તી માટે કેટલું બધું ઉપયોગી છે તે અમે આ લેખમાં બતાવીશું

**વડનું દૂધ**—વડની ડાંખળી અને પાંદડાંને તોડવાથી જે સફેદ રંગનો પ્રવાહી પદાર્થ નીકળે છે તેને વડનું દૂધ કહે છે. તે ઘણુંજ ઉપયોગી છે. તે સંકોચક, સ્તંભક, બળકારક, લોહી વધારનાર, પાચનશક્તિને વધારનાર, સ્નાયુઓમાં ઉત્તેજના લાવનાર અને શરીર-ની વીર્યાદિ ધાતુઓનું પોષણ કરનાર છે. આંતરડાં અને પેટની દુ-ર્બળતાને દૂર કરી તે આંતરડાંને મજબૂત બનાવે છે. પક્વાશયના રોગોની તે ઉત્તમ ઔષધિ છે. તે સંકોચક હોવાથી આમાશયના રોગોમાં ઘણુંજ ફાયદાકારક છે. જ્યારે અનેક પ્રકારની અત્યંત તીક્ષ્ણ અને ઝેરી દવાઓના સેવનથી આંતરડાંમાં અત્યંત રૂક્ષતા—લૂખાપણું અને ઝેરી અસર થઈ આંતરડાંની શક્તિ નાબુદ થઈ જાય છે, ત્યારે વડના દૂધનો ઉપયોગ કરવાથી વિશેષ લાભ થાય છે ! **આમાતિસાર** અને **રક્તાતિસાર** વગેરે રોગોમાં તેનો ઠીકઠીક ઉપયોગ થાય છે. આંતરડાંના કે પેટના જે રોગોમાં **દૂધ પચતું ન હોય** ત્યારે વડનું દૂધ બહુ સરસ કામ આવે છે. **અજીર્ણ**-ને લીધે જ્યારે આહાર જરા પણ પચી શકતો નથી અથવા ઉલટી-દ્વારા પાછો નીકળી જાય છે, તેવી સ્થિતિમાં વડનું અતિ પુષ્ટિ-કારક દૂધ પથ્યતરીકે અપાય છે ! **દૂઝતા હરસની** પીડામાં જ્યારે કોઈ પણ પ્રકારે લોહી પડવું બંધ થતું નથી, ત્યારે વડના દૂધનાં ૪—૫ ટીપાં દિવસમાં બે ત્રણ વાર લેવાથી લોહી પડવું તરત બંધ થઇ જાય છે. તે સિવાય આંતરડાંમાં જખમ થવાથી લોહી

પડે છે તે મરડાના વ્યાધિમાં પણ તેનો ઉપયોગ કરવાથી લોહી પડવું તરત બંધ થઈ જાય છે. અધોગત રક્ત, પિત્ત **અને સ્ત્રીઓના વધુ રક્તસ્રાવ** તેમજ **રક્તપ્રદરમાં** વડનું દૂધ ખાસ ફાયદો કરે છે.

**ક્ષીણતા**—અનેક પ્રકારનાં કુકર્મોથી જે પુરુષોનું વીર્ય ક્ષીણ અથવા પાતળું પડી ગયું હોય તેમને માટે પણ તે ઘણું જ ઉપયોગી છે. શરીર-ની સાધારણ દુર્બળતામાં પણ તેનું સેવન કરવાથી શરીર પુષ્ટ થાય છે.

**ખાંસી**—જૂની ખાંસી, ખાસ કરીને દમની ખાંસીમાં તેનાં ૫-૭ ટીપાં રોજ ખાવાથી બહુ લાભ થાય છે.

**અજીર્ણ**—જ્યારે શરીરમાં લોહી ઓછું થઇ જવાથી અજીર્ણ, મંદાગ્નિ વગેરે રોગોની ફરિયાદ હમેશાં રહ્યા કરે છે ત્યારે તેનું સેવન કરવાથી શરીરમાં લોહી અને સૌંદર્યની વૃદ્ધિ થાય છે.

**નપુંસકતા**—વડનું દૂધ સ્નાયુઓની દુર્બળતાને દૂર કરે છે: તેથી તે નપુંસકતામાં પણ ખાસ ફાયદો આપે છે. ધાતુની નબળાઇ અને સ્વપ્નદોષમાં તે વિશેષ ફાયદાકારક છે.

**આંખનું ફૂલ**—વડના દૂધ સાથે કપૂર ઘસીને આંજવાથી મટી જાય છે.

**ચામડી ફાટવી**—હાથ કે પગની ચામડી ફાટે ત્યારે વડનું દૂધ લગાવવાથી બહુ જલદી આરામ થાય છે.

**ખીલ, કરોળિયા**—વડનું દૂધ અને હળદરનું ચૂર્ણ એકત્ર કરીને મોઢા ઉપર ચોળવાથી ખીલ-ડાઘા-કરોળીઆ વગેરે વિકાર જલદી દૂર થાય છે.

**દાંતની પીડા**—આમાં પણ વડનું દૂધ એ અકસીર છે. રૂના પુમડાવડે વડનું દૂધ દાંતમાં લગાવવાથી દાંતની પીડા દૂર થાય છે. એમાં મસ્તકીનું ચૂર્ણ મેળવીને દાંતે લગાવવાથી પીડા તરત મટી જાય છે અને દાંત મજબૂત થાય છે.

**આંખો આવવી**—આંખો દુઃખવાથી જ્યારે આંખોમાં બહુ લાલાશ આવીને પીડા થાય છે, ત્યારે પોપચાં ઉપર વડના દૂધનાં પોળિયાં મૂકવાથી દર્દ ઓછું થાય છે. અથવા આંખો દુઃખે ત્યારે વડના દૂધનો માણસની કાનપટ્ટીઓ ઉપર લેપ કરવાથી આંખોની પીડા ઓછી થઇ જાય છે.

**રસોળી**—વડનું દૂધ, કૂટ (આ વસ્તુ કાઠિયાવાડમાં પ્રસિદ્ધ છે.) અને સાંબર મીઠું પીસીને તેની લુગદી બનાવી તેની સાથે વડનું પાન વાટીને રસોળી ઉપર, રસોળીની શરૂઆત થતી હોય ત્યારે લગાવવાથી તે બેસી જાય છે.

**ગડગુમડ**—વડના દૂધમાં કપડું ભીંજવીને તેના ઉપર મૂકવા-થી જૂનાં ગુમડાંના ઘા જલદી રૂઝાઇ જાય છે.

("મનોરમા"ના ડૉ૦ ગોપાલશરણજીના લેખનો અનુવાદ)

# ૬૦—सळेखम

કેટલાક લોકો એવા હોય છે, કે જેઓ સળેખમના ડરથી પોતાના ઘરનાં બારીબારણાં ચારે બાજુથી બંધ કરી રાખે છે, ઘરમાં તાજી હવાની આવ-જા થવા દેતા નથી, વાસી અને ગંદી હવાનો ઉપયોગ કરે છે અને પોતાનાં શરીરને ઠંડીથી બચાવવા જરૂર કરતાં વધારે કપડાંથી લદાયલા રહે છે. વળી પગમાં મોજાં, શરીર ઉપર કોટ, એસ્ટર, કંબલ તેમજ કાનટોપી, ગલપટ્ટો અને હાથે હાથમોજાં વગેરે પહેરે છે અને તે એવા ખ્યાલથી કે રખેને શરદી લાગી જાય. આવા માણસોને જો જરા પણ ઠંડી હવા લાગે તો શરદી થઇ જાય છે. કેમકે આ પ્રમાણે રહેવાથી તેઓ પોતાના શરીરને દુર્બળ બનાવી નાખે છે. ગંદી હવામાં રહેવાથી અને સ્વચ્છ અને તાજી હવાથી વંચિત રહેવાને લીધે તેમનાં ફેફસાં અને લોહી બન્ને સાફ રહેતાં નથી. જરૂર કરતાં વધારે કપડાં ચઢાવી લેવાથી તેઓ તેમની ચામડીને પણ કમજોર બનાવે છે. કુદરતી ઠંડી અને ગરમીના નિરંતર પરિવર્તનને સહન કરવાની શક્તિ તેમની ચામડીમાંથી ઓછી થઇ જાય છે, ચામડી નાજુક થઇ જાય છે અને પરિણામ એ આવે છે કે, જ્યાં કંઇક પણ હવાની ઠંડી-ગરમીમાં ફેર પડયો અને તેની અસર નાકની ઝિલ્લી (અંતર્ભાગની કોમળ ચામડી) કે શરીરની ચામડી ઉપર થઈ કે તરતજ સ્વાસ્થ્ય બગડી જાય છે અને સળેખમનો પ્રકોપ થાય છે. તેથી એ ખાસ જરૂરનું છે કે, માણસો તાજી અથવા ઠંડી હવાના શ્વાસોચ્છ્વાસથી સળેખમ થાય છે, એવા ભૂલભરેલા ખ્યાલને દેશવટો આપે. સળેખમના દર્દીને બંધીઆર હવા તો ભયંકર શત્રુસમાન છે. શરીરની ચામડીને પણ થોડી થોડી ઠંડી-ગરમી સહન કરવા લાયક બનાવવી જોઇએ. કાને ગલપટ્ટો બાંધવાની ટેવ બહુ જરૂરી નથી. શરીરનાં બીજાં કપડાં પણ ઓછાં કરી શકાય. જેઓ પ્રાતઃકાળે ઉઠીને ઠંડા પાણીથી સ્નાન કરે છે, તેમનાં શરીરની ચામડી બહુ મજબૂત અને સ્વસ્થ થાય છે અને શરદી-ગરમીના ફેરફારથી તેમને સળેખમ થઈ શકતું નથી. જેઓ પ્રાતઃકાળે ફરવા જાય છે, તેમના નાકની ઝિલ્લી (નાકના અંતર્ભાગની કોમળ ચામડી) અને ફેફસાં સ્વચ્છ અને તાજી હવાથી મજબૂત થઇ જાય છે અને ઠંડી હવા લેવાથી તેમને શરદી થવાનો જરા પણ ડર રહેતો નથી. તેથી પ્રાતઃકાળે ફરવા જવું અને સ્નાન કરવું એ બહુ ફાયદાકારક છે.

તંબાકુ અને શરાબ એ બન્ને કફ ઉત્પન્ન કરનાર પદાર્થો છે. તેમના સેવનથી શરીરમાં કફ વધી જાય છે અને તે સળેખમ થવામાં મદદ કરે છે, એટલુંજ નહિ પણ તેને ઉત્પન્ન કરે છે.

શરાબ અને તંબાકુના અતિસેવનથી સળેખમ અને ખાંસીનો પ્રકોપ વધી જાય છેજ, બલ્કે સાધારણ સ્થિતિમાં પણ ખાંસીથી દુઃખી થવું પડે છે અને બેહદ કષ્ટ પડે છે. વાચકે ઘણી વાર જોયું હશે કે, હુક્કો પીનારાઓ બેહદ ગળફા કાઢે છે અને દારૂ પીનારાઓને પણ ખાંસીનો રોગ બહુ સતાવે છે. શરાબ અને તંબાકુ બન્ને ઝેરી ચીજો છે. ડૉકટરોનો બીજી બાબતોમાં કદાચ મતભેદ હશે, પણ તેઓ બધા શરાબ અને તંબાકુની બાબતમાં એકમત થઇને કહે છે કે, તે મનુષ્યના સ્વાસ્થ્યને હાનિકારક છે.

ચિંતાગ્રસ્ત મન, ભ્રમિત ચિત્ત અને શાંતિના અભાવથી પણ સળેખમ થાય છે. જેઓ વધારે પડતા ચિંતાગ્રસ્ત રહે છે. કોઇ ને કોઇ પ્રકારે ગભરાયલા રહે છે, કોઇ ને કોઇ ચિંતા કર્યાં કરે છે, અને જેમને શક્તિ કરતાં વધારે કામ રહ્યા કરે છે, તે લોકોના જ્ઞાનતંતુઓ અને નસ–નાડીઓ નિર્બળ થઈ જાય છે અને સાધારણ ફેરફારથી પણ તેઓને સળેખમ થાય છે. વધારે પડતી ચિંતાથી, ભયમાં અને દિલગીરીની અવસ્થામાં લોહીની નસો સંકોચાઈ જાય છે. લોહીના હરવા ફરવામાં ફેર પડે છે અને ટાઢ ચઢી આવે છે. નિયમ પ્રમાણે, શક્તિ અનુસાર કામ, પ્રસન્ન ચિત્ત, બેફિકરી સ્વભાવ અને નિશ્ચિંત માનસિક સ્થિતિ પેદા કરવી જોઇએ. આ બધી બાબતો માણુસ જાતેજ પેદા કરી શકે છે. તેની આર્થિક દશા ભલેને ગમે તેવી હોય પરંતુ સળેખમથી પીડાતા મનુષ્યો માટે તો એ જરૂરનુંજ છે.

સળેખમ થયા પછી દર્દી એમજ ઇચ્છે છે કે, નાક ગળવું, માથાનો દુઃખાવો, કળતર, થકાવટ અને મંદતા, એ બધું જલદી મટી જાય તો સારૂં; અને તેથી તે તરત ડૉકટરની પાસે દોડે છે. આથી ઘણે ભાગે એવું થાય છે કે, મૂળકારણના અજ્ઞાનથી અને નકામી દવા લેવાથી સળેખમ વીફરે છે. વહેતા સળેખમને રોકવુ એ બહુ હાનિકારક છે; તેથી સળેખમ વહેતું હોય તે વખતે તે બંધ કરવાની કોઈ પણ દવા ન લેવી જોઇએ; એટલુંજ નહિ પણ તેને બંધ કરી દે તેવું ભોજન પણ કરવું જોઇએ નહિ. ઠંડીમાં નાકમાંથી જે પાણી નીકળે છે તે ખરૂં જોતાં અત્યારસુધી આપણે ભરી રાખેલો આપણા શરીરનો કચરોજ છે. કુદરત ઠંડીદ્વારા તે મળને બહાર કાઢતી હતી, તેને જો આપણે નીકળી જવા દઇએ તો તો સારી વાત છે. કોઈ પણ દવાથી કે બીજા પદાર્થો ખાઇને તેને રોકી દઈશું તો નાક ગળતું તો જરૂર બંધ થઇ જવાનું; પરંતુ શરીરમાંથી બહાર નીકળતું તે ઝેર અંદરજ રોકાઇ જઇને બીજા કોઈ અવયવ ઉપર હુમલો કરશે. સળેખમ તો રોકાઇ જશે, પરંતુ ગમે તો ખાંસી ઉપડશે કે માથામાં દુઃખાવો થવા માંડશે અથવા તો કોઈ

બીજો રોગ પેદા થશે. આ સ્થિતિનું નામજ સળેખમનું વીફરવું છે.

આપણા દેશમાં પણ આ બાબતનું પૂરતું જ્ઞાન છે. શરદી લાગતાં શરદીને બિલકુલ છેડતા નથી, માત્ર એવી દવાઓ ખાઇએ છીએ કે જેથી સળેખમ વધારે વધી જાય. કોઇ એવી દવા નથી ખાતા કે જેથી તે બંધ થઇ જાય.

સળેખમને એકજ દિવસમાં અથવા થોડાજ કલાકમાં બંધ કરી દેનારી જે દવાઓ બજારોમાં વેચાતી હોય છે, તે સળેખમને તો બંધ કરે છે, પણ સાથે સાથે શરીરના બીજા અવયવો ઉપર પણ બહુ ખરાબ અસર પાડે છે. એક ડૅાકટર સાહેબ આ સંબંધી પોતાનો જાતિઅનુભવ આ પ્રમાણે વર્ણવે છેઃ—એક વખત તેમને સળેખમ થયું હતું. સળેખમથી બહુ પીડાવાથી તેઓ એમ ઇચ્છતા હતા કે, આ દર્દ કોઇ ને કોઇ રીતે તરત મટી જાય તો સારૂં. બજારમાં તેમણે એક જાહેરાત વાંચી કે "અમારી દવાથી સળેખમ એક દિવસમાં મટી જાય છે." તેમને તો જોઇતું હતું તે મળી ગયું, તરતજ દવા ખરીદીને તેનું સેવન કર્યું અને થોડાજ કલાકમાં સળેખમ મટી ગયું. તેમને ખૂબ આનંદ થયો. થોડી વાર પછી જ્યારે તેઓ ભોજન કરવા બેઠા તો તેમણે પોતાની આશ્ચર્યજનક સ્થિતિ જોઈ. ભોજનનો કોળિયો મોંમાં મૂકે છે તો તદ્દન બેસ્વાદ લાગે છે. બિસ્કુટ તો જાણે સૂકો લોટ. મોંમાંથી થૂંક પણ તદ્દન સૂકાઇ ગયું હતું. બાબત શી હતી? એજ કે, જે દવાએ સળેખમ બંધ કરી દીધું હતું તેજ દવાએ થૂંક ઉત્પન્ન કરનારી ગાંઠોને પણ સૂકવી દીધી હતી અને સ્વાદેંદ્રિય ઉપર પણ તેની અસર પાડી હતી. આથીજ સળેખમ બંધ કરનારી દવાઓ વાસ્તવમાં નુકસાનકારક હોય છે. તે રોગના પ્રકોપને એક જગ્યાએથી હઠાવીને બીજી જગ્યાએ યોજી દે છે; તેથી સળેખમને બંધ કરવું ન જોઇએ. ઘણાખરા ડૅાકટરોનો એવો અભિપ્રાય છે કે, ઇન્ફ્લુએન્ઝાના વખતમાં મોટા ભાગનાં મરણ ઝેરને બહાર નહિ નીકળવા દેવાથીજ થયાં હતાં—અર્થાત્ તેને તુરતજ દાબી દેવાનો પ્રયત્ન કરવામાં આવતો હતો અને તેનું પરિણામ એ આવતું કે, તે ફેફસાં ઉપર ધસારો કરતું હતું અને રોગી ન્યૂમોનિયાથી મરી જતો હતો. દમ, ખાંસી, તેમજ ફેફસાંના અનેક રોગો સામાન્ય સળેખમને દબાવી દેવાથીજ પેદા થાય છે.

## સળેખમ મટાડવાના ઉપાય

નીચેના ઉપાયો એક ડૅાકટરના પુસ્તક ઉપરથી આપીએ છીએઃ—

(૧) શરદી થયાની શંકા થાય કે તરતજ ગરમ પાણીના ટબમાં બેસીને નાહી લેવું જોઇએ, ટબમાં ઓછામાં ઓછી વીસ મિનિટ બેસવું જોઇએ.

(૨) એક લિંબુનો રસ ગરમ પાણીના એક ગ્લાસમાં નાખીને પી જાઓ. તેમાં ખાંડ નાખવી નહિ. લિંબુનો રસ પસંદ ન આવે તો ડુંગળીને ઉકાળીને પાણી સહિત ખાવી જોઇએ.

(૩) પગ ઠંડા હોય તો ચત્તા સૂઈ રહેવું અને ગરમ પાણીની શીશીથી પગે શેક કરવો.

(૪) જે ઓરડામાં દર્દી સૂઇ જાય તેની બારીઓ તદ્દન ખુલ્લી રાખવી.

(૫) ખાવા–પીવામાં ખૂબ પરહેજી પાળવી. શરદી થાય ત્યારે ખૂબ ખાવું નહિ, પણ બીજે દિવસે ઉપવાસ યા તો અર્ધો ઉપવાસ કરવો. કેવળ પાણી ઉપરજ આખો દિવસ ગાળવાની શક્તિ હોય તો તો શ્રદ્ધા રાખજો કે, તેથી તો સળેખમ બહુ જલદી મટી જશે. આપ ખાધા વિના નજ રહી શકો તો માત્ર ફળનો રસ પીને રહેજો.

દસ્ત સાફ લાવે એવો ખોરાક લેવાથી પેટ સાફ થાય છે અને શરીરનું ઝેર સાફ થઇ જાય છે.

(૬) સળેખમની સ્થિતિમાં પ્રાણાયામ અને તાજી હવાનું સેવન બહુજ લાભકારક છે.

(૭) પેટને સાફ કરવું બહુ જરૂરનું છે, તેથી જો કબજીઆતની ફરિયાદ હોય તો તે ફળના રસથી દૂર થઇ જશે; પણ આ પ્રમાણે ન ફાવે તો "એનીમા" લેવી જોઇએ. તેનાથી આંતરડાં સાફ થઈ જાય છે અને શરીરનો ઘણોખરો મળ અને ઝેર નીકળી જાય છે.

(૮) પ્રાતઃકાળે થોડી થોડી કસરત કરવી જોઇએ અને શરીરે માલીસ કરવું–કરાવવું એ વળી વિશેષ ફાયદો આપશે.

### જૂનું સળેખમ અથવા વીફરેલું સળેખમ

જ્યારે શરીરમાં ઝેરની માત્રા સામાન્ય પ્રમાણ કરતાં વધી જાય છે અથવા નકામી દવા કરવાથી સળેખમ એક વાર દબાઇ જઇને ફરીથી ઉભરે છે, ત્યારે સળેખમ એક સ્થાયી રૂપ લઇ લે છે અને રોગી તેનાથી દુઃખી થતોજ રહે છે. નાકની ઝિલ્લી કમજોર થઇ ફૂલી જાય છે. નાકથી શ્વાસ લેવામાં હરકત પડે છે અને કફ વગેરે સારી પેઠે નીકળ્યા કરે છે.

આવી સ્થિતિમાં સામાન્ય પથ્ય અથવા પરહેજીથી ફાયદો થવાની બહુ આશા ન રાખી શકાય. કોઇ યોગ્ય વૈદની તરતજ સલાહ લેવી જોઇએ. નીચે પ્રમાણે પરહેજી પાળવાથી પણ ફાયદો થશેઃ–

(૧) ભોજનનું પ્રમાણ ઘટાડવું જોઇએ, કે જેથી શરીરની સઘળી શક્તિ ખાધેલું પચાવવામાંજ ન ખપી જાય–અર્થાત્ કંઇક રોગને દૂર કરવામાં પણ કામ લાગે. ભોજન હલકું, પણ પુષ્ટિકારક હોવું જોઇએ. બરાબર રાંધેલું અને તાજું ભોજન જમવું

જોઇએ. તાજાં પાકાં ફળ, લીલોતરી શાક અને બીજી શાક–ભાજી આ રોગમાં ઘણોજ ફાયદો કરે છે. મીઠું, ખાંડ અને મિઠાઇ ખાવાં જોઇએ નહિ.

(૨) શક્ય હોય તો ઉપવાસ શરૂ કરવા, કે જેથી શરીરમાં ભરાયલો કફ ઢીલો થઇને નીકળી જાય. ઉપવાસના ફાયદા અનેક છે, ઉપવાસ કરવાથી આશ્ચર્યજનક લાભ થયા છે.

(૩) એનીમાથી પેટને રોજ સાફ કરવું જોઇએ. પરંતુ ભોજનના પદાર્થો અને તેનું પ્રમાણ સંભાળી લેવાથી પેટ આપો-આપ સ્વચ્છ થાય છે, કબજીઆત નાસી જાય છે અને દિવસમાં બે વખત દસ્ત સાફ આવે છે.

(૪) ખુલ્લી હવામાં કસરત કરવી, દોડવું, ફરવું અથવા બીજી રમતો રમવી એ ઘણુંજ ફાયદાકારક છે. એ શક્ય ન હોય તો ઘરની અંદરજ કસરત કરી લેવી જોઇએ.

(૫) શરીરને રોજ માલીસ કરવું જોઇએ. માલીસથી ચામડી-માં લોહીનો સંચાર થાય છે. સ્નાન કરવું પણ જરૂરનું છે, સપ્તાહમાં એક વાર ગરમ પાણીથી પણ સ્નાન કરવું લાભકારક થઇ પડશે.

(૬) રાતદિવસ બરાબર ચોખ્ખી હવા લેવી જોઇએ.

(૭) કડવા તેલનાં (સરસીયાનાં) એક કે બે ટીપાં નાકમાં નાખવાથી પણ ઘણે ભાગે નાક સાફ થઇ જાય છે. નાકમાં પોપડી બાઝવા દેવી નહિ. કડવા તેલનું પુમડું નાકમાં ફેરવવાથી આ મુશ્કેલી દૂર થશે.

બાળકોમાં સળેખમ વીફરવાથી એડેનોઇડ નામનો રોગ થાય છે. આ રોગ ઘણે ભાગે બાળકોનેજ થાય છે. આ રોગમાં નાકની અંદરની અને કંઠની ઉપરની કેટલીક ગાંઠો ફૂલી જાય છે અને તેથી નાકવટે શ્વાસ લેતાં અડચણ પડે છે અને દરદી મોઢાથી શ્વાસ લેવા માંડે છે. કેટલાક દિવસ પછી મુખેથી શ્વાસ લેવાની ટેવ પડી જાય છે અને દરદીનું મોં ખુલ્લું રહે છે. જ્યારે આ ગાંઠો ફૂલીને કાનસુધી જતી નળીનું મુખ બંધ કરી દે છે, ત્યારથી બહેરાપણું, કાન વહેવો અને કર્ણશૂળ વગેરે રોગો પેદા થાય છે. આ રોગ ઘણે ભાગે ૪ વર્ષથી ૧૦ વર્ષ સુધીનાં બાળકોને થાય છે. મોટા માણસોને પણ થાય છે. આ રોગથી બાળકની માનસિક શક્તિ ઉપર પણ ખરાબ અસર થાય છે અને તેના ચેહરા ઉપર ફીકાશ દેખાય છે. મોં ખુલ્લું રહે છે, દાઢી પાછી હડેલી રહે છે અને દાંત બહાર નીકળેલા રહે છે. થોડાજ શ્રમથી હાંફવા માંડે છે, રાત્રે બરાબર ઉંઘ આવતી નથી અને આવાં બાળકનાં ઉંઘમાં ખૂબ નસ્કોરાં બોલે છે. વળી અનુસ્વારના ઉચ્ચારમાં તેમને મુશ્કેલી પડે છે. આ રોગ પરાકાષ્ઠાએ પહોંચતાં કાળી

ખાંસી પેદા કરે છે. બાળકની છાતી પાતળી થઇ જાય છે, સુકાવાનો રોગ લાગુ પડે છે, માનસિક શકિતઓ તો આ રોગને લીધે તદ્દન મંદ પડી જાય છે અને કોઇ કામમાં ધ્યાન લગાવીને તે થોડી વાર પણ બેસી શકતું નથી આવી સ્થિતિમાં ડૉકટરની સલાહ તરત લેવી જોઇએ.

સળેખમ વીફરવાથી કાકડા (ટૉન્સીલ્સ) વધી જાય છે, ગળાની ગાંઠો ફૂલી જાય છે અને ખાંસી આવવા લાગે છે. કેટલાક ડૉકટરોનો એવો અભિપ્રાય છે કે, આવી સ્થિતિમાં તે કાપીને કાઢી નાખવો જોઇએ; અને કેટલાક ડાક્ટરો તેને નુકસાનકારક ગણે છે. તેમનો અભિપ્રાય એવો છે કે, ગળાની ગાંઠો શ્વાસના ઝેરને મારવાનું કામ કરે છે, તેથી તેમને કાઢીને ફેંકી દેવાં એ ખરૂં જોતાં શરીરના એક મહત્ત્વના અવયવનો નાશ કરવા જેવું છે, ને કાપી નાખ્યા પછી સળેખમ એથીયે વધારે થાય છે. આ જાતનાં ઑપરેશન બહુજ નુકસાનકારક હોય છે, તેથી વાઢકાપ કરાવવી યોગ્ય નથી.

આ રોગમાં ભોજનમાં પરહેજી પાળવાથી ઘણો ફાયદો થાય છે. મિઠાઈ, ઘી અને ચોખા વગેરે ખાવું જોઈએ નહિ. થૂલા સાથેના ઘઉંના લોટની રોટલી ફાયદાકારક છે. તાજાં પાકાં ફળ, મેવો, શાક, ટમેટા, વગેરે પદાર્થો જેમાં વીટામીન—અર્થાત્ જીવનતત્ત્વ વધારે હોય—ખાવાથી ફાયદો થાય છે. ફળનો રસ અથવા શાકનો રસ પણ બહુજ ફાયદાકારક છે. 'એનીમા'થી પેટ સાફ કરવું જોઇએ, શરીરને રોજ માલીશ કરવું જોઇએ અને ઠંડા અથવા સહેજ ગરમ પાણીથી રોજ સ્નાન કરવું જોઇએ. પ્રાણાયામ તથા ખુલ્લી હવાનું સેવન વગેરે પણ ફાયદાકારક છે.

સળેખમની બિમારીમાં નીચેનું ભોજન ફાયદાકારક છેઃ— પ્રાતઃકાળે ઉઠતાંવેંતજ એક ગ્લાસ ગરમ પાણીનો ઘુંટડે ઘુંટડે પી લેવો જોઇએ. ૭ા વાગે તાજું માખણ અને નવટાંક દહીં લેવું; પરંતુ બીજુ કંઈ પીવું ન જોઇએ. ૧૧ાા વાગે તળેલા બટાકા, તળેલી ડુંગળી અને બાફેલ કોબીજ; સાંજે દ્રાક્ષ ( સાફ કરેલી ), મુનક્કા (મોટી દ્રાક્ષ) અને સુતી વખતે દશ તોલા શાકનો રસ લેવો.

સળેખમમાં પાણી અથવા રસનો જેટલો ઓછો ઉપયોગ થાય તેટલું સારૂં છે.

આ પ્રમાણે ઉપર સામાન્ય નિયમોનું દિગ્દર્શન કરેલું છે. તેનું પાલન કરવાથી સળેખમ ઘણેભાગે થશેજ નહિ અને થશે તો તે સહેલાઇથી મટી જશે.

( "માધુરી"માંના શ્રી. શીતલાસહાયના લેખનો અનુવાદ.)

# ६१—विचारशक्ति का महत्त्व

વિચાર કરના મનુષ્ય કા સ્વાભાવિક ધર્મ હૈ. સંસ્કૃત મેં મનુષ્ય શબ્દ જિસ ધાતુ સે નિકલા હૈ, ઉસકા અર્થ ભી સોચના, ચિંતન કરના યા મનન કરના હૈ. મનુષ્ય કી પ્રકૃતિ હી ઐસી હૈ કિ એક ક્ષણુ કે લિયે ભી બિના વિચાર કિયે રહના, ઉસકે લિયે અત્યંત કઠિન હૈ. જિસ પ્રકાર સમુદ્ર મેં એક કે પીછે એક લહરેં ઉઠા કરતીં હૈં, ઉસી પ્રકાર મનુષ્ય કે મન મેં નિરંતર વિચારોં કી લહરેં ઉઠા કરતી હૈં, જિનકા પ્રભાવ ઉસકે શરીર ઔર આત્મા પર અદૃશ્ય રૂપ સે પડતા રહતા હૈ.

ઈન્હીં વિચારોં કે અંતર્ગત ઉસકે જીવન કી સફલતા ઔર અસફલતા કે રહસ્ય ગુપ્ત રહતે હૈં. ઇન્હીં મેં સુખ, સમૃદ્ધિ, આરોગ્ય, બલ, પરાક્રમ, ઉચ્ચતા ઔર મહાનતા કી સામગ્રી વિદ્યમાન રહતી હૈ; ઔર ઇન્હીંમેં દુઃખ, દરિદ્રતા, આધિ–વ્યાધિ, શિથિલતા ઔર પતન કે કારણુ નિહિત રહતે હૈં. હાં, ઈન્હીં વિચારોં મેં પુણ્ય ઔર પાપ કે ભાવોં કા સમાવેશ રહતા હૈ એવં ઇન્હીંસે દેશભક્ત ઔર સ્વાર્થી મનુષ્ય કે સંસ્કારોં કા પ્રાદુર્ભાવ હોતા હૈ.

કાર્ય ઔર કારણુ કા અટલ નિયમ જિસ પ્રકાર પરમાત્મા કી સ્થૂલ સૃષ્ટિ મેં દૃષ્ટિગોચર હોતા હૈ, અદૃશ્ય વિચાર–જગત મેં ભી વહ ઉસી પ્રકાર વર્તમાન હૈ. સંસાર મેં યદિ કોઈ વ્યક્તિ સભ્ય, શ્રેષ્ઠ, સુખી યા શક્તિશાલી હૈ; તો યહ સમઝના બડી ભારી ભૂલ હૈ. કિ, વહ દૈવયોગ સે ઐસા હૈ યા કિસીકી દયા વ કૃપા સે ઐસા હૈ. ઉસકો ઉન્નતિ કા પ્રધાન કારણુ ઉસકી વે સદ્‌ભાવનાયેં ઔર ઉચ્ચ વિચાર હી હૈં, જિનકો વહ સદૈવ અપને મનોમંદિર મેં સ્થાન દેતા રહા હૈ. ઇસકે વિપરીત જો મનુષ્ય અપને પતિત ઔર ઘૃણિત વિચારોં કે દાસ બને રહતે હૈં, ઉનકા પતન અનિવાર્ય હૈ. વે અંત કો **'मनुष्यरूपेण मृगाश्चरंति'** કો ચરિતાર્થ કરતે હૈં.

યૂનાનિયોં કે મત મેં માના જાતા થા, કિ પ્રારબ્ધ કી તીન દેવિયાં હૈં, જો જીવન કે જાલ કો બુના કરતી હૈં. યહ બાત એક આલંકારિક ઢંગ સે કહી ગઇ હૈ, જિસમેં એક વૈજ્ઞાનિક તત્ત્વ છિપા હુઆ હૈ. યે દેવિયાં નારીવર્ગ કી નહીં હૈં, કિંતુ મનુષ્ય કી તીન શક્તિયાં હૈં–અર્થાત્ વિચારશક્તિ, ઇચ્છાશક્તિ ઔર ક્રિયાશક્તિ. યે તીનોં ઉસકે અંદર હૈં. તીનોં એક સૂત્ર કાતતી હૈં, ઔર સૂત્રોં કો બટ કર ભવિતવ્યતા કી એક દૃઢ રસ્સી બનાતી હૈ. ઈસીકો ભાગ્ય યા પ્રારબ્ધ કહતે હૈં. પ્રત્યેક મનુષ્ય કી પ્રારબ્ધ ઉસકી ઇન્હીં તીન શક્તિયોં કા બનાયા હુઆ હૈ. કિસીને ઉસે

બાહર સે ઉસકે ઉપર આરોપિત નહીં કિયા હૈ. અજ્ઞાન કી યહી શકિતયાં ઐસી રસ્સી બનાતી હૈં, જિસમેં વહ ફંસ જાતા હૈ. જ્ઞાન હોને પર, યહી શકિતયાં અપને હસ્તનિર્મિત બંધનોં કો કાટ કર ઉસકો મુકત કર દેતી હૈં. ઇન શકિતયોં મેં વિચારશકિત અત્યંત પ્રબલ હૈ; કયોંકિ ઉસીકે અનુસાર અન્ય દો શકિતયોં કા વિકાસ હોતા હૈ. જૈસે વિચાર હોતે હૈં, વૈસે હી કાર્ય હોતે હૈં. કાર્ય વિચારોં કે અનુકૂલ હોતે હૈં.

એક વિદ્વાન ને કહા હૈ:–

હમ બીજોં કો અસાવધાની સે બખેરતે હૈં, ઔર કહતે હૈં કિ અબ હમ ઉન્હેં કભી ન દેખેંગે; પરંતુ સહસ્રોં વર્ષો કે પશ્ચાત્ વે અનાવશ્યક ઔર હાનિકર વનસ્પતિયોં કે રૂપ મેં ઉગ કર ભૂમિ કો ઘેર લેતે હૈં. યહી અવસ્થા હમારે વિચારોં કી હૈ. વિચાર કા પ્રત્યેક બીજ જિસે હમ અપને મનોદ્યાન મેં બપન કરતે હૈં, દેર યા સબેર તદનુકૂલ અંકુર કે રૂપ મેં વિકસિત હોતે હૈં. વહ ક્રમશઃ બઢ કર પેડ કા રૂપ ધારણ કરતા હૈ. સમય ઔર અવસ્થા કે અનુકૂલ ઉસમેં ફૂલ ઔર ફલ લગતે હૈં. ઉત્તમ વિચારોં કે અચ્છે ઔર અધમ વિચારોં કે બૂરે ફલ હોતે હૈં.

શ્રેષ્ઠ વિચાર જીવન કો સરસ ઔર આનંદમય બનાતે હૈં. ઉન્સે મન ઔર આત્મા કી શકિતયોં કા વિકાસ હોતા હૈ. ઇસકે વિપરીત નિકૃષ્ટ વિચાર અપને પ્રભાવ સે, જીવનસ્રોત કો વિષૈલા ઔર ગંદા કર દેતે હૈં ઔર સંપૂર્ણ શકિતયોં કો જર્જરિત કર ડાલતે હૈં. પહલે પ્રકાર કે વિચાર હમારે લિયે અમૃતસ્વરૂપ હૈં, દૂસરે પ્રકાર કે હલાહલ વિષ.

હમ સર્વદા અપને વિચારોં કે અનુસાર અપની પ્રકૃતિપ્રદત્ત કાર્યોત્પાદક શકિત કો ઘટાતે બઢાતે રહતે હૈં. હમારા બલ, ઉત્સાહ, હર્ષ વ કીર્તિ આદિ સારી બાતોં કા આધાર કેવલ વિચારોં હી પર નિર્ભર હૈ. જિસ તરફ હમ અપને મન કો પ્રેરિત કરેંગે ઉસી તરફ સે હમારી આત્મા અપની માનસિક દશા કે અનુકૂલ અદૃશ્ય તત્ત્વ કો અપની ઓર આકર્ષિત કરેગી. એક તાંબે કા ટુકડા રાસાયનિક પ્રયોગ સે અદૃશ્ય–ન દિખાઇ દેનેવાલે–તામ્રકણ કો આકર્ષિત કર લેતા હૈ, ઔર ઉસે દૃશ્ય રૂપ મેં પરિવર્તિત કર દેતા હૈ. ઈસી પ્રકાર વિચાર બાહ્યપરમાણુઓં કો આકર્ષિત કર કે ઉન્હેં દૃશ્ય રૂપ મેં બદલ દેતા હૈ.

લોગ કહતે હૈં કિ રૂપયે કો દેખ કર રૂપયા આતા હૈ. ઈસી લિયે ધનવાન કો અધિક ધન પ્રાપ્ત હોતા હૈ. ઉનકા યહ કથન નિઃસ્સાર નહીં હૈ. ધનવાન કો અધિક ધન પ્રાપ્ત હો, યહ બાત સૃષ્ટિનિયમ કે અનુકૂલ હી હૈ, પ્રતિકૂલ નહીં. કયોંકિ ધનવાન કે

મન મેં સર્વદા સમૃદ્ધિશાલી વિચારોં કા પ્રવાહ બહતા રહતા હૈ. **'समानशीलव्यसनेषु सख्यम्'** કે અનુસાર, ઉસી પ્રકાર કે સજાતીય બાહ્યવિચાર ઉસકી ઓર આકર્ષિત હોતે રહતે હૈં જો ઉસકે વિચારોં કો સહાયતા પ્રદાન કર, ઉસકી શક્તિ કો દ્વિગુણિત કર દેતે હૈં. ઈસી પ્રકાર શક્તિશાલી કે મન મેં સામર્થ્યપૂર્ણ ઔર જ્ઞાનિયોં કે મન મેં જ્ઞાન કે નવીન નવીન વિચારોં કા પ્રાદુર્ભાવ હોતા રહતા હૈ. ધનવાન, બલવાન ઔર જ્ઞાનિયોં કો ઉનકે પ્રબલ વિચાર હી, ઉન્હેં મનોવાંચ્છિત સહાયતા પ્રદાન કરતે હૈં.

સામર્થ્યશીલ વ્યક્તિ ભય ઔર અપયશ કે વિચારોં કા કભી અપને પાસ નહીં ફટકને દેતા. કદાચિત્ કિસી સમય વે ઉસકે હૃદય પર અધિકાર જમાના ચાહેં, તો વહ ઉન્હેં અપની સંપૂર્ણ શક્તિ સે પરાજિત કરને કી ચેષ્ટા કરતા હૈ. ઈસ પ્રકાર વહ સર્વદા ઉનસે વિમુખ રહતા હૈ.

વિચાર ધનાત્મક હોતે હૈં—અર્થાત્ જૈસે વે હોતે હૈં વૈસે હી વિચાર ભીતર પૈદા કરતે હૈં; ઔર બાહર સે ભી અપને અનુકૂલ વૈસે હી વિચાર આકર્ષિત કરતે હૈં. પ્રબલ વિચાર હૃદય મેં અપને વિચારોં કો પૈદા કરતે હૈં; ઔર બાહર સે ભી વૈસે હી વિચારોં કો અપની ઓર ખીંચતે હૈં. નિર્બલ વિચારોં સે નિર્બલતા કી વૃદ્ધિ હોતી હૈ, ક્યોંકિ વે અપને અનુકૂલ વિચારોં કો નિરંતર બાહ્ય-જગત સે આકર્ષિત કિયા કરતે હૈં. ઈસી લિયે ધૈર્ય સે બલ ઉત્પન્ન હોતા હૈ; ઔર ભય સે દુર્બલતા તથા અપકીર્તિ કી ઉત્પત્તિ હોતી હૈ.

સત્ય—સંકલ્પ—યુક્ત, દૃઢપ્રતિજ્ઞ વ્યક્તિ અપની પરસ્થિતિ કે સ્વામી હોતે હૈં. ઐસે હી પુરુષોં કી ગણના સંસાર કી મહાન્ આત્માઓં મેં હોતી હૈ; ઔર સચ્ચે પરાક્રમ કે મહાન કાર્ય ઐસે હી પુરુષસિંહોં દ્વારા સંપાદિત હોતે હૈં. ઈસકે વિપરીત સંશય-શીલ વ્યક્તિ, જિનકે વિચાર બાલૂ કી ભીંત કી તરહ ક્ષણસ્થાયી હોતે હૈ, સદૈવ અપની પરિસ્થિતિ કે દાસ બને રહતે હૈં. નિર્બલતા ઔર ભય ઉનકી શક્તિયોં કા અપહરણ કર લેતે હૈં.

હમારે દેશ મેં આજ દરિદ્રતારાક્ષસી કા પૂર્ણ સામ્રાજ્ય હૈ. લાખોં વ્યક્તિ ઉસકે વિકરાલ પંઝે મેં ફંસે બડે કષ્ટ સે જીવન યાપન કર રહે હૈં. ઉનકી આશાયેં ઔર ભરોસે એક બાર હી નષ્ટ હો ચૂકે હૈં. ઉનકા પૌરુષ કામ નહીં કરતા. ઉન્હોંને અપની ઈસ દુરવસ્થા સે નિકલને કા પ્રયત્ન છોડ દિયા હૈ, ઔર અબ વે પ્રાયઃ ઈસીમેં સંતુષ્ટસે હૈં. ઉન્હેં અપને ચારોં ઓર દરિદ્રતા હી કા નાદ સુન પડતા હૈ; ઔર જિધર આંખ ઉઠાતે હૈં, ઉસીકે વિશાલ ચિત્ર દૃષ્ટિગોચર હોતે હૈં.

ઈસિ પ્રકાર કષ્ટ ઔર કંગાલી કા ભાવ રખ કર, કોઇ કિસ પ્રકાર સમૃદ્ધિ કો અપની ઓર આકર્ષિત કર સકતા હૈ. મનુષ્યોં કી અવસ્થા, સદૈવ ઉનકે વિચારોં ઔર આદર્શ કે અનુકૂલ હોતી હૈ. ઈસ લિયે જો મનુષ્ય સુખ ઔર સમૃદ્ધિ પ્રાપ્ત કરના ચાહતે હૈં, ઉન્હેં અપના માનસિક ભાવ ભી વૈસા હી રખના ચાહિયે; કયોંકિ કિસી બાત કા દૃઢ નિશ્ચય કર લેના હી માનો ઉસકે લિયે ક્ષેત્ર તૈયાર કરના હૈ.

કિસી મહાપુરુષ ને કહા હૈ કિ 'સારા માનવી કર્તવ્ય યહી હૈ કિ પહલે યહ નિશ્ચય કર લેના કિ હમ કયા હોના ચાહતે હૈં, ફિર નિરંતર ઉસીકા વિચાર કરતે રહના.' ઈસ પ્રકાર કે નિશ્ચયાત્મક વિચારોં સે, નિર્માણશકિત કે વિકાસ હોને મેં બડી ભારી સહાયતા મિલતી હૈ. મનુષ્ય કો જીવન મેં સફલતા લાભ કરને કે લિયે, બહુતસી અન્ય સાંસારિક બાતોં કી અપેક્ષા યહ જાનના અધિક લાભદાયક હૈ, કિ મૈં કિસ પ્રકાર અપને વિચારોં કો નિશ્ચયાત્મક રખ કર, સર્વોચ્ચ ઉત્પાદકશકિત કો પ્રાપ્ત કરૂં.

વૈજ્ઞાનિકોં ને પ્રયોગ દ્વારા નિશ્ચિત કિયા હૈ, કિ યદિ સૂર્ય કી ઉતની શકિત કો જો ૫૦ મીલ કી ધૂપ મેં મિલતી હૈ, કિસી એક સ્થાન પર એકત્રિત કર લિયા જાવે, તો ઉસ શકિત સે સંસાર કે સમસ્ત કારખાને ચલ સકતે હૈં; કિંતુ બિખરી હુઈ ધૂપ મેં યહ શકિત નહીં, કિ આગ ભી જલા સકે. યહી દશા મનુષ્યોં કી વિચારશકિત કી હૈ, જિસકી એકાગ્રતા સે મહાન્ કાર્ય સધ સકતે હૈં. કિંતુ સંસાર મેં અધિકતર મનુષ્ય એસે હૈં, જો અપની વિચારરૂપી નૌકા કો જીવનરૂપી સમુદ્ર મેં બહ જાને કે લિયે છોડ દેતે હૈં; ઔર ઉસે યોં હી ડૅાવાડોલ બહને દેતે હૈં. ઉનકા કોઇ ઉદ્દેશ નહીં હોતા. ઈસ પ્રકાર કે ઉચ્છૃંખલ વિચારોં કા પરિણામ, દુઃખ ઔર આપત્તિ કે સિવા ઔર કયા હો સકતા હૈ! અતએવ જો લોગ અપની વિચારરૂપી નૌકા કો વિપત્તિરૂપી ચટ્ટાન સે ટક્કર ખાને સે બચાના ચાહતે હૈં, ઉન્હેં ઉચિત હૈ કિ વે ઉસે યોં હી ન બહને દેં.

જિસ પ્રકાર નિપુણ ઈંજીનિયર મકાન બનાને સે પહલ ખૂબ સોચ સમઝ કર ઉસકા ચિત્ર બના લેતા હૈ, ફિર સમગ્ર શકિતયોં કો ઉસ ચિત્ર કે અનુસાર મકાન બનાને મેં લગા દેતા હૈ, ઇસી તરહ મનુષ્ય કો ચાહિયે, કિ અપને જીવન કા ઉદ્દેશ નિયત કર અપની સંપૂર્ણ શકિતયોં કો ઉસમેં નિયુકત કર દે. ઇસ પ્રકાર જિસ સુંદર વિચાર યા ઉચ્ચ આદર્શ કા ચિત્ર ઉસને અપને માનસપટલ પર અંકિત કિયા હૈ, એક દિન વહ અવશ્ય દૃશ્યરૂપ મેં પ્રગટ હોગા. રામાયણ મેં લિખા હૈઃ—

"જેહિકો જેહિ પર સત્ય સનેહૂ, સો તેહિ મિલહિ ન કછુ સદેહૂ".

મહાત્મા બુદ્ધદેવ કે હૃદય મેં દયા કા ઉચ્ચ આદર્શ વિદ્યમાન થા. વહ જગત મેં પ્રેમ કા સામ્રાજ્ય સ્થાપિત કર ઉસે શાંતિ ઔર સુખપૂર્ણ દેખના ચાહતે થે. સમય આયા કિ ઉનકા વિચાર કાર્યરૂપ મેં પરિણત હુઆ, સંસાર મેં **अहिंसा परमो धर्मः** કી દુંદુભિ બજી ઔર વહ દયાવાન નામ સે પ્રસિદ્ધ હુયે. કોલંબસ કે મન મેં દૂસરી દુનિયા કે અસ્તિત્વ કા વિચાર સમાયા હુઆ થા, ઔર ઉસને ઉસે પ્રત્યક્ષ દેખ લિયા. ચીન કે એક વિદ્યાર્થી કા કહના હૈ કિ, વહ ઇતના નિર્ધન થા કિ રાત કો પઢને કે લિયે ઉસકો તેલ ભી નસીબ ન હોતા થા. જુગનુઓં કો ઇકઠ્ઠા કર કે, એક પતલે મલમલ કે કપડે મેં બાંધ કર કિતાબ કે ઉપર રખ લિયા કરતા થા. એક મનુષ્ય ને ઉસસે કહા કિ ઇતની મેહનત ક્યોં કરતે હો? ક્યા ચીન કે વજીર હો જાઓગે? ઉસને જવાબ દિયા કિ અગર વિચારશક્તિ કે વિષય મેં પરમાત્મા કે નિયમ સચ્ચે હૈં, તો એક દિન મૈં અવશ્ય વજીર હો જાઉંગા. ચીન કે ઇતિહાસ કો ઉઠા કર દેખિયે, એક દિન વહ લડકા વજીર બન ગયા. ઇસ પ્રકાર મન કી ઉચ્ચતમ શક્તિ સે મનોચ્છિત કામ કરને કે સૈંકડોં ઉદાહરણ મિલતે હૈં. અતએવ જો મનુષ્ય સંસાર મેં સફલતા ઔર વિજય પ્રાપ્ત કરના ચાહતે હૈં, ઉન્હેં અપની વિચાર–શક્તિ કા સદુપયોગ કરના સીખના ચાહિયે. ઉન્હેં નિરંતર આનંદ, ઉત્સાહ ઔર આશાપૂર્ણ બિચારોં કા મનન કરના ચાહિયે. દુષ્ટ ઔર દુર્બલતા કે વિચારોં સે અપને મન કો બચાના ચાહિયે, ક્યોંકિ:—

**રહત સદા હી જાહિ કી, જૈસી સુરત વિશેષ;**
**તૈસો હી વહ હોત હૈ, યા મેં મીન ન મેષ.**

("પ્રભા"ના એક અંકમાં લેખકઃ–શ્રી. રાજેન્દ્રનાથ શર્મા)



# ૬૨—बाळकोनुं आरोग्य सुधारवाना उपाय

જે સ્થાન વસ્તીવાળું હોય છે ત્યાંની હવા અવશ્ય બગડી જાય છે; કેમકે તેમાં મનુષ્યોના શ્વાસોચ્છ્વાસની ગંદી હવા ભળી જાય છે. આવી હવા મનુષ્યના શરીરમાં દાખલ થઇને લોહીને બગાડી નાખે છે; તેથી ખુલ્લા મેદાનમાં કે નદીકિનારે જઇને શુદ્ધ વાયુનું સેવન કરવું એ તંદુરસ્તીને માટે ખાસ જરૂરનું છે. શુદ્ધ વાયુ તથા ખાસ સ્થળોની હવાથી, સર્વ પ્રકારે અસાધ્ય એવા ભારે ભારે રોગો નાબુદ થાય છે; તેથીજ વૈદકીય ગ્રંથોમાં હવા-પાણી બદલવાની આવશ્યકતા બતાવવામાં આવી છે. ઘણે ભાગે પ્રાતઃકાળનો વાયુ વિકારશૂન્ય હોય છે, તેથી પ્રાતઃકાળે રોજ વાયુ-સેવન કરવું એ આરોગ્ય માટે ઘણુંજ ફાયદાકારક છે. તેથી હમેશાં ખુલ્લા મેદાનમાં અથવા તો નદીકિનારે હવા ખાવા જરૂર જવું જોઇએ. પ્રાતઃકાળનાં શૌચાદિ કાર્યોમાં ઉતાવળ કરવી જોઇએ નહિ. મોં ધોવું, કોગળા કરવા અને નાક નસીકવું વગેરેમાં ઉતાવળ કરવી જોઇએ નહિ. મોં ખૂબ કાળજીપૂર્વક ધોવું જોઇએ. હાલમાં મોં સાફ કરવા માટે કેટલીક જાતનાં મંજનો બજારમાં વેચાય છે. સફેદ માટી તથા કંઇક સુગંધવાળી ચીજો મેળવીને વજ્રદંત વગેરે નામોથી ચાર આઠ આને ડબ્બીના ભાવે દંતમંજનો ખૂબ વેચાય છે; પરંતુ આ દંતમંજનોથી તો માત્ર પૈસાની બરબાદી સિવાય બીજું કંઇજ થતું નથી. એ તો બરાબર યાદ રાખવું જોઇએ કે, દાંત મેલા રહેવાથી અનેક પ્રકારના રોગ ઉત્પન્ન થાય છે; તેથી તંદુરસ્તી જાળવવા માટે હમેશાં લીમડો, વડ વગેરેના દાતણથી મોં સાફ કરવું એ ઘણુંજ ફાયદાકારક છે. રોજ કડવું તેલ અને સિંધવથી મોં સાફ કરવાથી દાંતને ઘણોજ ફાયદો થાય છે. જો કોઈ મંજનજ વાપરવા ઇચ્છે તો તે ઘેર બેઠાં નીચે લખી વિધિ પ્રમાણે બનાવી શકે છેઃ—બદામનાં છોડાં (બાળીને), કાળાં મરી, સિંધવ અને ફટકડી, એ બધાને બારીક કરીને સમભાગે એકત્ર કરવાથી સરસ દંતમંજન બને છે. અને તેનાથી દાંત સાફ થાય છે તથા અનેક પ્રકારનાં દાંતનાં દરદો દૂર થાય છે. માત્ર તેજ બળનેજ બારીક કરી રાખ્યું હોય અને તેનાથી દાંત સાફ કર્યા હોય તોપણ દાંત સુંદર બને છે અને મુખ સુગંધીવાળું થાય છે તથા ચિત્ત પ્રસન્ન થાય છે. આ રીતે દાંતને હમેશાં સ્વચ્છ કરવા જોઇએ; નહિ તો તેમાં જંતુઓ ઉત્પન્ન થવાથી ખૂબ પીડા થાય છે અને અનેક પ્રકારનાં દુઃખ ભોગવવાં પડે છે. મોં સાફ કર્યા પછી રોજ સ્નાન કરવું જોઇએ અને શરીરને ખૂબ ઘસી ઘસીને ચોખ્ખું કરવું

જોઇએ. આથી છિદ્રોનો કોઇ પણ પ્રકારનો વિકાર થશે નહિ અને તેના દ્વારા પરસેવો વગેરે નીકળ્યા કરશે. આજકાલ લોકો સાબુ લગાવવાનું બહુ પસંદ કરે છે. સાબુ લગાવવાથી શરીરની ચામડી બરછટ થઈ જાય છે અને સાબુઓમાં ઘણેભાગે ચરબી ભેળવેલી હોય છે. સાબુ ચૂનો, ચરબી, સાજીખાર, માટી અને સોડા વગેરેના મિશ્રણથી તૈયાર થાય છે. કોઇ કોઈ સાબુથી તો શરીર ફાટી જાય છે. લોકો કહે છે કે, સાબુથી શરીર મુલાયમ થાય છે, પણ હું જોઉં છું કે, ઘણેભાગે અનેક બિમારીઓ એથીજ થાય છે. તેથી જો સાબુ લગાવવોજ હોય તો તે સારી જાતનો ખાત્રીવાળો હોય તોજ વાપરવો.

કાચું દૂધ, ઘી અને મેદો એ ચીજોનું મિશ્રણ પણ શરીરે ચોળાય છે. તે ચોળ્યા પછી થોડી વાર પછી સ્નાન કરવું જોઈએ. આથી શરીર સુંદર થાય છે, ચેહરો ચમકવા લાગે છે; કમળપત્ર, લોદર અને અર્જુનનાં ફૂલ, એ ત્રણેને વાટીને શરીર ઉપર ચોળવાથી દુર્ગંધ જતી રહે છે. તલ, સરસવ, દારૂહળદર, ફ્રો, ગોરોચન અને કૂટ સમભાગે લઇ વાટીને ચોળવાથી શરીર સ્વચ્છ થાય છે, તેમજ સુગંધિત થાય છે. હળદર બહુ ઉપકારક વસ્તુ છે. તેનાથી વિવિધ પ્રકારના ચામડીના રોગો નાબુદ થાય છે અને કાન્તિની વૃદ્ધિ થાય છે. ઓરિસ્સા અને બંગાળની સ્ત્રીઓ હળદરનો બહુ ઉપયોગ કરે છે. ઘણા લોકોના પરસેવામાંથી બદબો નીકળતી હોય છે. તેમને માટે હરડે, નાગરમોથ, ચંદન, નાગકેસર, વેનની જડ, લોદર, કૂટ અને હળદર, એ બધાંને પાણીમાં લસોટીને દિવસમાં કેટલીક વાર લગાવવાથી બદબો નીકળતી દૂર થાય છે. હરડે અને નાગરમોથ સમભાગે અને કૂટ ચોથે ભાગે, તેને લસોટીને શરીરે ચોળવાથી શરીર સુગંધિત થાય છે અને એ સુગંધી ઘણી વાર સુધી રહે છે. જુવાનીમાં ઘણી વાર મોં ઉપર ખીલ નીકળે છે તેની ઉપર ઉપલીજ ચીજોમાં મરી અને ગોરોચન મેળવીને મોઢા ઉપર લેપ કરવો જોઇએ. એથી સઘળા ડાઘા નાબુદ થાય છે. સફેદ સરસવ અને તલ દૂધ સાથે પીસીને મોં ઉપર સાત આઠ દિવસ લગાવવાથી મુખની કાંતિ વધે છે. કોઇના મોં ઉપર કાળા ડાઘ હોય તો તેના ઉપર મનશીલ, પહાણી લોધર, હળદર અને દાલચીની (તજ) સમભાગે લઇને પાણીમાં લસોટીને ચોપડવાથી કાળા ડાઘ જતા રહે છે અને ચેહરો ખીલી ઉઠે છે. આવી સારી ચીજો હોવા છતાં પણ જો બજારના ખરાબ સાબુના ઉપયોગથી શરીરને બગાડવામાં આવે તો તેને બેવકુફી યાને મૂર્ખતાજ સમજવી જોઇએ. સ્નાન પછી ખાનપાનની વ્યવસ્થા ઉપર ધ્યાન આપવાની ખાસ જરૂર છે. કેમકે શરીરની અંદર દાખલ થઇને બિગાડ પેદા

કરનાર તો ખાસ કરીને એ બે પદાર્થોજ છે. એ બન્નેમાં કોઈપણ પ્રકારની અશુદ્ધિ કે વિકાર આવવો જોઇએ નહિ. * * * બજારમાં વેચાતી ખોરાકની ચીજો બહુજ ખરાબ હોય છે. તે ખાવાથી તંદુરસ્તી બગડે છે; તેથી બની શકે ત્યાંસુધી બજારની ખોરાકની ચીજોનો ઉપયોગ ન કરવો એજ હિતાવહ છે. એજ પ્રમાણે ખરાબ પાણી પણ પીવું નહિ. કેમકે ચેપી રોગનાં જંતુઓ તેમાંજ રહે છે. જે પાણી ખરાબ હોય તેને ઉકાળી અને ગાળીને પીવામાં કંઈ હરકત નથી. રાત્રે જાગરણ તથા કવખતનાં ભોજન અને અતિવિલાસથી સ્વાસ્થ્યમાં હાનિ પહોંચે છે. ખાવું, પીવું, સૂવું, ફરવું વગેરે જે જે જરૂરી કાર્યો છે તેમાં એક પ્રકારનો નિયમ રાખવો સારો છે. વૈદ્યકીય પુસ્તકોમાં અનેક પ્રકારના રોગ ઉત્પન્ન થવામાં જે કારણો બતાવવામાં આવે છે તેમાં મિથ્યા આહાર-વિહારને પ્રધાનપદ આપવામાં આવ્યું છે; તેથી તંદુરસ્ત રહેવાને માટે એ બધા ઉપર ધ્યાન આપવું ખાસ જરૂરનું છે.

("મનોરમા"માંના ડૉ. ગોપાળશરણ એમ. ડી ના લેખ ઉપરથી)

---

# ६३—मानसिक चमत्कार

મન કી શક્તિ બડી તીવ્ર હૈ. હજારોં ઘોડોં કી શક્તિ રખનેવાલા રેલ કા યંજિન ભી ઈતની તેજી સે નહીં દૌડ સકતા, જિતની તેજી સે મન દૌડતા હૈ. કિસી સમય ભી વહ ચુપચાપ નહીં બૈઠતા. મન કી ચંચલતા શાસ્ત્રોં મેં પ્રસિદ્ધ હૈ. હમારે પ્રાચીન ઋષિયોં ને મન કી શક્તિ કા અચ્છી તરહ અનુભવ કિયા થા. ઉન્હોંને ઉસસે કામ લેને કા તરીકા ભી નિકાલ લિયા થા. યોગાભ્યાસ ક્યા હૈ ? મન કો અપને વશ મેં લાના ઔર ઉસસે અપની ઈચ્છા કે અનુસાર કામ લેના હી યોગાભ્યાસ કહાતા હૈ. મહામુનિ પતંજલિ યોગ કા લક્ષણ ઇસ પ્રકાર બતાતે હૈં:—**योगश्चित्तवृत्तिनिरोधः**–અર્થાત્ ચિત્ત કી વૃત્તિયોં કો રોક રખના યોગ હૈ. યોગ કી સિદ્ધિયોં કી પ્રાપ્તિ સે મનુષ્ય ક્યા નહીં કર સકતા ? એક ઓર યોગી બ્રહ્મ મેં લીન હો કર અનિર્વચનીય આનંદ કા અનુભવ કરતા હૈ—દૂસરી ઓર યદિ વહ ચાહે તો થોડા હી સા ચમત્કાર દિખલા કર સંસાર કો ચકિત કર સકતા હૈ; પર યોગી ઐસા ચમત્કાર બહુત કમ દિખાતે હૈં. યોગબલ કે દ્વારા યોગી દૂસરે મનુષ્યોં પર અપના પ્રભાવ ડાલ સકતા હૈ. સાથ હી ઉનકી નિર્બલ માનસિક શક્તિયોં કો વહ અપને અધીન ભી કર

સકતા હૈ. મેસ્મેરિઝમ, હિપ્નોટિઝમ આદિ યોગ હી કે ક્ષુદ્ર ખેલ હૈં. યોગ કે અત્યલ્પ અભ્યાસ સે જબ કુછ શક્તિ પ્રાપ્ત હો જાતી હૈ, તબ લોગ મદારી બન કર ઉસકે ચમત્કાર દિખાતે ફિરતે હૈં. ઇસિસે ઉનકી યહ શક્તિ નષ્ટ હો જાતી હૈ. ઉસે વે આધ્યાત્મિક ઉન્નતિ મેં નહીં લગાતે. યહી કારણ હૈ કિ ઉનકી શક્તિ ઔર આગે નહીં બઢને પાતી. યોગવિદ્યા કા સ્રોત ઇસી ભારત સે પ્રકટ હુઆ થા. આજ ભી સિવા ભારત કે ઔર કહીં પ્રકૃત યોગી કા મિલના અસંભવ હૈ. મિસ્ર કે પ્રાચીન નિવાસિયોં ઔર ઇરાનિયોં ને યોગવિદ્યા યહીં સે સીખી થી. યોગવિદ્યા સે સંબંધ રખનેવાલે કુછ ચમત્કારોં કા વર્ણન હમ યહાં પર કરતે હૈં. ઇન ચમત્કારોં કી સત્યતા કે વિષય મેં કિસી પ્રકાર કા સંદેહ નહીં હો સકતા. યોરપ કે એક સજ્જન ને ભારત મેં આ કર ઇસ પ્રકાર કા એક ચમત્કાર અપની આંખોં દેખા થા. યે ચમત્કારોં કી સત્યતા પર વિશ્વાસ ન કરતે થે. ઇન્હેં યે કેવલ હાથ કી સફાઈ સમઝતે થે. એક રોજ ઇન્હોંને જો કુછ દેખા ઉસકા વર્ણન યે ઇસ પ્રકાર કરતે હૈં:—

મદારી (ઐંદ્રજાલિક) એક હિંદૂ થા. ઉસકી આકૃતિ બડી પ્રભાવશાલિની થી. ઉસકે ચારોં ઓર ઉસકે સાથી બૈઠે થે. મદારી અપને સામને જમીનપર બહુત સે પ્યાલે, ડિબ્બે ઔર ઇસી પ્રકાર કી કિતની હી ઔર ઔર ચીજેં રકખે થા. પહલે ઉસને એક ડિબ્બે સે કિતને હી સાંપ નિકાલે. સાંપોં કો સબકે સામને રખ કર વહ અપને દર્શકોં સે કહને લગા:-સબ લોગ ઈન્હેં અચ્છી તરહ દેખ કર અપની તસલ્લી કર લો. યે સચમુચ હી સાંપ હૈં, ઔર કોઈ ચીજ નહીં. દર્શકોં મેં પ્રાણિશાસ્ત્ર જાનનેવાલા એક અંગરેજ ભી મૌજૂદ થા. ઉસને સાંપોં કી અચ્છી તરહ સે જાંચ કર કે કહા કિ યે સચમુચ હી દેશી જાતિ કે સાંપ હૈં. ઇસકે બાદ મદારી કુછ દેર તક ધીમે સ્વર સે "ઉમ, મ, મ, મ, મ, મ, મ, મ" કી અવાજ કરતા રહા. ઉસકી યહ આવાજ ઠીક વૈસી હી થી જૈસે મકખી ભિનભિનાતી હૈ.

મદારી કે ઐસા કરતે હી સબ કે સબ સાંપ અપની અપની પૂછોં કે સહારે ખડે હો ગએ ઔર અપને અપને સિરોં કો હિલાને લગે. મદારી કભી કભી અપને ડંડે સે ઉનકે સિરોં કો ધીરે ધીરે છૂ દેતા થા. કુછ મિનટ બાદ દર્શકોં કો માલૂમ હોને લગા કિ વે છોટે છોટે સાંપ ધીરે ધીરે બઢને લગે. યહાં તક કિ બઢતે બઢતે વે બડે ભયાનક અજગર સે હો ગયે. યહ દૃશ્ય દેખ કર સારે કે સારે દર્શક–ક્યા અંગરેજ ક્યા હિંદુસ્તાની–બડે ભયભીત હુએ. ઈસ પર મદારી ને ચિલ્લા કર સબસે કહા:–ચૂપચાપ બૈઠે રહિયે,

ડરને કી બાત નહીં. ઇસકે બાદ ઉસને ઉલટી ક્રિયા પ્રારંભ કી. સાંપ સબ ધીરે ધીરે છોટે હોને લગે. અંત મેં વે ઇતને છોટે હો ગયે કિ વે એકદમ અદૃશ્ય હી હો ગયે.

ઉસને એક ઔર ભી ખેલ કિયા. વહ ભી ઐસા હી આશ્ચર્ય-જનક થા. મદારી ને અપને સાથિયોં મેં સે એક લડકે કો અપને સામને બિઠા લિયા. ઉસકે બૈઠ જાને પર મદારી ને ઉસકે ચારોં તરફ જમીન પર એક લકીર ખીંચ દી. ઇસકે બાદ મદારી જાદૂ કે કુછ મંત્ર પઢને લગા. કુછ દેર મેં લકીર કે ભીતર કા વહ લટ્ટૂ કી તરહ જલ્દી જલ્દી ઘૂમતા હુઆ દિખાઈ દિયા. ધીરે ધીરે વહ આકાશ કી ઓર ઉડા. અંત મેં ઘૂમતે હી ઘૂમતે વહ લોપ હો ગયા. તબ મદારી ને ફિર ઉલટી ક્રિયા પ્રારંભ કી. લડકા આકાશ સે નીચે ઉતરને લગા. પહલે વહ એક છોટે સે ગોલે કી તરહ દિખાઇ દિયા. અંત મેં જ્યોં જ્યોં વહ નીચે આતા ગયા ત્યોં ત્યોં બડા હોતા ગયા. પૃથ્વી પર આ કર ખડે હોતે હી ઉસને મુસ્કુરા કર દર્શકોં કો પ્રણામ કિયા.

ઇસકે બાદ એક ઔર ખેલ હુઆ. મદારી ને આમ કી કુછ ગુઠલિયોં લે કર એક છોટે સે રેત કે ઢેર મેં ઉન્હેં ગાડ દિયા. ગુઠલિયોં કો ગાડને કે બાદ વહ મંત્ર પઢ પઢ કર રેત કે ઉસ ઢેર પર હાથ ફેરને લગા. થોડી હી દેર મેં ઢેર સે એક અંકુર નિકલ આયા. દેખતે દેખતે બઢ કર વહ વૃક્ષ બન ગયા. વૃક્ષ પર ડાલિયોં ઔર પત્તે ભી નિકલ આયે. અંત મેં ઉસ પર મૌર ભી દિખાઇ દિયા ઔર પલભર મેં પકે હુએ આમ કે ફલ તૈયાર હો ગયે. યે પકે હુએ આમ તોડ કર દર્શકોં મેં બાંટે ગયે. અબ મદારી ને ફિર ઉલટી ક્રિયા આરંભ કી ઔર વૃક્ષ ધીરે ધીરે લોપ હો ચલા. અંત મેં મદારી ને ઢેર મેં સે અપની ગુઠલિયાં નિકાલ લીં ઔર વૃક્ષ ભી અંતર્હિત હો ગયા. ગુઠલિયાં નિકાલ કર ઉસને સબ લોગોં કો દિખા દિયા.

એક ઔર ભી આશ્ચર્યજનક ખેલ મદારી ને ખેલા. ઉસને રસ્સે કા એક લપેટા હુઆ ગોલા બાહર નિકાલા. દર્શકોં કે હાથ પર રખ કર ઉસે ભલી–ભાંતિ દેખ લેને કે લિયે ઉસને કહા. ઇસકે બાદ ઉસને રસ્સે કે સિરે પર એક ગાંઠ દે દી ઔર ઉસ ગાંઠવાલે સિરે કો આકાશ મેં ઉછાલ દિયા. રસ્સે કી લપેટ ખુલ ગયી ઔર વહ ઉપર આકાશ કી ઓર જાને લગા. ધીરે ધીરે સારા કા સારા રસ્સા ખુલ ગયા ઔર ઉસકા સિરા વાયુ મેં ઇસ તરહ લટકતા હુઆ દિખાઈ દેને લગા માનોં ગાંઠ કો કિસીને કઈ સૌ ફુટ ઉંચે આકાશ મેં બાંધ દિયા હો. ઇતને મેં મદારી કા એક સાથી રસ્સે કે પાસ ગયા ઔર નીચે લટકતે હુએ ઉસકે છોર કો પકડ લિયા.

મદારી કે હુકમ સે વહ આદમી રસ્સે કે સહારે ઉપર આકાશ મેં ચઢને લગા. બહુત ઉપર જાને પર વહ એક ચિહ્નસા દિખાઇ દેને લગા. અંત મેં વહ વહીં અંતર્ધાન હો ગયા. ઇસ પર મદારી ને અપને મુંહ સે કુછ ઔર શબ્દ નિકાલે ઔર રસ્સા ઉડ કર આકાશ મેં ઇતના ઉપર જા પહુંચા કિ ઉસકા નજર આના કઠિન હો ગયા.

ઇસ ખેલ કે સાથ તમાશા સમાપ્ત હુઆ. ઉસ સમય એક અંગ્રેજ કેમેરા હાથ મેં લિયે વહાં ખડા થા. જબ આદમી રસ્સે પર ચઢને લગા તબ ઉસને ઉસકા ફોટો લે લિયા; પર જબ નેગેટિવ પ્લેટ કો ઉસને ધોયા તબ ન ઉસ આદમી કી, ન ઉસ દશ્ય કી, ન ઉસ રસ્સે કી, કિસીકી ભી તસ્વીર ઉસ પર નજર ન આઈ. કેવલ મદારી કી તસ્વીર શીશે પર ઉતરી દિખાઇ દી. પર વહ બડી વિચિત્ર થી. મદારી અજીવ તરહ સે મુસ્કરાતા હુઆ બૈઠા દિખાઇ દિયા. બાત યહ થી કિ વાસ્તવ મેં યહ ખેલ કિયા હી ન ગયા થા. વે સારે ખેલ કેવલ દૃષ્ટિભ્રમ કે કારણ દર્શકોં કો દિખાઈ દિયે થે. ચિરકાલ કે અભ્યાસ સે મદારી કો દૂસરે કા મન અપને વશ મેં કરને કી શક્તિ પ્રાપ્ત થી. ઇસી શક્તિ કે દ્વારા ઉસને દર્શકોં પર અપના પ્રભાવ ડાલ દિયા થા.

એક ઔર લેખક કા બયાન સુનિયે. વહ અમરીકા કે એક સમાચારપત્ર કા સંવાદદાતા થા. ઉસકે કથન કા સારાંશ, ઉસીકે શબ્દોં મેં, હમ નીચે દેતે હૈં—

ભારતવર્ષ કી એક બડી નદી મેં મૈં જહાજ દ્વારા યાત્રા કર રહા થા. જહાજ જબ બંદર પર પહુંચા તબ એક હિન્દુસ્તાની કેવલ એક લંગોટી લગાયે હુએ ફુર્તિ સે જહાજ પર ચઢ આયા. તૈરતે સમય ડૂબને સે બચને કે લિયે ઉસને એક લાલ રંગ કી ગઠડી ગલે સે બાંધ લી થી. વહ એક મામુલી સાધુસા માલૂમ હોતા થા. પર, શીઘ્ર હી ઉસને અપને ગુણોં કા પરિચય દેના આરંભ કર દિયા.

જહાજ કે તખ્તે પર પૈર રખતે હી ઉસને વહાં પર પડા હુઆ રસ્સે કા એક ગોલ ગેંદ ઉઠા લિયા. ઉસકા એક સિરા ખોલ કર ઉસમેં ઉસને ગાંઠ લગા દી. ગાંઠ કો ઉસી દમ ઉસને બડે જોર સે આકાશ કી ઓર ઉછાલ દિયા. ગાંઠ ઉપર કો ચઢતી જાતી થી ઔર રસ્સી કા ગોલા ખુલતા જાતા થા. ખુલતે ખુલતે સારી રસ્સી ખુલ કર આકાશ મેં ચઢ ગઇ ઔર વહીં વહ લોપ હો ગઇ. ઉસ સમય જહાજ પર એક મલ્લાહ એક ટૂટા હુઆ નારિયલ લિયે ખડા થા. સાધુ ને ઉસસે નારિયલ લે લિયા ઔર ખડે હો કર ઉસકા પાની એક ડોલ મેં ગિરાને લગા. એક ડોલ ભર ગયા. તબ નારિ-

ચલ કે નીચે દૂસરા ડોલ રકયા ગયા. વહ ભી શીઘ્ર હી ભર ગયે. ઈસી પ્રકાર ઉસ નારિયલ કે પાની સે કોઈ બારહ ડોલ ભર ગયે. ડોલોં કો ભર ચૂકને બાદ ઉસને ઉનમેંસે એક કો હાથ મેં ઉઠા લિયા ઔર મંત્ર પઢ કર શીઘ્ર હી ઉસને ઉસે વહાં સે લોપ કર દિયા. થોડી દેર બાદ ઉસકે હાથ મેં એક ચિહ્નસા દેખ પડા. યહ ચિહ્ન ક્રમશઃ બઢતે બઢતે પાની કા લબાલબ ભરા હુઆ ડોલ બન ગયા. મદારી ને ઉસે જહાજ કે તખ્તે પર ઉલટ દિયા.

ઈસ ખેલ કો એક યુવતી ભી દેખ રહી થી. કુછ દૂર ઉસકા બચ્ચા ઉસકી "આયા" કે પાસ ખડા થા. એકાએક માતા કયા દેખતી હૈ કિ આયા ને દોનોં હાથોં પર બચ્ચે કો ઉઠા લિયા ઔર શીઘ્ર હી ઉપર આકાશ મેં ઉડ કર વહીં અંતર્ધાન હો ગઇ. માતા બેસુધ હો કર પાગલ કી તરહ ચિલ્લાને ઔર આકાશ કી ઓર ટકટકી લગા કર દેખને લગી. આકાશ કી ઓર મુંહ ઉઠાયે વહ થોડી હી દેર મેં કયા દેખતી હૈ કિ એક બાદલ કા ટુકડા નીચે આ રહા હૈ. યહ બાદલ ધીરે ધીરે આયા કે રૂપ મેં બદલ ગયા. જૈસે જૈસે આયા નીચે આતી ગઈ, વૈસે વૈસે હી ઉસકા આકર બડા હોતા ગયા. અંત મેં વહ જહાજ કે તખ્તે પર ખડી હો ગઇ. જહાજ પર ખડી હોતે હી આયા ને બચ્ચે કો ઉસકી માતા કે હાથોં મેં દે દિયા. માતા ને બચ્ચે કો છાતી સે લગા કર આયા સે કહા—તુમ મેરે બચ્ચે કો કયોં લે ગઈ થી? આયા ને ઉત્તર દિયા—મેમ સાહબ! બચ્ચા તો સોયા હુઆ થા; મૈં ઉસે કહીં નહીં લે ગઇ. યહ સુન કર માતા બડી ચકિત હુઇ. ઈસ પર સાધુ બોલાઃ-મેમ-સાહબા વિચિત્ર વસ્તુઓં કા કેવલ સ્વપ્ન દેખ રહી થીં. યહ ખેલ સાધુ કી માનસિક કલ્પના કા ફલ થા. ઉસને ઉસકા ચિત્ર મેમ કે મન પર અંકિત કર દિયા થા.

ઈસ ખેલ કે બાદ સાધુ ને લાલ કપડોં કી ગઠડી ખોલી. ઉસમેંસે એક નારિયલ નિકાલ કર ઉસને ઉસે સબ યાત્રિયોં કો દિખાયા. જબ સબ લોક દેખ ચૂકે તબ ઉસને બાંસ કી એક લાઠી કે સિરે પર રખ કર આજ્ઞા દી કિ ફવ્વારે કી તરહ જલધારા ગિરાઓ. ફકીર કી આજ્ઞા પાતે હી નારિયલ સે પાની કી ધારા બહ કર જહાજ કે તખ્તોં પર ગિરને લગી. કુછ દેર બાદ ઉસને આજ્ઞા દી—બંદ કરો. જલધારા કા ગિરના ફૌરન હી બંદ હો ગયા. ફિર ઉસને આજ્ઞા દી—ચલો. બસ, વહ ચલને લગી. ઇસી તરહ ઉસને કોઇ બાર કિયા. ઈસકે અનંતર ઉસને એકાએક એક અજગર પૈદા કર દિયા. ઇસ અજગર કો દેખતે હી લોગ બહુત ડરે. તબ સાધુ કી આજ્ઞા પાતે હી વહ એકદમ લોપ હો ગયા. અજગર કે બાદ ઉસને સૂર્ય કે પ્રકાશ મેં સબકે સામને કિતની

હી મનુષ્યમૂર્તિયાં પૈદા કર દી. યે મૂર્તિયાં ધીરે ધીરે ભાફ કે બાદલોં કી તરહ વહીં અંતર્ધાન હો ગઇં. ઇન અદ્ભુત તમાશોં કે બાદ ઉસે કાફી દાન મિલા, ઉસે લે કર વહ વહાં સે ચલતા બના.

ઉપર કે સબ ખેલ માનસિક પ્રભાવ કે હી ફલ હૈં. જો લોગ માનસિક પ્રભાવ કા વિરોધ કરતે હૈં ઔર ઉસે અપને ઉપર નહીં પડને દેતે ઉન્હેં ઇસ પ્રકાર કે દશ્ય બહુધા નહીં દેખ પડતે. અન્ય દર્શક જબ માનસિક ભ્રમ મેં પડે હુએ ઇસ પ્રકાર કે સ્વપ્ન દેખતે રહતે હૈં, તબ પ્રભાવમેં ન પડે હુએ લોગોં કો સિર્ફ મદારી એકાગ્રચિત્ત હો કર અપની કલ્પનાશક્તિ કા પ્રયોગ કરતા હુઆ દેખ પડતા હૈ. ઇસ તરહ કે ઔર ભી અનેકાનેક ખેલ કિયે જા સકતે હૈં. અભી કુછ દિનોં પહલે સુના થા કિ મદરાસ મેં એક સાધુ આયા હૈ. વહ રૂપયોં કી વર્ષા કરતા હૈ. યહ ભી માનસિક ભ્રમ કા હી ફલ હૈ. કેમરે સે લિયા હુઆ ઇસ તરહ કા કોઇ ભી ચિત્ર ફોટોગ્રાફી કે પ્લેટ પર નહીં ઉતરતા. પ્લેટ પર માનસિક એકાગ્રતા સે બૈઠે હુએ કેવલ મદારી કા પ્રતિબિંબ દિખાઈ દેતા હૈ. મદારી અપને ભીતર એક ઐસી શક્તિ પ્રાપ્ત કર લેતા હૈ જિસકે દ્વારા વહ એક હી સમય મેં બહુતસે લોગોં કો કઈ તરહ કી વસ્તુયેં દિખા સકતા હૈ, સુના સકતા હૈ ઔર ચખા ભી સકતા હૈ. વાસ્તવ મેં યે વસ્તુયેં વિદ્યમાન નહીં હોતીં.

એક ભારતીય સજ્જન લિખતે હૈં કિ જબ મૈંને પહલે પહલ ઐસે ખેલ દેખે તબ મુઝે ઉન પર બડા આશ્ચર્ય હુઆ. અંત મેં મૈંને અપને મન મેં ઉનકી પરીક્ષા કરને કા નિશ્ચય કિયા. મદારી કે ચારોં ઓર દર્શકોં કી બડી ભીડ થી. જબ મૈં દર્શકોં કે સાથ ખડા હુઆ તબ મુઝે યે સબ અદ્ભુત દશ્ય એક એક કર કે દીખને લગે. પર જબ મૈં દર્શકોં સે અલગ હો કર એક દૂસરે સ્થાન સે દેખને લગા તબ મુઝે મદારી કે સિવા ઔર કોઇ દશ્ય વહાં ન દેખ પડા. ઇસકે બાદ મૈં મદારી કે પાસ ગયા. અબ ભી મુઝે કોઇ તમાશા ન દેખ પડા. ઇસસે સિદ્ધ હુઆ કિ મદારી કા પ્રભાવ એક વિશેષ સીમા તક હી થા. ઇસ સજ્જન ને આમ કે ફલવાલે ઔર રસ્સેવાલે (જિનકા વર્ણન ઉપર હો ચૂકા હૈ) દોનોં તમાશોં કી ખૂબ પરીક્ષા કી. અંત મેં ઉસે નિશ્ચય હુઆ કિ યે બાતેં પ્રાકૃતિક નિયમોં કે નહીં, કિંતુ માનસિક ભ્રમોં કે કારણ દિખાઇ દેતી હૈં. મદારી ઇંદ્રજાલ રચને કે સમય પાલથી લગા કર બૈઠતા હૈ. વહ મુંહ સે ઉમ, મ, મ, મ, મ, કે સદશ ધીમી આવાજ કરતા હુઆ અપને ધડ કો ઇધર ઉધર ઘૂમાતા રહતા હૈ. ઇસી લિયે કિતને હી મનુષ્ય સમઝતે હૈં કિ ઉસકી ઇસ ક્રિયા કા સંબંધ જાદૂ સે હૈ; પર ઉનકી યહ ભૂલ હૈ. શારીરિક

ચેષ્ટા કા ઉસકે કાર્યોં સે કોઇ સંબંધ નહીં રહતા. અચ્છા અભ્યાસ કિયે હુએ લોગ કભી અપને શરીર કો નહીં હિલાતે ડુલાતે. વે પદ્માસન માર કર સમાધિસ્થ હો જાતે હૈં. ખેલ કે સમય શરીર કા હિલાના ડુલાના દર્શકોં કી ઉત્કંઠા બઢાને કે લિયે હૈ.

તમાશા દેખનેવાલોં કે મન પર પ્રબલ માનસિક કલ્પના કા ચિત્ર અંકિત કરને કે લિયે પ્રાયઃ નીચે લિખી હુઇ વિધિ કા અવલંબન કિયા જાતા હૈઃ—

મદારી યુવાવસ્થા સે અપને મન મેં માનસિક ચિત્ર બનાને કા અભ્યાસ કરતા હૈ. કલ્પના કીજિયે કિ પહલે પહલ ઉસને કિસી સુપરિચિત વસ્તુ-જૈસે ગુલાબ કે ફૂલ-કા સ્પષ્ટ ચિત્ર અપને મન પર ખીંચના ચાહા. યહ ચિત્ર ખીંચને કે લિયે ઉસને અપની ઇચ્છાશક્તિ સે કામ લિયા. મદારી ઇતના અભ્યાસ કર લેતા હૈ કિ ઉસકે માનસિક નેત્રોં કે સામને કલ્પિત વસ્તુ ઠીક વૈસી હી દીખને લગતી હૈ, જૈસે કિસી વ્યક્તિ કા મુખમંડલ દેખને પર કિસી ચિત્રકાર કે મન મેં ઉસકા ચિત્ર જ્યોં કા ત્યોં ઉતર આતા હૈ ઔર ફિર બિના દેખે હી વહ ઉસે અંકિત કર લેતા હૈ. ઇસકે અનંતર મદારી બડી બડી વસ્તુઓં કા, વસ્તુઓં કે સમૂહ કા ઔર બઢતે બઢતે અધિકાધિક અદ્ભુત દશ્યોં કા ચિત્ર અપને મન પર અંકિત કરતા હૈ. કિતને હી દિનોં કે અભ્યાસ કે બાદ સૌ મેં દો-એક હી ઐસે નિકલતે હૈં જો અપને મન મેં વસ્તુઓં કા સ્પષ્ટ ચિત્ર ખીંચ કર ઉસકે ખેલ દિખા સકેં. જબ ઇતની શક્તિ પ્રાપ્ત હો જાતી હૈ તબ મદારી અપની અત્યંત વિકસિત ઇચ્છાશક્તિ કે દ્વારા અપને આસપાસ કે લોગોં કે મન મેં પૂર્વોક્ત પ્રકાર કે માનસિક ભ્રમ પૈદા કર દેતા હૈ. ઇસ શક્તિ કી પ્રાપ્તિ મેં બહુત સમય લગતા હૈ. દો ચાર વર્ષોં મેં યહ નહીં પ્રાપ્ત હો સકતી.

("સરસ્વતી"ના એક અંકમાં લેખકઃ-શ્રી. સંતરામ ગોહલ, બી. એ.)



# ૬૪—आरोग्य संतान केम जन्मे ?

ધર્મશાસ્ત્રમાં ઋષિઓ સ્ત્રીપુરુષને સંતાનની ઉત્પત્તિ કરવાનો અને તેનું રક્ષણ કરવાનો ઉપદેશ આપતા આવ્યા છે. લગ્નસમયે વરવધૂને એજ ઉપદેશ આપવામાં આવે છે કે, સો વર્ષસુધી ધર્માનુસાર પુત્ર-પૌત્રોને પ્રાપ્ત કરી તેમની સાથે પ્રેમપૂર્વક ગૃહસ્થાશ્રમમાં રહો. સંતાન એ અંધારા ઘરના દીપક સમાન છે. જ્યાં સંતાન ઉત્પન્ન થતાં નથી અથવા તો અકાળે મૃત્યુ પામે છે, તે ઘર શૂન્ય અને અનેક પ્રકારની સુખસામગ્રીઓ હોવા છતાં પણ સુખપ્રદ નથી હોતું. સંતાનની ઈચ્છા ગૃહસ્થાશ્રમીઓમાં સ્વાભાવિક છે અને હોવી જોઇએ; એટલે ગૃહસ્થાશ્રમીઓએ ઉચિત સાધનોદ્વારા સંતાનપ્રાપ્તિ કરવી જોઇએ. આહાર-વ્યવહાર હમેશાં પવિત્રજ રાખવાં જોઇએ, ખાનપાન નિયમાનુસાર થવાં જોઇએ કે જેથી શરીર અને મન તંદુરસ્ત અને આરોગ્ય રહ્યા કરે. જો સ્ત્રી અને પુરુષમાંથી એકના પણ આહારમાં વધારો યા ઘટાડો હશે તો તેમનું સ્વાસ્થ્ય બગડી જશે અને સંતાન ઉત્પન્ન થશે નહિ. મધ્યમવર્ગના લોકોને ઘણી સંતતિ થવાનું કારણ એજ છે કે, તેમનાં ખાનપાન સાદાં હોય છે. તેઓ દૂધ, માખણ અને ઘીનું નિયમાનુસાર સેવન કરે છે. અને મહેનત-મજુરી કરીને પોતે ભોજન કરેલા પદાર્થોને બરાબર પચાવતા રહે છે અને તેથી શુદ્ધ વીર્ય ઉત્પન્ન થઈ તેઓને સંતાન ઉત્પન્ન કરવા લાયક બનાવે છે. પરંતુ ધનાઢ્ય પુરુષોનો સ્વભાવજ ન્યારો હોય છે. તેઓ જે કંઈ ખાય છે તે પચાવી શકતા નથી. તેમના આહાર પુષ્ટિકારક હોવાથી જો કે તેમનાં શરીર હૃષ્ટપુષ્ટ બનેલાં દેખાય છે ખરાં, પરંતુ તેમને શારીરિક શ્રમ કરવાનો નહિ હોવાથી તેમનું વીર્ય સંતાનોત્પત્તિ માટે યોગ્ય રહેતું નથી. જો સંતાન થાય છે તોપણ તે રોગી, નિર્બળ અને દુર્બળ હોય છે; તેથી ધનાઢ્ય પુરુષોએ પણ મધ્યમ વર્ગના લોકોના વર્તન ઉપરથી દાખલો લેવો જોઇએ, કે જેથી તેઓ પણ આરોગ્ય સંતાનો પ્રાપ્ત કરે. પુરુષે ગૃહસ્થાશ્રમી હોવા છતાં પણ વીર્યનો વધારે નાશ કરવો જોઇએ નહિ, પરંતુ ઋતુગામી થઇને ગર્ભાધાન ક્રિયા કરવી જોઇએ; કેમકે થોડા વીર્યથી સંતાન ઉત્પન્ન થતાં નથી અને જો થાય છે તો અકાળે મૃત્યુ પામે છે. ઋષિઓએ દુરાચારી સ્ત્રીપુરુષોને ગૃહસ્થાશ્રમી બનવાનો અધિકાર આપ્યો નથી, કે જેથી તેઓ હલકા પ્રકારનાં સંતાન ઉત્પન્ન કરી દેશ અને જાતિની શારીરિક, માનસિક અને આત્મિક અવસ્થાને બગાડે નહિ. ગૃહસ્થને એ પણ ઉપદેશ આપ્યો છે કે, તે પોતાના વર્તનને તો પવિત્ર રાખેજ, પરંતુ સાથે સાથે પોતાની સંતતિ પણ

સુચારિત્રવાન બને એવી કાળજી રાખે અને યોગ્ય સાધનોદ્વારા તેને પવિત્ર રાખવાનું શિક્ષણ આપે, કે જેથી તેનો ગૃહસ્થાશ્રમ પણ સુખ અને આનંદનું સ્થાન બની રહે અને તે પૂર્ણ આયુષ્ય ભોગવી શકે. સૌએ વિશ્વાસ રાખવો જોઇએ કે, ઘોડો ગાડીએ ત્યારેજ જોડાય છે કે જ્યારે તે સાજો તાજો અને તંદુરસ્ત હોય. એજ નિયમ સ્ત્રીપુરુષોને માટે પણ લાભદાયક છે. ઘોડો એ કે ત્રણ મહિનામાં ઉપયોગ કરવા લાયક બનાવી શકાય છે, પરંતુ બાળકોને માટે ઓછામાં ઓછાં સોળ વર્ષ અને કન્યાને માટે આઠ યા દશ વર્ષના શિક્ષણની આવશ્યકતા છે; અને જેઓ શિક્ષણના આ નિયમનું ઉલ્લંઘન કરે છે, તેઓ શ્રેષ્ઠ ગૃહસ્થ બની શકતા નથી અને તેમના ગૃહસ્થાશ્રમમાં અવશ્ય વિઘ્ન આવે છે. શ્રેષ્ઠ અને બળવાન સંતાન ઉત્પન્ન કરવાને માટે જેટલી ઉત્તમ શિક્ષણની આવશ્યકતા છે તેટલીજ સાથે સાથે સ્ત્રી અને પુરુષના શારીરિક બળ અને ઉંમરનું પણ ધ્યાન રાખવાની જરૂર છે. દુર્બળ શરીરવાળા પુરુષે બળવાન શરીરવાળી કન્યા સાથે લગ્ન કરવાં જોઇએ નહિ; અને બળવાન શરીરવાળા પુરુષે દુર્બળ કન્યા સાથે લગ્ન કરવાં જોઇએ નહિ. કેમકે એ પ્રમાણે કરવાથી સ્ત્રીપુરુષને નુકસાન થાય છે, એટલુંજ નહિ પણ તેનાં માઠાં ફળ દરેક સંતાનને પણ ભોગવવાં પડે છે. મોટી ઉંમરના પુરુષોએ ભૂલેચૂકયે પણ નાની ઉંમરની કન્યા સાથે લગ્ન ન કરવાં જોઇએ, કેમકે એમ કરવાથી સ્ત્રીની તંદુરસ્તી ખરાબ થઇ જશે. ચાળીસ વર્ષથી વધુ ઉંમરના પુરુષે પહેલી વારની સ્ત્રીના દેહાંત પછી બીજી વાર લગ્ન કરવાં જોઇએ નહિ. જો એ પ્રમાણે થશે તો સ્ત્રી અને પુરુષમાં પરસ્પર પ્રીતિ અને પ્રેમ નહિ હોવાને લીધે તેમનાં સંતાન દુર્બળ અને અલ્પઆયુષી જન્મશે, અને પુરુષ શક્તિહીન હોવાથી તરતજ અકાળે મૃત્યુ પામશે.

એ પણ સ્મરણમાં રાખવું જોઇએ કે, કોઇ પણ ગૃહસ્થે ૫૦ વર્ષની ઉંમર પછી સ્ત્રીસંભોગ કરવો જોઇએ નહિ. પ્રાચીન કાળમાં જ્યારે પુરુષની ઉંમર ૫૦ વર્ષની થઇ જતી ત્યારે તે શાસ્ત્રની આજ્ઞાનુસાર વાનપ્રસ્થાશ્રમમાં પ્રવેશ કરતો હતો. અને પોતાની બાકીની ઉંમર વિદ્યોપાર્જન અને પરોપકારી તથા ધર્મસેવાનાં કાર્યોમાં ગાળતો હતો. ગૃહસ્થાશ્રમ એ ઇન્દ્રિયતૃપ્તિને માટે નથી પરંતુ સંતાન ઉત્પન્ન કરવા માટેજ છે; તેથી સ્ત્રી અને પુરુષે ઉત્તમ સંતાનની કામના રાખીને ૨૫ વર્ષથી વધારે સમય ગૃહસ્થાશ્રમમાં રહેવું જોઇએ નહિ, કે જેથી પૂરી ઉંમર પણ નિર્વિઘ્ને પ્રાપ્ત કરી શકાય.

પ્રત્યેક માતાપિતાને માટે એ પણ જરૂરનું છે કે, તેઓ

પોતાની કન્યાનો વિવાહ કરતા પહેલાં વરની સારી રીતે તપાસ કરાવી લે કે તે કોઇ રોગવાળો અથવા સંતાનોત્પત્તિ માટે નાલાયક તો નથી; કેમકે અનેક યુવાનો અને બાળકો કુસંગતમાં ફસાઇને ગરમી, પ્રમેહ વગેરે દર્દોના ભોગ થઇ પડેલા હોય છે. આવાં દર્દોનો ઝેરી પ્રભાવ કન્યા ઉપર પણ પડે છે અને બન્ને સંતાનોત્પત્તિ માટે નાલાયક બની જાય છે. લગ્ન થયા પછી પણ જેઓ અત્યંત વિષયી બની જાય છે, તેઓ ઘણે ભાગે પ્રમેહાદિ રોગોમાં ફસાઈ જાય છે; તેથી દરેક ગૃહસ્થે પોતાનું વર્તન ધર્માનુસાર અને ઉચ્ચ પ્રકારનું રાખવું જોઇએ.

સંતાન નહિ થવાનું એક કારણ એ પણ છે કે, વધારે વિષયભોગને લીધે સ્ત્રીનું ગર્ભાશય તેની મૂળ જગાએ સ્થિર રહેતું નથી; તેથી યોગ્ય ડૉક્ટર અને વિદ્વાન દાઇ(નર્સ)દ્વારા તેને સ્થિર કરાવવાનો ઉપાય કરવો જોઇએ; અને જ્યારે તેમને ખાત્રી થાય કે બન્નેમાં કોઈ પણ રોગી નથી તો પછી સંતાનોત્પત્તિ માટે તેમણે નીચે લખેલા નિયમોનું પાલન કરવું જોઇએઃ—

૧—પતિ અને પત્ની નિયમ પ્રમાણે આહારવિહાર રાખે.

૨—ખુલ્લી હવામાં પ્રાતઃકાળે સૂર્યોદય પહેલાં ત્રણ યા ચાર માઇલ ફરવાનું રાખે.

૩—જૂદા જૂદા ઓરડામાં જૂદા જૂદા બિછાનાપર સુવે અને ઓછામાં ઓછા ત્રણ ચાર માસ બ્રહ્મચારી રહે.

૪—દિવસે નિદ્રાનો ત્યાગ કરે.

૫—માદક પદાર્થોનું ભૂલેચૂકે પણ સેવન ન કરે.

૬—જ્યારે પુરુષ સંતાનોત્પત્તિ માટે ભોગની ઇચ્છા કરે ત્યારે તેણે બળ અને વીર્યને વધારનારા પદાર્થો જમવા જોઇએ. પરંતુ સ્ત્રીએ હલકું ભોજન કરવું જોઇએ અને તે પણ પેટ ભરીને નહિ. બની શકે તો રાત્રે સમાગમ થતા સુધી તેણે નિરાહારી રહેવું.

ઉપરોક્ત નિયમો પાળ્યા પછી ગર્ભ રહેવાની આશા રાખવી જોઇએ. પરમાત્મા અવશ્ય કર્માનુસાર ફળ આપશે. પરંતુ જ્યારે ગર્ભ રહ્યાની ખાત્રી થઇ જાય ત્યારે તેની બહુજ કાળજી રાખવી; કેમકે તેની યોગ્ય રક્ષા નહિ કરવાથી ગર્ભપાત થઇ જાય છે. અને પછી સ્ત્રી ઘણે ભાગે સંતાનોત્પત્તિ માટે લાયક રહેતી નથી. ગર્ભવતી સ્ત્રીની સાથે હમેશાં પૂર્ણ પ્રસન્નતાથી વર્તવું; કેમકે સ્ત્રીની રક્ષા કરવાનો જો કોઇપણ યોગ્ય સમય હોય તો તે ગર્ભાવસ્થાનો છે. એવે સમયે તેને પ્રસન્ન અને રાજીખુશી રાખવાનો યત્ન કરવો જોઇએ; અને તેને એમ ખાત્રી થવી જોઇએ કે, તમે તેના સુખદુઃખના એક માત્ર ભાગીદાર અને સાથી છો. તમે ઇચ્છતા હો કે તમારાં સંતાન સુશીલ, ધાર્મિક અને સદાચારી થાય તો તમારી

ઓને ઉત્તમ શિક્ષણ આપતા રહો, કે જેથી તેનો સ્વભાવ ધર્મ ઉપર પ્રેમ કરનારો થાય. વળી તેને એ પણ સમજાવો કે, સંતાન માતાપિતાના સારા નરસા ગુણો ગર્ભાવસ્થામાંથીજ પકડી લે છે અને જેવી માતપિતાની માનસિક સ્થિતિ હોય છે તેવાંજ સંતાનો ઉત્પન્ન થાય છે.

ગર્ભવતી સ્ત્રીએ નીચેના નિયમો અવશ્ય પાળવા જોઇએઃ—

૧—તેણે ભૂલે ચૂકે પણ લોહીનો વેગ વધારનારૂં ભોજન કરવું નહિ; પરંતુ હલકું, જલદી પચે તેવું સાદું અને નિયમસર ભોજન કરવું. શાકભાજી અને ફળોનું ભોજન ગર્ભવતી માટે ઘણુંજ લાભદાયક છે. ચા વગેરેનું સેવન કરવું નહિ; કેમકે તેના સેવનથી માતા અને બાળક બન્નેના મગજને હાનિ પહોંચે છે.

૨—ગર્ભવતી સ્ત્રીએ સ્વચ્છ અને હલકાં વસ્ત્ર ઓઢવાં, પરંતુ શરીરને હમેશાં ગરમ રાખવા પ્રયત્ન કરવો જોઇએ.

૩—તેણે હમેશાં ખુલ્લી હવામાં રહેવું જોઇએ અને રહેવાના સ્થાનમાં પૂરતી તાજી હવાની આવ-જા રહેવી જોઇએ. ખુલ્લી હવામાં રોજ થાક ન લાગી જાય એટલી હદ સુધી ફરવું જોઇએ. વળી યાદ રાખવું જોઇએ કે, માતાના નિયમિત વ્યાયામથી ભવિષ્યનું સંતાન પણ મજબૂત અને ચાલાક જન્મશે. મારા અભિપ્રાય પ્રમાણે તો ખુલ્લા મેદાન યા નદીના તટપર પ્રાતઃકાળના ઠંડા વાયુનું સેવન અત્યંત લાભદાયક છે.

૪—ઠંડે પાણીએ સ્નાન કરવું, કે જેથી લોહી આખા શરીરમાં સારી રીતે ફરી વળે.

૫—પ્રસૂતિની પીડાવિષે સાંભળીને ગભરાવું નહિ, પરંતુ ક્ષેમ-કુશળ પ્રસવ થવાની આશા રાખીને માતા થવાના આનંદમાં મસ્ત રહેવું; કેમકે માતાના ડરવાથી બાળકને બહુજ હાનિ પહોંચે છે અને પ્રસૂતિ વખતે સ્ત્રીને બહુ કષ્ટ થાય છે.

૬—તેણે પ્રતિદિન પરમાત્માને પ્રાર્થના કરવી જોઇએ કે, પાકેલાં ફળની પેઠે પોતાની સંતતિ પણ ગર્ભાશયમાં યોગ્ય સમય સુધી વિશ્રામ કરીને સુગમતાથી જન્મ પામો.

જો આરોગ્યના નિયમોનું પાલન કરવામાં આવે તો બાળકને જન્મ આપતાં સ્ત્રીને બહુજ ઓછું દુઃખ થશે.

બાળકને જન્મ આપતી વખતે નીચેની બાબતો ઉપર પણ ધ્યાન આપવું જોઇએ.

૧—પ્રસવસ્થાન પહેલેથીજ સાફ કરી રાખવું જોઇએ અને તે સ્થાન એવું જોઇએ, કે જ્યાં શુદ્ધ વાયુ અને પ્રકાશની અવર-જવરને અટકાવ થતો ન હોય.

૨—ઋતુને અનુસરીને જે વસ્તુઓ બાળક અને તેની માતાને

માટે આવશ્યક હોય તે પહેલેથીજ પ્રસવસ્થાનમાં તૈયાર રાખી મૂકવી જોઇએ.

૩—જો સુશિક્ષિત દાઈ મળે તો તેને બાળક જન્મતા પહેલાંજ હાજર રાખવી જોઇએ. જો તે ન મળી શકે તેમ હોય તો સાધારણ દાઇને શોધી કાઢી તેને પહેલેથી ખબર આપવી જોઇએ, કે જેથી તેને આવતાં બહુ વાર ન થાય; પરંતુ કાળજી રાખવી કે તે બાઇ અનુભવી હોવી જોઇએ. અને બીજી સ્ત્રીઓ પણ તેની ગ્યતા અને ચતુરાઇને સ્વીકારતી હોય; તેના હાથની આંગળીઓના નખ વધેલા ન જોઇએ અને તેના હાથમાં કડાં, ચૂડી વગેરે ઘરેણાં પહેરેલાં ન હોવાં જોઇએ. તેને કોઇ એવો રોગ પણ ન હોવો જોઇએ કે જેનો ચેપ લાગવાનો ભય હોય.

૪—પ્રસૂતાનું બિછાનું એવી જગાએ રાખવું જોઇએ, કે જ્યાં પવન અને પ્રકાશ વધારે ન હોય. જો તેમ હોય તો ત્યાં પડદો કરવો જોઇએ. જમીન કરતાં ખાટલામાં પથારી કરવી એ સારી છે, કેમકે જમીન ઉપર સૂવાથી તેને ખૂબ કષ્ટ થાય છે.

૫—શરદ્ઋતુમાં ભારતવર્ષના ઠંડા પ્રદેશોમાં પ્રસવસ્થાનમાં અગ્નિ રાખવો આવશ્યક છે; પરંતુ ખ્યાલમાં રાખવું જોઇએ કે, સૌ પ્રકારના અગ્નિ કરતાં કોલસાથી વિશેષ નુકસાન થાય છે. તેની ધુમાડી હવાને ઝેરી બનાવી દે છે.

૬—પ્રસૂતિસ્થાનમાં બેથી વધારે સ્ત્રીઓએ રહેવું જોઇએ નહિ; પરંતુ ચતુર, દયાળુ અને હસમુખી બે સ્ત્રીઓએજ ત્યાં રહેવું.

૭—પ્રસૂતા સ્ત્રીએ ઉપવાસ નહિ કરવા, પરંતુ જરૂર જણાય તો હલકું અને પુષ્ટિકારક ભોજન અથવા દૂધ બબ્બે ત્રણ ત્રણ કલાકે થોડું થોડું લેવું. પેટ ભરીને ભોજન કરવું યોગ્ય નથી; કેમકે બાળકને જન્મ આપવાના પરિશ્રમને લીધે તે પચી શકશે નહિ.

૮—જ્યાંસુધી સુવાવડી સ્ત્રી બળવાન ન થાય ત્યાંસુધી તેને સ્નાન કરવાની રજા આપવી નહિ. જરૂર જણાય તો આ બાબતમાં વૈદ્ય અને ડૉકટરની સલાહ લેવી જોઇએ.

("સ્ત્રીધર્મ શિક્ષક"ના એક અંકમાંના શ્રીમતી યશોદાદેવીના લેખનો અનુવાદ)



# ૬૫–बिहार के एक परोपकारी महान वैद्यराज

## તથા નવીન આયુર્વેદિક આવિષ્કાર

ઉપયુક્ત ઉત્તેજન એવં પ્રયોજનીય પ્રોત્સાહન કે અભાવ સે હમારે દેશ કે અનેક આવિષ્કારોં કી કીર્તિ લુપ્ત હો ચૂકી ઔર અભી તક લુપ્ત હોતી જા રહી હૈં. પાશ્ચાત્ય જગત મેં છોટે મોટે આવિષ્કારોં કી ભી ધૂમ મચ જાતી હૈ; પર હમારે દેશ મેં વિજ્ઞાનાચાર્ય પ્રફુલ્લચંદ્ર રાય ઔર સ્વનામધન્ય અધ્યાપક જગદીશચંદ્ર વસુ જૈસે જગત્પ્રસિદ્ધ વૈજ્ઞાનિકોં કી કીર્તિકથા ભી કુછ વિશેષ શ્રેણી કે શિક્ષિતોં તક હી પરિમિત રહ જાતી હૈ. ફિર ભી બંગાલી લોગ 'રાય' ઔર 'વસુ' મહાશયોં કી કાફી કદ્ર કરતે હૈં. કિંતુ હિંદી સંસાર અભી ઐસે મામલોં મેં બહુત કમ દિલચસ્પી લેતા હૈ. હિંદી પત્ર–પત્રિકાઓં મેં ઇસ તરહ કી ચર્ચા બહુત કમ દેખને મેં આતી હૈ. સૌભાગ્ય સે આજ એક હિંદી સાહિત્યસેવી દ્વારા કિયે ગયે નવાવિષ્કાર કી સૂચના મિલી હૈ. ઉસે મૈં હિંદીપ્રેમિયોં કે સામને પેશ કરતા હૂં. આશા હૈ, ઇસ વિષય કે જાનકાર સજ્જન ઇસ આવિષ્કાર ચર્ચા પર ગંભીરતાપૂર્વક વિચાર કરેંગે.

રત્નમાલા—( બગહા, ચંપારન, બિહાર )–નિવાસી પંડિત ચંદ્રશેખરધર મિશ્ર સે હિંદી સંસાર અવશ્ય પરિચિત હોગા. આપ પ્રાચીન સાહિત્યસેવિયોં મેં સે હૈં. આપ બિહાર પ્રાદેશિક હિંદી સાહિત્ય સંમેલન કે પાંચવેં અધિવેશન ( પટના ) કે સભાપતિ ભી હો ચૂકે હૈં. 'હિંદી–કોવિદ–રત્નમાલા' મેં આપકી સચિત્ર જીવની પ્રકાશિત હૈ. હિંદી કે આરંભિક યુગ મેં આપ હી 'વિદ્યા–ધર્મ–દીપિકા' નામક માસિક પત્રિકા કા નિઃશુલ્ક વિતરણ કરતે થે. આપ હિંદી ઔર સંસ્કૃત કી કવિતા એવં સમસ્યાપૂર્તિ કરને મેં બડે સિદ્ધહસ્ત હૈં. આપકી પ્રતિભા સર્વતોમુખી હૈ. આપકી કિતની હી રચનાઓં મેં પ્રશંસનીય ચમત્કાર દેખને કો મિલતા હૈ. ઇસકે અતિરિક્ત આપ એક પિયૂષમણિ વૈદ્ય ભી હૈં, પર સ્વાર્થ યા લોભ તો આપકો છૂ નહીં ગયા. કેવલ પરોપકાર કી પ્રેરણા સે હી આપ રોગિયોં કી દવા કરતે હૈં. અબ તક હજારોં અસાધ્ય રોગિયોં કો આપ પ્રાણદાન દે ચૂકે હૈં. આપકી ચિકિત્સાપ્રણાલી કો બડે બડે ઓહદે કે અફસરોં, હાકિમોં, બૈરિસ્ટરોં ઔર હાઇકોર્ટ કે જજોં ને સર્વાંતઃકરણ સે સરાહા હૈ, જિસકે પ્રમાણપત્ર દેખને સે હી આપકે ગુણોં કા પતા લગતા હૈ. આપ એક અચ્છે પ્રતિષ્ઠિત જમીંદાર હૈં, ઔર આપકા અધિકાંશ ધન કેવલ પરોપકાર મેં હી ખર્ચ હોતા હૈ. આપકે ઘર પર એક આયુર્વેદ મહા-

વિદ્યાલય ઔર એક સંસ્કૃત પાઠશાલા હૈ. ઉનકે સંસ્થાપક, સંચાલક, સંપોષક આપ હી હૈં. આપકી પરોપકાર વૃત્તિ દેખ કર હી માનનીય માલવીયજી આપકા બડા સમ્માન કરતે હૈં. અનેક સાર્વજનિક સંસ્થાઓં ઔર સરકાર કી ઓર સે આપકો આયુર્વેદાચાર્ય, ચિકીત્સકચૂડામણિ, વિદ્યાલંકાર, વૈદ્યરત્ન એવં કવીંદ્ર આદિ ઉપાધિયોં મિલી હૈં; કિંતુ આપકો ઈન ઉપાધિયોં કા કુછ ભી ગર્વ નહીં. આપકી સબ સે બડી વિશેષતા યહ હૈ કિ આપ રોગિયોં સે ફીસ નહીં લેતે, બલ્કિ અપની ઓર સે ઉન્હેં ભોજન ઔર વસ્ત્ર ભી દેતે હૈં. કુત્તા, સર્પ આદિ જહરીલે જંતુઓં કે વિષ કી તો આપ અદ્દભુત ચિકિત્સા કરતે હૈં. 'કસૌલી' આદિ મેં સરકાર કી ઓર સે જો પાગલ સિયારોં ઔર કુત્તોં કે કાટે હુએ આદમિયોં કી ચિકિત્સા હોતી હૈ, ઉસસે ફી સદી–૮૦ રોગી પ્રાયઃ આરામ હોતે હૈં; પર આપકી ચિકિત્સા સે હજારોં મેં શાયદ હી એક દો રોગી–સો ભી નિયમાનુસાર ચિકિત્સા ન કરને કે કારણ–આરામ ન હોતે હોં. 'કસૌલી' કી ચિકિત્સા–પ્રણાલી મેં રુધિર મેં વિષપ્રવેશ હો જાને પર પ્રાયઃ ચિકિત્સા વ્યર્થ હોતી હૈં; કિંતુ આપકી ચિકિત્સા ઉસ દશા મેં ભી ફલવતી હી હોતી હૈ. ઈધર આપને વિસ્ફોટક (મસૂરિકા યા શીતલા) કી ચિકિત્સાપ્રણાલી પર ભી બડી ખોજ કી હૈ. સંભવ હૈ, આપકી ઇસ ખોજ સે સંસાર કા બહુત કુછ કલ્યાણ હો; કયોંકિ શીતલા કે કિતને હી અસાધ્ય રોગી ભી—જિનકો વૈદ્યડૉકટરોં ને કોરા જવાબ દે દિયા થા—આપકી નઈ ખોજવાલી પદ્ધતિ સે બિલકુલ આરામ હો ગએ હૈં. જલોદર, મસ્તિષ્કવૃદ્ધિ, જીર્ણ જ્વર, શોથ, હૃદ્રોગ, શ્વાસ આદિ અસાધ્ય રોગોં કે તો આપ બહુત હી અચ્છે ઔર યશસ્વી ચિકિત્સક હૈં; કિંતુ ઇતના સબ કુછ હોતે હુએ ભી, આપકા સંતોષ ઔર સારલ્ય સર્વથા સરાહનીય હૈ. વાસ્તવ મેં આપને રોગપીડિતોં કે લિયે અપના જીવન હી અર્પિત કર દિયા હૈ.

અસ્તુ. આપકે નવાવિષ્કૃત આયુર્વેદિક ઔષધ કા નામ હૈ 'ઉદુંબર–સાર.' યહ ગૂલર કે પત્તોં કા સત હૈ. યહ એક ઐસા અભૂતપૂર્વ આવિષ્કાર હૈ, જિસસે થોડે ખર્ચ ઔર કમ પરિશ્રમ મેં હી અસંખ્ય પ્રાણિયોં કા કલ્યાણ સાધ્ય હો સકતા હૈ. યહ સૌ મેં કમ સે કમ અસ્સી રોગોં કે લિયે તો પરમસિદ્ધ મહૌષધ હૈ. બડે બડે ડૉકટરોં ઔર કવિરાજોં ને ઇસકી અમોઘતા ઔર ઉપયોગિતા કો મુક્તકંઠ સે સ્વીકાર કિયા હૈ. કાન, આંખ, જીભ ઔર દાંત કી સબ પ્રકાર કી બિમારિયોં કે લિયે યહ અચૂક રામબાણ સિદ્ધ હુઆ હૈ. દાંત કા "પૈરિયા" ઔર જીભ કા 'કૈંસર'–સરીખા ભયાનક રોગ ભી ઇસકે સામને ટીક નહીં સકતા. ઇનકે સિવા

આગ સે જલા હુઆ ફોડા, પ્રમેહ, સુજાક આદિ (યહાં તક કિ ડાઇબેટિસ ઔર સ્ટ્રિકચર ભી) અનેક ભયંકર રોગોં પર યહ સદા સફલ હી હોતા દેખા ગયા હૈ.

કલકત્તે કે એક વિદ્વાન ડૉક્ટર 'ઇન્ડિયન મેડિકલ રેકર્ડ' કે સુયોગ્ય સંપાદક ને ઇસિ નવાવિષ્કૃત મહૌષધ કે વિષય મેં આવિષ્કર્તા મહાશય–ઉક્ત મિશ્રજી–કો લિખા થા–"કાલજ્વર કે એક રોગી કો કલકતે કે તીન પ્રસિદ્ધ ડૉક્ટરોં ને એકદમ જવાબ દે દિયા થા, ઔર યહાં તક બતલાયા કિ એક સપ્તાહ કે અંદર તુમ નહીં બચોગે; કિંતુ આપકી ઇસ દવા ને તીન હી સપ્તાહ મેં ઉસે આશાતીત લાભ પહુંચાયા; ઔર દો મહીને કે અંદર વહ બિલકુલ ભલા–ચંગા હો ગયા. શરીર કે કિતને હી બાહરી ઔર ભીતરી રોગોં પર મૈંને ઇસકો તીર કી તરહ અસર કરતે પાયા હૈ."

કલકત્તે કે સુપ્રસિદ્ધ વિદ્વાન કવિરાજ મહામહોપાધ્યાય શ્રી. ગણનાથ સેન સરસ્વતી એમ. એ. એલ. એમ. એસ. તથા સ્વર્ગીય કવિરાજ શ્રી. યામિનીભૂષણ રાય એમ. એ. એમ. બી. ને ભી મિશ્રજી કો સ્પષ્ટ લિખા થા–"આશા હૈ, અનતિદૂર ભવિષ્ય મેં સંસારભર કે વૈદ્યોં કે લિયે આપકા યહ મહૌષધ એક અદ્દભુત અસ્ત્ર સિદ્ધ હોગા; ઔર મનુષ્ય માત્ર કે લિયે, ઇસિસે સસ્તા તથા હિતકર કોઈ દૂસરા ઔષધ ન રહ જાયગા. નિઃસંદેહ આપકા આવિષ્કાર સ્તુત્ય હૈ."

બસ, ધન્ય હોગા વહ દિન, જબ મિશ્રજી કે ઇસ સ્વદેશી આવિષ્કાર–'ઉદુંબર–સાર' કો લોગ લોગકલ્યાણ કી કામના સે અપનાવેંગે; ઔર આયુર્વેદમર્મજ્ઞ સજ્જન ઇસકી જાંચ–પડતાલ કરને મેં સદ્દભાવ કે સાથ પ્રવૃત્ત હોંગે. મૈં તો યહ ભી નહીં જાનતા કિ આયુર્વેદ કિસ ચિડિયા કા નામ હૈ. કેવલ આયુર્વેદ કે પ્રેમિયોં કા ધ્યાન આકૃષ્ટ રહને કે લિયે હી, સંસ્કૃત ઔર અંગ્રેજી તથા હિંદી કે કુછ પેમ્ફલેટોં સે મસાલા ઇકટ્ટા કર કે મૈંને યહ લેખ લિખા હૈ. યદિ મેરે ઇસ લેખ સે કુછ લોગોં કા થોડા ભી ઉપકાર હુઆ, તો મૈં અપને પરિશ્રમ કો સફલ સમઝુંગા.

("સુધા"ના એક અંકમાં લેખકઃ–શ્રી. શિવપૂજન સહાય "હિંદીભૂષણ")

# ૬૬—વિજ્ઞાન અને શોધખોળ

## દ્રાક્ષમાંથી કાગળ

કેલીફોર્નિઆમાં એક કંપનીએ દ્રાક્ષની છાલ કે જે દારૂ માટે દ્રાક્ષમાંથી રસ કાઢી લીધા પછી છાલ રહે છે તેમાંથી કાગળ બનાવવાની શરૂઆત કરી છે. આ કંપની સાક્રામેટો શહેરમાં ઉભી થઈ છે. કારણ તે શહેરની આસપાસ દ્રાક્ષનો પાક ઘણો થાય છે. આવી રીતે લીલી દ્રાક્ષની છાલમાંથી કાગળ બનાવવાની શોધ નવીન છે, અને એવી રીતે બનાવેલા કાગળની કિંમત સસ્તી પડે છે. ૫૦ માઈલના વિસ્તારમાં આશરે એક લાખ એકર જેટલી જમીનમાં લીલી દ્રાક્ષનું વાવેતર કરવામાં આવ્યું છે.

+ + + +

## મોટરના પૈડાં–રબરના કે ઝીંકનાં ?

સાધારણ રીતે મોટરનાં પૈડાં રબરનાં બનતાં ગણાય છે, પરંતુ એ રબરનાં પૈડાં બનાવવામાં કાંઇ એકલા રબરના રસનોજ ઉપયોગ કરવામાં આવે છે, એમ નથી. એ રબરનો રસ બનાવવામાં રબર ઉપરાંત બીજી વસ્તુઓનો પણ ઉપયોગ કરવામાં આવે છે, કે જેથી રબર ઘસાય ઓછું, ફાટી જાય નહિ તેમજ ગરમીથી પીગળી જાય નહિ. મોટરનાં પૈડાં બનાવવાના રસમાં ઝીંક ઓકસાઇડ ઘણા મોટા પ્રમાણમાં વાપરવામાં આવે છે. ૧૦૦ રતલના વજનના નક્કર મોટરના પૈડામાં ઉંચા જાતનું રબર તો માત્ર ૩૪ રતલ જેટલુંજ હોય છે, બાકી દોઢ રતલ સલ્ફર (ગંધક), સાડાચાર રતલ કાર્બન બ્લેક અને ૫૯ રતલ ઝીંક ઓકસાઈડ આવે છે. ઝીંક ઓકસાઇડથી રબરને ઘસારો ઓછો પહોંચે છે, એટલે મોટરના પૈડામાં રબર કરતાં ઝીંક (જસત) વધારે વપરાય છે.

× × × ×

## "મરકયુરી" ગ્રહ ઉપર ગરમી

સૂર્યમંડળમાં પૃથ્વી ઈ૦ જે ગ્રહો છે તેમાં સૂર્યથી સૌથી નજીક ગ્રહ મરકયુરીનો ગણાય છે. સૂર્યથી માત્ર સાડાત્રણ કરોડ માઇલ જેટલોજ આ ગ્રહ દૂર છે; અને તેથી પૃથ્વી ઉપરથી સૂર્યનું જે કદ દેખાય છે તેના કરતાં મરકયુરી ઉપરથી ઘણું મોટું દેખાય છે. સૂર્યથી આટલો બધો નજીક હોવાથી, ત્યાં અસાધારણ ગરમી હોવી જોઇએ, એવું પ્રમાણ બે ખગોળશાસ્ત્રીઓએ અમેરિકાની માઉંટ વિલ્સન વેધશાળામાંથી જોઇને બાંધ્યું છે. ત્યાં ૬૯૦ ડીગ્રી જેટલી ગરમી ચાલુ રહેતી હશે, અને ત્યાં હવા જેવું કાંઇ હશેજ નહિ. આટલી ગરમીમાં તો તાંબુ પણ પીગળી જાય; એટલે દરેક ચીજ પીગળેલી હાલતમાંજ ત્યાં રહે. ત્યાં ગુરુત્વાકર્ષણ પણ ઓછું હશે. એમ માનવામાં આવે છે કે, ૧૫૦ રતલના વજનનો માણસ

ત્યાં તો માત્ર ૪૦ રતલનોજ થાય.

+ + + +

## મકાનોના બાંધકામમાં ઘાસનો ઉપયોગ

ઘાસ-વિશેષ કરીને પરાળ ઘણા કાળથી ઝુંપડાંઓ કે છજાં-ઓ બાંધવાના કામમાં લેવામાં આવે છે; પરંતુ હવે તો તેનો ઉપ-યોગ શહેરોનાં મકાનો બાંધવામાં પણ થવા લાગ્યો છે. મોટાં મકાનોમાં બે ઓરડાઓ વચ્ચેની દિવાલ કરવામાં ચણતરની કે લાકડાની દિવાલ નહિ કરતાં રાસાયણીક લાકડાની બનાવવામાં આવે છે. અને તે એવી રીતે કે, લાકડા ઉપરાંત બીજા રસાયણુ તેમજ પદાર્થોનું મિશ્રણ કરી દિવાલ બનાવવા પૂરતો કઠણ પદાર્થ થાય તેનો ઉપયોગ કરે છે. આમાં ઘાસ કે પરાળનો મોટે ભાગે ઉપયોગ કરવાની શરૂઆત થઇ છે. ઘાસ વાપરવાથી દિવાલોમાંથી અવાજ બીજી બાજુએ જઈ શકે નહિ; તેમજ બહારની ગરમી કે ઠંડી અંદર દાખલ થઈ શકે નહિ. વળી એ રસાયણિક લાકડું વજનમાં સામાન્ય લાકડાં કરતાં હલકું થાય છે, તથા લાકડા કરતાં એને સળગી ઉઠવાનો ઓછો સંભવ રહે છે. વળી પરાળના પુળાઓ ભેગા કરી તેને કઠણ દબાવી એવાં મજબૂત પૂંઠાં પણ બનાવવા-માં આવે છે કે જે મજબૂત લાકડાની ગરજ સારે છે.

આવી જાતનાં પરાળનાં બનાવેલાં પાટીઆં બાંધકામમાં ઘણાં કામ લાગે છે.

+ + + +

## ટાવર ઉપર થરમોમિટર

જર્મનીમાં મ્યુનીચ શહેરના મ્યુઝિયમનો ટાવર મીનારો જે ૭૦ ફુટ ઉંચો છે તેનો નવો ઉપયોગ કરવામાં આવ્યો છે. એવા મીનારા ઉપર ઘડીઆળો મૂકવામાં આવે છે ત્યારે આ ટાવર ઉપર થરમોમીટર (ગરમી માપવાનું યંત્ર) ગોઠવવામાં આવ્યું છે. આથી ઘણે દૂરથી જોઈ શકાય કે ગરમી કેટલી ડીગ્રી છે. આ ઉપરાંત એક બેરોમીટર (હવાનું દબાણ માપવાનું યંત્ર) પણ એ મીનારા ઉપર ગોઠવેલું છે. આ મીનારા ઉપર જોઇને રસ્તે જનારાઓ શહેરની હવામાં ગરમી કેટલી છે તે પણ જાણી શકે.

+ + + +

## હીરા જેટલી કઠણ નવી ધાતુ

"કોરબોલોય" નામની નવી ધાતુ બનાવવામાં આવી છે. આ ધાતુ એટલી બધી કઠણ છે કે હીરા જેટલું કામ કરી શકે છે. સીમેન્ટ કૉન્ક્રીટનાં પથ્થરમાં કાણાં પાડી શકે. કાચમાં સ્ક્રુના આંટા પાડી શકે. આ ધાતુ બનાવવામાં ટુંગસ્ટન, કાર્બન અને કોબાલ્ટનું મુખ્યત્વે મિશ્રણ કરવામાં આવ્યું છે. આ ધાતુ ઘસાતી નથી અને તેથી તેનાં બનાવેલાં હથીઆરોને અણી વારંવાર ચઢાવવાની જરૂર પડતી

નથી. આ ધાતુનો ઉપયોગ મોટરગાડીમાં ઘણો લાભદાયી થઇ પડશે.

× × ×

## ગામડાંઓ માટે મોટરમાં સીનેમા

જર્મનીનાં ગામડાંઓમાં સીનેમા થીએટર ન હોય ત્યાંના લોકોને સીનેમા ફીલ્મો દેખાડવા માટે એક નવી સગવડ કરવામાં આવી છે. એક મોટી ગાડીની અંદર સીનેમા ફીલ્મો દેખાડવાનું પ્રોજેક્ટર યંત્ર ગોઠવેલું હોય છે અને તે યંત્ર ઉપર એકજ ફીલ્મની ત્રણથી ચાર કોપીઓ એક્કી સાથે ચઢાવવામાં આવે, એટલે એ મોટરની ચારે બાજુ ઉભેલા લોકો સીનેમા ફીલ્મ જોઈ શકે. સીનેમા મારફતે શિક્ષણ આપવાનું આ સાધન ઘણું સસ્તું અને બહોળો ફેલાવો થોડા ખર્ચે કરી શકે છે.

## સૂવાનો બીસ્તરો

આપણે ૨૪ કલાકમાં લગભગ ૮ કલાક સૂઇએ છીએ. એટલે જીંદગીનો ત્રીજો ભાગ સૂવામાં જાય છે, જેથી કરી આપણે તે તરફ ખાસ ધ્યાન આપવું ઘટે છે. સ્વચ્છ હવા વિષે તો આપણે અગાઉ વાંચી ગયા. તે સિવાય બીજું વધુ અગત્યનું જોવું એ છે કે, નરમ મખમલ જેવા બીસ્તરા અને તકિયાપર કદી સૂવું નહિ. આપણું શરીર નરમ ગાદલામાં દટાઈ જવાથી તેટલો ભાગ ચામડાંનો "ઑક્સીજન" નહિ મળવાથી કુદરતી કામ કરી શકતો નથી. બીજું "સ્ટમક" "લીવર" વગેરે એકમેકપર દબાય છે, જેથી તેઓ પણ ખુલ્લાસાથી કામ કરી શકતાં નથી. અને કબજિયાતનું આ પણ એક કારણ છે. "નર્વસ બ્રેકડાઉન" એક નરમ બીસ્તરાપર સૂવાનું કારણ છે. બચપણથી જેઓ નરમ બીસ્તરાપર સુવે છે, તેઓ ઘણાંખરાં કુબડાં ઉછરે છે અને તેઓને બુઢાપો જલદી આવે છે.

સળંગ પાટીઆ જેવા પલંગપર પાતળું બીસ્તર નાખી સૂવું, જેથી અંગનાં "મસલ્સ" સખત સરખાં ઉછરે છે. બાંધો ટટાર રહે છે અને તંદુરસ્તીમાં વધારો થાય છે.

કોઇ વાચક દરરોજ નાહી ધોઇ સેંટ છાંટી સ્વચ્છ રહેવાનો દાવો કરતું હોય તેને મારી વિનતિ છે કે પોતાનાં સૂવાનાં ગાદલાંને ઉખેડી "માઇક્રિસકોપ"માં મૂકી જુએ. જે કદી ધોવાતું નથી, અને જે પર સુઇ આપણે આપણી જીંદગીનો ત્રીજો ભાગ ગુજારીએ છીએ, તેવીજ તકિયાની હાલત રહે છે. સળંગ પાટિયાના પલંગપર અથવા નેતરની ઢોલડીપર અથવા સ્ટ્રેચરપર સૂવાની આદત કરી જુઓ. ચાર–છ દિવસ તકલીફ થશે, પણ પછી નરમ ગાદલાંમાં કદી ઉંઘ આવવાની નથી; અને તંદુરસ્તીમાં સારો વધારો થઈ બાંધો પણ ટટાર થશે. (અઠવાડિક "મુંબઇ સમાચાર"માં લેખકઃ–શ્રી. જયંત)

# ૬૭–मरडानो व्याधि

(લે. વૈદ ગા. શા. ગોખલે, ડી. એ. એમ.)
(ઉંઝા સરકારી આયુર્વેદિક દવાખાનું.)

ગુજરાતીઃ-મરડો. સંસ્કૃતઃ–**प्रवाहिका,** મરાઠીઃ–**मुरडा.**

વર્ષાઋતુ ચાલતી હોવાથી તેમજ આ ઋતુમાં મરડો, ઝાડા વગેરેથી લોકો પીડાતા હોવાથી નીચેની લોકોપયોગી બીના જાહેર કરૂં છું:—

**ઇતિહાસ**-ઉત્પત્તિ–મરડો કે જે આપણા દેશમાં બારે માસ થતો જોવામાં આવે છે તે દર્દ બીજાં એવાં દર્દો માફક અમુક જાતનાં જંતુઓથી ઉત્પન્ન થાય છે. આ જંતુઓ મુખ્ય બે જાતનાં છે. આ વ્યાધિ વિશેષ કરીને જ્યારે માખીઓ ઘણા પ્રમાણમાં ઉત્પન્ન થાય છે ત્યારે વધારે પ્રબળ સ્વરૂપમાં થતો જોવામાં આવે છે. માખીઓ ઘણે ભાગે સરાધીઆંમાં એટલે કે શ્રાવણ અને ભાદ્રપદ એ બે માસમાં ઘણીજ હોય છે. જ્યારે ચોમાસું બેસે છે, નવી લીલોતરી–શાકભાજી ઉગી નીકળે છે ત્યારે પણ આ દર્દ મોટા પ્રમાણમાં ઉત્પન્ન થાય છે અને ચોમાસામાં તો આ દર્દ ખાસ ફાટી નીકળે છે. આ દર્દ ચેપી છે. આ દર્દનાં જંતુઓ વિશેષતઃ મનુષ્યોના શરીરમાં ખોરાક અને પીવાના પદાર્થો મારફતેજ દાખલ થાય છે. જંતુઓ મનુષ્યનાં આંતરડાંમાં રહી ત્યાં એક જાતનું ઝેર (વિષ) પેદા કરે છે તેથી મરડો શરૂ થાય છે. જંતુઓ આંતરડાંમાં દાખલ થયા પછી તેઓ ત્યાં વધે છે અને તે જગોની રસત્વચામાં સોજો લાવે છે અને ધીમે ધીમે ચાંદીઓ પડી જાય છે. આ ચાંદી જ્યારે છોલાય છે, પાકે છે ત્યારે તેમાં લોહી, પરૂ પેદા થઇ ઝાડા મારફત બહાર નીકળી જાય છે. કેટલીક વેળા આ ચાંદીઓ એટલી બધી જગાએ વ્યાપે છે કે જેથી આખું આંતરડું સડી જાય છે અને તેથી મનુષ્યનું મૃત્યુ પણ થઇ આવે છે.

**દર્દનાં ચિન્હો તથા પૂર્વરૂપ**–મરડો થવાની પહેલાં દરદી બેચેન થાય છે. ભૂખ લાગતી નથી, મોં આવે છે, ખોરાક પચતો નથી, પેટમાં આંકડી આવે છે અને વારંવાર ઝાડે જવાની હાજત થઇ આવે છે. ત્રણ ચાર દિવસ પછી કાં તો દર્દીને એકદમ ઝાડા થઇ જાય છે. કાં તો ઝાડાની કબજીઆત રહે છે. આ સ્થિતિ બે ચાર દિવસ રહ્યા પછી ઝાડાની સંખ્યા વધી જઈ ૧૦–૨૦ થી માંડી ૧૦૦ સુધી પણ ઝાડા થઈ જાય છે. વારંવાર ઝાડે જવાની હાજત થઇ આવે છે. પરંતુ દર્દીને ઘણુંજ કરાંઝવું પડે છે અને ઝાડો બહુજ થોડો કે કાં તો લોહીનાં એક બે ટીપાં પડે છે.

ધીમે ધીમે ઝાડાનો રંગ બદલાતો જાય છે અને અંદર લોહી–પરૂ–જળસ–રસત્વચાના સડેલા ટુકડા પડવા માંડે છે. પેટમાં સખત વાઢ મૂકાય છે અને આંકડી એટલી બધી સખત આવે છે કે દર્દી તેનાં દુઃખથી બેવડો વળી જાય છે. ગુદામાં દાહ થાય છે, તૃષા ઘણીજ લાગે છે, શરીર તપી જાય છે, જીભ સૂકાય છે અને દર્દી ઘણોજ અશક્ત અને ક્ષીણ થઈ જાય છે. ઘણા ખરા દર્દી ૮ થી ૧૫–૨૦ દિવસમાં સાજા થઇ જાય છે પરંતુ કેટલાક દર્દીઓની સ્થિતિ વધારે ગંભીર થઇ મરી પણ જાય છે. કેટલીક વેળા આ દર્દીઓ બબ્બે ચારચાર મહિનાઓ સુધી પણ પીડાય છે.

આ દર્દ મટી ગયા પછી દર્દીને ગુમડાં, લાપોટીઆ, સાંધાઓનો સોજો અને યકૃતમાં વિદ્રધિ પણ થઈ આવે છે.

**અટકાવ**–દર્દ થયા પછી મટાડવા કરતાં મરડાનો અટકાવ પ્રથમથીજ કરવો એ અગત્યની બાબત છે. આ દર્દ ઘણે ભાગે માખીઓ મારફત મનુષ્યોમાં લાગુ થતું હોવાથી માખીઓનો નાશ કરવો જોઇએ, કાં તો તેના સંસર્ગમાંથી આપણા ઉપયોગના ખાવા-પીવાના પદાર્થો બચાવવા જોઇએ. દૂધ–ઘી–લીલોતરી–ફળો–શાકભાજી મિષ્ટાન્ન વગેરે પદાર્થો સ્વચ્છ હવા અને પ્રકાશથી કમી એવા પરંતુ માખીઓ પ્રવેશ ન કરી શકે તેવા જાળીવાળા કબાટમાં મૂકવાં જોઇએ. કાં તો તે પદાર્થો ઉપર ઝીણું મલમલનું સ્વચ્છ કપડું ઢાંકવું જોઇએ. જમતી વેળા ભાણામાંના પદાર્થો ઉપર માખી ન બેસે તેની કાળજી રાખવી. કારણ કે માખીઓ મરડો થયેલા દર્દીનાં લુગડાં–લત્તાં–મળ–મૂત્ર ઉપર બેસે છે અને ત્યાંથી મરડાના જંતુઓ સાથે લાવી સારા પદાર્થો ઉપર બેસી તેમાં જંતુઓ મૂકે છે. આ જંતુઓ આપણા શરીરમાં આવા બગડેલા ખોરાક મારફત પેટમાં જઈ આંતરડામાં દાખલ થઈ મરડો ઉત્પન્ન કરે છે. મરડાવાળા દર્દીના ઝાડાની ખાસ સંભાળ લેવી. ઝાડામાં ક્રિઆસોલ અથવા ઇતર જંતુઘ્ન પદાર્થો મિશ્ર કરી તે દૂર નાખી આવવાં અથવા તો બાળી નાખવાં. દર્દીના મળમૂત્રથી બગડેલાં લૂગડાં સાર્વજનિક જળાશયોમાં ન ધોતાં, પહેલાં ગરમ પાણીમાં ઉકાળી પછી સાબુ વગેરેથી ધોઇ નાખી સૂર્યના તાપમાં સૂકવવાં. રસોડાની પૂરેપૂરી સંભાળ રાખવી. પાણી, દૂધ અને ઇતર પીવાના પદાર્થોનો ઉપયોગ ઉકાળીને કરવો. ન્યાતોમાં જમવા જવું નહિ. ઘરમાં સવાર સાંજ છાણાં–લીમડો ગંધક–લોબાન વગેરેની ધૂણી કરવી, જેથી ઘરમાં માખીઓ ઓછી આવે. તળાવ અને નદીઓનાં પાણી પીવાં નહિ તેમજ કૂવાનું પાણી પણ ઉકાળીને પીવું. કઠોર અને ઇતર લીલી શાકભાજી તેમજ ન પચે એવા ભારે પદાર્થો ખાવા નહિ. લીંબુનો છૂટથી ઉપયોગ કરવો.

**ચિકિત્સા**–મરડાથી પીડાતા દર્દીને શરૂઆતમાં ઝાડો બંધ કરવો નહિ પરંતુ મૃદુવિરેચન જેવાં કે હરડે-ત્રિફળાં-દિવેલ-ગરમાળાનો ગોળ-મેગ્નેશીઆ આપવાં. પેટ ઉપર ગરમ પાણીનો શેક કરવો અને આકડાનાં પાનાં બાંધવાં. ખોરાકમાં દહીં, છાશ, દૂધ આપવું. કઠોળ-ઘઉં-બાજરી બંધ કરવાં. બંટીની ઘેંસ આપવાથી દર્દીને આરામ રહે છે. દેશી અને વિદેશી દવાઓ જેવા કે ગ્રહીણી-કપાટ, ક્લોરોડાઇન, ડોવર્સપાઉડર, કપુરનો અર્ક, ટીંકચર ઓપાઇ, અર્કમૂળ, કાંકચીઆ, બેલફળનુંચૂર્ણ, જાતિફળાદિચૂર્ણ, સોડી સલ્ફ-બિસ્મથ વગેરે દવાઓ વૈદકીય માણસોની સલાહથી આપવી.

ઇમેટીન હાઇડ્રોક્લોરાઇડનાં ઇંજેકશનો તેમજ મરડાની રસીનો પણ ઉપયોગ જરૂર પડે તો સલાહ લઈ કરવો.

દર્દ મટી ગયા પછી–હલકો ખોરાક-લોહ ભસ્મ-કિવનાઇન વગેરે શક્તિ આપનારી દવાઓનો ઉપયોગ કરવો.

("સયાજી વિજય" ૫-૭-૨૮.)

# ૬૮–ઘરગતુ દેશી દવાઓ

આજકાલ આપણા લોકો ઘરગતુ ઉપાયો ભૂલતા જાય છે. આપણા દેશમાં અમૃતતુલ્ય વનસ્પતિ થાય છે. એ વનસ્પતિના અજબ ગુણો જાણવા આપણે બેદરકાર રહીએ છીએ. તાવ કડુ-કરિયાતાથી જતો હોય, લીમડાની છાલના ઉકાળાથી જતો હોય તે આપણા દેશના ઘણા લોકો જાણીતા હોવા છતાં પણ તે ઉપર ધ્યાન આપતા નથી અને સહેજ સહેજ બાબતોમાં ડૉકટરોને ત્યાં દોડી જાય છે.

ગામડાંમાં પહેલાં ઘરની સ્ત્રીઓ બાળકોની ખરી વૈદ્ય ગણાતી, છોકરૂં માંદુ થયું તો તેની સારવાર સારી રીતે કરી શકતી. છોકરાંના તાવ, ઝાડા, વરાધ વગેરે દર્દો માટે ભાગ્યેજ ડૉકટરની દવાની જરૂર પડતી ત્યાં તો દેશી દવાઓ તે એક પૈસા કે બે પૈસાની તે તરત લાવી દેતી અને નાનાં બચ્ચાંને આરામ કરી દેતી. અત્યારની સ્ત્રીઓ તે વાત જાણતી નથી. બાળકને જન્મ આપે, પણ તેને કેમ ઉછેરવું અને તે માંદુ થાય તો તેની કેવી રીતે સારવાર કરવી તે નહિ જાણવાથી ગભરાઈ જાય છે; અને ડૉકટરોને ત્યાં દોડી જાય છે.

એવીજ રીતે ગામડામાં ડૉકટરો હોતા નથી છતાં ત્યાં દેશી દવાઓથી ન્યુમોનિયા જેવા કેસો ઝટ સારા કરી દેનાર ગામડીઆ પડેલા છે. લોકો વનસ્પતિની બાબતમાં હજુ ગેરસમજુતમાં છે. કહે

છે કે આપણને વનસ્પતિનું ઓળખાણ નથી. વનસ્પતિઓ તો હિમાલયમાં હશે, પહાડોમાં હશે, એ ઓળખીએ ત્યારે ને? પણ એવું કાંઈ નથી. વનસ્પતિઓ આપણા ઘરઆંગણે છે. આપણે તેને ઓળખીએ છીએ; પણ તેનો ઉપયોગ કરતા નથી અને તે ઉપર અવિશ્વાસ લાવીએ છીએ.

આયુર્વેદ શાસ્ત્ર તો મનુષ્યમાત્રને વૈદ્ય બનાવવા ચાહે છે. દરેક મનુષ્યે પોતાના શરીરને તંદુરસ્ત રાખવાના નિયમો જાણવા જોઇએ. અત્યારે આપણાપર પશ્ચિમના પવનની અસર થઇ છે. તેથી આપણા આયુર્વેદ શાસ્ત્ર કે જે આપણાં તમામ ધર્મશાસ્ત્રો સાથે ગુંથાયેલું છે તેને ભૂલી ગયા છીએ. આપણે તો આપણા ઘરની વાત ક્યારે માનીએ કે જ્યારે પશ્ચિમના ડૉકટરો કહે, અને તે આપણું લઈ પોતાની નવી શોધતરીકે જાહેર કરે ત્યારે.

અત્યારે કસરતના પ્રયોગોથી શરીર તંદુરસ્ત રહે છે એ વાત પશ્ચિમના લોકો કહે છે એટલે આપણે તે માની તે વિષે પશ્ચિમની શોધો બહાર પાડવા તત્પર થઇ ગયા છીએ. માત્ર ઉપવાસ કરવાથી ઘણા રોગો મટે છે તે વાત આપણે અમેરિકન પુસ્તકોથી માનવા લાગ્યા છીએ. છાશ એ અમૃતનું કામ કરે છે એ વાત પહેલાં આપણે માનતા નહોતા; પણ અમેરિકન ડૉકટરોએ આપણું અનુકરણ કરી પોતાના પ્રયોગો બહાર પાડયા એટલે આપણે માનતાં શીખ્યા અને ડૉકટરો પણ દહીં અને છાશના પ્રયોગો વૈદ્યોની માફક કરવા લાગ્યા.

હજુ લોકોને પશ્ચિમની વિદ્યા ઉપર મોહ છે, પશ્ચિમના વિદ્વાનોએ દિવસે દિવસે નવી નવી શોધો કરવા માંડી અને વર્ષે બે વર્ષે તે શોધો નકામી છે એમ જાહેર કરવા પણ માંડયું. કારણ એ તો તેમના અખતરા છે. જ્યારે આયુર્વેદ શાસ્ત્ર એ તો સિદ્ધ વૈદ્યક છે. આયુર્વેદ અનુસાર જે જે શોધો થઇ છે તે તેની તેજ કાયમ છે. હજારો વર્ષ પૂર્વે આયુર્વેદ શાસ્ત્રમાં જે જે શોધો કરેલી છે તે હજુ સુધી ફેરવવી પડી નથી.

આપણું આયુર્વેદ શાસ્ત્ર તો આપણા ધર્મગ્રંથોમાં પણ ગુંથાયેલું છે. આપણે હંમેશાં જે જે ખોરાક લઇએ છીએ તે પણ આયુર્વેદ શાસ્ત્રાનુસાર દીપન, પાચન અને પૌષ્ટિક લઇએ છીએ. એ ઉપરાંત ધર્મશાસ્ત્રના અપવાસના નિયમો પણ આયુર્વેદ શાસ્ત્રાનુસાર તમને જણાશે. એ શાસ્ત્રની આપણે અવગણના કરી તેને ભૂલતા જઇએ છીએ અને આપણા શરીરના સંરક્ષણ માટે દેશી દવાઓનો ઉપયોગ કરવાને બદલે કરોડો રૂપિયાની વિદેશી દવાઓનો ઉપયોગ કરીએ છીએ.

સાધારણ રીતે અતિવિષની કળીથી મરડો મટે છે, એવું

આયુર્વેદ શાસ્ત્ર કહે છે. આપણા ડૉકટરો દેશી હોવા છતાં પણ પરદેશી શિક્ષણ લીધેલા હોવાથી તે માનતા નહોતા. અત્યારે જ્યારે વિદેશી વૈદ્યો-એ તેની ખાત્રી કરી ત્યારે તેઓ માનવા લાગ્યા. એવીજ રીતે અરડુસીને આપણાં વૈદ્યક શાસ્ત્રોએ કફઘ્ન અને ક્ષય મટાડનાર ગણી છે, તેને પણ આપણાજ ડૉકટરો માનતા નહોતા; પણ જ્યારે પશ્ચિમના સાયન્સે તે વાત કબૂલ કરી ત્યારે ડૉકટરો ઉધરસના દર્દીઓને 'સીરપ વસાકા' આપતાં શીખ્યા.

આપણા દેશમાં તાજી વનસ્પતિ તૈયાર મળે છે. અત્યારે તો ફાર્મસીઓ પણ થઇ છે, જે શાસ્ત્ર અનુસાર તૈયાર દેશી દવાઓ પણ તમને પૂરી પાડે છે અને તે ઘણાજ સસ્તા ભાવે; છતાં પશ્ચિમની શોધે ઉપરનો આપણો મોહ જતો નથી. એટલે વિદેશી દવાઓનો ઉપયોગ કરી કરોડો રૂપીઆ પરદેશ મોકલીએ છીએ.

ઘરઘતુ વપરાસની ચીજો-દંતમંજન જેવાં વસ્તુઓ-આપણે બનાવી શકતા નથી. તે પણ ચાકની ભૂકી, સેંટ ને રંગમિશ્રિત રંગબેરંગી લેબલોવાળી પરદેશી બાટલીઓ આપણે વાપરી લાખો રૂપીઆ પરદેશ મોકલીએ છીએ. તે ધનવાન કે ધનપ્રાપ્તિના માર્ગો એ પુસ્તકમાં તમને હજારો પ્રીસ્ક્રીપ્શનો જડી આવશે કે બે પૈસામાં સારૂં સોજું ને ગુણમાં ઉત્તમ દંતમંજન તમે ઘેર બનાવી શકશો.

વિલાયતમાંથી પેટંટ ઔષધો લાખો રૂપિયાનાં હિંદમાં આવે છે. આપણે ત્યાં આયુર્વેદશાસ્ત્ર અનુસાર બનાવેલ દ્રાક્ષાસવ વધુ વપરાવા લાગ્યો, ત્યારે પરદેશીઓએ જાણ્યું કે હિંદમાં દ્રાક્ષાસવ વધુ ખપે છે. એટલે તેમણે દ્રાક્ષાસવ મોકલવાની શરૂઆત કરી. પણ દ્રાક્ષાસવના જે ગુણો તે તેમાં હોય ખરા! જેણે દવે ફાર્મસીનો દ્રાક્ષાસવ વાપર્યો હશે તેને ખાત્રી થઇ હશે કે શાર્ઙ્ગધરના લખ્યા પ્રમાણે દ્રાક્ષાસવમાં જે ગુણ હોવા જોઇએ એ તો આ દેશી પદ્ધતિ અનુસાર બનાવેલ દ્રાક્ષાસવમાંજ હોય, વિદેશી દ્રાક્ષાસવમાં ન હોય.

પશ્ચિમનું સાયન્સ શીખેલા ડૉકટરોને એવું શિક્ષણ આપવામાં આવે છે કે તે પરદેશી દવાઓનીજ ભલામણ કરે. તેમણે દેશનો પૈસો દેશમાંજ રહે તે અનુસાર દેશી દવાઓની માહિતી મેળવવી અને પોતે તેનો ઉપયોગ કરવો જોઇએ. હવે હું આપણા ઘરનાં બૈરાં પણ વાપરી શકે તેવા ખાસ પ્રયોગો બતાવું છું તે શાસ્ત્રીય છે અને ગુણમાં અનુભવસિદ્ધ છે, વળી ઘેર બની શકે તેવા છે.

## તાવ અને ઉધરસ બન્ને જાય તેવો પ્રયોગ

કાયફળ, પીંપર, કાકડાશીંગી અને પુષ્કરમૂળ, એ ચારે ઓસડિયાં તોલો તોલો લઈ વાટી લૂગડે ચાળી તેનો ૧ વાલથી પાવલીભાર

માત્રામાં મધ સાથે ચટાડવાથી શ્વાસ, ઉધરસ, તાવ અને કફ મટી જાય છે. નાનાં છોકરાંને વરાધ થાય છે અને વરાધથી હજારો બાળકો મરી જાય છે. હવે આ ઔષધ તૈયાર કરી ઘરમાં રાખી મૂક્યું હોય અને તેનો ઉપયોગ કરતાં બૈરાં શીખે તો લાખો બાળકોના જીવ બચે એમાં નવાઈ નહિ.

## ઉંઘ ન આવતી હોય તેનો ઉપાય

ઘણાને રાત્રે ઉંઘજ નથી આવતી. રાત્રે બાર, એક કે બે વાગ્યા સુધી પથારીમાં આળોટયાજ કરતા હોય છતાં ઉંઘ ન આવે તેવા માણસો ડૉકટરોને ત્યાંની દવાઓના રગડા પીધાજ કરે છે; પણ તેમને આરામ કોઈવાર થતો નથી. તેમણે નીચેનો શાસ્ત્રીય પ્રયોગ અજમાવી જોવો.

પીંપરીમૂળના ગંઠોડાનું ચૂર્ણ ૮ માસા લઈ ગોળ ૧ રૂપિયાભારમાં મેળવી રાત્રે ખાઇ જવું, જેથી ઘણા કાળથી નષ્ટ થયેલી નિદ્રા ફરી આવ્યાં કરે છે.

## મરડાનો ઉપાય

મરડો ઘણા માણસોને સતાવે છે. એ માટે પ્રથમ દીવેલનો જુલાબ લઈ બીજે દિવસે ધાણા, સુંઠ અને કાચા બીલાનો અંદરનો ગરભ, સુગંધીવાળો અને નાગરમોથ એક તોલો લઈ તેને ખાંડી તેમાંથી ૨ રૂપિયાભાર, એક શેર પાણીમાં ઉકાળી નવટાંક પાણી રહે ત્યારે ઉતારી તે ઉકાળો ગાળીને પીવો, તેના કૂચા સાંજે ઉકાળીને પીવા. એમ એક બે દિવસ પીવાથી મરડો મટી જાય છે, તાવ પણ મટે છે અને દીપન-પાચનમાં આ ઔષધ ઘણો ગુણ કરે છે. બે પૈસામાં કામ થાય તેવા ઘરગથ્થુ ઉપાયો અજમાવવા અને આયુર્વેદ અનુસાર વર્તવું, જેથી ડૉકટરોની મોટી ફી ભરવામાંથી બચી જવાશે અને રોગ મટી શરીર નિરોગી રહેશે. વળી આ પ્રયોગો જરા પણ નુકસાન કરનારા નથી.

## ઝાડે લોહી પડતું હોય તેનો ઉપાય

ઘણા માણસોને ઝાડે લોહી પડે છે તેથી શરીર સુકાઇ ઓગળી જાય છે. આ માટે ડૉકટરોને ત્યાં રોજ ફાંફાં માર્યાંજ કરે છે. તેમને અત્રે હું બતાવું છું તે દવા આશીર્વાદરૂપ થઈ પડશે.

કડાછાલ, અતિવિષની કળી, બીલાનો ગરભ, નાગરમોથ અને સુગંધી વાળો, એ સર્વ એકેક રૂપિયાભાર લઇ તેને ખાંડી તેમાંથી ૨ રૂપિયાભાર લઇ ૧ શેર પાણીમાં ઉકાળી નવટાંક રહે ત્યારે ઉતારી ગાળી લઈ તે પીવું. તેથી ચુંક આવતી હોય તેવો રક્તાતિસાર એટલે ઝાડે લોહી પડતું હોય તે મટી જાય છે.

ઝાડાના દરદીએ ભારે અને પુષ્ટિ કરનારાં અન્નપાન અને મીઠું ખાવું નહિ. આથી ઝટ આરામ થશે.

આવા ઘરગતુ પ્રયોગો દરેક માણસે જાણવા જોઇએ. અમે તે વારંવાર આ પેપરમાં લખીશું. આવા પ્રયોગો વૈદ્યવિનોદ, વૈદ્ય અને વૈદક, ઘરનો વૈદ્ય એ પુસ્તકોમાં મેં બતાવેલા છે અને ઘણાય પ્રયોગો હું બતાવવા ઇચ્છું છું. મારા તરફથી નીકળતા ભાગ્યોદય માસિકમાં પણ આવા પ્રયોગો તો વારંવાર હું આપું છું. હું મુંબઇમાં દર મહીને એક અઠવાડિયું મારી દવે ફાર્મસીની શાખામાં આવું છું. બાકીનો ટાઇમ અમદાવાદમાં મળી શકીશ. કોઇ પણ દર્દ માટે યોગ્ય સલાહ આપી શકીશું.

## હરસનો ઉપાય

હરસથી ઘણા લોકો પીડાય છે. અત્યારે તો વિલાયતથી હજારો રૂપીઆની ટયૂબો આવે છે અને બે આનાની—ચાર આનાની ટયૂબોના બબ્બે ત્રણ ત્રણ રૂપીઆ લે છે, એ માટે જો હરસના દર્દી-ઓ નીચેના ઘરગથ્થુ ઉપાય કરશે તો જરૂર ફાયદો થશે.

હરડેનું પાવલીભાર ચૂર્ણ ગોળ સાથે ખાવાથી હરસ મટે છે; અને હળદર તથા કડવા તુરીઆના રસનો લેપ અરશ ઉપર લગાડવાથી સર્વ પ્રકારના મસા મટે છે.

ધૂણી—માણસના વાળ, આકડાનું મૂળ, સાપની કાંચળી અને દાંત તેમજ બળદનું ચામડું અને શીમળાનાં પાન એકંદરે વાટી તેનું ચૂર્ણ કરવું. પછી બે ઇટો વચ્ચે એક કોડિયામાં થોડા દેવતા મૂકી તેમાં ઉપરનું ચૂર્ણ નાખવું, પછી બે ઇટો ઉપર બે પગ દઇ બેસી અને હરસ ઉપર ધૂણી આવે તેમ ધૂણી લેવી; તેથી દુષ્ટ મસા ગરી જાય છે.

## કૉલેરા અને અજીર્ણનો ઉપાય

સુંઠ, મરી, પીંપર, જીરૂ, ફુલાવેલ હીંગ. સિંધાલુણ, લસણ અને શુદ્ધ ગંધક સર્વે સરખે ભાગે લઇ ખાંડુ ચૂર્ણ કરી લૂગડે ચાળી તેને લીંબુના રસમાં ઘુંટી ચણા જેવડી ગોળીઓ વાળવી. તે ગોળીઓ લિંબુના રસ અથવા તો છાશમાં કલાકે કલાકે બબ્બે આપવી તેથી કૉલેરાના ઝાડા, અને ઉલટી મટી જાય છે. આ દવા વિષૂચિકા અને વિલમ્બિકાને જલદી મટાડે છે. અજીર્ણમાં પણ વાપરવાથી અજીર્ણ મટે છે.

(“મુંબઇ સમાચાર”માં લેખકઃ—વૈદ્યરાજ જેઠાલાલ દેવશંકર દવે.)



# ૬૯—बंधकोशनो व्याधि

વિબંધ એટલે મળાવરોધ—કબજીઆત, કોઈ પણ કારણથી દસ્તની અટકાયત.

વિબંધની અંદર ખાસ કરીને આળસ, મનની અસ્વસ્થતા, બેચેની, માથાનો જરા દુખાવો, ભૂખ ન લાગવી અને જીભ ઉપર ધોળી છારી વળી જવી, એ મુખ્ય નિશાનીઓ છે. આજકાલ ઘણાઓ આ વિબંધથીજ પીડાતા હોય છે, એમ જોવામાં આવ્યું છે; અને તેને અંગે તેઓ બીજા ઘણા રોગના ભોગી થયા છે. ખાસ કરીને શેઠીઆઓ જેઓ ખૂબ ખાય અને આખો દિવસ એક જગ્યાએ બેઠા બેઠા વખત ગુમાવે છે તેઓને આ બહુજ જોવામાં આવે છે. બીજું આ દર્દ યુવાન સ્ત્રીઓને વધુ જોવામાં આવે છે. ઘણી વાર તો એ શરમને લઇનેજ થયું હોય છે. દિશાએ અથવા પેશાબ કરવા જવું કે કેમ એ તેઓને મન મોટો પ્રશ્ન હોય છે અને તેથી ઘણી એવી સ્ત્રીઓ વિબંધથીજ પીડાતી હોય છે.

નાનાં બાળકોમાં આ ઘણી વાર જોવામાં આવે છે, અને તેમાં તો ઘણી વાર માતાઓની ભૂલનુંજ પરિણામ હોય છે. ખાસ ખોરાક-(ધાવણ)ની અનિયમિતતાથીજ થાય છે; અને ઘણી વાર માતાની બેદરકારીથી થાય છે. બાળક નિયમસર દિશાએ જાય છે કે નહિ તેની કાળજી નથી રખાતી અને તે ટેવ તે બાળકને આખી જીંદગી ચાલે છે. માતાએ બાળકની જે જે ટેવ સુધારવાની હોય છે તેમાં આ પણ જોવાનુંજ હોય છે કે તે બાળક દિશાએ નિયમસર જાય છે કે નહિ ? ઘણી માતાઓને આ વાત કરતાંજ શરમ આવે છે અથવા બકારી આવે છે. આ વિબંધની ફરીઆદ ઘણી વાર એક કુટુંબમાં બધાને હોય છે. તેઓનું બંધારણજ એવું થઈ ગયું હોય છે. તેઓનાં આંતરડાંઓ જન્મથીજ નબળાં હોય છે, એમ જણાય છે. વૃદ્ધો વિબંધથી ખાસ પીડાતા જણાય છે, ઘડપણને લઇને વળી વિબંધ બીજા દર્દની પાછળ પણ થાય છે; જેમકે પાંડુમાં, હીસ્ટી-રીઆમાં, જ્ઞાનતંતુના દર્દમાં, ઘણી જાતના જ્વરમાં; યકૃત, જઠર અને આંતરડાંનાં દર્દોમાં, બહુ રૂક્ષ પદાર્થ ખાય તો પણ વિબંધ થાય છે. ઘણી સુવાવડથી પેટની પેશીઓ નબળી પડી જવાથી વિબંધ થાય છે. વિબંધ ખાસ કરીને જ્યારે મોટાં આંતરડાં વિષ્ઠાને બહાર કાઢવાની શક્તિ ગુમાવી બેસે છે ત્યારે થાય છે. આંતરડાનો પોતાનો સોજો હોય, અંદર કંઇ ગાંઠ થઇ હોય, બહારથી કંઈ દબાણ હોય તો વિબંધ થાય છે.

લગભગ સર્વે ગર્ભિણી સ્ત્રીઓ વિબંધથી પીડાતી હોય છે.

ગર્ભને લઇને ગર્ભાશય મોટું થયું હોય છે અને તેથી તે આંતરડાં ઉપર એક જાતનું કાયમ દબાણ રાખે છે તેથી આંતરડાંઓ પોતાની ગતિ નિયમસર કરી શકતાં નથી. એટલે તેઓ વિબંધથી પીડાય છે.

ઘણી વાર એવા વિબંધના દર્દીઓ જોવામાં આવે છે કે આઠ આઠ દિવસ કે પંદર પંદર દિવસે દિશાએ જતાં હોય છે; તેઓની શારીરિક તંદુરસ્તી ઉપરથી તો બહુજ સારી જણાતી હોય છે, પણ છેવટે તેઓની તંદુરસ્તી બગડી ઘણા રોગ તેઓને થાય છે. આંતરડામાં જે મળ ભેગો થાય તેમાંથી એક પ્રકારનું ઝેર બની તે શરીરમાં શોષાય છે અને તેથી ઘણા રોગો ઉત્પન્ન કરે છે. તેઓનું માથું દુખતું રહે છે, શરીર સુસ્ત રહે છે, સાંધાઓ દુખે છે, શરીરમાં બળતરા બળતી હોય તેવું જણાય છે. ઘણાને અર્શ થાય છે, આંતરડાંમાં ચાંદાં પડે છે, આંતરડાંને સોજો આવે છે. યુવતીઓને યુવતીપાંડુ થાય છે અને ગર્ભાશયનાં દર્દો થાય છે. રજોદર્શન વખતે બહુ પીડા થાય છે, પેઢુના ભાગમાં એક પ્રકારનું વજન લાગે છે. વિબંધને લીધે મળ ભેગો થાય છે અને તેથી આંતરડાં પહોળાં પડી જાય છે અને મળને ધકેલવાની શક્તિ ગુમાવી બેસે છે. વળી કોઇ વાર જ્યારે મળ તદ્દન સૂકાઇ જાય છે ત્યારે અતિસાર થઇ જાય છે.

બાળકોનો વિબંધ બહુજ વિચિત્ર હોય છે. ઘણાં બાળકોને જન્મથીજ કોઇ ખોડને લીધે વિબંધ હોય છે. કોઇને મળદ્વાર હોતું નથી તો એમાં ઑપરેશન કરાવવું પડે છે.

### વિબંધ દૂર કરવાના ઉપાય

વિબંધ મટાડવા કુદરતી ઉપાયો યોજવા તે સારા છે.

પહેલાં તો નિયમસર દિશાએ જવાની ટેવ પાડવી. હાજત ન થઇ હોય છતાં વિબંધવાળાએ રોજ એક વાર દિશાએ જવા જવું. એથી પછી રોજ નિયમસર જવાની ટેવ પડી જાય છે અને વિબંધ રહેતો નથી. આ ઉપાય સૌથી સારો છે. મેં એવા બે જણ જોયા છે કે જેઓને છ—છ દિવસે અને આઠ આઠ દિવસે દિશાએ જવાની ટેવ હતી તેમને ફક્ત ઉપરના ઉપાયથી આરામ છે.

બીજું જરા કસરત કરવી અને તે ખાસ પેટની પેશીઓને કસરત મળે તેમ કરવી. સવારે ઉઠી તરત શેર—સવાશેર નવશેકું પાણી પીવું તેથી પણ દસ્ત આવશે. આ પ્રમાણે લાંબો વખત કરવાથી વિબંધ જાય છે. અને એ પ્રમાણે કરવું તે નિર્ભય અને ફાયદો કરનાર છે. કેમકે જેઓ દવાથી દસ્ત લાવે છે, તેઓને પછી દવા વગર ચાલતું નથી. દિવસે દિવસે તેઓને દવા વધુ ને વધુ લેવી પડે છે, ત્યારેજ દસ્ત આવે છે. આથી બકરી કાઢતાં ઉંટ પેઠા જેવી વાત થાય છે. પણ કોઇ કોઈ વખત જરા મૃદુ વિરેચન લેવામાં

આવે તો ખાસ કોઇ પ્રકારનો વાંધો નથી. કુદરતી પ્રયોગને મદદ કરવા માટેજ એની કોઈ વાર મદદ લેવી. કોઇ વખત જ્યારે બહુ દસ્ત સૂકાઇ ગયો હોય અને જરા જુલાબ લેવા છતાં પણ ઝાડો ન આવે તો બસ્તી લેવી. ગર્ભિણીઓએ જરા જરા એરંડિયું લેવાની ટેવ રાખવી, જેથી દસ્ત સાફ આવે અને આગળ ઉપર અર્શથી પીડાવું ન પડે.

દરેક મનુષ્યે દિશાએ નિયમસર રોજ જવાની ટેવ પાડવી, એ આવશ્યક છે. જેમ ઘર પાસેનું જાજરૂ એક દિવસ બરોબર સાફ ન થયું હોય તો જે સ્થિતિ તે જાજરૂની થાય તેવી સ્થિતિ આપણા શરીરની થાય છે. આંતરડાંનો ભાગ પણ એક જાજરૂનુંજ કામ કરે છે. આ બાબત ધ્યાનમાં રાખી જેને ખોટી ટેવ પડી હોય તેઓએ સુધારવા પ્રયત્ન કરવો.

('વૈદ્ય કલ્પતરૂ'માં લખનાર–વસંતરાય પ્રાણશંકર રાવળ, પાટણ)

---

## ૭૦–शंखना गुण

**सं० शंख, हि० शंख, बं० शाँक, शंख, गु० शंख, तै० शंखगु, ई० कोंच.**

વિજ્ઞાનાચાર્ય જગદીશચંદ્ર વસુ મહોદય વગેરેએ સિદ્ધ કરી દેખાડયું છે કે શંખને વગાડવાથી જ્યાં લગી તેનો અવાજ પહોંચે છે ત્યાંલગી રોગને ઉત્પન્ન કરવાવાળા જંતુઓ નાશ પામે છે. આ ઉપરથી એવું જણાય છે કે, પ્રાતઃ તથા સંધ્યા બેઉ વખત સંધિના સમયમાં મંદિરો અને અન્ય જગ્યાઓમાં શંખ વગાડવાનો અનાદિથી રિવાજ ચાલ્યો આવે છે. વળી જૂના જમાનાના આપણા હિંદુ પુરુષો શંખને માટે એવું પણ કહે છે કે, સંધ્યાના વખતમાં વગાડવાથી ભૂતપ્રેત રાક્ષસ આદિ ભૂતાવળો શંખના અવાજથી દૂર થાય છે. તથાપિ રાત્રિમાં પિશાચોનું જોર પણ હોય છે. વળી કોઇ દરદોનું જોર સંધ્યા સમયમાં વધે છે અને તે અર્ધરાત સુધી રહે છે, ત્યાર બાદ ઘટવાની શરૂઆત થાય છે. તે વધવાનું કારણ યંત્રોદ્વારા જોતાં માલૂમ પડયું છે કે, સંધ્યાસમયમાં ખરાબ જંતુઓ પ્રગટ થઇ રોગને ફેલાવે છે. આ જંતુઓને વૈજ્ઞાનિકો રાક્ષસોથી ઓળખાવે છે. સંધ્યાસમયમાં વ્યાધિને ઉત્પન્ન કરવાવાળા કીડાઓ પેદા થાય છે અને ફેલાય છે તે વખતપર શંખને વગાડવો તે આરોગ્યને માટે ઉત્તમ છે.

(૧) મૂક મનુષ્યની પાસે નિત્ય બે ત્રણ કલાક શંખ વગાડા-

વવો તથા તેને માટે શંખમાં પાણી ભરી ચોવીસ કલાક રાખવું. ત્યારબાદ તે પાણી લઈ મૂક મનુષ્યને પાવું તથા નાના બે શંખ લઇ તેમાં વિંધ પાડી, દોરો પરોવી મૂંગાના ગળામાં તે હાર પહેરાવવો અને લાંબો વખત વાતો કરાવવાથી મૂક મનુષ્ય બોલતો થશે. આ સાથે શંખભસ્મ ખવરાવવી.

(૨) પ્રાચીન સમયમાં નાના બે શંખ (કોડિયો) લઈ તેમાં વિંધ પાડી દોરો પરોવી બાળકોના ગળામાં પહેરાવવાનો રિવાજ હતો. આ રીતે બાંધવાથી બાળક જલદી બોલવા લાગતું, પણ આ જમાનામાં શંખ પહેરાવવાનો રિવાજ બંધ થયો જોવામાં આવે છે.

(૩) હાલના ક્રોમોપેથિક ડૉકટરો રંગીન બાટલાઓમાં પાણી ભરી તે પાણી પીવરાવી રોગને નાબુદ કરે છે. તેવી રીતે શંખમાં પાણી ભરી સિદ્ધ કરી દરદીને પાવાથી ખરાબ જંતુઓથી ઉત્પન્ન થતાં દરેક જાતનાં દરદો સહેજે દૂર થાય છે.

(૪) **શંખની ભસ્મ**–શંખના બારીક કકડા કરી લિંબુના રસમાં ત્રણ રાત ભીંજવી રાખવા. પછી ચૂનાની ભઠ્ઠી પ્રમાણે અડાયાના અગ્નિમાં નાખી ભસ્મ કરવી. આ ભસ્મ પુષ્ટિકારક, બલવર્ધક, શીતલ તેમજ ઉન્માદરોગમાં વિશેષ ફાયદો કરે છે. વળી મૃગી, કર્ણરોગ, મંદાગ્નિ, નેત્રોને હિતકારી, વર્ણકારક, મલાવરોધ, પંક્તિશૂળ, ગુલ્મ, શ્વાસ વગેરેનો નાશ કરે છે. વળી વૈદ્યગણ શંખની ભસ્મ અનેક રોગોમાં બુદ્ધિ અનુસાર વાપરે છે.

શંખ બે પ્રકારના છેઃ–એક દક્ષિણાવર્ત્ત અને બીજો વામાવર્ત્ત છે. દક્ષિણાવર્ત્ત શંખ પુણ્યના યોગથીજ પ્રાપ્ત થાય અને જેના ઘરમાં આ શંખ હોય છે તેના ઘરમાં લક્ષ્મીની અધિક વૃદ્ધિ થાય છે.

(૫) શંખને ઘસી મોઢા ઉપર લગાડવાથી મોઢાની કાંતિ સુંદર થાય છે.

(૬) શંખને ઘસી નેત્રની અંદર આંજવાથી ફૂલાને મટાડે છે.

(૭) શંખની ભસ્મ મલાઈ અગર ગાયના દૂધ સાથે લેવાથી બલકારક, પુષ્ટિકારક તથા વીર્યને વધારનાર છે.

(૮) શંખની ભસ્મ પીંપર સંગાથે મધમાં ચાટવાથી સારી ભૂખ લગાડી ખોરાકનું પાચન કરાવી શક્તિ વધારે છે.

(૯) શંખભસ્મ આદાના રસમાં લેવાથી જીર્ણજ્વર, ખાંસી અને શ્વાસને દૂર કરે છે.

('વૈદ્ય કલ્પતરૂ'માં અનુવાદકઃ–હરિસિંહ રામસિંહ વૈદ્ય–ભાવનગર.)

# ७१—एक रहस्यमय किरण

ગત કઇ મહીનોં સે સંસાર કે ભિન્નભિન્ન હિસ્સોં સે એક રહસ્યમયી કિરણુ કે આવિષ્કાર કી ખબર આ રહી હૈ. યહ કિરણુ ઉડતે હુએ વાયુયાનોં કો, ચલતી હુઈ મોટર ગાડિયોં કો, ધડકતે હુએ મનુષ્ય કે હૃદયોં કો ઇસ પ્રકાર રોક દેતી હૈ જૈસે યહ કાર્ય કિસી ઇશ્વરીય શક્તિ દ્વારા હોતા હો, ઇસ પર તારીફ યહ કિ આપકો યહ ભી નહીં માલૂમ હોગા કિ યહ કિરણુ કિસ તરફ સે આ રહી હૈ. પ્રાયઃ તીસ વર્ષ હુએ, ડૉ૦ એચ. જી. વેલ્સ ને એક પુસ્તક (ધી વૉર ઓફ ધી વર્લ્ડ્ઝ) નામક લિખી થી. ઉસમેં આપને કલ્પના કી થી કિ કુછ મનુષ્ય મંગલ સે પૃથ્વી પર આવેંગે ઔર અપને સાથ એક ઐસા ઇંજિન લાવેંગે જિસસે રહસ્યમય કિરણુ નિકલેગી. યહ કિરણુ મનુષ્ય તથા સંસાર કે અન્ય પ્રાણિયોં કો મારને કી શક્તિ રખેગી. કિંતુ આશ્ચર્ય કી બાત હૈ કિ ઐસી કિરણુ કા આવિષ્કાર ઇસ પૃથ્વી પર હો ગયા. શાયદ તીસ વર્ષ પીછે કે મનુષ્ય આજકલ કે મનુષ્યોં કી ઉદ્‌ભાવકશક્તિ કા અંદાજા ન લગા સકે હોંગે.

યોં તો જર્મની, ફ્રાંસ આદિ દેશોં કે કઇ આવિષ્કારકોં ને રહસ્યમય કિરણુ કા આવિષ્કાર કિયા હૈ, કિંતુ યહાં એક અંગ્રેજ આવિષ્કારક કી આવિષ્કાર—કહાની દી જાતી હૈ. ઇનકા નામ મી૦ ગ્રિન્ડેલ મૈથ્યુજ હૈ. ઉનકી પરીક્ષાઓં કો અનેક વૈજ્ઞાનિકોં, સરકારી અફસરોં તથા દર્શકોં ને દેખા હૈ. ઉનમેં સે સબકે સબ યહી કહતે હૈં કિ મિ૦ મૈથ્યુજ વિદ્યુત્ કો બિના કીસી તાર આદિ કી સહાયતા સે શૂન્ય મેં ભેજને મેં કૃતકાર્ય હુએ હૈં. એક દર્શક જો મૈથ્યુજ સાહબ કી પ્રયોગશાલા મેં ઉનકી પરીક્ષાઓં કો દેખને ગયે થે, લિખતે હૈં કિ ઉનકી પ્રયોગશાલા કે એક કોને મેં મોટર સાઇકલ કા એક ઇંજિન પડા હુઆ હૈ ઔર ઉસકે સાથ એક પહિયા લગા હૈ, ઇસ લિયે ઇંજિન કો ચાલુ કરને સે પહિયા ભી ઘૂમને લગતા હૈ. પ્રયોગશાલા મેં દૂસરી ઓર નઈ કિરણુ કા ઉત્પાદક યંત્ર લગા હુઆ હૈ. મોટર ઇંજિન કો ચાલુ કિયા ગયા કિ પહિયા ઘૂમને લગી. મિ૦ મૈથ્યુજ ને અપની અદૃશ્ય કિરણુ કો ઉસ ઓર ડાલા. જયોં હી વહ ઇંજિન કે "મૈગ્નેટો" પર પડી કિ ઇંજિન રૂક ગયા, પહિયે કા ઘૂમના ભી બંદ હુઆ; કિંતુ ઇસસે ઇંજિન કો કિસી પ્રકાર કા નુકસાન નહીં હુઆ. ઉન્હોંને ઇસકે બાદ, કિરણુ કો હટા લિયા. ઇંજિન પુનઃ ચલને લગા. ઇસ પરીક્ષા કો ઉન્હોંને કઇ બાર દિખલાયા. પરીક્ષા કે બાદ દર્શકોં ને

અપના કૌતૂહલ મિટાને કે લિયે ઇંજિન તથા અન્યાન્ય યંત્રોં કી ભલી ભાંતિ દેખ ભાલ કી ઔર ઉન્હેં યહ દેખ કર સંતોષ હુઆ કિ મોટર ઇંજિન કા કિરણોત્પાદક યંત્ર સે કિસી પ્રકાર કા સંબંધ નહીં થા.

દૂસરી પરીક્ષા ઔર આશ્ચર્યજનક થી. એક બર્તન મેં થોડી સી બારુદ રખ કર પ્રયોગશાલા કે એક કોને મેં રખ દી ગઈ, દૂસરે કોને સે જબ કિરણ બારૂદ પર ડાલી ગઇ તો વહ એકાએક જલ ઉઠી, કિંતુ કિસીને કિરણ કો નહીં દેખા.

દો મનુષ્ય બિજલી કી એક બત્તી કે દોનોં તારોં કો પકડ કર ખડે હુએ; બત્તી હવા મેં ઝૂલ રહી થી ઔર ઉસકા સંબંધ કિસી યંત્ર સે નહીં થા. દોનોં મનુષ્ય કિરણ કી રાહ કો છોડ કર ખડે હુએ થે. મૈથ્યુજ મહાશય ને કિરણ કો બત્તી કી ઓર કિયા ઔર બત્તી ઇસ પ્રકાર જલ ઉઠી જૈસે ઉસકા સંબંધ કિસી વિદ્યુત્ ઉત્પાદક યંત્ર કે સાથ કર દિયા ગયા હો !

ઇસકે બાદ અંતિમ પરીક્ષા કી બારી આઇ. યહ પરીક્ષા અન્યાન્ય પરીક્ષાઓં સે મહત્ત્વપૂર્ણ થી, ક્યોંકિ ઇસ બાર ઉસકી મારાત્મક શક્તિ કો દિખલાના થા. સબ લોગ શ્વાસ રોક કર ખડે હો ગએ ઔર યહ સોચને લગે કિ કૌન મનુષ્ય અપના પ્રાણ દેને કે લિયે આગે બઢેગા? કિંતુ જબ મિ૦ મૈથ્યુજ એક પિંજડે મેં એક જીતા હુઆ ચૂહા લાયે તો સબ કે જી મેં જી આયા. પિંજડા પ્રયોગશાલા મેં એક સ્થાન પર રખ દિયા ગયા ઔર ઇસ બાર કિરણ કો દશ્યમાન બનાયા ગયા, જિસમેં સબ કોઇ ઉસકે અસર કો દેખ સકેં. ક્ષણભર કે લિયે, કેવલ એક હી ક્ષણ કે લિયે, કિરણ ચૂહે પર ડાલી ગયી. બેચારા ચૂહા દૂસરી હી ક્ષણ મૃત પાયા ગયા.

મિ૦ ગ્રિન્ડેલ મૈથ્યુજ ને ઇન પરીક્ષાઓં કો કઇ બાર દર્શકોં કો દિખલાયી હૈ, કિંતુ ઉન્હોંને યહ નહીં બતલાયા કિ કિસ પ્રકાર યહ કિરણ ઉત્પન્ન કી જાતી હૈ. ઔર બતલાવેં ભી ક્યોં કર? ઇસ સમય જબ કિ સભી જાતિયાં સાર્વભૌમ રાજ્ય સ્થાપિત કરને કા સુખસ્વપ્ન દેખ રહી હૈં ઐસે આવિષ્કાર કા ઝંડાફોડ હો જાના ઠીક નહીં હૈ. કિંતુ જબ હમ સુનતે હૈં કિ પ્રાયઃ ઉસી પ્રકાર કી કિરણ કા આવિષ્કાર સર્વપ્રથમ એક જર્મન વૈજ્ઞાનિક ને કિયા થા, તથા પેરિસ કે કુછ વૈજ્ઞાનિકોં ને ભી ઇસી પ્રકાર કી કિરણ કી ખોજ કી હૈ તબ કહના પડતા હૈ કિ સાર્વભૌમ રાજ્ય સ્થાપન કરને કી આશા અભી દુરાશામાત્ર હૈ.

મૈં ઉપર લિખ આયા હૂં કિ યહ કિરણ અદશ્ય યા દશ્યમાન બનાયી જા સકતી હૈ, ઉસી પ્રકાર પ્રયોગ કરનેવાલા અપની

ઇચ્છાનુસાર કિસી ભી ઇંજિન કો રોક સકતા હૈ યા ઉસે સર્વદા કે લિયે નષ્ટ કર દે સકતા હૈ. લડાઈ કે મૈદાન મેં બારુદ કે ભાંડાર કો બાત કી બાત મેં ઉડા દે સકતા હૈ. ઇસ કિરણ કો જૈસે લડાઇ કે મૈદાન મેં કામ મેં લાને કી બાત સોચી જાતી હૈ, ઉસી પ્રકાર ઉસસે રક્ષા પાને કે વિચાર મેં ભી કુછ લોગ વ્યસ્ત દીખતે હૈં. કુછ લોગ અબ યહ સોચને લગે હૈં કિ લડાઇ મેં ઉનકે વાયુ-યાનોં પર ઇસ કિરણ કા કુછ પ્રભાવ હી નહીં પડે ઔર લડાઇ કે મૈદાન મેં વે બેકામ ન કિએ જા સકેં. ઇસ કિરણદ્વારા ભવિષ્ય મેં મનુષ્યોં કો ફાંસી દેને કા કામ લિયા જા સકેગા. ચોરોં કો પકડને કા યા અન્ય પ્રકાર સે વસ્તુઓં કી રક્ષા કા ભી કામ ઇસી કિરણદ્વારા લિયા જાયગા. યહ કિરણ શાયદ "કૈન્સર" નામક બીમારી કો ભી અચ્છા કરને કી શક્તિ રખતી હૈ. અભી કુછ હી ફીટ કી દૂરી તક યહ કિરણ કાર્યકારિણી હોતી હૈ, કિંતુ, આશા હૈ કિ ભવિષ્ય મેં યહ અધિક કામ કરને લગેગી. ઔર ભી ગુણ બતલાએ જાતે હૈં કિંતુ ભવિષ્ય હી ઉનકી સત્યતા કો પ્રમાણિત કરેગા.

("નવયુગસેવા" લેખકઃ-શ્રીયુત રમેશપ્રસાદજી બી. એસ. સી.)

# ७२—एक ग्लास पानी की शक्ति

આપકો યદિ એક ગ્લાસ પાની દે દિયા જાય તો આપ ઉસે લે કર ક્યા કીજિયેગા? ભિન્નભિન્ન મનુષ્ય ભિન્નભિન્ન ઉત્તર દેંગે. કોઇ તો ઉસે પી જાયેંગે, કોઇ ફેંક દેંગે, કોઈ અન્ય કામોં મેં ઉસે લગા દેંગે; કિંતુ યદિ વહી એક ગ્લાસ પાની કિસી વૈજ્ઞાનિક કો દે દિયા જાય તો વહ ક્યા કરેગા, આપકો માલૂમ હૈ? ઉસસે વહ ઇતની શક્તિ પૈદા કરેગા જો આજકલ કે સબ સે બડે જહાજ કો ઇંગ્લૈંડ સે અમેરિકા લે જાને ઔર વાપસ લાને કે લિયે કાફી હોગી.

વિદ્વાન મનુષ્ય બહુત દિનોં સે ઇસિ બાત કી ખોજ મેં હૈં કિ જબ કોયલા, તેલ, લકડી આદિ સામગ્રિયોં કા અંત હો જાયગા તો મનુષ્ય કિસ પ્રકાર ગરમી ઉત્પન્ન કરેંગે, રોશની પૈદા કરેંગે? કારખાનોં, રેલોં, જહાજોં આદિ કો ચલાવેંગે? કોઇ સૂર્યશક્તિ કો કામ મેં લાને કી બાત સોચ રહે હૈં, કોઇ શક્તિઉત્પાદક પૌધોં કો લગાને કી ચિંતા મેં હૈં. કોઇ જલશક્તિ કો બરબાદ ન હોને દેને કે વિચાર મેં હૈં; કિંતુ અભી તક કિસીને સફલતા નહીં પાઇ હૈ. હાલ મેં સર અર્નેસ્ટ રૂદરફોર્ડ ને એક વક્તવ્ય પ્રકાશિત કરાયા હૈ, જિસમેં ઉન્હોંને લિખા હૈ કિ એક ગ્લાસ પાની મેં ઇતની શક્તિ સંચિત હૈ જિતની પાંચ હજાર ટન કોયલે મેં! અબ યહ પ્રશ્ન હૈ,

કિ પાની કે અણુઓં મેં જો શક્તિ આબદ્ધ હૈ ઉસે કિસ પ્રકાર કામ મેં લાયા જાય?

આજકલ કે બડે જહાજોં મેં પ્રાયઃ ૫૦૦ ટન કોયલે કી દૈનિક ખપત હૈ. ઇંગ્લૅંડ સે અમેરિકા જાને ઔર વાપસ આને મેં દસ દિન લગતે હૈં. અતએવ ૫૦૦૦ ટન કોયલા ખર્ચ હોતા હૈ— અર્થાત્ એક ગ્લાસ પાની કી શકિત ૫૦૦૦ ટન કોયલે કી શક્તિ કે બરાબર હૈ. એક સાધારણ ગ્લાસ મેં પ્રાયઃ ૪૦૦૦ બૂંદ પાની અંટતા હૈ. ઇસિ લિયે એક બૂંદ પાની પ્રાયઃ સવા ટન અર્થાત્ ૩૪—૩૫ મન કોયલે કે બરાબર હૈ.

કુછ દિન પીછે કે વૈજ્ઞાનિકોં કી ધારણા થી કિ અણુ પદાર્થ કા સબ સે છોટા ટુકડા હૈ, કિંતુ અબ અણુ કે ટુકડોં કા ભી પતા લગા હૈ. યે ટુકડે દો પ્રકાર કે હોતે હૈં. એક કો ઇલેકટ્રોન કહતે હૈં ઔર દૂસરે કો પ્રોટોન યા ન્યૂકલસ. યે પદાર્થ કિતને છોટે હૈં, ઇસકા અંદાજા આપ એક પ્રકાર સે લગા સકતે હૈં. યદિ કોઇ મકાન ૨૦૦ ફીટ ઘન ઔર ૩૫૦ ફીટ ઉંચા બનાયા જાય ઔર ઉસે એક અણુ (એટમ) માન લિયા જાય તો ઉસમેં એક આલપીન કા સિરા જિતના બડા હોગા ઉતના હી બડા એક ઇલેકટ્રોન કો ભી સમઝના ચાહિયે. યે દોનોં ટુકડે પદાર્થ કે સબ સે છોટે ટુકડે હૈં—અર્થાત્ ઉનકા ટુકડા કરના અસંભવ હૈ ઔર શાયદ વે વિદ્યુત્સંપન્ન હોતે હૈં. સંસાર કે સભી પદાર્થ ઇન દો અખંડ ટુકડોં ઇલેકટ્રોન પ્રોટોન સે બને હુએ હૈં. હમારા શરીર રક્ત, હડ્ડિયાં, ભોજન—પદાર્થ, હમારે ઘર કી ચીજેં અર્થાત્ જો કુછ ઇસિ સંસાર મેં હૈં સભી ઉક્ત દો પદાર્થોં કા સમૂહમાત્ર હૈ. ઇલેકટ્રોન ઔર પ્રોટોન મેં ફરક કેવલ ઇતના હી હૈ કિ ઇલેકટ્રોન ઋણ વિદ્યુતસંપન્ન હૈ ઔર પ્રોટોન ધન વિદ્યુતસંપન્ન. ચૂંકિ ધન ઔર ઋણ વિદ્યુતોં કો એકસાથ મિલ જાને કી આકાંક્ષા પ્રબલ હોતી હૈ ઇસિ લિયે અણુ મેં વે એકદૂસરે કે સાથ સટે હુએ હૈં યા એકદૂસરે કે ચારોં તરફ ઘૂમ રહે હૈં. ઇન્હીં છોટે છોટે પદાર્થોં કો જબ હમ એકદૂસરે સે અલગ કરને મેં સામર્થ્યવાન હોંગે તભી હમેં વહ ઉન્મુક્ત શક્તિ પ્રાપ્ત હોગી, જો સંસાર કે મશીનોં કો ચલા સકેગી.

કિંતુ અણુ ક્યા હૈ? ઉસમેં આબદ્ધ શક્તિ કૈસી હૈ? ઔર હમેં ઉસ શક્તિ કા પતા કૈસે લગતા હૈ? યદિ હમ એક બૂંદ પાની કા ટુકડા કરને લગેં તો અંત મેં હમેં એક અસા પદાર્થ મિલેગા જિસે પાની કા સબ સે છોટા ટુકડા કહતે હૈં. યદિ ઇસ ટુકડે કો હમ તોડને કી ચેષ્ટા કરેં તો વહ પાની ન રહ કર હાઇડ્રોજન ઔર ઑક્સિજન ગૅસ કે અણુઓં મેં પરિણુત હો જાવેગા.

મેં ઉપર કહ આયા હૂં કિ કુછ સમય પીછે તક વૈજ્ઞાનિક અણુ કો કીસી પદાર્થ કા સબ સે છોટા અભેદ્ય ટુકડા માનતે થે, કિંતુ હાલ કે આવિષ્કારોં સે પતા લગા હૈ કિ રેડિયમ, યુરાનિયમ આદિ પદાર્થોં કે અણુ ઇલેકટ્રોન તથા અન્ય મૌલિક પદાર્થોં મેં વિભાજિત હો રહે હૈં. ઇસસે જાના ગયા કિ અણુ અપને સે ભી છોટે પદાર્થ ઇલેકટ્રોન સે બને હુએ હૈં. ઇલેકટ્રોન કે ભિન્ન ભિન્ન પ્રકાર કે મેલ સે ભિન્ન ભિન્ન પદાર્થોં જૈસે સોના, લોહા, પાની આદિ કે અણુ બનતે હૈં, વિજ્ઞાન મેં યહ ભી પ્રમાણિત કિયા ગયા હૈ કિ કુછ પદાર્થ અપની અવસ્થા બદલતે હૈં. રેડિયમ કુછ દિન બાદ બદલ કર સીસા હિલિયમ ઔર વિદ્યુત્ મેં પરિણુત હો જાતા હૈ. જબ કિસી મૌલિક કા અણુ ટુકડા ટુકડા હોતા હૈ તબ ઉસસે બડી બલવાન શક્તિ પૈદા હોતી હૈ, ઈસ લિયે ઈસ સમય વિજ્ઞાન કે સામને અણુ કો તોડને, ઉસકી શક્તિ કો પકડને ઔર ઉસે અપને કામ મેં લાને કા મહત્ત્વપૂર્ણ પ્રશ્ન હૈ.

કિંતુ, ઈસ કામ મેં ધોખા ભી કમ નહીં હૈ. જૈસે એક પીપાં મેં બારૂદ રકખી હો ઔર ઉસમેંસે બહુત થોડે મેં આગ લગા દી જાય તો પીપે કી સારી બારુદ જલ ઉઠેગી. ઉસી પ્રકાર યદિ એક અણુ કો તોડ કર ઉસકે ઇલેકટ્રોન અલગ કિયે જાય તો સારે સંસાર કી સમતા નષ્ટ હો જાયગી, ઔર ઉસસે જો શક્તિ નિકલેગી ઉસે બશ મેં કરના હમારી શકિત કે બાહર કી બાત હૈ તથા ઉસ અવસ્થા મેં સંસાર મેં પ્રલય મચ જાયગા. વિદ્વાન ઈસ પ્રલય કો સંભવતઃ સ્વીકાર કરતે હૈં, કિંતુ વે ભાગ્ય કે ભરોસે બૈઠે હૈં. ઉનકા કહના હૈ કિ યોં તો વે સચેત રહેંગે ઔર જહાં ઐસી શંકા પૈદા હુઈ ઉસે પકડ રખેંગે, કિંતુ યદિ નહીં પકડ સકે તો જો હોના હોગા વહ હોવેગા હી, કોઈ રોક નહીં સકતા.

ચાહે જો કુછ હો, કિંતુ ઈસ આવિષ્કાર સે એક ફાયદા હોગા કિ ધન ઔર સમય કી બચત હોગી. કોયલા, તેલ, પેટ્રોલ ઔર મિથલેટેડ સ્પ્રિટ ઇત્યાદિ મૂલ્યવાન વસ્તુઓં કી આવશ્યકતા તબ નહીં પડા કરેગી ઔર પાની જો પ્રાયઃ પ્રત્યેક સ્થાન પર, પ્રત્યેક સમય આસાની સે મિલ સકતા હૈ કામ મેં લાયા જા સકેગા. બહુત દિનોં સે વૈજ્ઞાનિક ઈસ વિષય કી પરીક્ષા મેં લગે હુયે થે કિ સસ્તી સે સસ્તી વસ્તુ કો કામ મેં લા કર બાષ્પઇંજિન સંબંધી મશીનોં કો ચલાયા જાય. યદિ પાની સે ઐસી શક્તિ ઉત્પાદિત હો ગઈ તો ઇસ આવિષ્કાર સે ઉન લોગોં કા રાસ્તા સુગમ હો જાયગા જો ઇંજિન મેં જલનેવાલી વસ્તુઓં મેં બચત કે લિયે પ્રયોગ પર પ્રયોગ કર રહે હૈં.

પાની કો જહાજ ચલાને કે કામ મેં લાને કે પહલે બહુત સી

કઠિનાઇયોં કા સામના કરના પડેગા ઔર બહુતસી નઈ મશીનોં કો બનાના પડેગા. પહલે અણુ કો તોડને કે લિયે એક મશીન, ઉસ શક્તિ કો જમા કરને કે લિયે યંત્ર ઔર કાર્યકારી બનાને કી કલ આદિ લગાની પડેગી. ઈસ આવિષ્કાર પર વિચાર કરતે સમય હમેં એક બાત કા ખયાલ આતા હૈ. ક્યા હમ ઇસ તરીકે સે એક ધાતુ કો અન્ય ધાતુ મેં પરિણત કર સકેંગે? જબ સભી પદાર્થ એક હી વસ્તુ-ઇલેકટ્રોન ઔર પ્રોટોન સે બને હુએ હૈં ઔર હમ ઉન્હેં અલગ કર સકેંગે તો ઉનકો ભિન્ન ભિન્ન પ્રકાર સે મિલા કર ક્યા હમ ભિન્ન ભિન્ન પદાર્થ નહીં બના સકેંગે? યહ આવિષ્કાર આશ્ચર્યપૂર્ણ તો હૈ હી. ઇસકે સફલ હોને મેં ભી અભી બહુત દેર હૈ. બહુત સે મસ્તિષ્ક ઈસિકો સફલ બનાને મેં લગે હૈં, કિંતુ નહીં કહા જા સકતા કિ ઇસ ગોરખધંધે કો સુલઝાને મેં ઉન્હેં કિતના સમય ઔર શક્તિ લગાની પડેગી. વૈજ્ઞાનિક અણુ કે શક્તિપૂર્ણ ભાંડાર કી ચાવી ખોજ રહે હૈં. યહ કિસી બડે રાસાયનિક યા ઇલેક્ટ્રિકલ ઇંજિનીયર કો મિલ સકતી હૈ યા કિસી અનાડી વૈજ્ઞાનિક કે હાથ લગ સકતી હૈ. પહલી હાલત મેં વહ માનવસમાજ કે લિયે હિતકર હોગી ઔર દૂસરી હાલત મેં પ્રલય ઉપસ્થિત કરેગી. ચાહે કુછ ભી હો દૃશ્ય કા આખિરી પરદા ઉઠને મેં અભી દેર માલૂમ હોતી હૈ.

ઈસ શક્તિ કો કામ મેં લગાનેવાલી મશીન કૈસી હોગી, યહ કોઈ નહીં કહ સકતા. ક્યોંકિ અણુઓં કે ટૂટને સે જો શક્તિ પૈદા હોગી વહ કિસ કિસ્મ કી હોગી, યહ અભી સે કોઈ નહીં કહ સકતા. વહ શક્તિ વૈદ્યુતિક શક્તિ-ઉષ્ણ શક્તિ હો સકતી હૈ, નિશ્ચય હો જાને પર કિ વહ શક્તિ કિસ પ્રકાર કી હૈ યંત્ર તૈયાર હોગા. કોઇ નહીં કહ સકતા કિ આજ સે દસ વર્ષ બાદ કિસ પ્રકાર કે યંત્ર હમ વ્યવહાર કરેંગે. જો ધાતુ સ્વતઃ ટુકડે ટુકડે હો રહે હૈં, ઉનકા સ્વભાવ લક્ષ્ય કર વૈજ્ઞાનિક ઈસ સિદ્ધાંત પર પહુંચે હૈં કિ અન્ય ધાતુ કે ટુકડે ભી શક્તિસંપન્ન હૈં. ઉસ શક્તિ કો કામ મેં લાને કી તૈયારી હૈ, પાની જૈસે મામૂલી પદાર્થોં કે અણુઓં કો ટુકડે ટુકડે કર હમ લોગ અતુલ શક્તિ પા સકેંગે. દેખેં ભવિષ્ય મેં કોઇ વૈજ્ઞાનિક હમેં શક્તિસંપન્ન કરતા હૈ યા કોઇ અનાડી મનુષ્ય ઈસ પૃથ્વી પર પ્રલય ઉપસ્થિત કરતા હૈ.

("નવયુગ સેવા"માં લેખકઃ-શ્રી. રમેશપ્રસાદજી. બી. એસ. સી.)



# ૭૩–ચાલવાની કસરતનો અજબ લાભ

## એક નિરાશ જોડાને નવું મળેલું જીવન

## દવાના બાટલા ઢીંચનારાઓને સલાહ

આ હેવાલ બતાવી આપશે કે મેં અને મારી ધણીઆણીએ અમારૂં ખરાબ અને નાતવાન શરીર સુધારીને તંદુરસ્તી કેવી રીતે મેળવી.

### નાજુક પત્ની

પહેલાં હું મારી પત્ની વિષે કહીશ. તેણી બહુજ નાજુક શરીર-વાળી હતી. જુવાનીમાં પણ તેની હાલત તેવીજ હતી. તેણીના પેટમાં વારંવાર કંઇક દરદ થતું હતું અને તે ઉપરાંત તેણી ઘણી વાર બેભાન થઈ જતી. ડૉક્ટર કહેતા કે રોગ કાંઈ નથી! પણ ફક્ત શરીર નાજુક છે. તેણીના મિત્રો ખોટી ટીકાઓ કરી તેણીની તબીઅત વધુ બગાડતા હતા. કેટલાક કહેતા કે, તેણીનું ભેજું ચસકી ગયું છે અને તેણી કદી સાજી થશે નહિ. જ્યારે અમે પરણ્યાં ત્યારે તેણીની તબીઅત ખરાબ હતી અને થાકયા વગર એ માઇલ પણ ચાલી શકતી નહિ.

હવે મારી વાત કરીશ. હું સંધિવાથી પીડાતો હતો. મને તે રોગ ફ્રાન્સમાં લશ્કરી નોકરીમાંથી લાગુ પડયો હતો. આ રોગ એવો હતો કે જ્યારે દરદ થઇ આવે ત્યારે જો કાંઈ પકડવાનું નહિ હોય તો જમીન ઉપર પડી જતો. કેટલીક વખત મને વાંસામાં પણ સખ્ત દુઃખ થતું હતું.

### પરણ્યા કેમ ?

હવે ઘણા એમ કહેશે કે આવી અવસ્થામાં બંને ભાગીદારો-એ પરણવું નહોતું જોઇતું તેમ કદાચ ખરૂં પણ હોય તોપણ ડૉક્ટરોએ કહ્યું હતું કે અમો બંનેનાં શરીર સારાં હતાં. અમને બંનેને પણ તેમજ લાગ્યું હતું. લગ્ન પછી મારી પત્નીના શરીરમાં સુધારો થયો પણ કેટલીક વાર તેણી બેભાન થઈ જતી હતી. એક દિવસ તેણીના પેટમાં સખ્ત દુઃખ થયું. મને લાગ્યું કે અમે આજે માછલી ખાધી છે તેથી તેનું ઝેર તેણીને ચઢતું હશે. તેને હું તરતજ ડૉકટરને ત્યાં લઈ ગયો અને ડૉકટરે તપાસ્યા પછી જણાવ્યું કે ઝેર નથી, પરંતુ પેટની હાલત ઘણી ખરાબ થઈ છે. તેણી સારી થયા પછી મેં ડૉકટર પાસે ચાંપતી તપાસ કરાવી અને તેમાં માલમ પડયું કે તેણી બહુજ કોમળ સ્ત્રી હતી. તેણીના શરીરના કોઈ પણ ભાગને જરાયે વાંધો હતો નહિ, પણ ચાર દાંત ખરાબ હતા. તે ઉપરાંત તેણીને "પાયોરીઆ" લાગુ પડયો હતો. દાંતના દાકતરે દાંત કાઢવાની સલાહ આપી નહિ.

## નવા અખતરા

ત્યાર પછી ફરીથી સુધારો થયો અને જ્યારે કંઇક રોગ થવાનાં ચિહ્નો જણાય ત્યારે હું તેણી પાસે અપવાસ કરાવતો. આખરે અમે ખોરાકમાં ફેરફાર કરવાના નિશ્ચય ઉપર આવ્યાં. માંસ–મચ્છી જે અમે રોજ લેતા તેમાં ફેરફાર કરી ચાર ચાર દિવસે લેવાનું રાખ્યું અને રાત્રે ફરવા જવાનું રાખ્યું. વાંચવાના વખતનો ફરવા જવામાં ઉપયોગ કરતાં, પણ વાંચવાનું માંડી વાળતાં નહિ. આ ઉપચારથી અમને ઘણો ફાયદો માલમ પડયો, દરમિયાન અમે માંસનો ખોરાક ઘણો કમતી કર્યો હતો. પરિણામે માલમ પડયું કે, મારી ધણિયાણી હવે જરાયે થાકયા વગર વધારે લાંબો વખત ચાલી શકે છે. અમારૂં અઠવાડીક ખાણું પણ અમે બદલ્યું. તેમાં સારો પૌષ્ટિક ખોરાક સમાવવા લાગ્યા. માંસને બહુજ ઓછું સ્થાન આપેલું.

## ખુલ્લી હવાના ફાયદા

ઉપરાંત બીજો અખતરો અમે ખુલ્લી હવાનો કર્યો. અમારી રહેવાની જગાની બધી બારીઓ ખુલ્લી રાખી તાજી હવા પુષ્કળ પ્રમાણમાં આવવા દીધી. રાત્રે અમે બારી થોડી ખુલ્લી મૂકીને સૂતાં. આખરે થોડો વખત રહીને બધી રીતે અમને બંનેની તબીઅત સુધરતી લાગી. વજન પણ વધ્યાં. પાણી પીતાં તેના કરતાં વધારે પીવાનું શરૂ કર્યું અને અમે પછીથી દિવસમાં છ ગ્લાસ પાણી પી શકતાં હતાં. આ પાણીના અખતરાથી મારો રોગ પણ નાબુદ થયો. નિયમિત ચાલવાની કસરતથી તો અજાયબ જેવો ફેરફાર થયો હતો!

## તબીઅતમાં અજાયબ ફેરફાર

અમે અમારૂં ચાલવાનું છેટું વધારતા હતા. ત્રણ મહીનામાં મારી સ્ત્રીએ ૧૦ રતલ વજન વધાર્યું હતું; તેમજ તેણી ૧૨ માઇલ સહેલાઇથી ચાલી શકતી હતી. આ પછી તેણીનો બેભાન થવાનો રોગ પણ નાબુદ થયો હતો. એક વખત અમે મુસાફરીએ ઉપડયાં. અમે શનિવારે બાપેરે નીકળ્યાં અને સોમવારે સવારે પાંચ વાગે અમે ૪૨ માઇલની મુસાફરી કરી ઘેર પાછાં ફર્યાં. આ પરિણામથી મારા સાસરીઆઓને બહુજ અચંબો લાગ્યો. તેઓ તો પહેલાં આ વાત માનતાજ નહોતા; પણ અમે એક ટેકરી ચઢી અખતરો કરી બતાવ્યો ત્યારે તેઓને ખાત્રી થઇ. તેઓ તો થાકી ગયા હતા, પણ અમે ટેકરી ઉપર ચઢયાં હતાં.

અમને એટલો તો સંતોષ છે કે અમે અમારી મેળે ડૉકટરની સલાહપર અખતરા કર્યા અને તેમાં અમે ફાવ્યાં. અત્યારે અમારી તંદુરસ્તી બહુજ સરસ બની છે.

('હિંદુસ્તાન અને પ્રજામિત્ર''માં લેખકઃ–શ્રી. રોલેન્ડ સ્ટર્ડી)

# ૭૪-કબજીઆતનું નુકસાન અને કેટલાક ઉપાયો

પાચનક્રિયામાં બગાડો એ અનેક દર્દોના કારણરૂપ છે. અજીર્ણ, અપચો, કબજીયાત અથવા બદહજમી—અર્થાત્ પાચન-શક્તિની નબળાઈ—વિષેની ફરિયાદ આજકાલ જ્યાં ત્યાં સાંભળવામાં આવે છે; અને એજ આરોગ્યમાં બગાડો કરે છે. આ સર્વવ્યાપક રોગનાં ચિહ્નો વર્ણવવાની ભાગ્યેજ આવશ્યકતા હોય; પરંતુ એટલું તો કહેવુંજ પડશે કે, એ રોગની ગંભીરતા પ્રત્યે જોઇએ એટલું ધ્યાન અપાતું નથી. કબજીઆતના એકાદ હુમલાથી માઠાં પરિણામ નીપજે છે, તો પછી જેઓને એ રોગ ચાલુ રીતે લાગુ પડી જાય તેઓને એમાંથી બીજાં અનેક વધુ ગંભીર અને અટપટાં દર્દો થાય એમાં શી નવાઈ ?

કબજીઆતની નિશાનીઓ અનેક રીતે જાહેર થાય છે. સામાન્ય રીતે જેને કબજીઆત થઇ હોય એને પેટમાં બેચેની જેવું લાગે છે, ઉલટી કરવા જેવું થાય છે, પેઢુમાં નબળાઈ જણાય છે અને મોઢું બગડેલું લાગે છે. એ ઉપરાંત માથામાં દુખાવો, ચક્કર આવવાં, અશક્તિ, ઘેન ચઢવું, ખભાઓની વચ્ચે દુઃખાવો અને એવાં બીજાં ચિહ્નો પણ અનેક વાર જણાય છે.

કબજીઆત કે અપચાનું મુખ્ય કારણ ખોરાકમાં થયેલી ભૂલ છે. સ્નાયુઓની નબળાઈ અને માનસિક ચિંતા વગેરે પણ એ રોગ ઉત્પન્ન થવામાં કારણભૂત થાય છે; પણ એ વિષે આગળ ઉપર કહેવામાં આવશે. પરંતુ એ તો નિઃશંક છે કે, અજીર્ણનું સૌથી સાધું કારણ ખોરાકમાં થયેલી ભૂલ હોય છે. ખરાબ ખોરાક ન ખાવો જોઇએ. એવો ખોરાક વધુ પ્રમાણમાં લેવાથી, ઘડી એ ઘડી એ ખા ખા કરવાથી, બહુજ થાક લાગતો હોય એ વખતે ખાવાથી, ખોરાક લીધા પછી તરતજ મહેનત પડે એવી કસરત કરવાથી, ચરબીવાળા અને માલ મસાલાવાળા પદાર્થો વધુ પ્રમાણમાં લેવાથી, સાકરવાળા પદાર્થો વધુ પ્રમાણમાં લેવાથી અને 'સ્ટ્રૉંગ' ચા—કૉફી તેમજ તંબાકુના સેવનથી પણ પ્રમાણમાં અજીર્ણ થાય છે.

આ દરદ સારૂં કરવા માટે—અથવા આવતુંજ અટકાવવા માટે—સૌથી પ્રથમ લક્ષમાં લેવા જેવી વાત ખોરાકની છે. ખાવાપીવામાં મિતાહારી અને નિયમિત થાઓ. જો તમને ગમે એ જાતનો ખોરાક લઈ લેવાની ટેવ હોય તો પ્રથમ એ વિષયમાં કરી પાળો, અને વધુ સંભાળપૂર્વક ખોરાક લો. કબજીઆતથી પીડાતા માણસો માટે કોઇ ખાસ જાતનો ખોરાક બતાવવો મુશ્કેલ છે. એ વિષયમાં એની પોતાની ન્યાયબુદ્ધિ એને માર્ગદર્શક થવી જોઇએ. દરેક પ્રકારના ખોરાકની અસર ધ્યાનમાં લેવાથી એ પોતાને માફક આવે

એવો ખોરાક નક્કી કરી શકશે, અને એ વાત નિરંતર લક્ષમાં રાખવી જોઇએ.

આહારના નિયમો અવારનવાર તપાસીને એમાં જોઇતો ફેરફાર કરવો જોઇએ. નીચેની સૂચનાઓ એ વિષયમાં ઘણી ઉપયોગી થઇ પડશે.

ખોરાક ઉતાવળે ન ખાઓ; આરોગ્ય જાળવવા માટે સામાન્ય રીતે ખોરાકને જેટલો ચાવવાની જરૂર છે એ કરતાં વધારે ચાવીને ખાઓ.

અતિશય ન ખાઓ, પેટને જેટલા ખોરાકની જરૂરત હોય એ કરતાં કંઇક ઓછો ખાઓ.

દિવસમાં ત્રણ વારનું ભોજન બસ છે. અજીર્ણની કબજીયાતવાળાઓ માત્ર બે વાર ભોજન લેશે તો તેઓની ભૂખ ઉઘડશે.

ઉંચા પ્રકારનો–ઘી વગેરે જેમાં વધારે હોય એવો ખોરાક ન લેતા, ભાત ભાતની વાનીઓથી બચતા રહેજો.

વળી એ પણ લક્ષમાં રાખજો કે, પાચનક્રિયા એ સ્નાયુઓનાં કાર્યોમાંનું એક છે. અને એનો આધાર હોજરીના સ્નાયુઓના બળ ઉપર છે. આથી એ સ્નાયુઓ મજબૂત કરવા માટે કસરત આવસ્યક છે. આ કસરત શરીર વાળવાથી થઇ શકશે. શરીરને પહેલાં પાછલા ભાગ તરફ વાળો, પછી આગલા ભાગ તરફ ઝુકાવો અને પછી ડાબી તથા જમણી બાજુએ વાળો. બીજી એક સરસ રીત આ છેઃ– જમીનપર ચત્તા સૂઇને પગ ઉંચા કરો, અને પછી પગને જમીનપર સીધા રાખીને શરીરનો ઉપલો ભાગ ઉંચો કરો. વળી એજ રીતે સૂતા રહીને પગને આમ તેમ હવામાં ઉછાળવાથી પણ સરસ કસરત મળશે. આ સરળ કસરતો પાચનક્રિયામાં ખૂબ સહાય કરશે.

વળી પેડુની ચંપીથી પણ ઘણો લાભ થશે. અને કબજીઆતની ફરિયાદવાળાઓ સવારસાંજ થોડીક મિનિટ એ ચંપી કરાવશે તો તેઓને ફાયદો જણાશે. આ ચંપાની રીત પણ બહુ સાદી છેઃ– પેડુને હાથથી દબાવો અને મસળો. આ પ્રકારની ચંપી અસરકારક થવા માટે ચોકસાઈ અને ખંત બહુ આવસ્યક છે.

માનસિક ચિંતા અને અવ્યવસ્થાથી પાચનક્રિયામાં પણ અવ્યવસ્થા થવાનો ભય રહે છે. વળી પાચનક્રિયાની અવ્યવસ્થાને લીધે માનસિક દર્દો થાય એ પણ ભય રહે છે.

ચિંતા ન કરો, અને જ્યારે મગજ ચિંતાગ્રસ્ત હોય એવા વખતે ખોરાક ન લ્યો. મી૦ હોરેસ ફ્લેચરની 'જ્યારે માણસ ઉન્માદ કે શોકગ્રસ્ત હોય ત્યારે એણે ખોરાક ન લેવો, પણ મન આનંદમાં હોય ત્યારેજ ખાવું' એ સલાહ અપચાવાળાને બહુ કિંમતી છે.

કબજીઆતથી પીડાતા માણુસે હોજરીની નિષ્ક્રિયતા અનુ-

ભવવી પડશે, પરંતુ જરૂરી પગલાં લેવાથી એ એમાંથી બચી જઈ શકશે. આ દરદમાંથી છૂટકારો મેળવવા માટે જુલાબની કે "ખાધા પછીની ગોળીઓ"ની ભલામણ ન કરી શકાય.

અંતમાં, એટલું કહેવું આવશ્યક છે કે નકામી દવાઓનાં પાણી ખરીદતા નહિ. જો તમે તમારા શરીરપ્રત્યે યોગ્ય લક્ષ આપશો તો શરીર પોતાનાં કાર્યો નિયમિત રીતે કરશે. કબજીઆતમાંથી બચવા માટેનો સરળ માર્ગ રીતસર રહેવું, યોગ્ય ખોરાક લેવો અને જરૂરી કસરતો લેવી એજ છે.

હું કબજીઆતથી પીડાતા વાચકોને તેઓને યોગ્ય કસરતો માટે પ્રૉ. કે. જી. રાવના 'ધિ નેશનલ ફીઝીકલ કલ્ચર ઇન્સ્ટીટ્યુટ'માં જોડાવાની ભલામણ કરું છું.

("બે ઘડી મોજ" માટે ખાસ લેખકઃ રા. 'મધુકર')

# ૭૫–છાતીનાં દર્દોની ફરિયાદ

## ખુલ્લી હવામાં કસરત અને બીજા ઉપાય

(શરીર દર્દોનો ભોગ બન્યા પહેલાં કે પછી તેને અટકાવવા માટે કે દાબી દેવા માટે કુદરતી ઉપાયોને બદલે અકુદરતી ઉપાયો હાથ ધરવાને મનુષ્ય ખૂબજ લલચાય છે અને ઉલટા વધારે ફસાઈ પડે છે. દર્દોનું મૂળ કારણ અને શરીરની રચના સમજાયા પછી આવા અકુદરતી ઉપાયો લાભને બદલે હાનિકર્તા હોવાનું ચોક્કસ દેખાઇ આવશે. છાતીનાં દર્દોને લગતી ફરિયાદ આજ તો સામાન્ય થઇ પડી છે. આવે પ્રસંગે કયી રીતે વર્તવું તે નીચેના લેખપરથી સમજાશે.)

છાતીનાં દર્દોની ફરિયાદ તો આજે સર્વસામાન્ય થઇ પડી છે. શ્વાસોચ્છ્વાસ સાધનો પણ આમાં સંડોવાયલા હોય છે. શરદીથી માંડી ક્ષય જેવું ગંભીર સ્વરૂપ આ દર્દો પકડે છે. એક યા તો બીજા સ્વરૂપમાં આ દર્દો મરણપ્રમાણમાં અતિશય ઉમેરો કરવામાં જોખમદાર છે. વર્ષ દરમિયાન ખરાબ હવાને લઇ અગર તો હવામાં થતા એકાએક ફેરફારોથી જ્યારે શરીર પર વધારાની અસર થવા પામે છે ત્યારે આવાં દર્દોનું જોર વધવાનો સંભવ રહે છે. આ દર્દો વિષેના આપણા નવીન જ્ઞાનથી તેમના તરફથી થતા વારંવાર હુમલા અટકાવી શકીશું અને તેમની માણસોને મરણને શરણ કરવાની શકિત નાબુદ કરી શકીશું તેમ માનવાને અત્યારે દરેક કારણ છે.

### છાતીની રચના

હવાના માર્ગો, ફેફસાં અને છાતી આટલી વસ્તુઓ આવાં દર્દોમાં મુખ્ય સંબંધ ધરાવે છે. હવાના માર્ગોમાં મોઢું, નાક,

પેરીકંસ, હવાની નળી અને કંઠમાંની નાની નાની શ્વાસનાલિકાઓનો સમાવેશ થાય છે. હવાની નળીના બે ભાગ છે અને આને શ્વાસ-નાલિકાઓ કહે છે. આ દરેક નાલિકા જમણા અને ડાબા ફેફસામાં હવા લઇ જવાનું કામ કરે છે. આ હવાના માર્ગોનું જોડાણ 'સેલ્સ' સાથે થયેલું હોય છે. કાયમ ગતિમાં રહેતાં અને સેલ્સની રચના વાળના જેવી હોય છે. તે દ્વારા ચીકણો પદાર્થ મોઢા નજીક આવે છે અને ધૂળનાં રજકણો કે એવી બીજી કોઇ વસ્તુને ફેફસાંની અંદર જતી અટકાવે છે. ફેફસાં કંઇક અંશે વાદળીને મળતાં આવે છે. તેમની અંદર હવા માટેનાં તેમજ લોહીને માટેનાં સ્થાનો હોય છે. ફેફસાંઓમાંથી ઓક્સિજન સાથેના ફરી સમાગમથી તેની અંદરનાં ઝેરી તત્ત્વથી મુક્ત થાય છે. છાતી એ શરીરના ભાગમાં આવેલું પોલાણ છે. શરીરને બંને પડખે એકએક ફેફસું હોય છે. ફેફસાં ઉપર પ્લુરા નામનું ઢાંકણ હોય છે. આ બધી વસ્તુઓ કયી રીતે દર્દોમાં સપડાઈ જાય છે તે આપણે જોઇશું.

## ફેફસાંનું કાર્ય

ફેફસાંદ્વારા શારીરિક રચનાની અંદર ગેસવાળો ખોરાક દાખલ થાય છે. ત્યાર પછી લોહી ઓક્સિજન સાથે મળી જાય છે અને ત્યાંથી તેના સુધારા માટે તે શરીરનાં સેલ્સ સુધી પહોંચે છે. આ તકે તેમાં જીવનતત્ત્વ રેડાય છે. મનુષ્યમાંથી ઓક્સિજન નાબુદ થતાં તે ગુંગળાઇ મરી જશે. ફેફસાંનું બીજું મહત્ત્વનું કાર્ય ખરાબ પદાર્થો દૂર કરવાનું છે. લોહીની સાથે ભળેલો ઓક્સિજન ખરાબ પદાર્થના કાર્બન અને હાઇડ્રોજન સાથે મળી જતાં કાર્બોનિક એસીડ ગેસ અને પાણી બને છે. આ સ્વરૂપમાં તે શરીરમાંથી દૂર થવાને માટે ફેફસાંમાં જાય છે. કાર્બોનિક એસીડ ગેસ ઝેરી છે. શરીરમાં નુકસાનકારક ફેરફારો થતા અટકાવવા માટે તેનો નિયમિત રીતે નિકાસ થવો જરૂરનો છે.

શ્વાસોચ્છ્વાસનાં સાધનોને તંદુરસ્ત હાલતમાં રાખવા માટે તેમના પર પૂરતું લક્ષ આપવાની કેટલી આવશ્યકતા છે તે આ ઉપરથી સમજાશે. નિયમ પ્રમાણે શ્વાસ લેવાથી ફેફસાં ફૂલતાં અટકી પડે તો તેમની સ્થિતિસ્થાપકતા ઓછી જઈ જશે અને શરીરને તેમના તરફથી પૂરતું કાર્ય મળી શકશે નહિ; આની અસર છાતીપર થતાં છાતીને લગતી કેટલીક ફરિયાદો ઉભી થાય છે. ખરેખરી સ્વચ્છ હવા લેવા પર પૂરતું લક્ષ ન આપતાં ફેફસાંને પૂરતો ઓક્સિજન મળશે નહિ અને લોહી દર્દના કારણભૂત બનશે. શ્વાસોચ્છ્વાસની આવી ખામીઓ ઉપરાંત જો વધારે પડતો ખોરાક લેવામાં આવે અને તેમાં કાર્બનવાળા ખોરાકનું મોટું પ્રમાણ હોય તો દર્દમાં ચોક્કસ વધારો થશે.

## સામાન્ય ભૂલ

શારીરિક કાયદાઓના પાલનથી શ્વાસોચ્છ્વાસનાં સાધનોનું દરદ અટકાવી શકાય છે. શરીરને સામાન્ય પોષક ખોરાક આપવાથી આ દરદને અટકાવી શકાય નહિ તેવું જગતમાં એકે કારણ નથી અને તેવીજ રીતે આવાં દરદનાં મૂળકારણોની સમજ પડતાં તેમને કાબુમાં આણી શકાય તેમ છે. આવી ફરિયાદોની સારવારમાં એક સામાન્ય ભૂલ થાય છે. અણુસમજુ માણુસો તેમને દાબી દેનારી દવાઓ અગર તો બીજા પુષ્કળ ઉપાયો અજમાવવા મંડી જાય છે. શરદી મટાડવાની, તાવ ઓછો કરવાની માથાની પીડા તેમજ બીજાં દરદોમાંમાંથી મુક્તિ મેળવવાની તેમને હંમેશાં ઇચ્છા હોય છે. દરદો દફે કરવાના ખરા માર્ગમાં આ બધું નડતરરૂપ થાય છે. તેનું તેમને ભાન સરખુંયે હોતું નથી.

શ્વાસોચ્છ્વાસના સંબંધમાં સામાન્ય ફરિયાદ શરદીની હોય છે. શરદીની અસર કાં તો માથામાં, ગળામાં કે છાતીમાં થાય છે. લોકો આવે વખતે શરદી લાગી તેમ કહે છે. ખરૂં જોતાં શરદી લાગતી નથી, પરંતુ તેનો વિકાસ થાય છે. શરદી તો ફક્ત શરીરની રચનામાં ખરાબ અને નકામા પદાર્થોનો સંગ્રહ થયાની સૂચના કરે છે. નાકમાંથી પાણી વહેવા માંડે છે અને આંતરત્વચામાંથી ચીકણો પદાર્થ છિદ્રોદ્વારા બહાર આવતો લાગે છે. આ સ્થિતિને આપણે 'રોગનાશક આકૃત' તરીકે ઓળખાવીએ છીએ. 'આવી સ્થિતિમાં આપણે કંઇ દખલગીરી ન કરતાં આમ શરીરમાંથી ખરાબ પદાર્થો દૂર થવાની ચાલુ ક્રિયામાં ઉલટું મદદરૂપ થવું જોઇએ.

## શરદીનો ઉપાય

આમ શરદી થઈ હોય તેવે વખતે લેવાના ઉપાયોમાં પહેલાં તો ખોરાક લેવો બંધ કરવો. કારણુ કે એકઠા થયેલા નકામા પદાર્થોને દૂર કરવામાં શરીરનાં સાધનો ખૂબજ રોકાયલાં હોય છે. ૨૪ કે ૪૮ કલાક ઉપવાસ કર્યા પછી 'એનીમા'થી આંતરડાં સાફ કરવાની ક્રિયામાં આથી ઘણી મદદ મળશે અને સચોટ રીતે શરદી નાબુદ થશે.

ધારો કે કંઠનાળ અને તેની આજુબાજુમાં નકામો પદાર્થ દૂર કરવાનું કાર્ય વધુ જોશથી ચાલે છે. આથી આપણુને કંઠનાળને લગતી ફરિયાદ ઉભી થાય છે. આ શરીરની નીચેના ભાગપર નાની નાની શ્વાસનળીઓપર થતી ઉધરસની ફરિયાદો ઉભી થાય છે અને જો આમનું આમ લાંબો વખત રહે તો આ ફરિયાદ ગંભીર સ્વરૂપ પકડે છે. આ ફરિયાદનું મૂળ કારણુ 'સળેખમ' હોય છે. ખરાબ અને હદથી જાદે ખોરાક લેવાથી પાચનશક્તિમાં ગોટાળો થવાથી, અને આંતરડાંની ગેરવ્યવસ્થા જેને લઈ લોહીનો આખોએ

પ્રવાહ ઝેરી બને છે તેમાંથી સળેખમ શરીરના બાંધા ઉપર આ દરદ વધવા–ઘટવાનો સંભવ રહે છે.

### ચેપી દર્દથી પટકાઈ પડયા પછી

નાનાં બાળકો ઓરી–અછબડા કે અસણીનાં દર્દથી પટકાઇ પડે છે ત્યારે તેમને ન આપવાનો ખોરાક આપવાથી કે તેમની ઉલટી સારવારથી શ્વાસનળીઓ ચાલુ સળેખમથી ઝકડાઇ જાય છે, અને કહેવાતી ગમે તેટલી સારવાર કર્યા છતાં આ ફરિયાદ તો જ્યાં-સુધી શરીરની અંદરની રચના સાફ કરવાનો ઉપાય હાથ ધરવામાં આવતો નથી ત્યાંસુધી ચાલુજ રહેવાની. કેટલાંક બાળકોને ચાલુ શરદી રહે છે. તેમનાં ગળાં અને નાકમાંથી ચીકણો પદાર્થ કાયમ વહ્યા કરે છે. આવી સ્થિતિમાં જરા પણ ભૂલ થતાં જ્યારે દર્દ ગંભીર સ્થિતિ ધારણ કરે છે ત્યારે પણ તે દાબી દેવા માટે ઔષધો અને હદથી વધારે ખોરાક આપવાની ભૂલો કરવામાં આવે છે.

### ન્યુમોનીઆ

આવું દર્દ ફેફસાંમાં લાગુ પડતાં તો સ્થિતિ ગંભીર બને છે, કારણ કે શારીરિક રચનામાં ફેફસું ખૂબજ અગત્યનો ભાગ ભજવે છે. આવી સ્થિતિમાં ન્યુમોનિયા થયો કહેવાય છે. ગંભીર સ્થિતિ થયા પહેલાં તો ફક્ત શરદીજ હોય છે. આ શરદી એકાદ બે દિવસ ચાલુ રહ્યા પછી ફેફસાંમાં દર્દ થવા માંડશે. આ પછી કફ થવાની શરૂઆત થશે. પ્રથમ તો કફ બહાર કાઢવામાં મુશ્કેલી પડશે, પરંતુ પાછળથી તેમ સહેલાઈથી થઇ શકતાં દર્દીને કંઈ આરામ મળશે. મરડાનાં દર્દની સાથે આને કંઇક અંશે સરખાવી શકાય છે. નકામા પદાર્થો દૂર કરવામાં શ્વાસોચ્છ્વાસનાં સાધનો મુખ્ય ભાગ ભજવે છે. જેમ મરડા વખતે બને છે તેવીજ જાતની ક્રિયા જૂદા માર્ગોદ્વારા ન્યુમોનીઆ વખતે થાય છે. આવે વખતે આંતરડાં બરાબર ધોવાઇને સાફ થવાં જોઇએ, ચામડીનું કાર્ય સતેજ બનવું જોઇએ અને નકામા પદાર્થો શરીરમાંથી કોઇ પણ રીતે દૂર થવા જોઇએ, ખોરાક લઇ ચાલુ રોગમાં ઉમેરો કરવાની ભૂલ કદી થવી જોઇએ નહિ.

### પ્લુરસી

છાતીની અંદરની ચામડી પર જ્યારે દર્દની અસર થાય છે ત્યારે તે સ્થિતિને આપણે પ્લુરસીતરીકે ઓળખીએ છીએ. ઉપલાં દર્દનો અને આ દર્દની નિશાનીઓમાં વધારે ફરક નથી. આમાં કફ ઓછો થાય છે અને પડખામાં ખૂબજ દુઃખ થવા માંડે છે. ખાસ કરીને ઉધરસ ખાતી વખતે આ દુઃખમાં વધારો થાય છે. અમુક સારવારથી પ્લુરસીનું દર્દ જો તુરતજ નાબુદ કરવામાં આવતું નથી જો, તેમાં 'પસ' અગર તો વધારે ગંભીર સ્વરૂપમાં

ફેલ્સો થાય છે તો દર્દોને કુદરતી ઉપાયોથી દૂર કરવાની દૃષ્ટિએ શરીરમાં લાગુ પડતાં બધાં દર્દોનું કારણ એકજ હોય છે. જૂદા જૂદા અવયવોપર તેની અસર થાય છે. એટલે કારણો ભિન્ન હોવાનું માની શકાય નહિ. આવી સ્થિતિમાં દર્દીએ ડૉકટરના અભિપ્રાય-ની રાહ જોઇ બેસી રહેવાથી કંઈ વળશે નહિ. શારીરિક રચનાનાં કુદરતી કાર્યમાં આડે આવવું જોઇએ નહિ. કુદરતી પદ્ધતિથીજ દર્દને દૂર થવા દેવું જરૂરનું છે. ઇંજેકશનો, દવાઓ અને બીજા અકુદરતી ઉપાયો અજમાવવાથી ઉલટો ગોટાળો થશે અને શરીરની સ્થિતિ સુધારી ન શકાય તેવી થઈ પડશે. આનું પરિણામ ભયંકર આવે તો કંઈ નવાઈ જેવું નથી.

## ખરી તંદુરસ્તી કેમ મળે ?

છાતીનાં દર્દોની યોગ્ય માવજત ન થવાથી ચાલુ ફરિયાદ ઉભી થવાનું કારણ મળે છે. ઘણાઓની છાતી નબળી હોય છે. શરીરમાં અતિશય ચરબીનો જમાવ થતાં પણ શરીરના સામાન્ય ક્રમમાં વિઘ્ન ઉભું થાય છે. ન લેવો જોઇતો ખોરાક લેવાતાં સ્ટાર્ચ અને પ્રોટેઇનનો વધારો થઇ શરીરમાં રોગ ઘર ઘાલે છે. કફ અને સળે-ખમની ચાલુ ઉપાધિઓ ઉપરાંત શ્વાસોચ્છ્વાસનાં સાધનો, હવાના માર્ગો અને ફેફસાંઓને તેમનું નિયમિત કાર્ય બજાવવામાં મુસ્કેલી ઉભી થશે, અને તેમના પર ઘસારો થવા માંડશે.

શરીરને દર્દોથી દૂર રાખવા માટે અકુદરતી કરતાં કુદરતી ઉપાયો વધારે ફાયદાકારક થઇ પડશે. દર્દો ઉત્પન્ન થવાનું કારણ સમજ્યા પછી શરીરની કુદરતી રચનાને તેના કાર્યમાં મદદરૂપ થવાથી હંમેશનો ફાયદો થઇ શકે છે. છાતીની ફરિયાદો દૂર કરવા માટે થોડા મુદ્દાઓ સમજવાની જરૂર છે. પહેલાં તો આંતરડાં સ્વચ્છ રાખી ફેફસાં પરનો બોજો ઓછો કરવો. આને માટે પ્રાસંગિક ઉપવાસ કરવાની અને કુદરતી પદ્ધતિ અનુસાર ખોરાક લેવાની જરૂર છે. બીજું યોગ્ય કસરત લઇ છાતી અને ફેફસાં ફૂલે તેમ થવું જોઇએ. ખુલ્લી હવામાં ઉંડા શ્વાસ લેવાથી દર્દો અટકાવવામાં અતિ-શય ફાયદો થાય છે. ફેફસાંને શક્તિ આપનારી સારામાં સારી વસ્તુ ખુલ્લી હવામાં લેવાએલી કસરત છે. ત્રીજું હવા અને તડકામાં ખુલ્લા રહી ચામડીનું કાર્ય સરળ બનાવવું. આ મુદ્દાઓ જો બરાબર સમજાય અને તે પ્રમાણે યોગ્ય વર્તન થાય તો ફેફસાંઓ મનુષ્યના જીવનભર તેમનું નિયમિત કાર્ય ન આપે તેનું કંઇ કારણ નથી. આવા કુદરતી ઉપાયોથી ફેફસાંઓ તેમની કુદરતી અને યોગ્ય હાલત-માં જળવાઈ રહેશે.

("હિંદુસ્તાન અને પ્રજામિત્ર"માં લેખકઃ—હેરી કલેમેન્ટસ.)

# ૭૬–શીતળાના સીતમ

## જાહેર પ્રજાને ઉપયોગી સૂચના

સુરતમાં તેમજ મુંબઈમાં શીતળાએ વર્તાવેલા ભયંકર ત્રાસથી તેમજ સંખ્યાબંધ બાળકોના અકાળ મરણથી કેવળ જાહેર પ્રજાના ભલાને ખાતર તેમજ કોઇ પણ પ્રકારના સ્વાર્થ વિના મારા દવાખાનામાંથી શીતળાના દર્દીઓને ભયંકર મોતના પંજામાંથી બચાવનારી આયુર્વેદના ઋષિમુનિ અને સિદ્ધોએ બતાવેલી શાસ્ત્રોક્ત અમૂલ્ય દવા કેવળ ધર્માદા આપવામાં આવશે, કે જેને માટે આયુર્વેદના મહાન સિદ્ધો જણાવે છે કે, "**यत्रहात पापरुजं हंर्ता दृष्टं-वार सहस्त्रशः**" અર્થાત્ આ દવા શીતળાનો પાપ રોગ ત્રણ દિવસમાં નાશ કરે છે એવું અમે સહસ્ત્રવાર જોયું છે. એ દવા શીતળાના દર્દીઓના પ્રાણનું રક્ષણ કરવાને માટે તદ્દન મફત આપવામાં આવે છે. આ દવા ખાવાથી અથવા નીચે જણાવેલા ઈલાજો અને નિયમો પ્રમાણે વર્તવાથી તમો તથા તમારાં બાળકો મૃત્યુના પંજામાંથી અવશ્ય બચી જશો. દવા લેવાની રીતઃ–દિવસમાં બેથી ત્રણ વાર રોગના પ્રમાણમાં–પાંચથી વીસ ગ્રેન સુધી ઠંડા પાણી સાથે લેવી, અને નીચેના નિયમો પ્રમાણે ચાલવું.

(૧) શીતળાના દર્દીઓએ જેમ બને તેમ ઘરમાં તેમજ દર્દીના ઓરડામાં સ્વચ્છતા અને પવિત્રતા રાખવી; અને વાતાવરણને શુદ્ધ કરવા માટે નિયમ બીજા પ્રમાણે કરવું.

(૨) લોબાન, ગુગળ, સુખડ, કપૂર, લીમડાનાં પાંદડાં વગેરે જંતુનાશક પદાર્થોનો ધૂપ દિવસમાં બે–ત્રણ વાર કરવો.

(૩) દર્દીને એકાંતમાં રાખવો, વધારે માણસની આવજાવ, ગડબડ–ઘોંઘાટ કરવો નહિ અને દર્દીના નિકટના સગાએ સારવાર કરવી. તેમજ ચેપ વગેરે બીજાને લાગે નહિ તે માટે કાળજી રાખવી.

(૪) પ્રથમ દર્શાવેલી દવા આપતાં છતાં દિવસમાં એક કે બે વાર–હલદરનું સૂક્ષ્મ ચૂર્ણ–એક વાલથી ચાર વાલ સુધી, ઉંમરના પ્રમાણમાં પાણી સાથે આપવું, કે જેથી શીતળા–આવતી નથી અને આવી ગયેલ શીતળાનું જોર તુરત કમતી થઈ જાય છે.

(૫) શીતળાના દર્દીઓ માટે ઘણો નિર્ભય અને આવતી શીતળા અટકાવી દેનારો અને આવેલી શીતળાને તત્કાળ આરામ આપી પ્રાણદાન બક્ષનારો નિર્દોષ અને સરળ ઉપાય જાહેર પ્રજાને જણાવવામાં આવે છે કે, એક નાગરવેલના પાનમાં અર્ધા ગ્રેનથી ૩ ગ્રેન સુધી ઉંમરના પ્રમાણમાં બે વાર ચોકખું કેસર ખવડાવવાથી–શીતળાનું એક પ્રકારનું પૂજન થઈ–બાળકનું રક્ષણ–આપી જાય છે. ( બાળક આરોગ્ય થઇ જાય છે. ) શીતળાનો દેવીપ્રકોપ

માનનારાઓને ધાર્મિક દૃષ્ટિએ તેમજ વૈદકીય દૃષ્ટિએ પણ આ ઇલાજ ઘણો અસરકારક છે. જે માણસો શીતળા કઢાવવા માટે ડરતા હોય અથવા સંકોચ કરતા હોય અને આ રોગના પંજામાંથી બચવા માગતા હોય તેઓ માટે આ ઇલાજ ઘણો અસરકારક છે, અને પ્રાણ દેનારો છે. શીતળા કઢાવવાનો ઈલાજ—કે જે મ્યુનિસિપાલીટિઓ તરફથી—કરવામાં આવે છે તે પ્રશંસનીય છે, અને મારા માનવા તથા સમજવા પ્રમાણે સારો છે; છતાં પણ કોઇને દુર્ભાગ્યવશાત્ કદાચ સ્થિતિ વધારે ભયંકર થઇ જાય તોપણ ઉપર બતાવેલા ઈલાજ અને નિયમો ઉપયોગમાં લેવાને કદી ચૂકશો નહિ. શીતળાનું જોર ઘણું વધી ગયા પછી પણ જો શુદ્ધ કસ્તૂરી ગ્રેન ૬ અને ચોખ્ખું કેસર ગ્રેન ૩૦ સાથે વાટી તેમાંથી બબ્બે ગ્રેન મધ સાથે ચટાડવાથી જરૂર દર્દી બચી જશે.

(૬) સોનામુખીનું ચૂર્ણ તો. ૬, શુદ્ધ ગંધક તો. ૧ સાથે મેળવી તેમાંથી એકેક વાલ દિવસમાં ત્રણ વાર શીતળાની શરૂઆતમાં આપવાથી સારો ફાયદો થાય છે. આ સૂચના માત્ર જાહેર પ્રજાના કલ્યાણને માટે કોઈ પણ જાતના સ્વાર્થ વગર ભયંકર આફતમાંથી બચાવવાને ખાતરજ જાહેર કરી છે. જો મારી આ પ્રવૃત્તિથી લોકોના જાનનું રક્ષણ થશે તો મારો આ પ્રયાસ સફળ થયો માનીશ. ("હિંદુસ્તાન અને પ્રજામિત્ર"માં લેખકઃ—ડૉ૦ એસ. એલ. બર્મન—સુરત.)

## ૭૭—शीतळाना रोगना अनुभवी उपायो

હમણાં શીતળાના રોગથી બાળમરણનું પ્રમાણ ગુજરાત, કાઠિયાવાડ તથા હિંદુસ્થાનના બીજા પ્રાંતોમાં ઘણું વધતું જાય છે. શીતળાના રોગથી બચવાને માટે દરેકે ગૌશીતળા ટંકાવવા જોઇએ અગર રસી મૂકાવવી જોઇએ. શીતળા નીકળ્યા પછી એવો કોઈ ઈલાજ નથી કે તેને ઘટાડે અગર કમી કરે. છતાં પણ સારી સારવારથી ઘણા સારા થયા છે. આ રોગ ચેપી છે માટે રોગીને સારી હવા મળે તેવી સ્વચ્છ જગામાં રાખવો. તેની પાસે સારવાર કરનાર સગા સિવાય બીજા કોઇ પણ માણસે જવું નહિ. શીતળાના સાધારણ હુમલામાં બહુ ચિંતા રાખવાનું કારણ નથી, અને કાંઇ પણ ઉપાય વગર સારૂં થઇ જાય છે, પણ સખ્ત હુમલામાંથી બાળકો અને મોટી ઉંમરનાં માણસો બધાંય બચી શકતાં નથી. સખ્ત હુમલામાં આખું શરીર બળિયાથી ઉભરાઈ ગંધાઇ ઉઠે છે, અને તે વખતે દર્દીને આરામ મળે, ચેપ ઓછા હોય અને જખમ ઉંડા ન જાય તેવા ઉપાયો કરવા. (૧) ઝાડો કબજ રહેતો હોય તો હરડેનું ચૂર્ણ દરરોજ ઉંમરના પ્રમાણમાં આપવું અગર એરંડિયું (દિવેલ) આપવું. (૨) વાદળી લીન્ટનું કપડું અગર ૨ પાણીમાં

બોળીને વારંવાર મળિયાના પોપડા ઉપર રાખવું. (૩) આંખો મીંચાઇ ગઇ હોય તો ત્રિફળાં(હરડાં, બેહેડાં અને આંબળાં)ના અથવા મહુડાના અથવા સાદા ગરમ પાણીથી આંખો ધોવી તથા શેક કરવો. (૪) ગળામાં સોજો આવ્યો હોય તો અંદરના વ્રણ સારા કરવા માટે મહુડાં તથા આંબળાં સરખા વજને પાણીમાં ઉકાળીને તે ગરમ પાણીના કોગળા કરાવવા અગર તે પાણીમાં મધ નાખીને પાવું. (૫) આંખોમાં વ્રણને લીધે બળતરા તથા ચેળ આવતી હોય તો દરરોજ દીવેલનું ટીપું નાખવું. (૬) શરીરપર ભીંગડાં સખત હોય અને વાસ મારતી હોય તો આખા શરીરપર હસેકા પાણીનો વાદળાંથી કે સુંવાળા કપડાથી શેક કર્યા પછી તેના ઉપર ગાયનું ઘી, દીવેલ, લીંબોળાંનું તેલ અથવા વેસેલાઇન લગાડવું. (૭) દાણા બહાર નીકળી અંદર સમાતા જણાય તો કાંચનારના ઝાડની છાલનો કવાથ કરી તેમાં થોડું મધ નાખી પાવાથી દાણા બહાર પાછા આવે છે. (૮) આમાં તાવનું જોર વધારે રહે છે, માટે લીંબડાની અંતરછાલ, ખડસલિયો, પટોળ, વાળો, કાલીપાટ, સુખડ, રતાંદળી, કડુ, આમળાં અને અરડુસીનો કવાથ સરખા વજને ઉંમરના પ્રમાણમાં કરી તેમાં સાકર નાખી પાવો. (૯) ગુલકંદ, ગુલાબપાક અથવા લીંમડાની અંતરછાલનું હીમ સાકર નાખીને આપવાથી શીતળા તથા ઓરી શાંત પડે છે. (૧૦) દાણા ફુટીને તેમાંથી રસી વહે છે ત્યારે દુર્ગંધ છૂટે છે તે વખત પ્રથમ બતાવેલા પાણીથી ધોઇ નાખી જસત (કસાંજળ) અથવા શંખજી-રાનો ભૂકો દબાવવો, (૧૧) કેટલીક વખતે ગરમીને લીધે ઝાડા બહુ થાય છે; માટે ધાણા, અતિવિષ[illegible] કળી, વરિયાળી અને ખસખસનું સાકરમાં શરબત કરી પાવું. (૧૨) અશક્તિ જણાય તો દ્રાક્ષાસવ ઉંમરના પ્રમાણમાં આપવો.

આ રોગ ચેપી છે તેથી ઘરનાં માણસોએ દર્દીથી અળગા રહેવું એટલે કે જરૂર સિવાય વધારે માણસોએ દર્દીના સંબંધમાં આવવું નહિ. શીતળા, ઓરી, અછબડા અને મોટા બળીઆ વગેરે દર્દોમાં દર્દીને પડદામાં રાખવામાં આવે છે, તેમ બીજા માણ-સોનો છાંયો બંધ કરવામાં આવે છે. તે રિવાજ ઘણોજ ઉત્તમ છે. આ પ્રમાણે આ રોગ ચેપી હોવાથી દર્દીની સુવાની જગા સ્વચ્છ રાખવી, સ્વચ્છ પવન આવવા દેવો. અગરબત્તી, સુગંધી ધૂપો સળગાવવાં શીતળા, ઓરી અછબડા અને બળીઆ એ માતાનાં દર્દો છે એમ લોકોનું માનવું છે, અને માતાજી મટાડશે એમ કહે છે. પણ ઉપરના ઉપાયો માતાજીની આજ્ઞાથી કરવા આવશ્યક છે.

(દૈનિક "હિંદુસ્થાન"માં લેખકઃ–વૈદ્યશાસ્ત્રી નારાયણશંકર દેવશંકર)

# ૭૮–तुलसी का महत्त्व

તુલસી કે વૃક્ષ કી વાયુ શુદ્ધ ઔર નિરોગ હોતી હૈ. વૃક્ષ મહત્ત્વપૂર્ણ હોને કે કારણ હી હમારે પૂર્વજોં ને ઇસે ઘર ઘર મેં લગાને કા અનુરોધ કિયા હૈ. ઇસી કારણ સભી ઘરોં મેં તુલસી લગાઇ જાતી હૈ. ઇસકે પત્તે ઔર મંજરી પ્રાયઃ સભી પ્રકાર કે રોગોં મેં ઉપકારી હોતે હૈં. ઇસમેં સે એક પ્રકાર કી સ્વાસ્થ્ય-રક્ષક વાયુ નિકલતી હૈ. યહ શરીર કે ભીતર પ્રવિષ્ટ હો કર અનેકોં રોગોં કો દૂર કર દેતી હૈ.

તુલસી કફનિઃસારક, મૂત્રકારક, મલેરિયાનાશક, શુષ્ક, પાચક, વિષનાશક, રક્તશોધક, વમનકારક ઔર પ્રદાહ નિવારક હૈ. બંગાલ કે વૈદ્યોં ને જ્વર, પ્રદર ઔર શ્લેષ્માદિ રોગોં મેં ઇસકા પ્રયોગ અધિક કિયા હૈ. આજકલ ડાકટરી મેં ભી મલેરિયા જ્વર મેં ઇસકા પ્રયોગ બહુત હોતા હૈ. પાશ્ચાત્ય ચિકિત્સા-વિશારદોં કો ભી વૈજ્ઞાનિક પ્રક્રિયા દ્વારા તુલસી કી પરીક્ષા કરને પર માલૂમ હુઆ હૈ કિ હિંદૂ શાસ્ત્રોં મેં તુલસી કે ગુણ બતાએ ગયે હૈં, વે અક્ષરશઃ સત્ય હૈં. વે ભી સ્વીકાર કરતે હૈં કિ ઘરોં મેં તુલસી કા વૃક્ષ લગાના મનુષ્યોં કે લિયે અત્યંત ઉપકારી હૈ. નિઘંટુ, રત્નાકર પ્રભૃતિ વૈદ્યક ગ્રંથોં મેં તુલસી કે દાહકારક, પિત્તજનક તથા તીક્ષ્ણ આદિ ગુણોં કા ઉલ્લેખ કરતે હુએ **“शुक्ल कृष्ण च गुणै तुल्या प्रकीर्तिताः”** લિખા હૈ. વાત, કફ, શ્વાસ, ખાંસી, કૃમિ, વમન, દુર્ગંધ, કુષ્ઠ, મૂત્રવિકાર, ગુલ્મ, વિષ, મૂત્રકૃચ્છ્ર, રક્તદોષ, જ્વર, હિચકી પ્રભૃતિ રોગોં મેં ઇસકા વ્યવહાર આયુર્વેદાનુસાર બહુત ઉપયોગી હૈ. પાર્શ્વવેદના, ન્યુમોનિયા તથા સર્દી સે ઉત્પન્ન અનેકોં પ્રકાર કે રોગોં મેં ઇસકા પ્રયોગ હુઆ કરતા હૈં. કફ કો દૂર કરને મેં તો ઇસકી શક્તિ અતુલનીય હૈ.

શીતજન્ય જ્વર આને પર ઇસકે પત્તોં કા રસ નમક કે સાથ મિલા કર ગરમ કર સેવન કરને સે અન્ય ઔષધિ કી આ-વશ્યક્તા હી નહીં રહતી !

વિષૈલે જંતુઓં કે દંશન કા કષ્ટ નિવારણ કરને મેં ભી યહ બડી હી લાભદાયક હૈ. બિચ્છૂ, કાલા ભૌંરા આદિ કે ડંક મારને સે ઉત્પન્ન હુઈ બેદના કો દૂર કરને કે લિયે તુલસી કે પત્તોં કા રસ ઔર નમક અચૂક ઔષધિ હૈ. બચ્ચોં કે કાન મેં દર્દ ઔર સર્દી હોને પર તુલસીપત્ર હી યહાં કી સ્ત્રિયોં કી પ્રધાન ઔષધ હૈ. કાન મેં દોએક બૂંદ રસ ડાલના ઔર શહદ કે સાથ નમક ઔર તુલસી કા રસ પીના ચાહિયે. ધૂપ મેં બહુત ઘૂમને ઔર

અધિક ગર્મી કે કારણ એક પ્રકાર કી વ્યાધિ ઉત્પન્ન હોતી હૈ; ઉસકી શાંતિ કે લિયે યહ ઉત્કૃષ્ટ ઔષધિ હૈ. સેંધા નમક કે સાથ ઇસકે ફૂલોં કા રસ નાક મેં ડાલને સે તુરંત અચેતના (બેહોશી) દૂર હો જાતી હૈ. હીસ્ટીરિયા અથવા મૃગીરોગ કે લિયે ભી ઇસી કા રસ ઔર નમક લાભ પહુંચાતા હૈ. કભી કભી ચમડી પર એક પ્રકાર કે કાલે દાગ હો જાતે હૈં. કૃષકોં (કિસાનોં) કો ભી ધૂપ મેં ખડે રહને સે પસીને કે કારણ દાદ હો જાતા હૈ. ઇન દોનોં કે લિયે ઇસકે પત્તે કા રસ સંધારક હૈ. સર્દી હો જાને પર ઇસકે પત્તે કા રસ અદરક ઔર ઘી કે સાથ સેવન કરને સે બડા લાભ હોતા હૈ. ઇસકે ફૂલ કો ગરમ જલ કે સાથ સેવન કરને સે અજીર્ણ રોગ દૂર હોતા હૈ. કાલી મિર્ચ કો પીસ કર પત્તે કે રસ મેં ભિગો કર છાયા મેં રખ દેવે. સૂખ જાને પર ફિર ઇસમેં ભિગો દે. ઇસ પ્રકાર સાત બાર (ભિગો કર) છાયા મેં સુખા કર બરાબર ૨ ગોલિયાં બના કર એક શીશી મેં રખ લે. કિસીકો જ્વર આતા હો તો જ્વર આને કે તીન ઘંટે પહિલે ઘંટે-ઘંટે ભર મેં એક-એક ગોલી ગરમ પાની કે સાથ નિગલા દે. સબ પ્રકાર કા જ્વર દૂર હો જાયગા. બચ્ચોં કે પેટ મેં પીડા હોતી હો તો પત્તોં કા રસ ઔર અદરક કા રસ, દોનોં બરાબર લે, ગરમ કર બચ્ચોં કો પિલા દે. સબ પ્રકાર કી પીડા દૂર હો જાયગી. યદિ બરાબર ઇસકા સેવન કિયા જાય તો બચ્ચોં કે પેટ મેં કોઇ વિકાર કભી હો હી નહીં સકતા. કાન કી પીડા મેં રસ કો ગરમ કર કાન મેં ડાલ દે. અગર બચ્ચોં કે દસ્ત સાફ ન હોતે હોં, યા પેટ ફૂલ જાતા હોં; તો એક તોલા રસ ગરમ કર કુનકુના પિલા દેને સે દસ્ત સાફ હોતા હૈ ઔર પેટ કી ગુડગુડાહટ, પેટ કા ફૂલના, સબ અચ્છા હો જાતા હૈ.

("મનોરમા"માં લેખકઃ-ડૉ૦ ગોપાલશરણ એમ૦ ડી૦ એચ૦ સ૦)



# ૭૯-સ્વાસ્થ્ય વિજ્ઞાન

## સારા વિચારો

તંદુરસ્તી જાળવવાના નિયમોમાં નીચેના ચાર નિયમો મુખ્ય છે. તંદુરસ્તીનો મુખ્ય આધાર પ્રથમ તો વિચારો ઉપર અવલંબે છે. ચિંતા અને ડરથી માથાના સાફ કાળા વાળ ધોળા થઇ જવાના ઘણા દાખલા મળે છે. તેજ પ્રમાણે મનુષ્યના જન્મમરણનો આધાર તેના ઉપર રહેલો છે. ક્રોધથી અનેક જાતના રોગ પેદા થાય છે, એ સિદ્ધ થયેલું છે. વિશ્વાસ એ મનની મોટી શક્તિ છે. આશા અને વિશ્વાસથી જંગલમાં પણ મંગલ થાય છે. સારા વિચારો તંદુરસ્તીને બદલાવે છે. બીજો નિયમ

## પ્રાણાયામ

કરવાનો છે. દમ ખેંચવો એ અર્ધો શ્વાસ ખેંચ્યો કહેવાય. શ્વાસ છોડવો એ બીજો અર્ધો કહેવાય. ઘણા મનુષ્યો સારી રીતે શ્વાસ ખેંચી શકે છે, પણ ઘણા થોડાજ તેને બરાબર છોડી શકે છે. દરેક મનુષ્યે તાજી હવામાં ત્રણ વખત શ્વાસોચ્છ્વાસની કસરત કરવી જોઇએ. શાંત ટટાર ઉભા રહીને આઠ સેકંડ સુધી ધીમે ધીમે દમ ખેંચવો. પછી આઠ સેકંડ સુધી તેને રોકીને આઠ સેકંડમાં ધીમે ધીમે બહાર કાઢવો. રોકેલા શ્વાસને બની શકે તો બહાર ન નીકળવા દેતાં ઉપર નીચે ચઢાવી ઉતારીને બહાર કાઢવો. શ્વાસોચ્છ્વાસની કસરત કરતી વખતે હાથથી છાતી દાબી રાખવી. જયારે અંદર શ્વાસ ખેંચાશે ત્યારે ફેફસાંએ સંગ્રહ કરેલો વાયુ છૂટો પડી તાજી હવાથી લોહી તેના સ્વાભાવિક કામે લાગશે અને રોગ વગેરેને મટાડી તંદુરસ્તીને વધારશે. શ્વાસોચ્છ્વાસની નિયમિત કસરત કર્યાથી ઘણો ફાયદો થશે. આળસ અદૃશ્ય થશે ને જીવનમાં અવનવું જોમ ને ઉત્સાહ આવશે. ત્રીજો નિયમ—

## બરોબર ખાવું

ઘણા ડૉકટરો નાસ્તો ન કરનારાના મતને મળતા નથી. ત્રણ શ્વાસોચ્છ્વાસની કસરત કરી બરાબર નાસ્તો લેવો જોઇએ. ખોરાક લેતી વખતે મનમાં બીલકુલ શક રાખવો નહિ કે ખોરાક નડશે; પણ હંમેશાં ખાત્રીજ રાખવી કે, આ ભોજન મારા માટે બહુજ સારૂં છે અને મારૂં શરીર આ ખોરાકથીજ મજબૂત થશે. પુષ્કળ પાણી પીવું ને બને તેટલી વધારે વખત નાહવું—ખોરાક લેતાં પહેલાં ખાસ કરીને નાહવું. તંદુરસ્તીના ચાહનારે ગરમ પાણી કરતાં ઠંડા પાણીનું સ્નાન વધારે પસંદ કરવું. ચોથો નિયમ—

## જરૂરી નિદ્રા

જૂદા જૂદા મનુષ્યો માટે જૂદી હદ હોય છે. લગભગ ઘણાંને આઠ કલાકની ઉંઘ જરૂરી ગણાય. સ્વચ્છ પથારી અને અજવાળાવાળું ઘર અને બારીઓ ખુલ્લી રાખવી જોઇએ. ઓઢવાને ગરમ કામળો રાખવો. ઉપરના નિયમોને અમલમાં મૂકયા સિવાય તેનું મૂલ્ય આંકવું મુશ્કેલ છે.

## કામ અને તંદુરસ્તી

જ્યારે આપણે એક તરફ જાડા માણસો માંદા પડતા ને ટપોટપ મરી જતા જોઇએ છીએ ત્યારે બીજી દિશામાં લાખો એવા પણ દીઠામાં આવે છે કે નાજુક અને નબળા પાતળા જેવા જણાતા છતાં સખત મહેનતમાં રોકાયલા હોય છે. સવારના મળસ્કેથી રાતના બાર વાગ્યા સુધી એ લોકો એવા તો કામકાજમાં રોકાયલા હોય છે કે જાણે તેઓને માંદા પડવાની ફુરસદજ ન હોય ! આનું કારણ એજ કે, જેમ રોજ વપરાશમાં આવતું લોખંડ હમેશાં સફેદ અને ચળકતું રહે અને કામમાં ન આવતું લોખંડ કાટથી ખવાઈ જાય, તેમ માણસ આળસુ બને એટલે તેની બિમારીઓ ને વ્યાધિઓ શરૂ થાય. આયર્લંડના મેકસ્વિની અને હિંદી વીર જતીન્દ્ર બાબુના

## લાંબા ઉપવાસ

થી ઘણાયને આશ્ચર્ય થતું હશે ને મનમાં પ્રશ્ન ઉઠતો હશે કે, માણસ કેટલા દિવસ ભૂખ્યો રહી શકે ? ખરી હકીકત એ છે કે ભૂખને લીધે મરી જવાય છે, એમ જે લોકોનું ધારવું છે તે ભૂલભરેલું છે–બલ્કે તેમ થવું લગભગ અશકય છે, એમ કહીએ તો ખોટું નથી. ડૉકટરોનો એવો મત છે કે, આજ દિન સુધી જેટલાં મનુષ્યો ઉપવાસથી મરણ પામ્યાં છે તે ભૂખમરાથી નહિ પરંતુ મરણના ડરથી મર્યા છે. કેટલીક વખત “હું મરી જઇશ” એમ માની લીધાથી સાધારણ રોગના દર્દીઓ પણ મરી જાય છે, તેવુંજ કંઇક અપવાસ કરનારાઓની બાબતમાં બને છે. મનુષ્ય ખોરાક ન લે તો તેનું શરીર પ્રથમ હોજરી, નસો, લોહી તથા શરીરના ભાગોમાં ભેગા થયેલા કચરાપર જીવે છે, અને તે ખલાસ થતાં શરીરની ચરબી અને તે પછી માંસનો વારો આવે છે. આ પ્રમાણે હાડકાં સિવાય બધીજ વસ્તુઓનો ભક્ષ ન થઈ જાય ત્યાંસુધી મનુષ્ય માટે કુદરતી રીતે મરણ પામવું અશકય છે. હા, ભૂખમરાની અશક્તિને લઈ કોઇ રોગના જંતુ શરીરપર કાબુ મેળવી લે અને એ કારણે અપવાસ કરનાર મરણ પામે તો તે જૂદી વાત છે.

## ભૂખ અને ખાવાની ઇચ્છા

એ બે જૂદી જૂદી વસ્તુઓ છે. હમેશાં ખાવાની વખતે

માણસને ભોજન લેવાની જે ઇચ્છા થાય છે તે ભૂખ ન કહેવાય. વર્ષોની ટેવના પરિણામે ખાવાના વખતે પેટમાં એક પ્રકારની હીલચાલ અનુભવાય છે. ભૂખ હોય કે ન હોય પણ ખાવાની ઇચ્છા થાય છે. જો ખાવા ન બેસે તો અર્ધો પા કલાકમાં પેટની હીલચાલ બંધ પડી જઇ ખોરાકની ઇચ્છા મટી જશે. આથી સિદ્ધ થાય છે કે, જે ઇચ્છા હતી તે ખરી નહિ, પરંતુ બનાવટી હતી; એટલે ભૂખ નાબુદ થાય છે અને માણસને એવુંજ લાગે છે કે જાણે તેણે પેટ ભરી ખાધું હોય! કારણ એ છે કે પેટ, શરીરનો કચરો ભક્ષ કરી રહ્યું છે. જ્યારે કચરો પૂરો થઈ જાય, ત્યારેજ ખરી ભૂખ લાગે છે અને તેની નિશાની એ છે કે, જીભ તદ્દન ચોખ્ખી માલમ પડે ને મોઢામાં પાણી છૂટે.

(તા. ૧૧–૧૨–૧૯૨૯ના "ગાંડીવ"માંથી)

# ૮૦–तुलसीना फायदा

લીલી શાખાઓ અને પાન તથા ધોળાશ લેતા ફૂલવાળી શ્વેત તુલસી કહેવાય છે અને જેનાં શાખા–પાન આદિ જાંબુડા રંગનાં હોય છે તે કૃષ્ણ તુલસી અર્થાત્ કાળી તુલસી કહેવાય છે, અને એ સર્વત્ર ઉગે છે. કાળી તુલસી ધોળી કરતાં વધારે ગુણવાળી છે.

આયુર્વેદની દૃષ્ટિએ તુલસી અદ્‌ભુત ગુણકારી અને અનેક રોગનાશક ગણેલી છે. "**अकाल मृत्युहरणं, सर्व व्याधिविनाशनम्**" એવું શાસ્ત્રમાં કહેલું છે. તુલસી આરોગ્ય વધારનાર, જંતુનાશક અને હવા શુદ્ધ કરવામાં સર્વોત્તમ છે.

તુલસી—ઉષ્ણ, કફઘ્ન, તીખી, તુરી, હૃદયને ફાયદો કરનારી, અગ્નિદીપક છે; અને વાયુ, શ્વાસ, કાસ, હેડકી, કૃમી, ઉલટી, કુષ્ટ, વિષ, મૂત્રકૃચ્છ્ર, રક્તદોષ, તાવ વગેરેનો નાશ કરે છે.

તુલસીનાં પાન કફઘ્ન ગણાય છે. તે શળેખમમાં અપાય છે. જેને પીનસ રોગ થયો હોય તેને તુલસીનાં સૂકાં પાનની ભૂકી નાકે સુંઘાડવામાં આવે છે. તાવમાં એના મૂળનો કાઢો વપરાય છે. તુલસી-નાં બીજ કૌવતની દવામાં વપરાય છે. ચરકસંહિતામાં તુલસીનાં બીજનો શીરો રોગનાશક ઔષધ ગણ્યો છે; અને તુલસીને તેલમાં ઘુંટીને શરીરે માલીસ કરવાથી ખસ, કરોળિયા, કોઢ અને સોજો મટે છે.

વાતજ્વરની ચિકીત્સામાં બીજી યોગ્ય દવાઓની સાથે તુલસી મેળવવામાં આવે છે, તેથી નિદ્રા દૂર થાય છે, તથા દરદી બેશુદ્ધ મટી શુદ્ધિમાં આવે છે. તેનો ગુણ દીપક છે તેથી જઠરાગ્નિ પ્રદીપ્ત થાય છે.

તુલસીથી પેટનો **પવન–ચુંક–આફરો** વગેરે દૂર થાય છે. તુલસીનો સ્વરસ મરી સાથે લેવાથી **વિષમ જ્વરમાં** આરામ થાય છે.

તુલસીનાં પાન ૩ અને મરીના દાણા ૩, બંનેને ઝીણાં વાટી, કપડામાં પોટલી બાંધવી. પછી તે પોટલી પાણીમાં બોળી સુંઘવાથી **આધાશીશી** મટે છે.

તુલસીનો રસ ૦૧ તોલો અને ગોપીચંદન બે આનીભાર મેળવી પાવાથી **ઉલટી** મટે છે. ત્રણ ત્રણ કલાકે આરામ થતાસુધી પાવું.

**મણિધરનાં વિષ** ઉપર—કાળી તુલસીનાં પાનનો રસ નવટાંક સુધી પાવો અથવા પાન ચાવી ખાવાં. **દાંત ચોટી જાય તો** રસ નાકનાં છીદ્રમાં પાડવો અને તાળવું તથા હાથનાં તળિયે તથા પગનાં તળિયે બે ઘડી સુધી ચોપડવો.

**રક્તાતિસારમાં**–તુલસીનાં બી રાત્રે પાણીમાં ભીંજવી રાખી સવારે ચોળી પાવાં. **બાળકના ઓકારી** ઉપર–તુલસીના રસમાં મધ નાખી પાવું. **વિંછીના ડંશ** ઉપર તુલસીનો રસ ચોપડવો.

**રતાંધળા ઉપર** કાળી તુલસીનાં પાનનો રસ બબ્બે ટીપાં ૧૪ દિવસ સુધી દરરોજ આંખમાં પાડવો.

**કાન પાકે તે ઉપર** કાળી તુલસી અને ભાંગરાનો રસ એકત્ર કરી કાનમાં પાડવો.

**ત્રિદોષજન્ય ઉલટી ઉપર**–તુલસીના રસમાં એલચીનું ચૂર્ણ નાખી પાવું.

**ધનુર્વાત** ઉપર કાળી તુલસી, લીલું લસણ, ડુંગરી, એનો રસ એકત્ર કરી ત્રણ માસ સુધી પાવો, અને તેમાંનો થોડો રસ શરીરે પણ ચોળવો. **તુલસી** એટલી બધી રોગોને ભગાડનારી અને આરોગ્યને આપનારી છે, કે તેનો કોઈ પણ રીતે સ્પર્શ કરવો, કોઇ પણ રીતે તેની સમીપમાં રહેવું, એ જીવનને હિતાવહ છે.

("હિંદુસ્તાન"માં લેખકઃ—વૈદ્યરાજ પ્રભાશંકર રતનજી.)



# ૮૧–डॉक्टरे असाध्य कहेली खोड कसरती जीवने मटाडी.

મારી બાલ્યાવસ્થામાં મારો શારીરિક દેખાવ અતિ ઘણો કંગાલ હતો. જન્મથીજ હું અપંગ જેવો હતો. મારી ખુંધ એ મારૂં મોટામાં મોટું દુર્ભાગ્ય હતું.

હું જ્યારે સમજણો થયો ત્યારે મારી આ ખોડ મને ભારે પ્રમાણમાં સાલવા લાગી. આથી હું દાકતરો પાસે દોડયો. ઘણા નિષ્ણાત માણસોની મેં મારા આ દુઃખના સંબંધમાં સલાહ લીધી. દાકતરોએ અભિપ્રાય આપ્યો કે 'આ ખોડ મટે એવી નથી.'

**લશ્કરમાં જોડાયો**

૧૯૧૦ માં આ ખોડ છતાં પણ હું અમેરિકન લશ્કરમાં પરચુરણ ખાતામાં દાખલ થયો. આ ખાતામાં પણ મારે કસરત વગેરે તો કરવાનીજ હતી. લશ્કરી ખાતાના ભલા દાક્તરે મારી ખોડ દૂર કરવાને માટે અમુક ચોક્કસ કસરતો મને સૂચવી.

આ અરસામાં મેં મારી આ ખોડ ટાળવાને માટે કુદરતી ઈલાજો અને કસરતને લગતું બધું સાહિત્ય વાંચી નાખ્યું. આને પરિણામે કસરત અને કુદરતમાં મારી શ્રદ્ધા વધી. યોગ્ય કસરતને માટે સૂચનાઓ મેળવવા પૂરતા નિષ્ણાત માણસોનો લશ્કરી ખાતામાં અભાવ નહોતો એટલે આ દિશામાંનું મારૂં કામ સરળ બન્યું.

**કસરતના ફાયદા**

કસરતી જીવને જેટલો ફાયદો મને કર્યો છે એટલોજ ફાયદો એવું જીવન કોઇને પણ કરી શકે છે. એટલા માટે મારી કથા હું જાહેર કરવાને લલચાયો છું. આવી કસરતને માટે તમારે કોઈ ખાસ કસરતશાળામાં જવાનું નથી. રોજ સવારે તમે તમારાજ ઓરડામાં થોડીક કસરત નિયમસર કરવાનો નિશ્ચય કરો, એજ તમારે માટે પૂરતું છે. તમારા રોજના જીવનક્રમમાં તમે ગુંચવાઈ જાઓ તે પહેલાંજ થોડી કસરત કરી લો એ જરૂરનું છે. જે માણસ પ્રભાતકાળે મુલતવી રાખીને દિવસની બીજી કોઇ પણ વેળાએ કસરત કરવા ધારે છે એ માણસ જરૂરપૂરતી કસરત નિયમસર કરવાને કદી પણ સમર્થ થતો નથી.

જ્યારે હું કસરતી જીવન ગુજારતો નહોતો ત્યારે મારા શરીરમાં આળસે ઘર કર્યું હતું. થોડુંક કામ કરવાથી હું થાકી જતો, અવારનવાર હું બેચેન રહેતો, મારામાં જીવનનો અથવા તો ચેતનનો અભાવ હતો. મારૂં જીવન એ વેળાએ મને ભારરૂપ હતું.

આવાં માણસોમાં કોઈ પણ પ્રકારની ઉન્નત અભિલાષાઓ

જાગતી નથી. જાગે છે તો ક્ષણભર ઝબકીને ચાલી જનારી વિજળી-ની માફક એ અભિલાષાઓ ચાલી જાય છે.

## મારો અનુભવ

મારા અનુભવે એ વાત પણ મને બતાવી દીધી છે કે, આપણને નિયમિત અને યોગ્ય કસરતની જેમ જરૂર છે તેમજ સાદા અને સાત્વિક ખોરાકની પણ આપણને એટલીજ જરૂર છે. કોઈપણ કસરતની સાથે આપણા રોજના ખોરાકનું સામ્ય જો નથી હોતું તો એ કસરત સંપૂર્ણ રીતે લાભદાયી નીવડવાનો સંભવ ઓછોજ ભાસે છે.

લીલાં અને તાજાં ફળોનો ખોરાક જેમ બને તેમ વધુ લેવાનું હું પસંદ કરૂં છું. મિઠાઈ અને મસાલાઓને હું ત્યાજ્ય ગણું છું.

## વ્યસનનો અભાવ

રોજ સાંજના જમી લીધા પછી હું ફરવા નીકળું છું. મને દારૂથી માંડીને બીડી સુધીનું એક પણ વ્યસન આજે વળગેલું નથી. કોઈ પણ પ્રકારના વ્યસનવાળી જીંદગી કોઈ પણ કાળે ખરેખરી તંદુરસ્ત હોતીજ નથી. એ વાત કસરતી જીવન જીવનાર અને ખરી તંદુરસ્તીની ખેવના રાખનાર દરેક માણસ ખ્યાલમાં રાખે, એ જરૂરનું છે.

તરવાનો મને ઘણોજ શોખ છે. તરવાના કરતાં બીજી વધારે સારી કસરત મેં જાણી નથી. તરવામાં શરીરના દરેકે દરેક સ્નાયુને કામ આપવું પડે છે. આ સિવાય મને બધી જાતની રમતો પસંદ પડે છે. ઘોડેસ્વારીનો પણ હું ચાહક છું.

## ઇનામ મળ્યું

આ બધાનું પરિણામ એ આવ્યું કે, ૧૯૧૪ ની સાલમાં લશ્કરી ખાતામાં સૌની શારીરિક તપાસ કરવામાં આવી ત્યારે મને સૌથી વધુ લાયક માણસતરીકેનું ઇનામ મળ્યું.

ખ્યાલ કરો કે, એક વેળાના-ચાર વર્ષો પહેલાં જે માણસ આ બાબતમાં કેવળ નાલાયક હતો એજ માણસ ચાર વર્ષો પછી સારી લાયકાતનું ઈનામ મેળવે છે એનો અર્થ શો છે? આ બધા કસરતનાજ પ્રતાપ છે.

આજ સુધીની મારી કસરતોમાં સૌથી વધુ અગત્ય હું ઉંડા શ્વાસ લેવાની કસરતને આપું છું. ઉઘાડી બારીની સામે ઉભીને ઉંડા શ્વાસો લેવાથી આપણામાં એક પ્રકારનું નવું જીવન ભરાય છે. એથી હોજરી સુધરે છે અને છાતી વિશાળ થાય છે. આ કસરતે આજસુધીમાં ઘણાં માણસોને જીવાડયાં છે. ઘણાની તો એ કસરતે આવરદા વધારી છે. ભવિષ્યમાં પણ જે માણસો આ કસરતનો આશરો લેશે તે બધા તેમાંથી અગણિત ફાયદાઓ મેળવશે.

(તા. ૨૨-૧૨-૧૯૨૯ના અઠવાડિક "મુંબઈ સમાચાર"માંનો
શ્રી. જેમ્સ સી. પોલનો લેખ)

# ८२–चीन में भारतीय धर्म और सभ्यता का प्रचार

જિન ભારતીય પંડિતોં, વિદ્વાનોં, ઉપદેશકોં એવં મહાત્મા-ઓં ને અસહ્ય કષ્ટ ઉઠાયા, અગણિન આપત્તિયોં કા સામના કર, સ્વાર્થત્યાગ ઔર આત્મબલિદાન કર, ભારતીય ધાર્મિક સભ્યતા ઔર જ્ઞાન કો ચીન દેશ મેં ફૈલાયા હૈ, ઉનકી કીર્તિ કા ચાહે ઉલ્લેખ હમારે અધૂરે ઇતિહાસ મેં કુછ ભી ન હો, પર ચીન કે સાહિત્ય ઔર ઇતિહાસ મેં ઉનકા નામ અક્ષય હૈ, ઉનકી કીર્તિ અમર હૈ ઔર ઉનકી મહિમા અવિનશ્વર હૈ.

હમ પાશ્ચાત્ય વિદ્વાનોં કે કૃતજ્ઞ હૈં, જિન્હોંને ચીની ભાષા ઔર ઉસકા સાહિત્ય પઢ કર, ઇન ભારતીય પંડિતોં કા પતા લગાયા હૈ ઔર ઇનકી જીવન–સંબંધી ઘટનાઓં પર પ્રકાશ ડાલા હૈ. ઇસિ વિષય મેં યોરપ કે કિતને હી વિદ્વાનોં ને લેખ ઔર ગ્રંથાવલીએં લીખી હૈં. ઇનમેં ઇન વિદ્વાનોં કી વિશેષ પ્રસિદ્ધિ હૈઃ—એબલ. રેમૂસત, એમ-સ્ટ. જ્યૂલિયન, સેમ્યૂલ બીલ, જેમ્સ લેગી, ચવન્સ, પીલ્લિયટ, સિલ-બન લૈવી, બ્રૂબર વર્નફ, હેન્રી કોર્ડિયર આદિ. ઇન વિદ્વાનોં ને સતત પરિશ્રમ કર ચીન કે ધાર્મિક સાહિત્ય કે રહસ્યોં કા ઉદ્-ઘાટન કિયા હૈ, જિસસે ઇસ વિષય કા જ્ઞાન સુલભ હો ગયા હૈ. એક બંગાલી વિદ્વાન્ ને ભી ઇસીકે સંબંધ મેં એક પુસ્તક લિખી હૈ. નીચે ઉસીકે આધાર પર કુછ બાતેં લિખી જાતી હૈં.

ઇસા કી પહલી શતાબ્દી મેં ચીનદેશ કા પ્રતિભાશાલી સમ્રાટ મિંગટી થા. એક રાત્રિ કો ઇસને સ્વપ્ન મેં દેખા કિ એક દૈવી પુરુષ, જિસકા સુવર્ણ કા સા શરીર થા, જો લગભગ ૧૨ ફુટ ઉંચા થા ઔર જિસકે મસ્તક કે ચારોં ઓર સૂર્ય કા સા પ્રકાશ હો રહા થા, ઉડતા હુઆ ઉસકી ઓર આયા ઔર ઉસકે રાજમહલે મેં પ્રવિષ્ટ હુઆ. પ્રાતઃકાલ સમ્રાટ્ ને અપને મંત્રી સે ઇસિ સ્વપ્ન કા અર્થ પૂછા. ઉસને કહા—શ્રીમાન્ ને સુના હોગા કિ ભારતવર્ષ મેં એક ઐસે દેવ હુએ હૈં જિન્હેં કૈવલ્યજ્ઞાન હો ગયા થા ઔર ઇસી કારણ જો બુદ્ધદેવ કહાતે હૈં. આપને ઇન્હીં કે શરીર કો આકાશ મેં ઉડતા હુઆ ઔર પ્રકાશ ફૈલાતા હુઆ દેખા હૈ. યહ સુન કર સમ્રાટ્ ને અપને ઉચ્ચ કર્મચારિયોં કો આજ્ઞા દી કિ વે ભારતવર્ષ મેં જા કર બૌદ્ધધર્મ કી ખૂબ ખોજ કરેં ઔર યહાં વાપસ આ કર સબ વૃત્તાંત સુનાવેં. યે લોગ, જિનકી સંખ્યા લગભગ ૧૮ થી, સન્ ૬૪ મેં ભારતવર્ષ કી યાત્રા કો રવાના હુએ ઔર યહાં ૧૧ વર્ષ રહ કર સન ૭૫ મેં ચીન–દેશ કો લૌટ ગયે. લૌટતે સમય યે અપને સાથ બુદ્ધદેવ કી એક મૂર્તિ, ઉનકે કહે

હુએ ૪૨ અધ્યાયી સૂત્ર ઔર દો વિદ્વાન્ પંડિતોં કો ભી લેતે ગયે. ઇન પંડિતોં કે નામ થે કાશ્યપ, માતંગ ઔર ધર્મરક્ષ. કાશ્યપ-માતંગ કે ઉપદેશ સે ચીન–સમ્રાટ્ને બુદ્ધદેવ કા એક વિશાલ મંદિર નગર કે પશ્ચિમી દ્વાર કે બાહર બનવાયા ઔર ઇસમેં બુદ્ધદેવ કી મૂર્તિ સ્થાપિત કી.

ચીન જાનેવાલે પંડિતોં મેં કાશ્યપ માતંગ પહલા થા. યહ મગધદેશ કા એક શ્રમણ થા ઔર ગાંધારદેશ મેં જા બસા થા. જબ ચીન કા ડેપ્યૂટેશન ભારતવર્ષ કો આયા ઉસ સમય યહ ગાંધારદેશ મેં રહતા થા. ઉસ સમય ગાંધારદેશ સે ચીન જાને કા માર્ગ બડા લમ્બા ઔર કઠિન થા. ચીની તુર્કિસ્તાન ઔર ગોબી કે મરુસ્થલ કો પાર કર જાના પડતા થા, ઉંચી ઔર વિકટ પહાડિયોં પર ચઢના હોતા થા ઔર ભયાનક જંગલોં કો પાર કરના પડતા થા. ઇન સબ કઠિનાઇયોં કો ઝેલતા હુઆ માતંગ ચીન મેં પહુંચા ઔર વહાં ઉસને બૌદ્ધ–ધર્મ કા પ્રચાર કિયા. પહલા સમ્રાટ્ જિસકે સમય મેં યહ પ્રચાર શુરુ હુઆ ઔર જિસને બૌદ્ધ–ધર્મ કો સ્વીકાર કિયા, હનવંશ કા થા ઔર ઉસકા નામ મિંગ્ટી થા. ઉસકા શાસન–કાલ સન્ ૫૮–૭૫ થા.

માતંગ ને ચીની ભાષા કા અધ્યયન કિયા ઔર ફિર સંસ્કૃત સે બૌદ્ધ–ગ્રંથોં કા અનુવાદ ચીની ભાષા મેં કરના આરંભ કિયા.

પહલા ગ્રંથ, જિસકા અનુવાદ કિયા ગયા ૪૨ અધ્યાયી સૂત્ર થા. જબ કાશ્યપ માતંગ કા દેહાવસાન હો ગયા તબ ઉસકે કાર્ય કો ઉસકે સાથી ધર્મરક્ષ નામક પંડિત ને જારી રક્ખા. યહ પંડિત બડા વિદ્વાન થા. ઇસને સંસ્કૃત કે પાંચ ગ્રંથોં કા ચીની ભાષા મેં અનુવાદ કિયા. ઇસ પ્રકાર ચીન મેં બૌદ્ધ–ધર્મ ઔર ભારતીય સભ્યતા કા પ્રચાર દિનપ્રતિદિન બઢતા ગયા.

સન્ ૭૬ મેં સમ્રાટ મિંગ્ટી કી મૃત્યુ હો ગઇ. ઉસકે ઉત્તરાધિકારી ને ભી ભારત સે કઇ પંડિતોં કો બુલાયા ઔર ઉનકે દ્વારા બૌદ્ધ–ધર્મ કા પ્રચાર કરવાયા. સન્ ૬૫ સે લગા કર સન્ ૧૦૫૪ તક–અર્થાત્ લગભગ એક હજાર વર્ષોં તક ચીન દેશ મેં ભારતીય પંડિત ઔર ઉપદેશક જાતે રહે. ઇન્હોંને વહાં બૌદ્ધ–ધર્મ કા હી પ્રચાર ન કિયા, ભારતીય સભ્યતા કા ભી બીજ–વપન કર દિયા. ઇનિ પંડિતોં મેં સે અભી ૬૨ કા પતા લગા હૈ ઔર વહ ભી પાશ્ચાત્ય પંડિતોં કી નિરંતર ખોજ કા પરિણામ હૈ.

૬૨ પંડિતોં મેં સે યે પંડિત અદ્વિતીય પ્રતિભાશાલી, વિદ્વાન ઔર સુપ્રસિદ્ધ ધર્મપ્રચારક થે—

૧ કાશ્યપ માતંગ, ૨ ધર્મરક્ષ, ૩ કુમારજીવ, ૪ ધર્મક્ષેમ, ૫ ગુણવર્મા, ૬ ગુણભદ્ર, ૭ બુદ્ધરુચિ, ૮ નરેન્દ્રયશ, ૯ પરમાર્થ, ૧૦

જિનગુપ્ત, ૧૧ અમોઘવજ્ર, ૧૨ ધર્મદેવ, ૧૩ દાનપાલ, ૧૪ જ્ઞાનશ્રી.

કાશ્યપ માતંગ ઔર ધર્મરક્ષ કા હાલ ઉપર દિયા જા ચૂકા હૈ. અબ હમ દૂસરે પંડિતોં કા કુછ હાલ લિખતે હૈં.

કુમારજીવ ઇન સબ અનુવાદકર્તાઓં મેં શ્રેષ્ઠ ઔર મહાન હૈ, જિન્હોંને ભારતીય બૌદ્ધ-ધર્મ કી પ્રતિભા ઔર કીર્તિ કો ચીન મેં ફૈલાયા હૈ. ઇસને સ્વયં અનેક બૌદ્ધ ગ્રંથોં કા ચીની ભાષા મેં અનુવાદ કિયા ઔર અપને કાર્ય કો જારી રખને કે લિયે દૂસરોં કો ઉત્તેજિત કિયા. ઇસને બૌદ્ધ ભિક્ષુકોં કો ભારત મેં બૌદ્ધ ધર્મ કા પ્રચાર કરને કે લિયે તૈયાર કિયા. ઇન ભિક્ષુકોં કા નેતા ફહીન થા. ઇસને અપને સમય કે કાર્યકર્તાઓં કો ધર્મપ્રચાર કે લિયે પૂર્ણ ઉત્સાહિત કિયા.

કુમારજીવ કે કુટુંબ કે લોગ એક ભારતીય રાજ્ય મેં મંત્રીપદ પર ચલે આયે થે. ઇનકે પિતા સચિવપદવી કા ત્યાગ કર બૌદ્ધ-ભિક્ષુક હો ગયે થે. ઇનકી માતા એક રાજકુમારી થી. પિતા કા નામ કુમાર થા ઔર માતા કા જીવ. ઇસિ પ્રકાર ઇનકા નામ કુમારજીવ હુઆ. ઇનકા જન્મકાલ સન્ ૩૪૪ થા. જબ યે સાત વર્ષ કે થે, ઇનકી માતા ઇન્હેં એક વિહાર મેં લે ગઈ થી, જહાં ઇન્હોંને સબ ધર્મસૂત્રોં કો કંઠસ્થ કર લિયા. નૌ વર્ષ કી અવસ્થા મેં કુમારજીવ કાશ્મીર આયે ઔર યહાં ઇન્હોંને બંધુદત્ત આચાર્ય સે વિદ્યાધ્યયન કિયા. ઇન્હોંને વીસ વર્ષ કી અવસ્થા મેં દીક્ષા લી ઔર યહ કૌચ દેશ કે એક વિહાર મેં રહને લગે. સન ૪૦૧ મેં યે ચીન આયે ઔર તત્કાલીન સમ્રાટ્ ને ઇનકા સમુચિત સમ્માન કિયા ઔર ઇનસે ચીન મેં બૌદ્ધ-ધર્મ કા પ્રચાર કરને કી પ્રાર્થના કી. ઇન્હોંને પ્રચારકાર્ય અપને હાથ મેં લિયા ઔર બારહ વર્ષોં કે ભીતર કમ સે કમ ૧૦૦ બૌદ્ધ-ગ્રંથોં કા સંસ્કૃત સે ચીની ભાષા મેં અનુવાદ કર ડાલા. ઇસ કાર્ય મેં ઇન્હોંને અપને ભારતીય ઔર ચીની શિષ્યોં સે ભી સહયતા લી. ઇનકે ચીની અનુવાદોં કી બડી પ્રશંસા હૈ—યહાં તક કિ જો અનુવાદ ચીન-નિવાસિયોં ને કિયે હૈં ઉનસે ભી બઢ કર ઇનકે અનુવાદ હૈ.

કુમારજીવ કે ગુરુ કા નામ વિમલાક્ષ હૈ, જો કાશ્મીર દેશ કે એક બ્રાહ્મણ થે. વે ભી બૌદ્ધ ભિક્ષુક થે ઔર ચીન મેં ધર્મ-પ્રચાર કરને ગયે થે. ઉન્હોંને કુમારજીવ કે અનુવાદોં મેં બડી સહાયતા દી. કુમારજીવ કે દેહાંત કે પશ્ચાત્ ઇનકે ગુરુ ઇનકા કાર્ય કરતે રહે.

ધર્મક્ષેમ નામ કે ભારતીય પંડિત ને ચીન મેં બડા કાર્ય કિયા હૈ. સાત વર્ષોં મેં (૪૧૪-૪૨૧ મેં) ઇન્હોંને અનેક સંસ્કૃત-ગ્રંથોં કા ચીની ભાષા મેં અનુવાદ કર ડાલા. ઇનકી ખ્યાતિ અ-

ખિલ ચીન મેં હી નહીં ફૈલ ગઇ થી, બલ્કિ દૂર દૂર કે દેશોં મેં ભી. ઇનકી મૃત્યુ એક ઘાતક કે હાથ સે હુઇ, જિસકા કારણ ધર્મપ્રચાર કે પ્રતિ ઈનકા ઉત્સાહ થા. ઇનકે અનેક ગ્રંથોં મેં સે ૧૨ ગ્રંથ અબ ભી સુરક્ષિત હૈં.

ગુણવર્મા કાશ્મીર દેશ કે નિવાસી થે. યે ધર્મપ્રચાર-કાર્ય મેં અતિ નિપુણ થે. ઇન્હોંને જાવા-દ્વીપ મેં બૌદ્ધ-ધર્મ-પ્રચાર કિયા થા. ફિર યે ધર્મપ્રચાર કે લિયે ચીન ગયે.

ગુણવર્મા ને તીસ વર્ષ કી અવસ્થા મેં દીક્ષા લી થી—ઇસ અવસ્થા મેં હિ યે બૌદ્ધ-શાસ્ત્રોં કે પારંગત પંડિત હો ગયે થે. ઇનકા જન્મ એક રાજવંશ મેં હુઆ થા. ઇન્હોંને રાજસિંહાસન પરિત્યાગ કર ભિક્ષુવૃત્તિ સ્વીકાર કી થી. પહલે-પહલ ઇન્હોંને સિંહલ-દ્વીપ મેં બૌદ્ધ-ધર્મ કા પ્રચાર કિયા. ઈસકે બાદ જાવાદ્વીપ મેં ઔર તબ ચીન મેં. યે સન્ ૪૩૧ મેં ચીન ગયે ઔર વહાં ઈનકા બડા આદર હુઆ. ઇન્હોંને ધર્મપ્રચાર કા કાર્ય બડી કુશલતા સે કિયા. ઇન્હોંને ૧૦ સંસ્કૃત-ગ્રંથોં કા અનુવાદ ચીની ભાષા મેં કિયા ઔર બૌદ્ધ-ધર્મ કા પ્રચાર લંકા, જાવા ઔર ચીન મેં ભલી ભાંતિ કિયા. ઇનકા દેહાંત ૬૭ વર્ષ કી આયુ મેં હો ગયા.

ગુણભદ્ર નામ કે એક ભારતીય પંડિત ને ચીન-દેશ મેં બડા કાર્ય કિયા. યે મધ્યભારત કે એક બ્રાહ્મણ થે ઔર મહાયાન-સંપ્રદાય કી સભી શાખાઓં કે એક પ્રકાંડ પંડિત થે. યે સન્ ૪૩૫ મેં ચીન દેશ ગયે ઔર વહાં ૮ વર્ષ તક બરાબર અનુવાદ કરતે રહે. ઇન્હોંને ૭૮ ગ્રંથોં કા અનુવાદ કિયા. ઇનકા દેહાંત ૭૫ વર્ષ કી ઉમ્ર મેં હુઆ. ખેદ હૈ, અબ ઇનકે ૭૮ ગ્રંથોં મેં સે કેવલ ૨૮ ઉપલબ્ધ હૈં—અવશિષ્ટ ખો ગયે હૈં.

બોધિરુચિ નામ કે એક અન્ય ભારતીય પંડિત ને ભી ચીન-દેશ મેં બૌદ્ધ-ધર્મ કા ખૂબ પ્રચાર કિયા. યે છઠી શતાબ્દી કે પ્રારંભ મેં હી ચીન ગયે થે. યે ઉત્તરીભારત કે રહનેવાલે થે ઔર સન્ ૫૦૮ મેં ચીન મેં આ રહે થે. યે ૨૭ વર્ષ તક ધર્મ-પ્રચારકાર્ય કરતે રહે ઔર ઇન્હોંને ૩૦ સંસ્કૃત બૌદ્ધ ગ્રંથોં કા ચીની ભાષા મેં અનુવાદ કિયા હૈ. યે પ્રખ્યાત ધર્મપ્રચારક થે.

નરેન્દ્રયશ નામ કે પંડિત ઉદ્યાન કે રહનેવાલે થે. ઇન્હોંને સમસ્ત ભારતવર્ષ ઔર લંકા કી યાત્રા કી ઔર ફિર યે ચીન-દેશ કો ગયે ઔર ઉસકી રાજધાની મેં સન્ ૫૫૬ મેં પહુંચ ગયે. ઈસિ સમય ઇનકી ઉમ્ર ૪૦ વર્ષ કી થી. ઈન્હોંને ૧૫ ગ્રંથોં કા અનુવાદ કિયા. અપની વિદ્યા ઔર પ્રતિભા કે કારણ ચીન-દેશ મેં ઈનકી બડી પ્રતિષ્ઠા થી ઔર યે ઉચ્ચ શ્રેણી કે ધર્મપ્રચારક ગિને જાતે થે. ઇનકી મૃત્યુ સન્ ૫૮૬ મેં હુઈ.

એક દૂસરે પંડિત, જિનકા નામ પરમાર્થ થા, મધ્યભારત કે ઉજ્જૈન નામક નગર કે રહનેવાલે થે. યે સન્ ૫૪૮ મેં ચીન ગયે ઔર વહાં ૨૧ વર્ષ રહે. ઇન્હોંને પહલે ૬ વર્ષોં મેં ૧૦ ગ્રંથ લિખે ઔર પિછલે વર્ષોં મેં લગભગ ૪૦ ગ્રંથોં કા અનુવાદ કિયા. ૭૧ વર્ષ કી આયુ મેં ઇનકી મૃત્યુ હો ગઇ. યે ભી બોધિરુચિ કે સમાન એક સુપ્રતિષ્ઠિત અનુવાદક ઔર પ્રચારક થે

જિનગુપ્ત ચીન જાનેવાલોં મેં એક બડે પ્રસિદ્ધ પંડિત થે. યે કુમારજીવ, અમોઘવજ્ર ઔર ધર્મદેવ જૈસે પ્રકાંડ પંડિતોં કી શ્રેણી કે હૈં. યે ગાન્ધારદેશ કે શ્રમણ થે ઔર પેશાવર મેં રહતે થે. યે ક્ષત્રિય-જાતિ કે થે ઔર ઇનકે પિતા કા નામ વજ્રસાર થા. ઇન્હોંને સાત વર્ષ કી અવસ્થા મેં હી સંન્યાસ લે લિયા થા. ઇનકે આચાર્ય ઔર ઉપાધ્યાય કે નામ જ્ઞાનભદ્ર ઔર જિનયશ હૈં. ઇનકી શિક્ષા કે પ્રભાવ સે હી જિનગુપ્ત ઇતને પ્રસિદ્ધ વિદ્વાન્ હુએ.

૨૭ વર્ષ કી ઉમ્ર મેં યે ઔર ઇનકે ગુરુ ચીન ગયે. અનેક આપત્તિયોં ઔર કઠિનાઇયોં કા સામના કરતે હુએ યે સન્ ૫૫૭ મેં ચીન પહુંચે. યહાં જિનગુપ્ત કી બડી ખ્યાતિ બઢી ઔર યે ધર્મપ્રચારકોં કે નેતા હો ગયે. અંત મેં યે રાજગુરુ હો ગયે ઔર ઇન્હોંને ૩૭ ગ્રંથોં કા અનુવાદ સંસ્કૃત સે ચીની ભાષા મેં કિયા. જિનગુપ્ત ને ચીન કે સમ્રાટ્ કી આજ્ઞા સે ભારતીય જ્યોતિષ શાસ્ત્ર કે ગ્રંથોં કા ભી અનુવાદ કિયા થા. ઇનકી મૃત્યુ ૭૮ વર્ષ કી ઉમ્ર મેં સન્ ૬૦૦ મેં હો ગઈ. જિનગુપ્ત બૌદ્ધ-ધર્મ કે એક બડે અનુભવી પ્રચારક થે. ઉન્હોંને અપને ધર્મ કે લિયે બડે બડે કષ્ટ ઉઠાયે; પરંતુ વે અપને ધર્મપથ પર અચલ બને રહે. ભારતીય વિદ્યાપ્રચાર મેં ઉનકા સ્થાન કુમારજીવ ઔર બોધિરુચિ કે બરાબર હૈ.

અમોઘવજ્ર આઠવીં શતાબ્દી કે સબસે બડે વિદ્વાન ઔર ધર્મપ્રચારક થે, જો ભારતવર્ષ સે ચીન કો ગયે થે. યે ઉત્તરી ભારત કે એક શ્રમણ થે. યે જાતિ કે બ્રાહ્મણ થે ઔર ઇનકે ગુરુ કા નામ વજ્રબોધિ થા. યે અપને ગુરુ કે સાથ સન્ ૭૧૬ મેં ગયે. ગુરુ કી મૃત્યુ સન્ ૭૩૨ મેં હો ગઈ. મૃત્યુસમય ગુરુ ને આજ્ઞા દી થી કિ ભારતવર્ષ મેં જા કર બૌદ્ધગ્રંથોં કા સંગ્રહ કર કે ચીન મેં આ કર પ્રચાર કરો. ઇસ આજ્ઞા કે અનુસાર અમોઘવજ્ર ભારતવર્ષ લૌટ આયે. યહાં ઇન્હોંને બૌદ્ધગ્રંથોં કા સંગ્રહ કિયા ઔર સન્ ૭૪૬ મેં અનેક હસ્તલિખિત ગ્રંથ લે કર ચીન લૌટ ગયે ઔર વહાં ઇન્હોંને ધર્મપ્રચાર કા કાર્ય પ્રારંભ કિયા. ચીન કા સમ્રાટ્ ઇસ કાર્ય સે ઇતના પ્રસન્ન હુઆ કિ ઉસને ઇનકો પ્રજ્ઞાનમોક્ષ કી ઉપાધિ દી. ઇનકા બડા સન્માન થા ઔર સબ

લોગ ઇનકી પ્રશંસા કરતે થે. ઇન્હોંને ૭૭ ગ્રંથોં કા અનુવાદ કિયા, જિનમેં તાંત્રિક ગ્રંથ ભી બહુત થે. ઇનકી મૃત્યુ સન્ ૭૭૪ મેં હુઇ. ઇસ સમય ઇનકી ઉમ્ર ૭૦ વર્ષ કી થી. ઇનકી રાજસભા મેં ઇતની પ્રતિષ્ઠા થી કિ વહાં કે સમ્રાટ્‌ને ઇનકી મૃત્યુ કે પીછે ભી ઇનકી સ્મૃતિ ચિર રખને કો ઇન્હેં ઉપાધિયાં દીં.

ધર્મદેવ નામ કે ભારતીય પંડિત ને સન્ ૯૭૩-૯૮૧ મેં ૪૬ ગ્રંથોં કા સંસ્કૃત સે ચીની ભાષા મેં અનુવાદ કિયા. યે નાલંદ-વિશ્વવિદ્યાલય સે સન્ ૯૭૩ મેં ચીન ગયે થે. ઇનકી મૃત્યુ સન્ ૧૦૦૧ મેં હુઇ. ચીન કે સમ્રાટ્ ને ઇસ પંડિત કા બડા સન્માન કિયા થા ઔર ઇસે કઇ ઉપાધિયાઁ દી થીં.

દાનપાલ નામ કે પંડિત ચીન મેં સન્ ૯૮૦ મેં ગયે. યે ઉદ્યાન કે રહનેવાલે થે. ઇનકા ચીનનરેશ ને ખૂબ સમ્માન કિયા ઔર ઉપાધિયાં ભી દીં. ઇન્હોંને કમ સે કમ ૧૧૧ સંસ્કૃત ગ્રંથોં કા ચીની ભાષા મેં અનુવાદ કિયા.

અંતિમ ભારતીય પંડિત, જો ચીન ગયા, જ્ઞાનશ્રી થા. ઇસકી ચીનયાત્રા કા સમય સન્ ૧૦૫૩ હૈ. ઇસને કેવલ દો ગ્રંથોં કા અનુવાદ કિયા હૈ.

૧૦૦૦ વર્ષોં તક ભારતીય પંડિત ચીન મેં જાતે રહે ઔર વહાં ઉન્હોંને ભારતીય સભ્યતા, સાહિત્ય, જ્ઞાન, વિદ્યાકલા ઔર ધર્મ કા પ્રચાર કિયા. ઉન્હોંને ચીન મેં બૌદ્ધ-સાહિત્ય હી નહીં પહુંચાયા, કિંતુ ભારતીય શિલ્પ ઔર ચિત્રકલાયેં ભી. જો કુછ ભારતીય સભ્યતા કે ઉચ્ચાંશ થે વે ઉનકે દ્વારા ચીન મેં પહુંચ ગયે. ઉનકા કાર્ય સંસાર કે ઇતિહાસ મેં સુવર્ણ અક્ષરોં મેં લિખને યોગ્ય હૈ.

ઇન પંડિતોં દ્વારા સંસ્કૃત કે લગભગ ૧૦૦૦ ગ્રંથોં કા ચીની ભાષા મેં અનુવાદ હુઆ થા. ઇનમેં સે અધિકાંશ અનુવાદ અભી વિદ્યમાન હૈં, પર ઉન સંસ્કૃત ગ્રંથોં કા પતા નહીં હૈ જિનસે અનુવાદ હુએ થે. હમ પહલે ભી અપને કઇ લેખોં મેં લિખ ચૂકે હૈં કિ જબ તક ચીની સાહિત્ય કી પૂરી ખોજ ન હો જાયગી, તબ તક ભારતીય સાહિત્ય કા ઇતિહાસ અધૂરા હી રહેગા. ચીન કે અતિરિક્ત તિબ્બત, મંગોલિયા, જાપાન, જાવા, સુમાત્રા, લંકા આદિ દેશોં ઔર દ્વીપોં કે સાહિત્ય સે ભી ભારતીય સાહિત્ય પર પ્રકાશ પડ સકતા હૈ. આશા હૈ, હમારે દેશવાસી સાહિત્ય કી ઇસ ગવેષણા મેં દત્તચિત્ત હો પ્રાચીન ભારતીય સભ્યતા ઔર સાહિત્ય કે માર્મિક અંશોં કો ખોજ નિકાલેંગે. અસ્તુ.

("સરસ્વતી"ના એક અંકમાં લેખકઃ-શ્રી. કન્નોમલ એમ૦ એ૦)

# ૮૩–कौवत वधारवानी कसरतो

શરીરમાં કૌવત વધારવા માટે ફરવું ખાસ અગત્યનું છે. આને માટે બહુ ભલામણની આવશ્યકતાજ નથી. ફરવું એ તો તમારી નિયમિત ટેવ હોવી જોઇએ; આને બદલે બીજા કશાથી ચલાવી લેવાય નહિ. બધા કસરતબાજો જે રીતે તાલીમ લે છે તે ઉપરથી જણાઇ આવશે કે, તેમને પણ ફરવું એ જરૂરી છે. તે જણાયા સિવાય રહેતું નથી. બીજી કસરતોથી તમે તમારા સ્નાયુઓ દૃઢ અને બળવાન બનાવી શકશો; પરંતુ હૃદય અને ફેફસાંને મજબૂત બનાવવા માટે ચાલવાની એકદમ જરૂર છે.

### ફરવાથી કૌવત વધે છે.

સહનશીલતા ખીલવવાનું આ એકજ સાધન છે. માનસિક અને શારીરિક પૂર્ણતા મેળવી શકાય છે. આ વ્યાયામથી કેટલેક અંશે તમારી નૈતિક પ્રકૃતિમાં પણ સારી અસર થાય છે, તે શારીરિક સમતોલપણું તેમજ તમારાં પોતાનાં શરીર ઉપર તમને કાબુ મેળવી આપે છે. નિયમિત ફરવાની કસરતથી શરીરના અણુએ અણુમાં સ્ફૂર્તિ, ચાપલ્ય અને તનમનાટી ઉત્પન્ન થાય છે અને સ્વાભાવિક તેમજ વૈદ્યકીય રીતે તેથી શારીરિક કૌવત વધે છે. દાખલાતરીકે ગોલ્ફની રમત. આમાં ફક્ત મેદાન ઉપર દડાની પછવાડે ફરવાનુંજ હોય છે. આ રમતના દેખીતા ફાયદાઓથીજ તેની ખ્યાતિ વધેલી છે. મગદળ ફેરવો અને તેથી લાભ થશે, પરંતુ ખરો લાભ તો ચાલવાથીજ થવાનો.

શરીરનું સુદૃઢ બંધારણ બનાવવા માટે, તેના ઉપર કાબુ અને સ્વામીત્વ મેળવવા માટે તેમજ શરીરમાં એક જાતની ઝલક ઉત્પન્ન કરવા માટે આ એક અત્યુત્તમ સાધન–અતિ સહેલો ઈલાજ છે. નબળા બાંધાવાળા તેમજ અતિશ્રમિત મનુષ્યોને તેમની નબળાઈ દૂર કરવા માટે તેમજ શ્રમ દૂર કરી શરીરમાં ફરી સ્ફૂર્તિ લાવવા માટે આ કસરતનો ઉપયોગ જગજાહેર છે.

### વૈદ્યકીય કારણો

ફરવાથી શરીરના દરેક ભાગમાં લોહી વહેવાની ઝડપ વધે છે. આનાથી સ્વાભાવિક રીતે શરીરનાં કેટલાંક તત્ત્વોમાં ફેરફાર થાય છે, જેને લઈ અખૂટ તંદુરસ્તી સાંપડે છે. આ તત્ત્વોમાં કેટલોક કચરો ભરાઇ રહે છે, અને જો તેને સદંતર દૂર કરવામાં ન આવે તો તેનાથી અનેક દર્દો ઉત્પન્ન થવા પામે છે. દાખલાતરીકે સંધિવા એ આ થતા ભયંકર રોગોમાંનો એક છે. ઉપર જણાવ્યા પ્રમાણે ચાલવાથી બધો કચરો સાફ થઈ લોહીનું વહન વધતાં રોગોનો અટકાવ થવા પામે છે.

ખેદ એટલોજ છે કે, આ જરૂરની બાબત અત્યારે ભૂલાતી જાય છે, અને માણસો જો ચેતશે નહિ તો વખત એવો આવશે, કે જયારે તે સમુળગી થાળે પડી જશે. અત્યારે વ્યવહારનાં સાધનો વધ્યાં છે. તેઓ ઝડપી તેમજ સગવડતાવાળાં છે; એટલુંજ નહિ પરંતુ થોડે ખર્ચે સર્વે તેનો ઉપયોગ કરી શકે છે અને જરા આગળ વધતાં તેમને પોતાનાં બનાવી શકે છે. અત્યારે તો માઇલ કે બે માઇલ ચાલવું આકરૂં થઇ પડયું છે, અત્યારનો જમાનો "ઓટોમોબાઇલ યુગ" છે, જ્યારે ૨૫ વર્ષ પછી એવો પણ વખત આવશે કે જેને આપણને "ફલાઈંગ એઈજ" (ઉડતો યુગ) કહ્યા વિના ચાલશે નહિ. આ બધું છતાં આપણા સ્નાયુબળથીજ આપણે હવામાં ઉડતા હોઇએ તેવા થઇ શકીએ કે કેમ ? આને માટે તો યંત્ર નહિ, પરંતુ કોઇ બીજા સાધનની જરૂર છે. આ યુગ આવતાંજ ફરવા વિષેની જરૂરિયાત સમજાશે.

## હોરેસમેન શું કહે છે ?

જગતને ઉત્પન્ન થયે કેટલાંએ વર્ષો વીતી ગયેલ છે, કેટલીએ વિજ્ઞાનની શોધો થયેલ છે. માણસજાતે પોતાની બુદ્ધિ અને શિક્ષણને અંગે ઘણુંએ મેળવ્યું છે, પરંતુ આ બધાંને અંતે તેને જે જરૂરીઆત સમજાઇ છે તે પ્રાચીન માણસો કંઇ પણ શિક્ષણ વગર, કુદરતનીજ પ્રેરણાથી અને સંજોગોને વશ થઇ ભોગવતા હતા. તેમને તો ફરજીઆત ચાલવું પડતું હતું. માઇલોના માઇલો સુધી ચાલવું અકારૂં જણાતું ન હતું, કંઈ પણ મુશ્કેલી સિવાય તેઓ હજારો માઇલ ચાલી કાઢતા. સ્વાભાવિક કહો કે ફરજીઆત કહો, પરંતુ આથી તેમને ફરવાની વૃત્તિ તો ખીલવવીજ પડતી; અને તેનો દેખીતો લાભ તેઓ મેળવી શકતા.

અત્યારનો સમય "ઓટોમોબાઇલ યુગ" છે. મોટરગાડી કે તેવાં સાધનોદ્વારા સહેલગાહો કરવાની એક પ્રથાજ પડી ગઇ છે. એ ખડતલ અને કુદરતપ્રેમી લોકોની પગે ચાલી સફરો કરવાની વૃત્તિનો નાશ થએલ છે; પરંતુ એમ માનવાને ચોક્કસ કારણો મળે છે કે, એક સમય એવો આવશે જયારે પગની મુસાફરીનો પ્રચાર, તેને માટે ચાહ વગેરે, "ઓટોમોબાઇલ"દ્વારા થતી સફરના જેટલોજ—બલ્કે તેથીએ વધારે ફેલાશે. અત્યારે તો આ રસવૃત્તિ ખીલવવાને, આ લાભ લભ્ય બનાવી તેનો યથેચ્છ ઉપભોગ કરવાને ઘણાયે ઉપાયોમાંનો એક એ છે કે, રજાઓ અગર તહેવારો દરમિયાન હમેશાં ગામડાવાળો પ્રદેશ ચૂંટી કાઢો. સવારે વહેલા ઉઠી જ્યાંસુધી થાક લાગે ત્યાંસુધી એ સુંદર અને નૈસર્ગિક સ્થાનમાં ફરવાથી તમને અનેક લાભ થશે. થોડાજ વખતમાં તમને તમારા કૌવતમાં દેખીતો ફેર જણાશે. આ નિયમિત ચાલુ રાખવાથી અજબ

ફેર જણાશે. ખોરાક માટે રુચિ થશે, અણધારેલી રીતે–ન સમજાય તેવી રીતે–તેમાં વધારો થવા માંડેલો જણાશે. વૃદ્ધ પુરુષ કે સ્ત્રીને પણ તેના બચપણના દિવસો જેવોજ આમાં આનંદ મળશે. જે વસ્તુ પ્રથમ સમજાતી ન હતી તેનો આપોઆપ ઉકેલ થઈ જશે.

## મગજ કેળવાય છે.

ચાલવાની કસરતથી મગજને અખૂટ બળ મળે છે, માનસ શુદ્ધ અને ચોખ્ખું બને છે. મગજને સ્ફૂર્તિ મળતાં સચોટ વિચારો કેળવી શકાય છે, તેમનો નીવેડો લાવતાં પણ વાર લાગતી નથી. આટલા ફાયદાઓ છતાં આ કસરતનો મોટો લાભ તો એ છે કે, દરેક જણ સહેલાઇથી તેનો લાભ લઇ શકે છે. તેમાં વધારે માથા-ફૂટની–વધારે સાધનોની જરૂર નથી. ગમે ત્યાં રહેતા હો પરંતુ તમને ફરવાની જગ્યા તો મળીજ રહેવાની. શહેરમાં વસતાઓને શહેર બહાર જગ્યાનો અભાવ હોતો નથી. બેઠાડુ કામ કરનારાઓએ તો દરરોજ થોડા કલાક ફરવા માટે સમય મેળવી લેવો જોઇએ. તમારે તમારૂં કૌવત, ચાપલ્ય અને વધારે ઉત્તેજન મેળવવા ખાતર આની ખાસ જરૂર છે; ફક્ત મગજનેજ નહિ પરંતુ શરીરને પણ એથી ફાયદો થાય છે.

## દરદો સારાં થાય છે.

ઘણાંએ લાંબા વખતનાં અને દવા લેવાથી ન મટતાં દરદો નિયમિત ફરવાથી મટી જાય છે. કોઈ પણ કારણને લીધે શરૂઆતમાં વધારે લાંબે ન ચાલી શકાય, પરંતુ દિવસે દિવસે આનું પ્રમાણ વધતું જશે, અને થોડા દિવસમાં તમો માઇલો સુધી ચાલી શકશો. આનું પરિણામ એજ આવશે કે, કૌવત તેમજ સહનશીલતા વધશે. શરીરના દરેક ભાગમાં લોહીની વિપુલતા તેમજ તેનું વહન વધશે. તંદુરસ્તી અને શારીરિક બળ આને લઇને વધે એ તો સ્વાભાવિકજ છે. ઉપરાંત આ કસરતથી જીવનમાં એટલો તો ઉલ્લાસ આવે છે કે દિવસો આનંદમાં પસાર થાય છે અને જીવનનાં વર્ષોમાં આથી વધારો થાય છે, એમ કહેવું પણ અતિશયોક્તિ ભરેલું ગણાશે નહિ.

લોકો અકાળ મૃત્યુવશ થાય છે, તેનું કારણ ફક્ત એટલુંજ છે કે, તેઓ જીવન અને તંદુરસ્તીના નિયમો બરાબર પાળતા નથી. નિયમિત ફરનારાઓ વૃદ્ધાવસ્થામાં પણ યુવાન જેવા દેખાય છે. તે હમેશાં ઉત્સાહી અને આનંદી જણાશે. ભોજન અને નિદ્રા જેમ જીવનનાં બે અતિ મહત્ત્વનાં કાર્યો છે, તેમ ફરવું પણ આવા લોકોને માટે એક જરૂરીઆત ગણાશે.

## સ્નાયુઓ દૃઢ થાય છે.

અર્ધજંગલી અવસ્થામાં વસનારા લોકો આનો પ્રત્યક્ષ દાખલો આપશે. શીકારની પછવાડે તે જમાનામાં આધુનિક સાધનોને અભાવે

ફરવું પડતું, દોડવું પડતું. આથી તેઓને કેટલા ફાયદા થતા તે અત્યારે કલ્પી શકાય તેમ છે. હાથ અને પગનો ઉપયોગ થાય છે. ખાસ કરીને આપણા પંગમાં દઢ અને મજબૂત સ્નાયુનાં તત્ત્વો રહેલાં હોય છે. આનો એકદમ ઉપયોગ થતાં લોહી હૃદય અને ફેફસાંમાં એકદમ પસરી જાય છે અને શરીરમાં જોર જોમ આવે છે. અંગેઅંગમાં ચાપલ્ય ફેલાય છે. આવા સંજોગોમાંજ તમે સંપૂર્ણ આનંદવાળી અને ઉત્સાહી જીંદગી ગાળી શકશો. ફરવા દરમિયાન શ્વાસની ક્રિયા ચાલે છે. ઉંડો શ્વાસ લેવાની અને ફેફસાંઓમાં વધારે વધારે હવા ભરી શકવાની ટેવ પડે છે. માટે આ કસરત દરમિયાન ઉંડા શ્વાસ લેવાની ટેવ પાડવી જરૂરની છે. દરરોજ કેટલું અંતર ફરી શકાય તે દરેકનાં બળ અને કૌવત ઉપર આધાર રાખે છે.

જ્યાંસુધી થાક લાગે ત્યાંસુધી ચાલવું ઉત્તમ છે. આ રીતે દરરોજ ન બની શકે તો રજા તેમજ તહેવારના દિવસોમાં દિવસનો મોટો ભાગ ફરવામાં ગાળવો જોઇએ. આ ટેવથી શારીરિક ફાયદા થાય છે, એટલુંજ નહિ પરંતુ વ્યાવહારિક જીવનમાં તેમજ ગૃહજીવનમાં અને સાથે માનસિક અવસ્થામાં અજબ અને ચોક્કસ ફાયદો થવાનો.

## રોગનો ભય મટે.

આ સહેલી અને સરળ કસરતનો આશ્રય લઈ અખૂટ કૌવત પ્રાપ્ત કરતાં રોગ થવાનો ભય એકદમ ઓછો થવા માંડે છે. તમે એટલા આનંદી, એટલા તંદુરસ્ત તેમજ દરેક બાબતમાં ઉત્સાહી બનશો કે રોગનાં જંતુઓ તમારા લોહીમાં વાસ કરી શકવાનાંજ નથી. લોહીમાં એવી જાતનું તત્ત્વ કે જે રોગનો નાશ કરે છે તે પેદા થશે તે આ જંતુઓ ઉપર હુમલો કરી તેમનો નાશ કરી નાખશે. સરસ તંદુરસ્તી ભોગવતા માણસ આગળ રોગનાં જંતુઓ સત્તાહીન બને છે.

(દૈનિક "હિંદુસ્થાન"માંથી)



# ૮૪–आसनोथी रोगो टाळवानो अजब नुस्को

દરેક વ્યક્તિને જેટલી જરૂર ખોરાક અને હવાની છે, તેટલીજ જરૂર કસરતની છે. કસરતથી શરીર સુદૃઢ, નિરોગી, બળવાન અને તેજસ્વી બને છે. વળી શરીરને સ્ફૂર્તિ, જોમ, જુસ્સો અને ઉત્સાહથી ભરપૂર રાખવું હોય તો યુવાનોએ નિયમિત કસરત કર્યા સિવાય કદી રહેવું નહિ. કસરતથી શું શું ફાયદા થાય છે તેની ચર્ચા આજના જમાનામાં કરવી એ નિરર્થક છે. તેનાથી ભાગ્યેજ કોઇ પણ અજાણ હશે; પરંતુ એટલું તો કહેવું યોગ્ય થઇ પડશે કે, કસરત કરવી એટલે દરેકે દરેક વ્યક્તિએ પહેલવાન બનવું એમ નહિ. શરીરને માફકસરની કસરત સૌને લેવાની એટલા માટેજ જરૂર છે કે શરીર વ્યાધિરહિત અને આનંદી રહે.

### આસનપદ્ધતિ

દંડ, બેઠક, કુસ્તી, સિંગલ બાર, ડબલ બાર વગેરે કસરતોના અનુભવ પછી આપણી આસનોની પ્રાચીન પદ્ધતિ પણ મેં મારૂં શરીર કસવામાં અજમાવી જોઇ હતી. મને અનુભવે માલમ પડ્યું છે કે, બધા કરતાં આસનો કરવાથી મારૂં શરીર વધારે સારૂં, તંદુરસ્ત અને સ્ફૂર્તિવાળું બન્યું છે. દંડ, બેઠક અને કુસ્તી કરવાથી તેમજ ક્રીકેટ રમવાથી થાક લાગે છે. કુસ્તીમાં તો સૌથી વધારે થાક લાગે છે. બપોરે ઉંઘ લીધા વિના કુસ્તી કરનારાઓને કદી ચાલતુંજ નથી, પણ આસનો કરનારાઓને જરાએ થાક લાગતો નથી; અને વધુ નવાઇની વાત તો એ છે કે, થાક ન લાગે તોપણ પરસેવો ઘણો થાય છે. ક્રીકેટમાં જેમ ફીલ્ડીંગ કરવાથી દોડવાને લીધે પગને સારી કસરત મળે છે; બોલીંગ કરવાથી હાથ તથા પગને સારી કસરત મળે છે, બેટીંગથી હાથ, પગ, કંમર તથા આંખોને 'આઇ–સેટ' થાય તોજ સારૂં રમી શકાય એટલે આંખની કસરત મળે છે; તેમ આસનો કરવાથી ગળું, હાથ, પગ, મસ્તક વગેરેને સારી કસરતો મળે છે.

### સ્ત્રી–પુરુષો બંને કરી શકે

આસનોના અભ્યાસથી શરીરની નસો ને નાડીઓ એવી શુદ્ધ થઇ જાય છે કે સર્વે સ્નાયુઓ ઉત્તમ પ્રકારે કામ કરતા થાય છે. વળી આસનોથી ઘણા રોગો પણ દૂર થાય છે. કબજીઆત દૂર કરે છે, ઢીંચણની બિમારી (સાઇનોવ્હાઇટીસ) દૂર થાય છે, "એલોપથી" જેને માટે ડૉકટરો પાસે ઉપાયો નથી તે દૂર થાય છે, ક્ષય જેવો ભયંકર વ્યાધિ પણ કેટલીક વાર નાશ પામે છે. કેટલાક પ્રકારના વ્યાયામથી હૃદય ઉપર દબાણ આવવાથી વ્યાયામ કરનાર નિર્બળ

થાય છે, પરંતુ તેથી ઉલટું આસનો કરવાથી શરીરના સઘળા દોષો દૂર થઈ અનેક રોગો નષ્ટ થાય છે. પરિણામે ડૉકટરો કે વૈદ્યોનાં મોટાં બીલ ચૂકવવાં પડતાં નથી.

સ્ત્રી ને પુરુષ બંને આસનો કરી શકે છે. પરંતુ જો સ્ત્રી સગર્ભા હોય તો પહેલા ત્રણ મહીનાજ આ પ્રયોગો કરી શકે એટલોજ ફેર. જો આસનો નિયમિતપણે અને સામયિકતાથી કરવામાં આવે, ખાવાપીવામાં પણ નિયમિતતા ને સામયિકતા જાળવવામાં આવે, અને આરોગ્યતાના બીજા સિદ્ધાંતો તોડવામાં ન આવે, તો કોઇ પણ વ્યાધિ શરીરમાં પ્રવેશી શકે એ અસંભવિત છે.

### આપણા યુવાનોની દશા

હાલની પરિસ્થિતિ તરફ નજર કરીએ. ઘણાએ બી. એ. ને એમ. એ. વગેરે ડીગ્રીઓ લે છે તેમનામાંના બહુજ જુજ સશક્ત ને આરોગ્યવાન મળી આવશે. મોટો ભાગ ઠુંઠિયાર જેવા હોય છે.

"એ સાઉન્ડ માઇન્ડ ઇન એ સાઉન્ડ બૉડી" એ સિદ્ધાંત એ લોકો ભૂલી જાય છે. શરીર સશક્ત ને સબળ હોય તોજ કેળવણી સારી લઇ શકાય; પણ ઠુંઠિયાર જેવા યુવાનો ગ્રેજ્યુએટો અને એમ. એ. થાય તેમાં વળ્યું શું ! તેઓ નથી સાધી શકતા પોતાનું, પારકાનું કે દેશનું ભલું. વળી એવાની ભાવી પ્રજા નિર્બળજ હોય એ કુદરતીજ છે; એટલે દેશ ગુલામીની સાંકળમાં વધારે અને વધારે જકડાતો જાય છે. એમાં આશ્ચર્યને ક્યાં સ્થાન છે? એક મિત્ર ગ્રેજ્યુએટ થયો અને એમ. એ. માટે અભ્યાસ કરવાને બહુ વિચાર, પણ નસીબસંજોગે સપડાઇ પડયો ક્ષય જેવા ભયંકર વ્યાધિથી. આનું કારણ એ હતું કે, પોતાના શરીરની એણે કદી કાળજી રાખીજ નહિ. પરિણામે શરીરની નિર્બળતાએજ એની મહત્ત્વાકાંક્ષાઓને જમીનદોસ્ત બનાવી. હવામાં બાંધેલા કિલ્લાઓ ફળીભૂત ન થયા ને ન ઉઠી શકાય કે ન બેસી શકાય! એવી સ્થિતિમાં તે આવી પડયો.

### એક નવાઇભર્યો કિસ્સો

એક હસવા જેવો કિસ્સો તો સુરતમાં બનેલો મને યાદ છે. રાત્રે અગીઆરેક વાગે નવાં પરણેલાં પતિપત્ની સીનેમા જોઇને પાછાં ફરતાં હતાં ત્યારે કોઇ એક મવાલી–પીધેલાએ સ્ત્રીની છેડછાડ કરી. પતિ સુશિક્ષિત હતા. કાયદાકાનુનના જાણકાર હોવાથી પોતાની સ્ત્રીને બીજી બાજુ પર ખસી જવા કહ્યું. સ્ત્રી બીજી બાજુપર ગઈ એટલે પેલો મવાલી પણ એજ બાજુએ ગયો. એટલામાંજ કોઇ એક ઘાંચી એ તરફથી જતો હશે એને એવી ખીજ આવી કે પેલા મવાલીને એક એવી થપ્પડ મારી કે પેલો મવાલી લથડતો લથડતો ગબડી ગયો. ઘાંચીએ કહ્યું કે, મીસ્ટર! બૈરીને સાચવી નથી

શકતા તો પરણ્યા શામાટે ? ઘાંચી ચાલ્યો ગયો. પેલા મીસ્ટર ફક્ત 'થેન્ક યુ' કહી શકયા. આ મીસ્ટર શરીરમાં બહુ નિર્બળ, મવાલી કે પઠાણને જોતાં થરથર ધ્રૂજે. આ કંઈ બનાવટી વાત નથી. સુરતનાં પત્રોમાં પણ છપાઇ છે. આ આપણી શારીરિક સ્થિતિ !

ઉપર આસનો વિષે સામાન્ય માહિતી વિષે ઉલ્લેખ કર્યા પછી આસનો કેમ કરવાં તે સંબંધી હવે લખું છું.

શીર્ષાસન, સર્વાંગાસન અને પશ્ચિમોતાનાસાન વિષે હું કેટલીક બીનાઓ રજુ કરૂં છું.

## શીર્ષાસન

શીર્ષાસન આસન ઉંચા પગ અને નીચે માથું રાખીને સીધા ઉભા રહેવાથી કરી શકાય છે. માથા ઉપર ઉભા રહેવાનું હોવાથી આ આસનને શીર્ષાસન કહેવાય છે. આ આસન આરંભમાં કોઈ બીજાની મદદથી કરવાની ટેવ પાડવી. પગને મકાનની દિવાલનો ટેકો મળે એમ રાખવા અને માથા નીચે તકીઓ કે બીજી નરમ વસ્તુ રાખવી, નહિ તો માથા ઉપર બહુજ ખરાબ અસર થશે.

## શરીરશુદ્ધિની જરૂર

આ આસનની સિદ્ધિ અર્થે પહેલાં ચાર પાંચ દિવસ ૧૫ થી ૩૦ સેકંડ સુધી અને પછી પોતાની શક્તિ અનુસાર વખત વધારતા જવું. આ આસનથી પગમાંનું લોહી હૃદય અને મસ્તક તરફ વહેવા માંડશે. પાંચેક મિનિટમાં પગનો રંગ ફિક્કો—શ્વેત થઇ જશે ને પગમાંનું લોહી હૃદય અને મસ્તક તરફ વહેશે. શીર્ષાસન કરતી વખતે મોઢાનો અને છાતીનો રંગ અધિક લાલ થાય છે, આંખો રક્તથી ભરપૂર થાય છે. આંખો શીર્ષાસન કરતી વખતે ચારે બાજુ ફેરવ-વાથી (માથું ન ફરે તેની સાવચેતી રાખવી) આંખની શક્તિ વધે છે. ચસ્માં હોય તો કેટલીક વખતે ચાલ્યાં જાય છે. ટુંકામાં જેમ કાચની બાટલીને સાફ કરવા માટે તેમાં પાણી ભરીને વારંવાર તેના તળીઆ તથા મુખને ઉંચું નીચું કરવામાં આવે છે, તેવીજ રીતે શીર્ષાસન કરવાથી શરીરનું લોહી આખા શરીરમાં સારી રીતે પહોંચી જતું હોવાથી આખું શરીર શુદ્ધ અને આરોગ્યવાન થાય છે.

## રુધિરાભિસરણ

શીર્ષાસનનો આધાર રુધિરાભિસરણના સિદ્ધાંત ઉપર છે. તેના-થી બીજી બધી કસરતોની માફક હૃદયને શ્રમ કરવો પડતો નથી. આપોઆપ આખા શરીરમાં લોહી પહોંચે છે ને બાલકુલ થાક લાગતો-નથી. સફેદના કાળા વાળ કરી શકે એવી અજબ શક્તિ આ આસન ધરાવે છે. મસ્તક લટકતું ને હાથ આજુબાજુ રાખવા એ શીર્ષાસનનો બીજો એક પ્રકાર છે.

શીર્ષાસન કર્યા પછી સર્વાંગાસાન નામનું આસન કરવાથી

વધારે ફાયદો થાય છે. ડોકીને મચક કદાચ આવી હોય કે ડોકી તરફના કોઈ અંગની સ્થિતિમાં ફેરફાર થયો હોય તો સર્વાંગાસાન કરવાથી બધુ એ મત્ત થાય છે. પ્રથમ જમીન ઉપર ચત્તા સૂઇ જવું, પછી પગ ઉંચા કરીને માથાની પાછળ જમીનપર પગના અંગુઠા અડકાડો.

આ આસનથી જઠરાગ્નિ પ્રદીપ્ત થાય છે. કબજીઆત દૂર થાય છે, બરલ અને કલેજું દોષરહિત બને છે તેમજ અજીર્ણ થતું નથી.

## મોટાં પેટવાળાઓને

કેટલાક લોકોનાં પેટ ઘણાં મોટાં થયાં હોય છે. નીચા વળતાં બહુજ દુઃખ થાય. ખાસ કરીને ભાટીઆ કોમમાં 'પેટ મોટાં હોવાનો રોગ' હોય છે. આનું કારણ પુષ્કળ ખોરાક અને કસરતનો અભાવ છે. પુષ્કળ ખોરાકથી પેટ આગળ ચરબીનો જથ્થો થયા કરે છે. આના ઉપાય માટે એક આસન છે. પ્રથમ જમીન ઉપર બેસી જવું. પછી એક પગ મુખ આગળ લાંબો કરો. હવે લાંબા કરેલા પગના પંજાને બે હાથે પકડી લો. ધુંટણ ન ઉંચકાય તે જોવું. આ આસન પશ્ચિમોતાનાસનથી મશહુર છે. પહેલાં મોટા પેટવાળાને બહુજ વાર લાગે ને હરકત પડે પણ તેથી કંટાળી ન જતાં પ્રયત્નો ચાલુ રાખવાથી થોડાં વર્ષમાં અવશ્ય ફેર માલમ પડશે.

## શરીરે સુખી તો સુખી સર્વ વાતે!

આરોગ્યતા એટલે સ્વાસ્થ્ય–અર્થાત્ પોતાની સ્થિતિમાં રહેવું, પોતાની શક્તિથી આનંદપૂર્વક રહેવું. રોગી અવસ્થા અથવા શારીરિક નિર્બળતા મનુષ્યને પરાધીન બનાવે છે, એટલે એ એક જાતની પરતંત્રતા છે. પરતંત્રતા સઘળી રીતે દુઃખકારક છે અને સ્વતંત્રતા સઘળી રીતે આનંદ આપનારી છે. શરીર સારૂં હોય–તંદુરસ્ત હોય–આરોગ્યમય હોય, તોજ મનુષ્ય–સ્ત્રી કે પુરુષ–સ્વતંત્ર બની શકે. 'શરીરે સુખી તો સુખી સર્વ વાતે' એ તો ગુજરાતી પહેલી ચોપડીમાં શીખેલા અને આ જમાનામાં–વિજ્ઞાનવાદના જમાનામાં–સ્વતંત્રતાના જમાનામાં સ્વતંત્ર થવાનું કોને મન નહિ થાય ? તો પછી શરીર સુધારવા, શરીરને જોઇતી કસરત આપવા અને શરીર પાછળ કાળજી રાખવા કોને મન નહિ થાય? અંતમાં દરેક વાંચનાર આસનો કરશે એવી શુભેચ્છા રાખી હું વીરમું છું.*

(૩–૧૦–૨૯ના 'હિંદુસ્થાન''માં લેખકઃ–શ્રી.ઇશ્વરલાલ અ.મલ)

---

* આ લેખ લખવામાં ''આસન અને આરોગ્ય''ની ચોપડીની સહાયતા થોડે ઘણે અંશે લીધેલી છે.

# ૮૫–ખોરાકતરીકે પાપૈયાંના ફાયદા

મનુષ્યજાતિને ખોરાકતરીકે ઉપયોગમાં આવી શકે એવાં ૬૦૦ જાતનાં જૂદાં જૂદાં ફળો કુદરતે નિર્માણ કરેલાં છે. તે પૈકી પપૈયાનું ફળ મહત્ત્વનું છે. ખોરાકની દૃષ્ટિએ જે ૧૦–૨૦ જાતનાં ફળ ઉપયોગી ગણાય છે તેમાંનુંજ એક પપૈયાનું ફળ છે. આપણા લોકો તેનો જોઇએ તેવા પ્રમાણમાં ઉપયોગ કરતા નથી. કાઠિયાવાડમાં પપૈયાનો પાક વધારે પ્રમાણમાં થાય છે અને તે તરફના લોકો આ ફળનો ઉપયોગ વધારે પ્રમાણમાં કરે છે. ગુજરાતના બીજા ભાગમાં આ ફળનો ઉપયોગ લોકો બહુ કરતા નથી. કેટલાકને એનો સ્વાદ પસંદ હોતો નથી અને કેટલાક પપૈયાનું ફળ ઘણું ગરમ છે, એવું માની ઉપયોગ કરતા નથી; પણ એ સમજ બરાબર નથી. યોગ્ય પ્રમાણમાં પપૈયાનો ઉપયોગ કરવામાં આવે તો આ ફળ પાચનને માટે ઘણું ઉપયોગી છે. **પેપ્સીન** નામની દવા પપૈયામાંથી તૈયાર કરવામાં આવે છે.

પપૈયાનું ફળ ઘણું સ્વાદિષ્ટ અને પોષણને માટે ઉપયોગી છે. તેનું ઝાડ પણ જલદી તૈયાર થાય છે અને તેને ફળ પણ ઘણાં આવે છે. જમીન સારી હોય તો ૫ થી ૧૦ શેર સુધીના વજનનું એક ફળ ઉતરે છે. ગુજરાતના ઘણા ભાગમાં એનો પાક થાય એમ છે. દરેક માણસ ધારે તો પોતાના ઘરના વાડામાં પણ એનાં બે–ચાર ઝાડ તૈયાર કરી શકે છે. દરેક માણસે પોતાના ઘરના વાડામાં સગવડ હોય તો નાનો બગીચો કરવો જોઈએ; તેથી ઘરનાં તાજાં ફળ અને શાકભાજી દરેકને મળી શકે છે અને કુટુંબના આરોગ્યમાં પણ મદદ થાય છે. આ દૃષ્ટિથી પપૈયાનાં ઝાડ રોપવાં એ ઘણું ફાયદાકારક છે. બગીચો બનાવવામાં શારીરિક કસરત આનંદ સાથે થાય છે અને તેથી પૈસાની દૃષ્ટિથી પણ ઘણો ફાયદો થાય છે.

નવીન શાસ્ત્રીય શોધથી ખોરાકમાં **વિટામિન** નામના દ્રવ્યની ઘણી આવશ્યકતા છે. 'એ બી. સી. ડી.' એવાં નામો આપીને જૂદી જૂદી જાતનાં 'વિટામિન' શોધી કાઢવામાં આવ્યાં છે અને તે દરેક જાતનાં વિટામિનનો જૂદી જૂદી રીતે શરીરપોષણમાં ઉપયોગ થાય છે. ખોરાક બીજી રીતે ઘણો પૌષ્ટિક હોય તોપણ તેમાં આ જૂદી જૂદી જાતનાં વિટામિન દ્રવ્યો ન હોય તો તે ખોરાક આરોગ્ય માટે ખામીવાળો ગણવામાં આવે છે. એ દ્રવ્યો વગર શરીરનું પોષણ યોગ્ય રીતે થતું નથી, એવું શાસ્ત્રીય શોધોથી ઠરાવેલું છે. એ વિટામિન નામનાં દ્રવ્યો પપૈયામાં ઘણા વધારે

પ્રમાણુમાં હોય છે, એવું વિજ્ઞાનવેત્તાઓએ ઠરાવેલું છે. 'એ' નામનું વિટામિન દ્રવ્ય પપૈયામાં વધારે પ્રમાણુમાં છે. દૂધ, દહીં અગર શાકભાજીમાંજ 'એ' વિટામિન મળી આવે છે. બાટલ-ક્રીકમાં ( અમેરિકામાં ) ખોરાકની શોધખોળ માટે ખાસ રસાયન-શાળા સ્થાપવામાં આવેલી છે. તેમાં એવું જણાયું છે કે, માખણુમાં 'એ' વિટામિન હોય છે તેના અર્ધા પ્રમાણુમાં પપૈયામાં હોય છે. એ સિવાય 'બી. સી. ડી.' નામનાં વિટામિન દ્રવ્યો પપૈયામાં પણુ મળી આવે છે. તે કારણુથી પપૈયાની પોષક કિંમત ઘણી વધારે જણાય છે. પપૈયાનો છૂટથી ઉપયોગ કરવામાં આવે તો લોકોનું આયુષ્યપ્રમાણ વધે એવી શાસ્ત્રજ્ઞોની માન્યતા છે.

નાનાં છોકરાંઓને વિટામિન દ્રવ્યો પૂરતા પ્રમાણુમાં ન મળે તો તેઓ શરીરે સારી રીતે વધી શકતાં નથી. એટલે બીજા ખોરાક જોડે પપૈયાનો ઉપયોગ કરવાની જરૂર છે. તેથી છોકરાંઓનું કદ વધશે અને લોકો વધારે દીર્ઘાયુષી થશે. અમેરિકામાં પપૈયાનો પ્રચાર વધે છે. વર્તમાનની દરિદ્રાવસ્થામાં આ ફળની નીપજ વધારે થાય તો તેથી બગીચાવાળાને અને લોકોને પણ ફાયદો થાય તેમ છે.

(''વ્યાયામ''ના એક અંકમાંથી)

# ૮૬—ચામડીની સંભાળ કેમ લેવી ?

### ચામડીનું એક અગત્યનું કામ

આપણા દેશના ઘણાખરા ભાગોમાં હવા ઘણી ગરમ હોવાથી ચામડીના રોગો પણ વિશેષ જોવામાં આવે છે. આપણા દેશના જે ભાગોમાં ઠંડી સખ્ત પડે છે ત્યાં ચેહરા તથા હાથપગની ચામડીને પણ સખ્ત ખમવું પડે છે. આ રીતે ગરમ ઋતુ ને શરદ્ઋતુમાં આપણા શરીરની ચામડીને વધતું ઓછું ખમવું પડે છે. એટલા માટે આપણી ચામડીનું કાર્ય શું છે અને તેની સંભાળ કેમ લેવી તેને લગતું કંઇક જ્ઞાન આવશ્યક છે.

આપણાં શરીરની ચામડી ઢાંકણ કે અંદરની ઇંદ્રિયોની રક્ષણુ-હાર છે, એટલુંજ નહિ પણ તેનું કાર્ય આ બંને કાર્યો કરતાં ઘણું વધી જાય એમ છે. ચામડીનું ઘણું અગત્યનું કાર્ય પરસેવાના રૂપમાં આપણા શરીરમાંથી ઘણીક ઝેરી ચીજ બહાર કાઢવાનું છે. વળી તે સ્પર્શજ્ઞાનની ઇંદ્રિયતરીકે જાણીતી છે. દાઝવાથી જે પ્રાણઘાતક પરિણામ આવે છે, તેનું કારણ માત્ર અંદરની ઇંદ્રિયોને ભારે નુકસાન થવાનુંજ હોતું નથી, પણ આ કારણો કરતાં વધુ સબળ કારણ ચામડી, પોતાનું મુખ્ય કાર્ય જે પરસેવો બહાર

કાઢવાનું છે તે સમુળગું બંધ થઈ જવાનું છે. આવા દાખલાઓમાં તંદુરસ્ત ચામડીના કારણે ગમે તેટલા સખ્ત દાઝી જવાથી મોત-માંથી બચી જવાય છે.

વાચકોએ યાદ રાખવું જોઇએ છે કે, કુદરતે ચામડીની બનાવટ તેના યોગ્ય રક્ષણ માટે ઉપયોગી થઈ પડે એવી કરી છે. ચામડી-ના બહારના પડની બરાબર નીચે હજારો તેલ–ગ્રંથિઓ આવેલી છે, જે તેલ બહાર કાઢે છે; અને જેમ તેલ બૂટના ચામડાને નરમ રાખે છે તેમ તેલની ગ્રંથિઓ ચામડીને નરમ રાખે છે. આ જાતની ગ્રંથિઓ ચેહરા ઉપર ઘણી મોટી સંખ્યામાં હોય છે અને એજ કારણે અંગોળ કીધા પછી થોડાક કલાકોમાં ચેહરો ચીકણો માલમ પડે છે.

## સાબુ ચોળવાથી નુકસાન, તેલ ચોળવાના લાભ

ઘણે ભાગે ચામડીની વેદનાનું મુખ્ય કારણ સાબુનો વગર-વિચારનો ઉપયોગ છે. સાબુની ખાસિયત તેલને પીગળાવવાની છે. સાબુનો ઉપયોગ તેના વખતેજ થવો જોઇએ છે. જેમ હાલમાં કરવામાં આવે છે તેમ સાબુનો ઉપયોગ ઘડી ઘડી કરવો જોઇતો નથી. સાબુના નુકસાનકારક ઉપયોગને બદલે ભીના ટુવાલથી ચામડીને લગાર જોરથી ઘસવાથી અનેક શારીરિક ફાયદાઓ થવા પામે છે. પહેલો ફાયદો-ચામડી ઉપર જોઇતું તેલ બચાવી શકાય છે. બીજો ફાયદો મેલ, કચરો વગેરે દૂર કરી શકાય છે અને ચામડીની નજદીકમાં લોહીના ફરવાને ઉત્તેજન મળે છે. આથી જે મોટો લાભ થાય છે તે એ કે, શારીરિક ઝેરને ઘણી સહેલાઇથી બહાર નીકળવામાં મદદ મળે છે.

આગલા વખતમાં આપણા બાપદાદાઓને પોતાના આખા શરીરે તેલ મસળવાની ટેવ પડી ગયેલી હતી, તે હાલની વધતી જતી તબીબીવિદ્યાને અનુસરતીજ હતી. આથી તેઓની તંદુરસ્તીને ઘણો મોટો લાભ થતો હતો અને તેઓ શરીરે હૃષ્ટપુષ્ટ રહેતા હતા. એથી ચામડી ઉપરના તેલની ખૂટ પૂરી પડી શકે છે, અને ચામડી નરમ અને ચાલાક રહે છે; એટલુંજ નહિ પણ ચામડી ઉપરનાં છિદ્રો જે મેલ, કચરો, ધૂળ વગેરેથી બંધ થઇ ગયેલાં હોય છે તે ખુલ્લાં થઇ જાય છે, જેથી આપણા શરીરમાંનો ઝેરી પદાર્થ પરસેવા મારફતે ઘણી સહેલાઇથી બહાર નીકળવા શક્તિવાન થાય છે.

## પગને ગરમ પાણીએ શેકવાના લાભ

પગને ગરમ પાણીનો 'બાથ' આપવાથી કોઇક વાર જે તાત્કા-લિક લાભ થવા પામે છે તે દવાદારૂ પાછળ હજારો રૂપિયા ખર્ચવા-થી થઇ શકતો નથી. ગરમ પાણીથી પગને શેકવાનો ઇલાજ ઘણો સાદો અને અસરકારક છે, એમાં તો જરાએ સંદેહ નથી. તે સૂતેલી યા બેઠેલી ઢબમાં આપવામાં આવે છે. તાવ, થાક, માથાનો દુ:ખાવો વગેરે વખતે દર્દીને સઘડી સળગાવીને આ બાથ આપવો

સલાહકાર થઇ પડે છે, નહિ તો પરિણામ માઠું આવવા પામે છે. એના સંબંધમાં થોડીક સાધારણ સમજની ઘણી જરૂર છે.

ગરમી પગમાંની શિરાઓ(નસો)ને ફૂલાવી શરીરના બીજા ભાગોમાંથી લોહીને ખેંચે છે. વળી તે મજ્જાતંતુઓ મારફતે ચોક્કસ ઇંદ્રિયો ઉપર અસર કરી શકે છે. પગને ગરમ પાણીનો બાથ આપવાથી નીચલી જોઈતી અસર થઈ શકે છેઃ—

જ્યારે માથામાં લોહીનો જમાવ થતાં માથાનો દુઃખાવો થાય છે, ત્યારે પગને ગરમ પાણીનો બાથ આપવાથી માથાનો દુઃખાવો મટી જાય છે.

રાતે ઉંઘ આવતી ન હોય તે વખતે પણ આ ઇલાજ રામબાણ થઇ પડે છે.

છાતીને શરદી લાગતાં અથવા શ્વાસોચ્છ્વાસના માર્ગમાં લોહીનો જમાવ થતાં પગને ગરમ પાણીનો બાથ ઘણો ઉપયોગી થઈ પડે છે.

પીઠને લગતી ઇંદ્રિયોમાં લોહીનો જમાવ થવાથી પીઠમાં દુઃખાવો કે બીજી વેદનાઓ થાય છે. એવા વખતે પગને ગરમ પાણીનો બાથ આપવાથી ઘણો આરામ થવા પામે છે; કેમકે પગ પીઠને લગતી ઇંદ્રિયો સાથે સંબંધ ધરાવે છે.

પરસેવો ઉત્પન્ન કરવાની મદદ આ બાથથી ઘણી સારી મળી શકે છે.

આ બાથ જૂદા જૂદા દાખલાઓમાં પાંચથી ત્રીસ મિનિટ સુધી આપવો જરૂરી છે.

× × × ×

## છૂટથી પાણી પીઓ.

ન્યુયૉર્ક સ્ટેટ ડીપાર્ટમેન્ટ ઑફ હેલ્થ તરફથી દરેક માણસને મજબૂત ભલામણ કરવામાં આવે છે કે, તમો તમારી તંદુરસ્તી જાળવવા માગતા હો તો દરરોજ અર્ધો ડઝન ગ્લાસ જેટલું પાણી પીવો. આવીજ સલાહ ઘણાક પ્રખ્યાત તબીબોએ પણ આપી છે.

આ ઇલાજ સાદો, સુતરો અને કાંઇ પણ ખર્ચ વગરનો છે; તેથીજ લોકો ઇલાજની અગત્યતા અને તેની કિંમત સમજતા લાગતા નથી. દરરોજ અર્ધો ડઝન ગ્લાસ જેટલું પાણી પીવું તંદુરસ્તીની જાળવણી માટે શાથી જરૂરી છે તે જાણવાની જરૂર છે. જે ખોરાક આપણે ખાઇએ છીએ તેને પાણી નરમ બનાવે છે, જેથી તે ખોરાક ઘણી સહેલાઇથી પચન થઇ શકે છે અને ચૂસી લેવાય છે. પરતું પાણી પીવાથી જઠર રસ એટલો બધો તો પાતળો અને નરમ બને છે કે જઠરરસ ખોરાકની દરેક રજકણને પહોંચી વળે છે અને તે ઉપર પોતાનું કાર્ય કરી બતાવે છે. પૂરતું પાણી પીવાથી લોહી અને રસી પાતળાં અને નરમ બને છે અને શરીર-

માંની પાતળી ચામડી જે જીહીલ્લીના નામે ઓળખાય છે, તે હવાયલી રહે છે.

પૂરતું પાણી પીવાથી શરીરના જૂદા જૂદા ભાગને ગરમીની વહેંચણી મળી શકવાથી અને પરસેવા મારફતે ફાલતું એટલે વધારાની ગરમી બહાર કાઢી શકાવાથી શરીરનું ગરમી ઠંડીનું પ્રમાણ નિયમસર પોતાનું કાર્ય બજાવી શકે છે.

આપણને ગરમ રાખવાને અને કામ કરવા તથા હીલચાલ કરવાની શકિત આપવાને જે ખોરાક આપણા શરીરમાં બળવા પામે છે, તે જેમ કોલસો રાખ ઉત્પન્ન કરે છે તેમ રદ્દી ચીજની ઉત્પત્તિ કરે છે. આ રદ્દી ચીજ ચામડી, ફેફસાં, ગુરદા અને આંતરડાં મારફતે બહાર કાઢવાને માટે લોહીમાં મળી જાય છે. પાણીનો પૂરતો જથ્થો શરીરમાં દરરોજ જવાથી આ ઇંદ્રિયોને પોતાના કાર્યોમાં મદદ મળે છે અને શરીરરચનામાં ઝેર જમી થતું અટકે છે.

દરેક ઇંદ્રિય અને શરીરનો દરેક ભાગ પાણી ધરાવે છે. દાંત વટીક પાણી ધરાવે છે. શરીર ૩ ભાગ જેટલા પાણીનું બનેલું છે અને શરીરમાંના પાણીનું આ પ્રમાણ નીભાવી રાખવાની જરૂર છે. દરરોજ ચોક્કસ ઇંદ્રિયો મારફતે આશરે પાંચ પાઇન્ટ જેટલા પાણીની બરબાદી શરીરમાંથી થાય છે અને આપણા શારીરિક યંત્રને નિયમિત રીતે ગતિમાં રાખવું હોય તો પાણીની આ ખોટ પૂરી કરવી જોઇએ છે. આ ખોટ માત્ર ખોરાક ખાવાથી પૂરી શકાતી નથી, જેથી બાકીની ખૂટ દરરોજ ૭ ગ્લાસ જેટલું પાણી પીવાથી પૂરી શકાય છે.

જેઓ પાણી જેવી કુદરતની બક્ષીસનો ઘટતો અને જોઇતો પણ પોતાની તંદુરસ્તીના ઉપયોગ માટે કરતા નથી તેઓ માથાના દુખાવાથી અને અપચાથી હમેશ શેર રહે છે. એટલા માટે જેઓએ દરરોજ ૭ ગ્લાસ જેટલું પાણી પીવાની ટેવ પાડી નહિ હોય તેઓએ પાણી પીવાનું આજથીજ શરૂ કરવું. નાસ્તો કરવા અગાઉ બે યા ત્રણ ગ્લાસ જેટલું માફકસરનું ગરમ પાણી પીવું તંદુરસ્તીને ઘણુંજ લાભકારક છે. આથી હોજરીને પોતાનું નિયમિત કાર્ય બજાવવાની મદદ મળે છે. બાકીના ચાર ગ્લાસ પાણી તમો બીછાને જાઓ ત્યાંસુધીના વખતમાં પૂરાં કરશો તો હોજરી અને આંતરડાંઓમાંનો કચરો બહાર નીકળી જવા સાથે કાળજું, ગુરદા અને ચામડીને પોતાની ફરજોની બજાવણીમાં જોઇતો જોશ મળી શકશે. ખાણું લેતી વખતે પાણી પીવું કે નહિ તે માટે તબીબોમાં મતફેરી જોવામાં આવે છે; પણ મોઢામાં ખોરાક નહિ હોય તે વખતે પાણી પીવું નુકસાનકારક નથી.

( "હિંદુસ્થાન"માં લખનાર એફ. ડી. )

# ૮૭–शरीरनी नबळाइनां कारण अने निवारण

## સુસ્ત કાળજાનો ( લીવરનો ) રામબાણ ઉપાય
## દોડવાની કસરત–તેના ફાયદા તથા નુકસાન

### કમજોરીનાં કારણો અને ઉપાયો

નાતવાની એટલે નબળાઈ, અશક્તિ અને કમજોરી છે. નબળાઇ કોઇ વાર ઘણી અદ્દભુત પ્રકારની હોય છે. એ પ્રકારની નબળાઇથી મન બેચેન રહે છે અને કોઈ પણ જાતનું કામકાજ સૂઝતું નથી. જીંદગી કંટાળાભરી, અકારી અને દુઃખી લાગે છે. પેટમાં ધસક અને ધાસ્તી લાગ્યા કરે છે. ભયાનક સ્વપ્નાંઓ પીછો છોડતાં નથી. સહેજ કામ કરતાં થાક લાગે છે. આ જાતની બિમારી બીજી ભયંકર બિમારીઓથી વધી જાય છે, કેમકે છતી જીંદગીએ જીંદગી નિરર્થક થઇ પડે છે.

આ બિમારીનાં કારણો એક નહિ પણ અનેક છે. પહેલું કારણ ઝાડાની કબજીઆત છે. શહેરોમાં રહેનારાંઓનો મોટો ભાગ કબજીઆતથી પીડાય છે. તેઓને બે કે ત્રણ દિવસ સુધી ઝાડો થતો નથી. આથી તેઓના લોહીમાં કંઇક ઝેરી વસ્તુ રફતે રફતે ભેળાવા પામે છે. આ રીતે અસ્વચ્છ બનેલા લોહીથી ભેજું અને મગજનાં તંતુઓ સુસ્ત અને નબળાં બની જાય છે. આથી આખા શરીર ઉપર માઠી અસર થાય છે અને પરિણામે મગજ અને શરીર ભારે બને છે. એટલા માટે દરરોજ ઓછામાં ઓછો એક પણ ઝાડો થવાની જરૂર છે.

જેઓનો ધંધોરોજગાર એક ઠેકાણે બેસીને કરવાનો હોય તેઓએ ડમ્બેલ અને હાથ, પગ અને શરીરની હીલચાલની કસરત કરવી જોઇએ છે. આ કસરત સવારે ઉઠતાંને વાર અને રાતે સૂતી વખતે કરવી જોઇએ. આથી આંતરડાંને કૌવત મળે છે અને ઝાડાની કબજીઆત દૂર થઇ નિયમિત બને છે.

નબળાઇનું બીજું કારણ સુસ્ત લીવર (કાળજુ) છે. જે સ્ત્રીઓ ટાઇટ તટરબંધ કોરસેટનો પોશાક પહેરે છે અને પુરુષો કસરત લેતા નથી તથા હદ ઉપરાંતનો ખોરાક ખાય છે અથવા દારૂનો ઘણો ઉપયોગ કરે છે, તેઓના લીવર ઉપર ઘણી ખરાબ અસર થાય છે અને પરિણામે શારીરિક તથા માનસિક નબળાઇ લાગુ પડે છે. એના મૂળને દૂર કર્યા પછી કસરત એકલો રામબાણ ઇલાજ છે. દરરોજ ખુલ્લી હવામાં ઝડપી ચાલે ચાલવાથી, ઘોડેસ્વારી કરવાથી, ટેનીસ અને એવી બીજી રમતો રમવાથી લીવરની સુસ્તી દૂર થઇ તેને જોર મળે છે. એવે વખતે લીવરને નિયમિત કામ

કરવાના કુદરતી ઇલાજો લેવાને બદલે દવાનો ઢીંચારો પીવાથી લીવરની સુસ્તીમાં સામો વધારો થાય છે. સર્વથી ઉત્તમ ઇલાજ કસરતની જરૂર અને ઝાડાની કબજીઆત દૂર કરવાનો ઇલાજ છે.

ગરીબ અને મધ્યમ વર્ગની સ્ત્રીઓને ઘરનું કરવું પડતું કામ-કાજ, ઘરની રાખવામાં આવતી સફાઈ, સુઘડાઈ, કપડાં તથા વાસણો માંજવાં, ધોવાં વગેરેની ફરજ તેઓ માટે અચ્છી કસરત થઈ પડે અગર જો તેઓ આ રોજંદી ફરજ ગુસ્સો કરવા વગર કે નાહક બૂમ બરાડા પાડવા વગર ખુશમીજાજે અને હસતે મુખડે બજાવતી હોય.

\+ + +

## નબળાઈનાં વધુ કારણો-એકજ જાતની જીંદગી

નબળાઈનાં વધુ કારણોમાં મગજ ઉપર હદ ઉપરાંતનો કામનો બોજો યા બીજી રીતનો ભાર છે. વળી એકજ જાતની જીંદગી પણ નબળાઇનું કારણ છે. એટલા માટે એકસરખી જીંદગીમાં ફેરફાર થવાની જરૂર છે. પોતાના શહેરથી થોડોક વખત દૂર રહેવું તેમજ કામનો બોજો અને કામનો વખત ઓછો કરવો જરૂરી છે. આનંદી અને સંતોષી જીંદગી ગુજારવાની ટેવ પાડવાથી અને ખુશમીજાજનાં કિરણોથી ગુસ્સો અને ચિંતાનાં જંતુઓને મારી નાખવાની ચાલુ કોશીષ કરતા રહેવાથી શરીર અને મગજની નબળાઇની ફરિયાદ છેવટની દૂર થવા પામશે.

શરીરની કમજોરીનું એક વધુ કારણ ખોરાક છે. જોઇએ તે કરતાં ખોરાક ઓછો ખાવાથી નાતવાનીને જન્મ મળે છે તેમ જોઇએ તે કરતાં વધુ ખોરાક ખાવામાં અતેરૂ કરવાથી પણ શરીરને નબળાઈ પહોંચે છે. ખોરાક હમેશાં હલકો, પચન થઈ શકે એવો, પૌષ્ટિક, ભાવતો, રૂચતો વગેરે હોવો જોઇએ છે. ઝાડાની કબજી-આત દૂર કરવા માટે અને લોહી સ્વચ્છ તથા તંદુરસ્ત રાખવા માટે ખોરાકતરીકે ફ્રુટની પણ જરૂર છે. અપચો અને ખરાબ દાંત પણ શરીરની નબળાઇનાં કારણો છે. પૂરતી તાજી હવા અને તડકા વગરની જીંદગી રફતે રફતે શરીરની નાતવાની લાવે છે.

નબળાઈથી પીડાતાં સ્ત્રીપુરુષોએ પૂરતી ઉંઘ લેવી જોઇએ. આશાએશ લેવી એ તેઓ માટે ખુલ્લી હવામાં કસરત લેવા બરાબર છે. આવા શખ્સોએ આઠથી નવ કલાકોની ઉંઘ લેવી જોઇએ, તેમજ જમણ લેતી વખતે મગજને કોઇ પણ જાતની ચિંતાથી મોકળું રાખવું જોઇએ.

× × × ×

## દોડવાની કસરતની ખુબી અને ખામી

દોડવાની કસરત ઘણીક રમતોનો પાયો ગણાય છે. એટલા

માટે દરેક સ્કૂલમાં દોડવાની કસરતની સારી રીતે ખીલવણી થવી જોઇએ છે. દોડવાની કસરત કરતાં બીજી કોઈ પણ કસરત શ્વાસોચ્છ્વાસ અને લોહીના ફરવામાં રામબાણ ગણાતી નથી. કોઇપણ બીજી રમતથી, દોડવાની કસરતની પેઠે અસ્વચ્છ હવા ફેફસાંમાંથી બહાર નીકળવા પામતી નથી અને તેની જગો તાજી હવાથી પૂરાતી નથી.

પણ દોડવાની કસરત માત્ર તંદુરસ્ત છોકરા–છોકરાંઓ માટેજ નુકસાનકારક થઇ પડતી નથી અને કસરતથી ફેફસાં ખીલવા પામે છે, સ્નાયુઓની ખીલવણી થઇ શકે છે અને હૃદયને જોર મળે છે. પણ દોડનારે ધ્યાનમાં રાખવું કે, એવી કઢંગી રીતે દોડવું નહિ, કે જેથી શરીરના અવયવો બેડોળ થવા પામે.

મધ્યમ ઝડપે ટુંકે છેટે દોડવાથી ફેફસાંને સ્વચ્છ થવાનું કારણ મળે છે. પૂરતી ઝડપે દોડનારની બાબતમાં સંભાળ રાખવાની જરૂર છે કે શક્તિ ઉપરાંત આ કસરત કરવામાં આવે નહિ. દોડવા પછી દોડનારે મુશ્કેલ દમ લેવાને પણ તાજા રહેવું જોઇએ અને ત્યારેજ આ કસરતે નુકસાન કરેલું ગણી શકાય નહિ. આ દોડનારાઓ થોડીક આશાએશથી પાછા જેવા ને તેવા ફરીથી દોડવાને તૈયાર બનેલા હોવા જોઇએ, પણ જેઓ દોડતાં થાકી જાય છે તેઓ ફિક્કા અને સફેદ ચેહરાના બની જાય છે. તેમનો દેખાવ જુંફતો અને ઉંધરેટો જેવો લાગે છે, અને તુરતમાં કોઇપણ કામ કરવાનું તેમને મન થતું નથી. તેમને ઉંઘ જવલ્લેજ આવે છે અને આવે છે તો તેઓને અનેક કીસમનાં સ્વપ્નાંઓ આવે છે.

જયારે છોકરાઓ અને છોકરીઓ અનુક્રમે મર્દ અને સ્ત્રીના આવેશમાં આવે છે ત્યારે લાંબે છેટે દોડવું સલાહકારક ગણાતું નથી. ત્રીસ વર્ષની ઉંમર પસાર કર્યા પછી શરતમાં દોડવું ઇચ્છવાજોગ નથી. જેઓને આ બાબતની ટેવ ન નહિ હોય તેઓએ રફતે રફતે વધુ ઝડપે દોડવાની ટેવ પાડવામાં ઘણીક રીતની સલામતી જળવાયલી છે.

## જૂદાં જૂદાં દર્દ માટે જૂદી જૂદી આબોહવા

જૂદાં જૂદાં દર્દ માટે જૂદી જૂદી જાતની હવા અનુકૂળ થાય છે. ફેફસાં તથા હવાના માર્ગોને લગતાં દર્દોને સાજાં કરવા માટે સ્વચ્છ હવાની મોટી જરૂર છે. વળી આ જાતના દર્દીઓને પુષ્કળ તડકાની અને કસરત માટે ઘણી સારી તકની જરૂર છે. વળી તેઓને એવી હવાના પ્રમાણુની જરૂર છે, કે જેનો એકદમ કે મોટો ફેરફાર થવા પામે નહિ.

ફેફસાંના ક્ષયના દરદીઓ માટે ઘણીક જાતની હવાની ભલામણ કરવામાં આવે છે. તેઓ માટે દરિયાની મુસાફરી રામબાણ ઇલાજ સાબીત થયેલ છે. વળી તેઓ માટે પહાડી મથક પણ

ઘણુંજ ઉપયોગી થઇ પડે છે. આ જગ્યાની હવા ઠંડી અને સૂકી હોવા સાથે તે હવામાં વધઘટ થતી નથી. જ્યાં હવાનું બહુજ ઓછું દબાણ હોય ત્યાં આવા દરદીઓને ઘણો મોટો લાભ થવાનો સંભવ રહે છે; કેમકે હવાના ઓછા દબાણથી હવાનું ઘનત્વ (ઘટપણું) ઓછું રહે છે. ઉંચાઈવાળી જગોએ આવા દરદીઓને રાખવાથી દરદીઓનાં ફેફસાં, હૃદય અને ખોરાક હજમ કરનારી ઈંદ્રિયોને કૌવત મળે છે.

પરંતુ આ પણ યાદ રાખવું જરૂરી છે કે, ક્ષયના બધાજ દર્દીઓ પહાડી હવાની અસર ખમી શકે છે, એમ સમજવું જોઇએ નહિ. પહાડી હવા ક્ષયના તેજ દર્દીઓને માફક આવે છે, કે જેઓની આ બીમારી તુરતની હોય છે.

શ્વાસોચ્છ્વાસને લગતાં દર્દો અને ગળાનાં દર્દોથી પીડાતાં દર્દીઓને માટે ક્ષયના દર્દીઓને માફક આવતી હવા રૂચતી થઇ પડે છે.

દમ અને હાંફણના દર્દીઓને હવા કયી માફક આવે તે તેઓ વધુ સારી રીતે કહી શકે છે; પણ એટલું તો ચોક્કસ છે કે, જો દમ કે હાંફણ ભીનાશવાળી હવામાં લાગુ પડયું હોય તો તેઓએ સૂકી હવા મેળવવી અને અગર જો તેઓને એ દર્દ દરિયાથી દૂરના ગામ કે શહેરમાં લાગુ પડયું હોય તો તેઓએ દરિયાની પાસેના મથકનો આશરો લેવો લાભકારક થઇ પડે છે. પહાડી હવા ઘણી વાર તેઓને ઘણીજ ફાયદાકારક થઇ પડે છે.

હૃદયને લગતાં દરદો માટે મધ્યમ સૂકી હવા સોનાના મૂલની થઇ પડે છે. શરદ અને ભીનાશવાળી હવાનાં સ્થળોથી દૂર રહેવું જરૂરી છે. વળી જ્યાં હવાનું પ્રમાણ એકાએક બદલાતું હોય તે શહેર છોડી જવાથી તાત્કાળિક ફાયદો પહોંચે છે. દરિયાની સપાટીથી ઘણી ઉંચાઈનાં શહેરોની હવા આ દર્દીઓ માટે ફાયદાકારક થઇ પડતી નથી.

ગુરદાની બિમારીઓના દર્દીઓ માટે હવા ગરમ અને સૂકી હોવી જોઇએ. તેઓ માટે પહાડી હવા બીનઅનુકૂળ થઇ પડે છે. આવા દર્દીઓ માટે ઠંડી અને ભીનાશવાળી હવા નુકસાનકારક થઈ પડે છે. આવા દર્દીઓના શરીરની સપાટીને શર્દી લાગવી જોઈતી નથી, તેમજ લોહી વધુ ઉંડી ઇંદ્રિયોમાં જવું જોઈતું નથી.

મેલેરિયાના દર્દીઓ માટે અનુકૂળ શહેર તેજ થઇ પડે છે, કે જે ઉંચાઇ ઉપર હોય છે અને દરિયાની નજીકમાં હોય છે.

મજ્જાતંતુઓના દર્દીઓએ ઉનાળામાં સાધારણ પહાડી આબોહવાવાળાં શહેરમાં વસવાટ કરવો લાભદાયક થઇ પડે છે. હદ ઉપરાંતનું કામ કરવાથી અને મનની ચિંતાથી ઉત્પન્ન થતાં દરદોના દર્દીઓ દરિયાની મુસાફરીથી સાજા થઇ શકે છે.

(તા. ૨૨–૯–૨૮ ના "હિંદુસ્થાન"માં લેખકઃ–શ્રી એફ. ડી.)

# ૮૮–શરીર અને આરોગ્યના સિદ્ધાંતો

## શારીરિક સુધારામાં હિંદીવાનોનું જંગલીપણું

આપણો દેશ છેલ્લી સદી કરતાં જો કે હાલમાં સુધારાવધારામાં વિજળીની ઝડપે આગળ અને આગળ વધતો જાય છે તોપણ હાલની ઓલાદ શારીરિક બાંધા અને શારીરિક શક્તિમાં વધુ અને વધુ ઉતરતી જાય છે, જેની સાબીતી તેઓને લાગુ પડતાં દર્દો અને તેઓમાં ભરજુવાન વયે નીપજતાં મરણો ઉપરથી મળી આવે છે. ગઇ સદીના આપણા બાપદાદાઓ અને હાલની ઓલાદની તંદુરસ્તી વચ્ચે ઘણો મોટો તફાવત જોવામાં આવે છે. એ માટેનાં કારણો એક નહિ પણ અનેક છે, જેમાં મુખ્ય આર્થિક અને સંસારી સ્થિતિ છે. પણ એ ઉપરાંત જે મુખ્ય સબબ છે તે શારીરિક શાસ્ત્રના સિદ્ધાંતનું અજ્ઞાનપણું છે, જેના સબબે શું ખાવું અને શું ન ખાવું તે તેઓ સમજી શકતા નથી. વીસમી સદીના સુધારાએ આપણી શારીરિક શક્તિ સુધારવાને બદલે ઉલટી બગાડી નાખી છે. સુધારાએ તેમને ફેશનેબલ જીંદગી ગુજારાવતાં શીખવવાથી તેઓ ખોટા સુધારાના ભોગ થઇ પડયા છે અને મરણપ્રમાણ–તે પણ જુવાનીમાં મરણ પામવાનું પ્રમાણ–ભયંકર હદે વધી ગયું છે. બીજા શબ્દોમાં કહું તો હાલનો સુધારો હાલની ઓલાદની સુખાકારી માટે મોટા શાપસમાન થઇ પડયો છે.

જ્યાંસુધી આપણા શરીર પ્રત્યેની ફરજમાં સાવચેત થઇશું નહિ ત્યાંસુધી આપણે હિંદીવાનો સુધરેલી પ્રજાની બરોબરીમાં કદી પણ ઉતરી શકવાના નથી. અમેરિકા, ઇંગ્લંડ અને જર્મનીની દરેક સુધરેલી પ્રજા જે પહેલી ફરજ બજાવે છે, તે પોતાની કોમની શારીરિક સુખાકારીમાં ચાલુ અને ચાલુ સુધારોવધારો કરવાની છે. તેમનો મુદ્રાલેખ પહેલી તંદુરસ્તી અને તે પછી બીજા બધાનો બનેલો છે. એવીજ રીતે જ્યાંસુધી હિંદીવાનો તરફથી કામ લેવામાં આવશે નહિ ત્યાંસુધી હિંદીવાનો શારીરિક સુધારાવધારામાં જંગલી પ્રજાઓથી પણ પછાતજ રહેવાના. તેઓ તંદુરસ્તીની કદર ત્યારેજ કરે છે, કે જ્યારે તેઓ ભયંકર બિમારીઓથી પટકાઇ બિછાને પડે છે.

આપણા હિંદીવાનોની મુખ્ય ખામી કુદરતી કાયદાકાનુનો અને શારીરિક શાસ્ત્રના સિદ્ધાંતનું કેવળ અજ્ઞાનપણું છે. કેટલા હિંદીવાનો પોતાની તંદુરસ્તી કેમ જાળવવી તેથી જાણીતા છે? હું કહું છું કે, બહુજ થોડા. પોતાની હોજરીને કયો ખોરાક રૂચતો થઇ પડે છે અને કયો ખોરાક બીનઅનુસરતો થઈ પડે છે તે જાણવાની દરકાર કેટલાક હિંદીવાનોને હોય છે? હું ફરીથી કહું

છું કે, બહુજ થોડા. કેમકે હિંદીવાનોનો સર્વથી મોટો ભાગ એમજ માને છે કે, આ સઘળાં જ્ઞાનની જરૂર તબીબો માટે હોય છે, પણ દરેકની ફરજ શારીરિક શાસ્ત્રના સિદ્ધાંતો જાણવાની છે, કેમકે એવા જ્ઞાનવગર માણસ ઇન્સાન ગણી શકાયજ નહિ.

કોઇપણ જાતના દર્દ કે બિમારીને મળતો જન્મ એ બીજું કંઇજ નથી, પણ આપણી પોતાની બેદરકારી અને ભૂલનું પરિણામ છે. દર્દ કે બિમારી કુદરતના શારીરિક નિયમો તોડવાની એક પ્રકારની સજા છે. કુદરતના શારીરિક નિયમોને માન આપવામાં આવે તો ઇન્સાન અકસ્માતને બાદ કરતાં કદી પણ બિમારી કે દર્દનો ભોગ થઇ પડે નહિ. જેઓ કુદરતના નિયમને માન આપતા નથી, તેઓ કુદરતની સજાને લાયક બને છે. કુદરતના કાયદાઓનું અજ્ઞાનપણું કાંઇ વ્યાજબી બહાનું કહેવાઇ શકાય નહિ. કુદરત તેઓ ઉપરજ હસે છે, કે જેઓ તેના કાયદાઓને માન આપે છે.

અસલના વખતમાં આપણા બાપદાદાઓ એજ કારણથી હૃષ્ટપુષ્ટ અને તંદુરસ્તી ભોગવતા હતા કે તેઓ કુદરતના કાયદાઓને કાંઇપણ શારીરિક જ્ઞાન વગર માન આપી પોતાની જીંદગી ગુજારતા હતા. તેઓની ગામડાંની જીંદગી તેઓ માટે આશીર્વાદભરી હતી. તેઓ તાજી હવામાં રહેતા અને સ્વચ્છ પાણી પીતા. તેઓનો ખોરાક મુખ્ય ભાગે કુદરતી અને નિયમિત રહેતો, તેઓનો ખોરાક ફેશન કે દેખાદેખી યા તવંગરીનો તોર બતાવનારો હતો નહિ. ગમે તેવાં કામ કે જંજાળને તેઓ જમણ લેતી વખતે બાજુએ મૂકતા, તેઓ ચાવી ચાવીને ખાતા; પણ તે વખત આજે રહ્યો નથી. કેમકે હિંદીવાનો પોતાના બાપદાદાની રીતિને બાજુએ ફેંકી દઈ પાશ્ચિમાત્યના સુધારાઓને શરણ થયા છે. પશ્ચિમની રૂઢિઓ જે હિંદીવાનો અને તેમના શારીરિક બાંધાને બીનઅનુસરતી છે તે તેમને ભારે નુકસાનકારક થઈ પડી છે, જે હું રફતે રફતે જાહેરમાં મૂકતો રહીશ.

× × × × ×

---

### તંદુરસ્તીનો નાશ કરવામાં ચા-કૉફી મુખ્ય ભાગ ભજવે છે.

હું આ વિષયમાં આગળ વધું તે પહેલાં મારે મોઢામાં વાગોળવા વગર કહી દેવું જોઇએ કે, હિંદીવાનોની તંદુરસ્તીનો નાશ કરવામાં ચા અને કૉફીનાં પીણાંએ મુખ્ય ભાગ ભજવી બતાવ્યો છે. આ બંને પીણાંઓનો ઉપયોગ, તેનાથી નીપજતાં માઠાં પરિણામની જાણ વગર, રોજીંદો થઈ પડયો છે. પીનારાઓને આનંદી બનાવવાની તેની અસરના કારણે તેનાથી લોકો ભોળવાઇ ગયા છે, અને તેનો છૂટથી ઉપયોગ કરે છે. કેટલાકો તો એવો ખ્યાલ ધરાવે છે કે, આ બંને પીણાંઓ પીવાથી ખોરાક હજમ થઇ

શકે છે; પણ આ ખ્યાલ જેટલો ખોટો તેટલોજ હસી કાઢવા જેવો છે. કેમકે આ બંને પીણાંની પહેલી માઠી અસર ખોરાક હજમ કરવાની શક્તિ ઉપર થાય છે. જેમ ખોરાક હજમ કરવાની શક્તિ સારી, તેમ તંદુરસ્તી સારી સમજવી; પણ અગર જો આ શક્તિમાં બિગાડો થયો તો સમજી લેવું કે, સેંકડો કીસમનાં દરદો ઉત્પન્ન થવાનો મોટો સંભવ રહે છે. તંદુરસ્તીનો મોટો આધાર ખોરાક હજમ કરવાની શક્તિ ઉપર આવી અટક્યો છે, એ દરેક—ઈન્સાનમાત્રે—જાણવું જોઈએ. દરેક જાતના દરદને મારી હટાવવા માટે નવી તબીબીવિદ્યા પ્રમાણે પ્રથમ ખોરાક હજમ કરવાની શક્તિને સુધારવી પડે છે. પણ અજબ છે કે, આ તબીબી સિદ્ધાંતથી માત્ર થોડાજ હિંદીવાનો જાણીતા હશે.

ચા અને કૅાફીનાં પીણાંઓ અકુદરતી છે, જે પીવાથી આપણે આપણી હોજરીનો બિલકુલ ગેરઉપયોગ કરીએ છીએ. હાલની તબીબીવિદ્યાના આધારે થયેલી શોધખોળ પ્રમાણે ખોરાક—ખાસ કરી સ્ટાર્ચવાળો ખોરાક—હોજરીમાં ચા અને કૅાફીના દાખલ થવાથી પોતાની હજમ થવાની શક્તિ ખોઈ દે છે. ચામાં ટેનીન અને કૅાફીમાં કેફીન નામનું જે તત્ત્વ આવે છે તે તંદુરસ્તીને મોટું નુકસાન કરે છે, જેના સંબંધમાં હું આગળ બોલી ગયો છું. કૅાફી કરતાં ચા ખોરાક હજમ કરવાની શક્તિ ઉપર વધુ માઠી અસર કરે છે. જો કે કૅાફી પણ ફાયદાકારક હોતી નથી. આ બંનેથી ઝાડાની કબજીઆત થાય છે, જે દરેક દર્દનું મૂળ થઇ પડે છે.

ચા અને કૅાફીના પીણામાં અતેરૂં કરવાથી મજ્જાતંતુઓને લગતાં અનેક કીસમનાં દર્દો ઉત્પન્ન થાય છે, જેવાં કે ઉંઘ નહિ આવવાની બિમારી, ન્યુરેલીજિયા, કબજીઆત વગેરે.

---

## શું ચા અને કૅાફી ખરેખર સ્ટીમ્યુલન્ટ છે?

ઘણાકો એમ માને છે કે, ચા અને કૅાફી એક જાતનો સ્ટીમ્યુલન્ટ છે; એટલે કે તે પીવાથી પીનારાઓને જોમ ચઢે છે, પણ નામાંકિત તબીબોનું સત્તાવાર રીતે કહેવું છે કે, કુદરતી સ્વચ્છ પાણી સિવાય આપણાં શરીરને કૃત્રિમ સ્ટીમ્યુલન્ટની મુદ્દલ પણ જરૂર નથી. કુદરતે પાણી ઉપરાંત દૂધને પણ સ્ટીમ્યુલન્ટના વર્ગમાં મૂક્યું છે. આ પ્રમાણે પાણીની પેઠે દૂધ પણ કુદરતી સ્ટીમ્યુલન્ટ છે, જે 'એનર્જી' એટલે શરીરના ઉત્સાહમાં ખરેખર વધારો કરે છે. ચા અને કૅાફી જેવાં પીણાંથી આપણને લાગે છે કે, આપણી 'એનર્જી'માં વધારો થાય છે; પણ ખરી રીતે તો જે 'એનર્જી' આપણા શરીરની વખારમાં ભરેલી હોય છે તેમાંથી પણ સામો ઘટાડો થાય છે, જેની સાબીતી આ પીણાંઓ પીધા પછી એક કલાકના અરસામાં થાક અને નબળાઇ જેવું લાગે છે તે ઉપરથી

મળી આવે છે. જેઓ મજબૂત બાંધાના હોય છે તેઓને થાક અને નબળાઇ ઘણાંક વર્ષોસુધી લાગતી નહિ જણાતી હોય પણ જેઓ નબળા બાંધાના અને 'નર્વસ' ખવાસના હોય છે તેઓ ઉપર આ માઠી અસર ઉપર મુજબ લાગુ પડયા વગર રહેતી નથી. મારા વાચકો પોતાની સુખાકારીની જાળવણી કરવા માગતા હોય તો તેઓએ તુરતજ ચા અને કૉફીના પીણાથી સમુળગો હાથ ઉઠાવી લેવો. શરૂઆતમાં આ પીણાંઓની ટેવ છોડી દેવામાં મોટી મુશ્કેલી જેવું લાગશે ખરૂં, પણ અગર જો મન ઉપર લેવામાં આવે તો આ કામ જરા પણ અશકય જેવું નથી.

## જાણી જોઇ શરીરમાં દાખલ કરવામાં આવતું ઝેર

"ઑટો ઇન્ટોકિસકેશન" એટલે કે "સેલ્ફ પોઈઝનીંગ"નો અર્થ આપણા પોતાના હાથે ઝેર દાખલ કરવું એવો થાય છે. 'ઇન્ટોકસીકેટ' લેટીન શબ્દ 'ટોકિસકેર' ઉપરથી ઉત્પન્ન થયો છે, જેનો અર્થ ઝેર આપવું એવો થાય છે. આ તો હાલની સાયન્સ ઉપરથી સિદ્ધ થયેલી બીના છે કે, હજારો મનુષ્યો જલ્લાદ કેરી વસ્તુઓ કરતાં પણ ખોરાકથી વધુ મોટા પ્રમાણમાં પોતાના શરીરમાં ઝેર દાખલ કરે છે. આપણા શરીરમાં જે ઝેર બને છે તે જો બહાર કાઢી નાખવામાં ન આવે તો તે 'ઑટો ઇન્ટોકિસકેશન'નું રૂપ ધારણ કરે છે.

આ જાતના ઝેરના સર્વથી સાધારણ રૂપને 'ઇન્ટેસ્ટિનલ ઇન્ટોકિસકેશન'ના નામથી ઓળખવામાં આવે છે. આ તે ઝેર છે કે જે આંતરડાંમાંથી શોષી લેવામાં આવે છે. આ ઝેર જાણી જોઇને દાખલ કરવામાં આવતું ઝેર છે.

આ ઝેર કેવી રીતે ઉત્પન્ન થાય છે? જવાબ તુરત મળે છે કે, જેમ કોઇ પણ કોહતી ચીજમાં ઝેર ઉત્પન્ન થાય છે, તેમ આ ઝેર જંતુઓથી ઉત્પન્ન થાય છે.

## ઝેર ઉત્પન્ન કરનારાં જંતુઓ–તેમની બે જાત

જાણીતા ફ્રેંચ વિજ્ઞાનશાસ્ત્રી પાસ્ટયુરની શોધ પ્રમાણે આંતરડાંનો રસ્તો જંતુઓથી ઉભરાઇ જાય છે. તાજેતરમાં કરવામાં આવેલી વિજ્ઞાનની શોધ મુજબ ૧૫૦,૦૦૦,૦૦૦,૦૦૦,૦૦૦, જેટલાં જંતુઓ દરરોજ આપણાં આંતરડાંમાં ઉત્પન્ન થાય છે અને કોઇ વાર જંતુઓની સંખ્યા આ કરતાં પણ ઘણી મોટી હોય છે. આ જંતુઓને બે ભાગમાં વહેંચી નાખવામાં આવ્યાં છે, જેમને તબીબો 'ફર્મેન્ટેશન્સ જર્મ્સ' અને 'પ્યુટરફેકશન જર્મ્સ' તરીકે ઓળખે છે.

હવે આપણે આ જંતુઓ વચ્ચેનો તફાવત જોઇએ. 'ફર્મેન્ટેશન'નો અર્થ ઉભાણ અથવા ખમીર ચઢવું થાય છે, જ્યારે 'પ્યુટરફેકશન' નો અર્થ કોહવાટ યા સડો થાય છે. આ બન્ને જાતનાં

જંતુઓ પોતાની ખાસિયત અને પોતાની ગતિથી અમુક ચીજ ઉત્પન્ન કરવામાં ઘણાં જૂદાં પડે છે. પહેલા વર્ગનાં જંતુઓ કાર્બોહાઇડ્રેટસ ઉપર જીવે છે અને ખટાશ ઉત્પન્ન કરે છે, જે વ્યવહારૂ રીતે નિર્દોષ છે. બીજા વર્ગનાં જંતુઓ પ્રોટીન્સ ઉપર જીવે છે અને ઝેર ઉત્પન્ન કરે છે, કે જે ઝેર સાપના ઝેર કરતાં વધુ કાતિલ થઈ પડે છે. અહીં જાણવાની જરૂર છે કે, જે જાતનાં જંતુઓ આંતરડાંમાં ઘણાં ચપળ છે તેઓને મુખ્ય કરીને ખોરાક ઉપર આધાર રાખવો પડે છે.

નિયમિત પ્રકૃતિનાં બાળકો જ્યારે જન્મે છે ત્યારે તેઓ જંતુઓથી બિલકુલ નિરાળાં હોય છે. તરતના જન્મેલા એક પણ બાળકની અંદર એક પણ જંતુ હોતું નથી, પણ જન્મ પછી થોડાક કલાકોમાં એટલે કે ઉનાળામાં ચારથી છ કલાકમાં અને શિયાળામાં ચોવીસ કલાકમાં જન્મેલાં બાળકોનાં આંતરડાં નિર્દોષ પ્રકૃતિનાં જંતુઓ જેઓ 'ફર્મેન્ટેશન જર્મ્સ' અથવા ખટાશ બનાવનાર જંતુઓ કહેવાય છે તેઓથી ઠસોઠસ ભરેલાં માલમ પડે છે. આ જંતુઓ જેઓ ખટાશ બનાવે છે, તેઓનાં કારણે પુટ્રી-ફેકશન જંતુઓ આંતરડાંમાં જીવી શકતાં નથી. કેમકે તેઓ ખટાશમાં પેદા થઇ શકતાં નથી.

---

## ફાટી જઇને દહીં બનેલા દૂધથી થતો લાભ

પ્રૉ૦ મેકનીકોફે, માણસો ઘણી લાંબી વયસુધી કયા કારણથી પહોંચે છે તેને લગતા ઘણાક અખતરાઓ કર્યા છે તે ઉપરથી તે સત્તાવારપણે કહે છે કે, જે જે શહેરમાં જીંદગીનું પ્રમાણ ઘણું મોટું જોવામાં આવે છે, તે તે સ્થળનાં માણસોનો મુખ્ય ખોરાક ખાટા દૂધનો હોય છે.

બલ્ગેરિયા જેની વસ્તી ૪૦ લાખ માણસની છે તે શહેરમાં તપાસ કરતાં ૩૦૦૦ કરતાં વધુ શખ્સો સો વર્ષથી વધુ મોટી વયના માલમ પડી આવ્યા છે; એટલે કે દરેક ૧૩૦૦ માણસે એક માણસ એક સદીની જીંદગી ગુજારનારો માલૂમ પડી આવે છે. કેટલાંક શહેરોમાં તો દર ૨૫,૦૦૦ માણસોની વસ્તીમાં સો વર્ષની વય પસાર કરી ગયેલાં ૩૦ માણસો પણ મળી આવતાં નથી. બલ્ગેરિયા અને યુનાઇટેડ સ્ટેટ્સની વસ્તીના પ્રમાણમાં બલ્ગેરિયા યુનાઇટેડ સ્ટેટ્સ કરતાં પચીસગણા એવા શખ્સો ધરાવે છે, કે જેઓ સદી પસાર કરી ગયેલા હોય છે.

ખાટા દૂધનો ઉપયોગ બલ્ગેરિયા અને આફ્રિકાના ઘણાક ભાગોમાં ઘણી છૂટથી કરવામાં આવે છે અને તે જૂદાં જૂદાં નામોથી ઓળખાય છે. કોન્સ્ટેન્ટીનોપલના મહોલ્લાઓમાં 'માતઝુન'ના નામે ખાટું દૂધ ઘણા મોટા પ્રમાણમાં વેચાય છે. આઇસલેન્ડમાં પણ

તેનો ઘણો સારો ઉપયોગ થાય છે, જ્યારે આપણી તરફ ઉભાણુ ચડેલું દૂધ 'દહીં'ના નામે ઓળખાય છે.

ખાટું દૂધ ખટાશ બનાવનાર 'ફર્મેન્ટેશન' જંતુઓ ધરાવે છે. તેઓ ખોરાકને કોહતો અટકાવે છે. આથી પ્રૉફેસર મેકનીકોફ ખાટું દૂધ પીવાની ભલામણ કરે છે, તે ઉપર મુજબ ઘણુંજ લાભકારક થઈ પડે છે.

× × × ×

× × × ×

વધુ પ્રોટેનના ખોરાકો—જેવા કે માંસ અને ઇંડાં—પોતાની કોહવાની ખાસિયતના સબબે રોગની ઉત્પત્તિ કરે છે. પ્રોટેન સહેલાઇથી પાચન થઈ શકે તે કરતાં વધુ ખાવામાં આવે તો પાચન થવા વગરના બાકી વધેલા ખોરાકમાં જંતુઓ ઉત્પન્ન થાય છે, અને તે કોહવા માંડે છે. આ ઝેરને લોહી ચૂસી લે છે અને આખા શરીરમાં ઝેર ફરી વળે છે. 'વનસ્પતિ પ્રોટેન' ખાનારાઓ કરતાં પુષ્કળ માંસ ખાનારાઓનાં આંતરડાંમાં ચારગણું વધુ ઝેર બને છે. એજ પ્રમાણે ગુરદાના રસ-વિકાર માટે પણ સમજી લેવું. આવે વખતે લોહીમાંથી ઝેર છૂટું પાડવાનું ગુરદાનું કામ ઘણું વધી પડે છે, જેથી ગુરદાઓ થાકી જાય છે અને તેઓને બિમારી લાગુ પડે છે; અને આવી રીતે અનેક રોગોની ઉત્પત્તિ થાય છે.

## શરીરને ઝેર લાગવાનો મુખ્ય સબબ

પણ આપણી ભૂલથી શરીરને ઝેર લાગવાનો મુખ્ય સબબ બીજો પણ છે. આંતરડાંનો એક ભાગ જેને તબીબો 'કોલોન'ના નામે ઓળખે છે તે ભાગમાં ઝેરી કોહતા પદાર્થો રહેવા દેવાથી આપણે પોતાનાજ હાથે ઝેર શરીરમાં નાખતા કહેવાઇએ છીએ. આ વેળાએ બહાર કાઢી નાખવાનું કામ કરનારી ઇંદ્રિયોની ઝેર બહાર કાઢવા માટેની મહેનતમાં ઘણો મોટો વધારો થવા પામે છે. કેમકે આ કામ હોજરી ખાલી કરવાનું આપણું પોતાનું છે. એમ થવાની નિશાની માથાનો દુઃખાવો, પિત્ત, જીભ ઉપર થરો, ફિક્કો ચેહરો, પરસેવો, ઉદાસી, ચીઢીઆપણું વગેરે છે. એમ થતાંજ સખત ઇલાજો લેવા જરૂરી છે, નહિ તો વધુ ગંભીર દર્દો માટે તૈયાર થવું પડશે.

## ઉંઘનો અર્થ શો?

ઉંઘનો આશીર્વાદ, મનુષ્યો કે હેવાનો માટે કુદરત તરફની કેટલી મોટી બક્ષિસ છે તેનો ખ્યાલ થોડાંઓનેજ હશે. આ બાબત ઉપર હું જ્યાંસુધી લંબાણથી બોલીશ નહિ ત્યાંસુધી ઉંઘ જેવી અગત્યની બાબત ઉપર પૂરતું અજવાળું પડી શકશે નહિ.

આપણી જીંદગીનો ત્રીજા જેટલો ભાગ—૨૪ કલાકોમાં ૮

કલાકો—ઉંઘમાં પસાર કરવાનું કુદરતે મુકરર કર્યું છે. એમ કરવાનો સબબ શો ? ઉંઘથી ઘણો મોટો લાભ થવાનો સંભવ હોય નહિ ત્યાંસુધી જીંદગીનો ત્રીજો ભાગ ફોગટ ખોઈ દેવાને કુદરત કદી પણ તૈયાર થાય નહિ, એટલે ઉંઘનો લાભ હોવોજ જોઇએ એમ એક અભણમાં અભણ સહેલાઈથી સમજી શકે એમ છે. ઉંઘ જેવી બેભાન સ્થિતિમાં શરીરને 'રીપેર કામ' કરવા દેવાની અને ભવિષ્યમાં તેને વધુ કામ માટે તૈયાર કરવાની તક નાના કણોને મળે છે.

લગભગ સઘળા લોકો પોતાના મકાનની વખતોવખત મરામત કરાવે છે. બારીબારણુંઓના ભાંગેલા કાચ બદલાવીને નવા મૂકાવે છે. છાપરાંની ગળતર આખા મકાનને કોઇ પણ જાતનું નુકસાન કરે તે અગાઉ તેને અનેક રસ્તે બંધ કરવામાં આવે છે. ઘરના લક્કડકામને રંગરોગાનથી નવી જીંદગી આપવામાં આવે છે; પરંતુ એવા પણ બેદરકાર આળસુ ઘરવાળાઓ હોય છે, જેઓ પોતાના ઘરની મરામત કરવા વગર તેને નુકસાન થવાની ખાત્રી રાખવા છતાં મરામત કરાવવાની કાળજી રાખતા નથી, જેનું પરિણામ એ આવે છે કે, તે ઘરની હસ્તી ટુંકી બને છે યા તેમાં એવું કામ નીકળે છે, કે જેથી વખત અને નાણાંનો ઘણો મોટો ભોગ આપવો પડે છે.

એજ પ્રમાણે આપણી ઉંઘનું છે. ઉંઘ એક રીતે આપણા શરીરનું 'રીપેર કામ' છે, જે દર ચોવીસ કલાકે આઠ કલાક સુધી થવુંજ જોઇએ. અગર જો તમો કુદરતના કાયદા પ્રમાણે ચોવીસ કલાકમાં આઠ કલાક ઉંઘ કાઢશો નહિ તો તમારા શરીરનું રીપેરકામ એટલું બધું તો જમા થઈ જશે કે તમોને હમેશને માટે ઉંઘમાં સુવું પડશે.

## ઉંઘ—એક મોટો આશીર્વાદ

ઉંઘ કેટલો મોટો આશીર્વાદ છે તે એટલા ઉપરથી માલમ પડશે કે શરીરની તંદુરસ્તીની બાંધણી ઉંઘમાં થાય છે. ઉંઘ ઉઘરભાવ, નવાં જીવન અને નવાં બાંધકામનો વખત છે. બાળકો ઘણા વધુ કલાકો સુતાં હોવાના કારણેજ તેમનો ઉઘરભાવ વધી આવે છે.

જ્યારે કોઇ ઉંઘનો આશીર્વાદ ખોઇ દે છે, ત્યારે તેનો ચેહરો ફિક્કો પડી જાય છે; પણ તેને ફરીથી ઉંઘના આશીર્વાદ મળતાં તેના ચેહરાનો રંગ સુધરવા પામે છે અને જાણે તેની નસોમાં વધુ લોહીનો ફેલાવો થયો હોય એમ લાગે છે.

ઘણીક રાતોની ઉંઘ ખોઇ બેઠેલા શખ્સોના લોહીનું એક ટીપું સૂક્ષ્મ યંત્રથી તપાસવામાં આવે અને કણો ગણવામાં આવે તો લોહીના કણો થોડાજ માલમ પડશે અને જેટલા જરૂરી હોવા જોઇએ તે કરતાં 'હીમોગ્લોબીન' પણ ઓછાં હોય છે; પણ અગર જો ઘણીક રાતોની સારી ઉંઘ પછી તેનું લોહી ફરી તપાસવામાં આવે

તો લોહીના કણો અને 'હીમોગ્લોબીન'માં વધારોજ થયેલો માલમ પડશે. આ જરૂર યાદ રાખવું કે, જ્યારે આપણે ઉંઘમાં પડીએ છીએ ત્યારે આપણા શરીરમાં લોહી બને છે.

## હીમોગ્લોબીન-એ શું છે?

ઉંઘના વિષયમાં આપણે આગળ વધીએ તે પહેલાં મેં ઉપર હીમોગ્લોબીનનો ઈસારો કર્યો છે તે શું છે તે જાણવું જરૂરી છે. માણસોનાં રક્તકણો (લોહીના કણો) બે પ્રકારનાં હોય છેઃ—રાતાં અને ધોળાં. રાતાં કણો ધોળાં કણોથી વિશેષ હોય છે. રાતું કણ એ એક રંગરહિત જાળું છે અને તેની ઉપર એક ઘણુંજ સૂક્ષ્મ પડ હોય છે. જાળામાં જે રંગીન પદાર્થ હોય છે તે 'હીમોગ્લોબીન'ના નામે ઓળખાય છે. આ પદાર્થ જૂદો પાડી શકાય છે. તેની મોટી ખુબી ઓકસીજન સંઘરવાની છે. રાતા કણો ફેફસાંમાંથી ઓકસી-જનનું ગ્રહણ કરીને શરીરના બધા ભાગોને પહોંચાડે છે.

## જીંદગીનો આશીર્વાદ-ઉંઘ

આજકાલ ઉંઘ નહિ આવવાની ફરિયાદ ચોતરફથી મારા સાંભળવામાં આવે છે. આ ફરિયાદ એરિસ્ટોક્રેટિક વર્ગમાં વધુ જોશથી ફાટી નીકળી છે, જેનો સબબ સ્વચ્છંદી ગુજર કરવાનો છે.

ઉંઘની બિમારી ભોગવનારાઓની કરવામાં આવેલી તબીબી તપાસ ઉપરથી માલમ પડે છે કે, આ દરદ ઝાડાની કબજીઆત-વાળાઓ, એક ઠેકાણે બેસીને કામ કરનારાઓ અને રાતના ભોજન-માં ભારે ખોરાક ખાનારાઓને વધુ મોટા પ્રમાણમાં લાગુ પડયું છે. ઝાડાની કબજીઆત ઘણું ગંભીર કારણ થઇ પડે છે, કેમકે એથી સામાન્ય તંદુરસ્તીની જડને ખોદી નાખવામાં આવે છે અને મજ્જાતંતુઓને એક પ્રકારનું ઝેર આપવા જેવું થાય છે. આ કારણથી ઉંઘની બિમારીનો રામબાણ ઇલાજ શારીરિક કસરત, યોગ્ય ખોરાક અને એનીમા (ડૂશ) છે.

ઉંઘની બિમારીનો સાધારણ સબબ રાતનું ભારી જમણ છે. અગર જો આ ભારી જમણ મોડેથી લેવામાં આવે અને જો કે એવું જમણ લેનારને ઉંઘ આવવી મુશ્કેલ થઇ પડે છે અને કદાચ ઉંઘ આવે છે તોપણ તેની ઉંઘ સ્વપ્નાં વગેરેની નડતર વગરની હોઇ શકતી નથી. એવે વખતે જાણવું કે, કાંઈ દાળમાં કાળું છે ખરૂં.

અગર જો તમોને પાછલી રાતે દોઢ કે બે વાગે ઉંઘ ઉડી જવાની ટેવ પડી ગઈ હોય અને સવારે ચાર કે પાંચ વાગ્યા સુધી તમારી આંખ પાછી લાગી નહિ શકે તો ખાત્રીથી માનવું કે, એમ થવાનું કારણ તમોએ રાતે મોડેથી લીધેલું જમણ છે. એમ થવાનો સબબ મારાં વાચકોને સમજાવવાની હું ખાસ જરૂર માનું છું.

જે ખોરાક આપણે ખાઇએ છીએ તે ખોરાકમાંના સ્ટાર્ચ અને ખાંડના તત્ત્વને લીવરમાં લઇ જવામાં આવે છે, જ્યાં આ બંને તત્ત્વો 'ગ્લીકોજન'માં ફેરવાઇ જાય છે. ખોરાક ખાધા પછી તુરતજ એમ થવું શરૂ થાય છે. જમણ પૂરૂં કર્યા પછી આશરે ૩ કલાક બાદ લીવર પેલા ઉત્પન્ન થયેલા ગ્લીકોજનને લોહીના ઝરામાં મોકલવાનું શરૂ કરે છે. વળી આ ગ્લીકોજન મગજનું ઉત્તેજક છે, એટલે કે તે મગજને ઉશ્કેરવાનું કામ બજાવે છે.

હવે ધારો કે, રાતે ૭ વાગે તમોએ પેટપૂર ભોજન લીધું. તમો આશરે ૧૦ાા વાગે બિછાને જાઓ છો અને તમારૂં શરીર અને મગજ થાકી ગયેલું હોવાથી તમો ઉંઘમાં પડો છો. પાછલી રાતે દોઢથી બે વાગ્યા સુધીમાં તમોને કેટલાક કલાકોની આરામેશ મળવા પામશે અને એજ આબાદ વખતે ઉપલો ગ્લીકોજન લીવરમાંથી મગજમાં માર્ગ લેવાનું શરૂ કરે છે. આ બે એકજ વખતે આવવાથી ઉજાગરો થવા પામે છે એટલે કે ઉંઘ આવતી નથી.

ખાસ કરી જેઓ ઘણી શારીરિક કસરત કરતા નથી તેઓને રાતનું ભારી જમણ ઉંઘમાં સ્વપ્નાંઓ અને ભયાનક દેખાવોનું મુખ્ય કારણ થઈ પડે છે. બચ્ચાંઓ જેઓ આખો દિવસ ખૂબ રમીને અને મજૂરો જેઓ આખા દિવસની સખ્ત મજુરી કરી થાકીને બિછાને જાય છે તેઓ, આળસમાં જીવનારાઓ તથા એકજ ઠેકાણે બેસીને કામ કરનારાઓ કરતાં એવી તો ભરનિદ્રામાં પડે છે કે તેઓને સ્વપ્નાંઓ આવવા છતાં ને સ્વપ્નાંઓ તેમને તેમની ઉંઘમાં નડતર સમાન થઇ પડતાં નથી. સખ્ત મજુરી કરનારાઓ તો એમજ કહે છે કે, અમોને સ્વપ્નાંઓ આવતાંજ નથી. જો કે તેઓને બીજાઓની પેઠે સ્વપ્નાંઓ તો જરૂરજ આવે છે, પણ તેઓ એટલા બધા થાકીને બિછાને જાય છે કે તેઓને આવતાં ગમે તેવાં ભયાનક સ્વપ્નાંઓ તેઓ પોતાની ઉંઘમાંથી જાગ્યા પછી યાદ કરી શકતા નથી.

---

## ઉંઘથી શા લાભો થાય છે?

આજે હું ઉંઘ–કુદરતની ઉત્તમ બક્ષીસ માટે વધુ બોલીશ.

હું કહી ગયો છું કે, જ્યારે આપણે સૂતેલા હોઇએ છીએ ત્યારે આપણાં શરીરમાં લોહી બને છે; પણ ઉંઘનો માત્ર એટલોજ આશીર્વાદ કુદરતે આપણને બક્ષ્યો નથી. આ ઉપરાંત જે વધુ બક્ષિસ આપણને ઉંઘમાં કુદરત તરફથી મળે છે તે ઉંઘમાં મળતો ઓકિસજનનો જથો છે, જે જ્યારે આપણે ચપળ હોઇએ છીએ ત્યારે આપણે તેનો ઉપયોગ કરીએ છીએ. એટલા માટે અવશ્યનુ છે કે, ઉંઘતી વખતે જેમ બને તેમ તાજી હવા આપણે લેવી જોઇએ. હાલની તબીબી વિદ્યા પ્રમાણે ઘરની બહાર ઉંઘવું ઘણું ફાયદાકારક છે. જેઓનો

ધંધો આખો દિવસ બેસીને કરવાનો હોય છે, તેઓએ કાંઇ નહિ તો ઉંઘવાના કલાકો તાજી હવામાં પસાર કરવા જરૂરી છે.

જે માણસ થાકી ગયેલો હોય છે તેના ભેજામાં જે શખ્સ થાકી ગયેલો હોતો નથી પણ તાજો હોય છે તે કરતાં ઓછું લોહી હોય છે, અને ભેજામાં લોહીનો આ ઓછો જથો યા ઘટાડો ઉંઘનાં કારણોમાંનું એક મુખ્ય કારણ છે. આ જાણવું જરૂરી છે કે જે મગજમાં લોહી મોકલવાનું કારણ થઈ પડે તે ઉજાગરાનું કારણ છે. બીજા હાથ ઉપર જે મગજમાંથી લોહીને ખેંચવાનું કારણ થઈ પડે છે તે ભારી જમણ છે; તે આપણને જુંફતાં અથવા ઉઘરેટા બનાવે છે.

પગને ગરમ પાણીનો 'બાથ' ઉંઘ લાવવા માટે ઘણો ઉપયોગી થઇ પડે છે. કેમકે એથી લોહી શરીરના છેડા તરફ ખેંચાઈ જવાથી મગજમાંના લોહીનો જથો ઓછો થવા પામે છે.

ઉઘરેટા શખ્સો પણ પોતાને ચોક્કસ બાબતોમાં રસ પડવાથી એકદમ જાગી ઉઠે છે, કેમકે એથી મગજને કાંઇક શ્રમ વેઠવો પડે છે અને આ કારણે તેને વધુ લોહીની જરૂર પડે છે. એ માટેનો એક દાખલો વધુ ઉપયોગી થઇ પડશે. એકાદ મેળાવડામાં થતું કામકાજ તમોને મનપસંદ થઇ પડતું નહિ હોય અને આ કારણે તમો-ને મેળાવડો સુસ્ત માલમ પડે તો તમોને કુદરતી રીતે ઉંઘ આવવા માંડશે, પણ તમોને તે મેળાવડો દિલપસંદ થઈ પડતો હશે અને તેમાં ચાલતાં કામકાજમાં તમોને રસ પડતો હશે તો તમોને ઉંઘ આવશે નહિ, કેમકે તમો મેળાવડામાં જે રસ લ્યો છો તેથી મગજ તરફ લોહીનું ખેંચાણ થવા પામે છે.

## ઉંઘ કેમ અટકવા પામે છે?

ઉજાશ કરતાં અંધકારમાં આપણે ભરઉંઘમાં પડીએ છીએ. કારણકે બંધ થયેલાં આંખનાં પોપચાંમાંથી પણ થોડીક રોશની દાખલ થઇ શકે છે અને તેથી મગજને ઉશ્કેરાવાનું કારણ મળે છે. ઉંઘના કલાકોમાં કોઈ પણ જાતની ઉશ્કેરણી આપણી ઉંઘને ખલેલ પહોંચાડનારી થઇ પડે છે. ગરમીમાં ઘરમાં ઉંઘવું કેટલું મુશ્કેલ થઇ પડે છે તેનો તમો ઘણાકોને અનુભવ હશે. આ વખતે આપણા શરીરનાં મગજતંતુઓ ગરમીથી વારંવાર ઉશ્કેરાઇ જાય છે. પણ ઉંઘનો સર્વથી મોટો શત્રુ ઘોંઘાટ છે.

## ઉંઘ લાવવાનો રામબાણ ઇલાજ

જેઓ ઉંઘનો આશીર્વાદ મેળવવા માટે ઘણા કમનસીબ હોય છે તેઓએ ઉંઘની દવા લેવાથી હાથ ઉઠાવી તેઓને નીચલો સાદો, સુતરો અને નિર્દોષ ઈલાજ અજમાવવાની હું મજબૂત ભલા-મણ કરૂં છું. આ ઇલાજ અનેક શખ્સો ઉપર અજમાવવામાં

આવ્યો છે અને તે રામબાણ માલમ પડયો છે.

આ ઇલાજ સાધારણ નાહવાના ટબમાં રાતે બિછાને જવા અગાઉ 'બાથ' લેવાનો છે. પાણીનો ટેમ્પરેચર ૯૨ થી ૯૬ ડીગ્રીનો હોવો જોઇએ, એ ખાસ નોંધી રાખવું જોઇએ છે. આ ટેમ્પરેચરથી વધતા કે ઓછા ટેમ્પરેચરવાળું પાણી વાપરવું નહિ. કેટલા વખત સુધી નાહવું તે ઉંઘ નહિ આવવાનું દર્દ કેટલી મુદ્દતનું છે તે ઉપર આધાર રાખે છે; પણ સાધારણ દાખલામાં અર્ધો કલાકનો 'બાથ' હું વાજબી માનું છું, પણ ઘણા હઠીલા દાખલાઓમાં આ બાથ લેવાની ડૉકટરોની ભલામણ બેથી અઢી કલાક જેટલી છે. આ સાદો ઇલાજ કોઇ પણ દાખલામાં નિષ્ફળ નીવડતો નથી એવી મેં ખાત્રી કીધી છે.

---

## ઉંઘ લાવવાના રામબાણ ઈલાજની નવી શોધ
## 'પેપ્ટોજન' એ શું છે?

કેટલાક ખોરાકમાં પેપ્ટોજન મુદ્દલ આવતું નથી. પટેટા અને સ્ટાર્ચનો તત્ત્વ ધરાવતી લીલી તરકારીઓમાં એમજ બને છે.

'ડેકસ્ટ્રીનાઇઝડ' અનાજનો અર્થ સ્ટાર્ચના તત્ત્વને બરાબર પકાવીને મીઠાશમાં ફેરવી નાખેલા અનાજને કહેવામાં આવે છે. આ જાતના દરેક અનાજમાં પેપ્ટોજન પુષ્કળ જથામાં મળી આવે છે. વટાણા દરેક જાતની લીલી શિંગ, મસુર કે બીજા કઠોળમાંથી બનાવેલા સુપ તેમજ અનાજમાંથી મેળવેલી ખાંડ વગેરેમાં પેપ્ટોજન મોટા જથામાં મળી આવે છે. મારા વાચકોએ આ બીના ખાસ ધ્યાનમાં રાખવાની છે કે, વનસ્પતિ ખોરાકોની અંદર જાતજાતના પેપ્ટોજન પદાર્થો કુદરતના હાથે દાખલ થવા પામ્યા છે, જેમાંના કેટલાકોથી પેપ્સીન અને કેટલાકોથી હાઇડ્રોકલોરિક એસીડ બને છે, જ્યારે કેટલાકોથી પેપ્સીન ને એસીડ બંને બને છે. 'ડેકસ્ટ્રીનાઇઝડ ફુડસ'થી એસીડ અને પેપ્સીન નામનાં બંને તત્ત્વો બને છે. પેપ્ટોજનને થુંકથી પીગળાવવામાં આવે છે, યા તો ચોક્કસ ખોરાકની ઉપર થુંકનું કાર્ય થવાથી પેપ્ટોજન તત્ત્વ ઉત્પન્ન થાય છે. એટલાજ માટે અનાજને હંમેશાં ચાવી ચાવીને ખાવાની તબીબો ભલામણ કરે છે. સ્ટાર્ચ ઉપર થુંક કાર્ય કરવાથી તેને મીઠાશમાં ફેરવી નાખવામાં આવે છે. ખોરાકમાં પેપ્ટોજન ઉમેરાવાથી ખોરાક હજમ કરવાની હોજરીની શક્તિમાં વધારો થઈ શકે છે. પેપ્ટોજન વગર આલ્બ્યુમીન હજમ થઈ શકે નહિ. બરાબર પકાવેલાં અનાજો તથા ફ્રુટની અંદર રહેલ પેપ્ટોજનના કારણે જોઇતો જઠરરસ પુષ્કળ બની શકે છે. માંસના ખોરાક ઉપર વનસ્પતિનો ખોરાક કેટલી બધી સરસાઈ ભોગવે છે તેનો આ એક મજબૂત પૂરાવો છે.

---

## બિછાનામાં કેવી રીતે સૂવું ?

ઘણાક 'એકસપર્ટ' તબીબો બિછાનામાં કેવી રીતે સૂવું તે બાબતમાં એકમત જોવામાં આવે છે. તેના સંબંધમાં હું એક જાણીતા તબીબનો અભિપ્રાય રજુ કરી ગયો છું. હાલમાં માજી ડેનીશ લેફ્ટેનંટ જે. પી. મૂલરનો એ સંબંધી અભિપ્રાય રજુ કરૂં છું, જે મારા વાચકોને ઘણો ઉપયોગી થઈ પડશે. જેમ કેટલાંક સ્ત્રી–પુરુષો બિછાનામાં સૂવે છે, તેમ પીઠ ઉપર સૂવાને બદલે જેમ બને તેમ જમણી બાજુએ સૂવામાં તંદુરસ્તીને ફાયદો થાય છે. એજ મુજબ બનાવેલાં બિછાનાં નરમ અને સુંવાળા બિછાના ઉપર સૂવાને બદલે કઠણ બિછાના ઉપર સૂવું ફાયદાકારક છે. પીઠ ઉપર સૂવું ફાયદાકારક છે. પીઠ ઉપર સૂવાથી એટલે ચત્તા સૂવાથી શારીરિક શાસ્ત્રનો ભંગ કરેલો કહેવાશે. ચત્તા સૂવાથી ઘણા મોટા ભાગે સ્વપ્નાંઓની ઉપાધિ ભોગવવી પડે છે.

ઉપલો લશ્કરી અમલદાર કહે છે કે, જેમ બને તેમ મોટા ભાગે જમણી બાજુએ સૂવું તંદુરસ્તીને ફાયદાકારક છે. પગ વધતા ઓછા ખેંચેલા રાખવા. આ રીતે સૂવાથી હૃદય છૂટથી ધબકારા લઇ શકે છે. ખોરાક પચન કરનારી ઇંદ્રિયો પોતાનું કામકાજ ઘણી સારી રીતે બજાવી શકે છે, અને લીવરને કોઇ પણ પ્રકારની નડતર આવતી નથી. જો કે આ રીતે સૂવાથી જે નડતર આવે છે તે આંતરડાંઓનાં સહેજ ખોરવણીમાં હોય છે, પણ એનો ઈલાજ ઘણીજ સહેલાઈથી થઇ શકે છે, જે શરીરની હેઠળ એટલે જમણી તરફનાં કમ્મરનાં હાડા હેઠળ ડાબો હાથ મૂકવાનો છે. ડાબી બાજુએ સૂવાથી લીવર બીજાં આંતરડાંઓ ઉપર પડે છે અને જેટલી જોઇએ એટલી છૂટથી હૃદય પોતાનું કામ કરી શકતું નથી.

નબળા બાંધાના અને 'નર્વસ' પ્રકૃતિના શખ્સો માટે સલાહકારક છે કે, તેઓએ જેમ બને તેમ જમણી બાજુએજ સૂવું. જેઓ દમ કે હાંફણના દરદથી પીડાતાં હોય છે તેઓને હોજરી ઉપર સૂવાથી વધુ આરામ મળી શકે છે.

જેઓ તંદુરસ્ત હોય છે તેઓ ભરઉંઘમાં કે અર્ધજાગ્રત સ્થિતિમાં હોય છે ત્યારે પોતાની સૂવાની ઢબ યાંત્રિક રીતે જેમ ગમે તેમ બદલતા રહે છે. જેઓ પોતાની પીઠ ઉપર સૂવાનું પસંદ કરતા હોય તેઓએ પીઠને ટેકો આપવા માટે પીઠના પોલાણ હેઠળ પોતાનો હાથ મૂકવો ફાયદાકારક છે.

વળી એકજ ઢબ ઉપર સૂઈ રહેવાની ટેવ પાડવાથી શરીરનાં છિદ્રોના ઉધરભાવમાં નડતર પડે છે. ઘણી સારી અને પૂરતી ઉંઘ લેવા માટે આવશ્યક છે કે, વખતોવખત સૂવાની ઢબ બદલ્યા કરવી.

---

## ઉંઘ નહિ આવવાની બિમારીના ઇલાજની શોધ

દિવાનાઓ હમેશાં અસ્વસ્થ હાલતમાં રહેવાથી તેઓ ઉંઘ નહિ આવવાની બિમારીના સખ્ત ભોગ થઇ પડે છે. આ બંને બિમારીનો રામબાણ ઇલાજ હાલમાં શોધી કાઢવામાં આવ્યો છે. આ શોધક મેરિયો પોન્ઝો નામનો એક ઇટાલિયન તબીબ છે, જે ઇટાલીમાં એલેક્ઝાન્ડ્રિયા ખાતે આવેલી દિવાનાઓની હૉસ્પીટલનો જાણીતો તબીબ છે. તેની શોધ કાળા ઝાંખા ઓરડામાં કાળા તકિયાઓ અને કાળી ચાદરવાળાં કાળાં બિછાનાં છે, જે ઉપર દિવાનાઓને આરામ લેવા દેવાથી તેઓ શાન્તિ મેળવવા સાથે ઘણી સારી કુદરતી ઉંઘથી ઉંઘે છે.

આ તબીબ કહે છે કે, આ ઇલાજથી ઘણા જોશમાં આવેલા અને શૂર ઉપર ચઢેલા સેંકડો દિવાનાઓ જેઓ ઉંઘના આશીર્વાદથી બિલકુલ કમનસીબ રહેતા હતા તેઓ શાન્તિ અને ઉંઘ મેળવવા નસીબવંત નીવડયા છે.

બર્લિનનો જાણીતો તબીબ એવો મત ધરાવે છે કે, ઉંઘ નહિ આવવાના સાધારણ દાખલાઓમાં પણ આ જાતનાં બિછાનાંઓ રામબાણ માલમ પડી આવ્યાં છે.

જર્મની, અમેરિકા વગેરે સુધરેલા મુલકોમાં આ ઇલાજ ઉપર અમલ કરવાની તૈયારીઓ ચાલી રહી છે.

---

## કેવી રીતે સૂવું તંદુરસ્તીને વધારે લાભકારક છે?

જીવતાં પ્રાણીઓમાં માણસ એકજ પ્રાણી છે, જે પોતાની પીઠ ઉપર સૂવે છે. માણસો સિવાય સઘળાં પ્રાણીમાત્ર પોતાના પેટ ઉપર એટલે કે ઉંધાં સૂવે છે. જાનવરો કરતાં માણસો દર્દોને જલદી વશ થાય છે તેના સબબતરીકે નામાંકિત તબીબો કહે છે કે, તેઓની સૂવાની રીત ખોટી છે. કુદરને જાનવરોથી માણસોને ઉલટી રીતે સુવાડવાની ધારણાજ રાખી નથી.

જ્યારે માણસો ચત્તાં એટલે પીઠ ઉપર સૂવે છે, ત્યારે ઇંદ્રિયોના સ્થાનને ઉલટાવી નાખે છે અને તેમ કરી તેઓના યોગ્ય કામમાં હરકતકર્તા થઇ આડે આવે છે. એટલા માટે આપણે કુદરત તરફ જવું જોઈએ. બિછાને જાઓ અને સૂઓ ત્યારે પીઠ ઉપર નહિ પણ પેટ ઉપર સૂવાની ટેવ પાડો. આ કારણે શરીરના વજનનું દબાણ હૃદય, હોજરી અને આંતરડાં ઉપર પડવા પામશે. એથી એમ બનશે કે, તેને ટેકાવ મળી શકશે, જેથી તે છેક અંતના છેડા સુધી એટલે કે આંગળીઓની ટીચકી અને અંગુઠાના છેડાસુધી સંપૂર્ણ બળ સાથે અને શક્તિના સહેજ પણ ખર્ચવિના લોહી ખેંચવાને શક્તિવાન બની શકશે. એનો અર્થ એ થાય છે કે, શરીરનો સુધારેલો લોહીનો ફેલાવો થવા પામે છે, જે શરીર-

સુખાકારીનું મૂળ છે. એટલે કે સ્વચ્છ કે અસ્વચ્છ લોહીના ફેલાવાથી શરીરને વધુ સારી ગરમી મળી શકે છે અને હાથપગ ઠંડા થવાની ધાસ્તી રહેતી નથી. એથી આંખોને વધુ સારી રોશની મળી શકે છે. જેમ છૂટથી લોહીનો ઉધરભાવ થાય છે, તેમ તે આંખોને વધુ રોશની આપે છે. નીચે મોઢે સુવાથી લોહીને વધુ પોષણ મળે છે, જેના કારણે આપણો ચેહરો કવખતની કરચલીથી દૂર રહે છે, અને લોહીના બરાબર ફરવાથી મોઢા અને ગાલ ઉપર સ્વચ્છ લોહીનો જથો માલમ પડી આવે છે. ઉંધા સૂવાથી હોજરીની હીલચાલ ઘણી વધવા પામે છે અને ખોરાક હજમ થવાની શક્તિમાં અને શરીરના વજનમાં સુધારોવધારો થાય છે. વળી ઉંઘમાં અવાજ કરવાની આદત દૂર થાય છે અને ગળાના કાકડાઓ થતા અટકે છે.

વળી પેટ ઉપર સૂવાથી ઝાડો કબજે રહેતો નથી અને એપેન્ડીસાઇટીસનો મહા ભૂરો રોગ કદી પણ થવા પામતો નથી; એટલુંજ નહિ પણ ઉંઘમાં સ્વપ્નાંઓ પણ હેરાન કરતાં નથી.

\+ \+ \+ \+

---

## તંદુરસ્તીને લગતી કેટલીક સૂચનાઓ

એક જાણીતો અમેરિકન તબીબ તંદુરસ્તી જાળવવા માટે નીચલી સૂચનાઓ કરે છે:–

(૧) દરરોજ બેથી ત્રણ પાઇન્ટ જેટલું સ્વચ્છ પાણી પીવું ફાયદાકારક છે. બહારથી સ્વચ્છ રહેવા કરતાં અંદરથી સ્વચ્છ રહેવાની ઘણી મોટી જરૂર છે.

(૨) સ્વચ્છ પાણી કુદરતનું ઉત્તમમાં ઉત્તમ પીણું છે. તેમાં બીજી કોઇ પણ ચીજનો ઉમેરો કરી તેને સુધારવાની કદી પણ કોશીષ કરતા ના.

(૩) જેમ તમો વધુ વખત ઉંઘશો, તેમ તમો વધુ વખત જીવશો.

(૪) અગર જો તમારા હૃદયને થોડીઘણી આશાએશ આપશો નહિ તો તે તમોને હમેશની આશાએશમાં નાખશે.

(૫) મધ્યરાત અગાઉની એક કલાકની ઉંઘ મધ્યરાત પછીની ત્રણ કલાકની ઉંઘ બરાબર છે.

(૬) તંદુરસ્તી અને મિતાહારપણું, એ બંને જીવજાન દોસ્તો છે. એક વગર બીજું હોઈ શકે નહિ.

(૭) જેમ કેન્સરનું દર્દ શરીરને ખાઇ જાય છે, તેમ ઉદાસી, ચિંતા અને રોગ આત્માને ખાઇ જાય છે.

(૮) જીંદગીમાં હંમેશ અંધકાર તો રાત્રે આવે છેજ, પણ હંમેશ દિવસે તડકો સેવવાની કોશિષ કરતા રહેજો.

(૯) કામ કરવામાં, રમવામાં, આરામ લેવામાં અને ઉંઘવામાં હમેશ મધ્યમપણું જાળવજો.

(૧૦) ખુલ્લી બારી આગળ અથવા ઘેરથી જતાં યા ઘેર આવતાં દરરોજ થોડાક ઉંડા દમ લેજો.

(૧૧) હંમેશ તમારૂં માથું ઠંડુ રાખજો, અને પગ હંમેશ ગરમ રાખજો.

(૧૨) સીધા ઉભા રહેવાની, સીધા બેસવાની અને સીધા ચાલવાની ટેવ પાડજો.

(૧૩) મિષ્ઠાન્ન અથવા બીજો ભારે ખોરાક વધુ ખાતા ના. કેમકે તે વધુ ખાવામાં ઘણું નુકસાન છે.

(૧૪) ભોજન લેવા અગાઉ હંમેશાં તમારા હાથ અને પગ પાણીથી સારી પેઠે ધોવાને ભૂલતા ના.

× × ×

---

## સુધરેલા કહેવાતા લોકોના ત્રણ શાપ–તંબાકુ ચા ને કૉફી

એક પ્રખ્યાત ડેનીશ તબીબ કહે છે કે, સુધરેલી સોસાયટીના જે ત્રણ શાપ છે તે તંબાકુ ચા અને કૉફી છે. જેમ જલદ દારૂ અને અફીણ માણસજાતના શારીરિક બાંધા ઉપર કાતિલ અસર કરે છે, તેજ પ્રમાણે તંબાકુ ચા અને કૉફી માટે પણ સમજી લેવું. તેઓ વચ્ચે જે ફરક છે તે એટલોજ કે તંબાકુ ચા અને કૉફીની કાતિલ અસર ધીમી પણ નિઃસંશય છે, જ્યારે જલદ દારૂ અને અફીણની અસર એકદમ થાય છે.

તંબાકુ સુધરેલા કે જંગલી વર્ગમાં એકસરખી રીતે વપરાય છે. તેના સર્વથી મોટા જથાનો ઉપયોગ સ્કૂલ તથા કૉલેજના વિદ્યાર્થીઓ સીગારેટ, તપકીર વગેરેના રૂપમાં કરે છે. કોઈ પણ રૂપમાં તંબાકુનો શારીરિક બંધારણ સાથે સમાગમ થતાં શરીર તેને મારી હઠાવે છે. જો કોઈ નવો સવો તપકીર વાપરે છે તો તેને તમ્મર આવે છે અને તેનું માથું ભમરડાની પેઠે ફરવાનું શરૂ થાય છે. અગર જો કોઇ પહેલી વખતે 'સ્મોક' કરે છે તો તેને ઉલટી અને ખાંસીનો રોગ લાગુ પડે છે. એવોજ નતીજો પાન સાથે તંબાકુ ખાનારાઓનો પણ આવે છે.

તંબાકુ ખાવાનું પરિણામ એ આવે છે કે, ખાનારાઓને ક્ષય લાગુ પડે છે અને ગળાં, હૃદય અને ફેફસાં ઉપર ઘણીજ માઠી અસર થવા પામે છે. હોજરી પોતાના કામકાજમાં બીલકુલ સુસ્ત બની જાય છે. હૃદય નબળું પડી જાય છે અને છેવટે હોઠ, ગળાં અને જીભ ઉપર કેન્સરનું જીવલેણ દર્દ લાગુ પડે છે. આ પછી માણસજાતના કાર્યનો સ્વચ્છ ઝરો અનેક કીસમની નડતરોથી બંધ થઇ જાય છે.

હવે આપણે ચા–કૉફી તરફ નજર કરીએ.

ચા–કૉફી પીવાની ટેવનો ભોગ જેટલો સુધરેલો વર્ગ થઇ

પડયો છે તેટલો બીનસુધરેલો વર્ગ હજીસુધી થઇ પડયો નથી. પણ કમનસીબે તેનો લખ વિદ્યાર્થીઓમાં અસાધારણ વધી પડયો છે, જેથી સ્કૂલ કે કૉલેજમાં શીખતા વિદ્યાર્થીઓનો બાંધો ઘણી હદ સુધી રોગિષ્ઠ માલમ પડે છે. ચા પીવાથી કાંઇ ખોરાકની જરૂર સચવાતી નથી. તે માત્ર કૃત્રિમ 'સ્ટીમ્યુલન્ટ' એટલે મગજને ઉશ્કેરનારૂં પીણું છે.

ચાનો દરેક કપ અર્ધાથી ત્રણ ગ્રેન સુધી કેફીન અને ૧૧ થી ૧૨ ટકા જેટલું ટેનીનનું તત્ત્વ ધરાવે છે. એક કપ જેટલી કૉફી ટેનીનનું તત્ત્વ કાંઇક ઓછું ધરાવે છે, પણ તે હજમ નહિ થઇ શકે તેવી ચરબી ધરાવતું હોવાથી મૂવા નહિ ને ભૂત થયા એવો મામલો થઇ પડે છે. જે છિદ્રોનું કામ માણસોના શરીરની બાંધણીમાં મદદ કરવાનું છે, તે છિદ્રોના ઉત્કરભાવને આડે આમાં-નું કેફીન નામનું તત્ત્વ આવે છે, કેમકે તે તેમાં મોટી નડતર સમાન થઈ પડે છે. ચા અને કૉફીમાંનું ટેનીનનું તત્ત્વ ખોરાક હજમ કરવાની હોજરીની શક્તિને ધીમે ધીમે મારી નાખે છે.

જેઓને આ કૉફી પીવાની બૂરી આદત પડી ગયેલી હોય છે તેઓને તે પીધાથી તુરત લાગતું હશે કે તેઓમાં ઉશ્કેરણીનો જુસ્સો એકદમ વધી પડે છે, પણ આ ઉશ્કેરણી કૃત્રિમ હોય છે, કુદરતી હોતી નથી, જેથી આ કૃત્રિમ ઉશ્કેરણી પછી મગજના તંતુની નબળાઈ દેખાવ દે છે, જે સમજવા જેટલી આપણા ચાના શોખીનોને અક્કલ હોતી નથી. આ નિર્બળતાજ ચા અને કૉફી પીવાથી થતું નુકસાન છે.

× × ×

---

## દારૂ અને તંબાકુ માટે મુસોલિનીના વિચારો

મુસોલિની સાથે વાઈકાઉન્ટ રોધરમિયર પોતાની થયેલી મુલાકાતનું વર્ણન કરતાં 'ડેલી મેલ'મા જણાવે છે કે, મુસોલિની પોતાની ઉપરના મજબૂત કાબુથી અને વખતની સખ્ત કરકસરથી આજની સ્થિતિએ પહોંચ્યો છે. તે સંસારી જીંદગીમાં કોઈ પણ જાતનો ભાગ લેતો નથી. તે રાતે આઠ કલાકની ઉંઘ લે છે. છેલ્લાં દશ વર્ષથી તેણે દારૂનો કે તંબાકુનો ઉપયોગ કર્યો નથી. તે સત્તાવાર રીતે કહે છે કે, જેઓને માનસિક કામ ઘણી સખ્ત રીતે કરવાનું હોય છે તેઓ માટે દારૂ અને તંબાકુ બિલકુલ નુકસાનકારક છે. વાઇકાઉન્ટ વધુ જણાવે કે "મુસોલિનીના જીવતા દાખલા ઉપરથી મેં જ્યારથી ચા-કૉફી અને તંબાકુનો શોખ સદાનો ત્યજી દીધો છે, ત્યારથી મારી જોખમદારીનાં કામકાજો બજાવવામાં મને ઘણો મોટો લાભ થયો છે."

---

## સીગારેટ, બીડી, તંબાકુ વગેરેની ખરાબી

જીંદગીની સરતમાં 'હેન્ડીકેપ' તરીકે સીગારેટ, બીડી વગેરે મારફતે શરીરમાં દાખલ થતું તંબાકુનું ધીમું ઝેર છે, જે આજે આપણા દેશીઓમાં ઘણું વધી પડેલું છે અને આ કારણે તેઓ ભરજવાન વયે માર્ગે લાગી જાય છે એટલે કે મોતને વશ થઈ પડે છે.

ઘણાંક વર્ષોની વાત ઉપર જાપાનની પાર્લામેન્ટમાં એક બીલ લાવવામાં આવ્યું હતું, જેની રૂએ વીસ વર્ષની વયની અંદરના જુવાનોને તંબાકુનો ઉપયોગ કરતાં અટકાવવાનો હેતુ રાખવામાં આવ્યો હતો. જે જાપાનીસ રાજદ્વારી આ બીલ દાખલ કરવા માગતો હતો તેણે નીચલા સખુનો ઓચર્યા હતા, જે આપણા દેશીઓ માટે ઘણા ઉપયોગી થઈ પડશે. તેણે કહ્યું:–ધારાનો આ ખરડો હું શા માટે લાવ્યો છું તેનાં કારણો હું ટુંકમાં કહીશ. હાલમાં આપણી સાધારણ સ્કૂલોના પણ છોકરાઓ આપણા દેશમાં આયાત થતી સસ્તી સીગારેટનો ઉપયોગ કરવા લાગ્યા છે, જેનું પરિણામ, હું બ્હીઉં છું કે, આપણા દેશને ચીન અને હિંદુસ્તાનના જેવી કંગાલ સ્થિતિમાં લાવી મૂકશે. કેમકે અફીણની પેઠે તંબાકુમાં નારકોટીક ઝેર આવે છે, જે મજ્જાતંતુઓને સુસ્ત બનાવી દે છે અને માનસિક શક્તિને નબળી કરી નાખે છે. આ કારણ આપણી પ્રજાના જીવન ઉપર મરણતોલ ફટકો મારશે.

## ફ્રેન્ચ વિજ્ઞાનીઓના અખતરાઓ

લાંબી મુદતની વાત ઉપર ફ્રેન્ચ વિજ્ઞાનીઓએ તંબાકુની અસર કેટલી બધી જાલીમ છે તેની ગણત્રી કરવાને અખતરાઓ કર્યા હતા. આ અખતરાઓ જાનવરો ઉપર હતા અને તે તંબાકુના જૂદા જૂદા રૂપમાં હતા. જ્યારે કૂતરાને તંબાકુનો ધુંઓ દમમાં આપવામાં આવ્યો ત્યારે પહેલી જે અસર તેની ઉપર થવા પામી તે તેના લોહીના દબાણમાં અજબ જેવો ઘટાડો હતો. આ પછી તેમાં મોટો વધારો થવા પામ્યો. બીજી અસરોતરીકે ગુરદાની નસો ખેંચાઈ ગઇ હતી અને ભેજાંની નસો ફૂલી આવી હતી.

એજ મુજબની માઠી અસર જેઓ સીગારેટ, બીડી વગેરે પીએ છે તેઓ ઉપર થવા પામે છે. લોહીની નસો સંકોચાઇ જવાથી લોહીના દબાણમાં વધારો થવાથી હૃદય ઉપર વધારાનો ઘણો મોટો બોજો પડે છે. આ રીતે જૂદા જૂદા રૂપમાં તંબાકુનો ઉપયોગ કરનારાઓ પોતાના હૃદય ઉપર ચાલુ વધુ બોજો લાદતા રહે છે, જેનું પરિણામ એ આવે છે કે, તેઓ પોતાના હૃદયને પોતાના હાથે કવખતે ઘસી નાખે છે. સીગારેટ અને બીડી પીનારાઓનો ઘણો મોટો ભાગ હૃદય બંધ પડી જવાથી કે ગુરદાના દર્દથી મોતને વશ થાય છે.

## શું સીગારના બળતા છેડામાંથી ઝેર નીકળી જાય છે ?

તંબાકુનો ઉપયોગ કરનારાઓ એવો તો ટાલ્લો મારે છે કે, સીગારનો જે છેડો સળગાવવામાં આવે છે તે છેડામાંથી ઝેર નીકળી જાય છે યા તેનો નાશ થાય છે, તથા ધુંવો જે દમમાં જાય છે તેમાં થોડો પણ ઝેરનો અંશ હોતો નથી. આ બાબત એક જર્મન કેમીસ્ટે અખતરાઓ કરી સાબીત કર્યું છે કે, એક સીગારનો ધુંવો એક ગ્રેન જેટલું નીકોટીન ધરાવે છે, જે એકજ ડોઝમાં લેવામાં આવે તો એક માણસનો જાન લેવાને પૂરતું છે. અલબત્ત જેઓને તંબાકુનો ઉપયોગ કરવાની ટેવ પડી ગઈ હોય છે તેઓ એકદમ મરી જતા નથી, પણ તેઓમાં અસર જમા થઇ રહે છે અને આખરે હૃદય બંધ પડી જવાથી કે ગુરદાની બિમારીથી તેઓનો અકાળ અંત આવી જાય છે.

## તંબાકુની બુરી અસરનો એક નોંધવા જેવો દાખલો

તંબાકુની અસર કેટલે દરજ્જે બુરી થઇ પડે છે તેનો એક નોંધવા જેવો દાખલો આપણા લોકો માટે ઘણોજ જાણવા જોગ થઇ પડશે. બીડી પીનારા ૨૩૩૬ વિદ્યાર્થીઓમાંથી માત્ર અર્ધો ડઝન જેટલાજ વિદ્યાર્થીઓ ચંચળ મગજના માલમ પડી આવ્યા હતા. બીડી પીનારા વિદ્યાર્થીઓ પોતાની માનસિક શક્તિનો નાશ કરે છે, એટલુંજ નહિ પણ પોતાનાં જોર, હિંમત અને દૃઢતાનો પણ નાશ કરે છે. એટલુંજ નહિ પણ બીડી પીનારાઓની ચાલચલણ ઉપર પણ તંબાકુ માઠી અસર કરે છે.

## ઓટમીલ—એક કિંમતી ખોરાક

ઓટ મીલ નામનું ધાન્ય ઘઉં કરતાં વધુ કિંમતી છે. કેમકે તેમાં વધુ ચરબી અને ખારનો સમાવેશ થયેલો છે. ઓટ મીલના ધાન્યથી માંસનો વધારો થાય છે, શરીરને ગરમી મળે છે અને ખનીજ પદાર્થોનો લાભ મળે છે.

ઓટ મીલનું ધાન્ય નીચે મુજબ બનેલું છેઃ—

પાણી ૧૫.૦, નાઇટ્રોજન ૧૩.૦, કારબો—હાઇડ્રેડસ ૬૩.૦, ચરબી ૬.૦, ખાર ૩.૦. આથી ઓટમીલ જલદી પચન થઇ શકે છે. તેના ખોરાકથી શરીરને ઘણું સરસ પોષાણ મળી શકે છે અને ડૉકટરોના ઘરથી દૂર રહેવું પડે છે. તેનાં કેક, બીસ્કીટ, ખીર, રોટલી વગેરે બનાવવામાં આવે છે.

રકાબીમાં એક પ્યાલા જેટલું દૂધ નાખવું. તેને ઉકાળવું. આ પછી ઉકળતાં દૂધમાં ઓટમીલ એક મોટો ચમચો ભરી નાખવું. તેને દૂધ સાથે એકરસ કરી પાંચ મિનિટ સુધી ઉકાળવું. ખુશબો

માટે લિંબુની છાલ, જાયફળનો સહેજ ભૂકો, ખાંડ અથવા મધ નાખવું. આ ખોરાક ગરમ ગરમ લેવો ફાયદાકારક છે.

× × × ×

## દૂધનો ઉપયોગ કેમ કરવો ?

જેઓને ત્યાં દૂધનો જથો વધી પડે છે ત્યારે તેનો ઉપયોગ કેમ કરવો તે તેઓ સમજી શકતાં નથી. આપણા લોકો દૂધને એક જાતના પીણાતરીકે ગણે છે, પણ ખરી રીતે તો દૂધ પીણું નથી પણ એક જાતનો ઉપયોગી ખોરાક છે. જેમ ખોરાકને ચાવી ચાવીને ખાવાની જરૂર છે, તેમ દૂધને બહુજ ધીમે ધીમે એટલે ચૂસી ચૂસી પીવાની જરૂર છે. દૂધને એકદમ ગળામાં રેડી દેવાથી તે લાભ કરવાને બદલે સામું નુકસાન કરે છે, તેનો સબબ નીચે મુજબ છે:—

દૂધમાંનું કેસીન જ્યારે જઠરરસના પ્રવાહીના એસીડ સાથે સંબંધમાં આવે છે, ત્યારે તે બંધાઇ જાય છે અને તેના ગાંગડા બને છે. અગર જો દૂધ એકદમ ગટગટાવી જવામાં આવે તો દૂધના વધુ મોટા ગાંગડાઓ બને છે, જે હોજરી પચાવી શકતી નથી. જઠરરસની પ્રવાહી બંધાયેલા દૂધના નાના ગાંગડાઓ સાથે ઘણી સહેલાઇથી મળી જાય છે. તેટલા માટે દૂધ ચૂસી ચૂસીને પીવાની જરૂર છે. દૂધ ચૂસી ચૂસીને પીવાથી બંધાયેલા દૂધના બારીક ગાંગડાઓ બને છે.

## તબીબી અને ઘરગતુ સૂચનાઓ

૧—આખા ઘઉં આપણા શરીરને જોઇતી દરેક ઉપયોગી ચીજ ધરાવે છે. પ્રોટેન, કાર્બો હાઇડ્રેટસ અને ખનીજ નીમકનું પૂરતું પ્રમાણ તેમાં હોય છે; પણ સાંચામાં દળાતાં આ ઉપયોગી તત્ત્વો બહાર નીકળી જાય છે.

૨—દાંતો કોહી જવાનું હાલમાં ઘણું સાધારણ છે, તેનું મૂળ કારણ ચૂના વગરનો ખોરાક છે. કેમકે હાલનો ખોરાક મુખ્ય કરી માંસ અને સફેદ માટીનો હોય છે. આ ખોરાક ઉપર જીવનારાઓના દાંત જલદી કોહી સડી જાય છે.

૩—પકાવ્યા વગરના (કાચા) ખોરાકોમાં પકાવેલા ખોરાક કરતાં વધુ સૂક્ષ્મ જંતુઓ હોય છે, એટલા માટે કાચા ખોરાકો ખાવાના ઉપયોગમાં લીધા અગાઉ તેમને પાણીથી ધોઈ સાફ બનાવવા જોઇએ. તંદુરસ્તીની સલામતી માટે આવા ખોરાકોને ઉકળતા પાણીમાં અથવા તો પીઓક્સાઇડ ઑફ હાઇડ્રોજનના પાંચ ટકાના સોલ્યુશનમાં થોડીક મિનિટ સુધી બોળી રાખવા જોઇએ.

૪—જેઓ પોતાના હાથને સ્વચ્છ કર્યા વિના ગાયભેંસનું

દૂધ દોહવે યા જે બબર્ચી પોતાના શેઠ–શેઠાણી માટેનું ખાણું હાથ સ્વચ્છ કર્યા વગર પકવે છે તેઓ અનેક કીસમનાં દર્દોનું મૂળ થઈ પડે છે.

૫–જેઓ ટાઇફોઈડ તાવથી બચી ગયા હોય તેઓએ ઉકાળેલું પાણી લાંબી મુદત સુધી પીવાનું ચાલુ રાખવું.

૬–ફરબે બનવા માટે ચરબીનો ખોરાક ખાવો અવશ્યનો નથી. શરીર પોતે કાર્બોહાઇડ્રેટસ એટલે સ્ટાર્ચ અને ખાંડનો ખોરાક ખાવાથી ચરબી પેદા કરે છે.

---

## વાસણો કેવાં વાપરવામાં તંદુરસ્તીની સલામતી છે ?

હાલમાં અમેરિકનોએ એક અગત્યનો સવાલ ઉભો કર્યો છે કે, રાંધવા કે ખાવા પીવા માટે કયી બનાવટનાં વાસણો વાપરવામાં તંદુરસ્તીની સલામતી જળવાયલી છે. તેઓ સત્તાવાર રીતે કહે છે કે, કોઇ ને કોઇ કીસમના વાસણમાં ભય છુપાયલો રહ્યો છે. ઇનેમલનાં વાસણો માટે એવી ફરિયાદ કરવામાં આવે છે કે, તેઓ વપરાતાં તેમાંની ગાંગરીઓ છૂટી પડી હોજરીમાં પ્રવેશ કરતી હોવાથી એપેન્ડેસાઈટીસ જેવો રોગ ઉત્પન્ન થવા પામે છે.

નીકલતી કોરવાળાં વાસણોને પણ બીનસલામતીભર્યાં વાસણો-ની ટીપમાં મૂકવામાં આવે છે. આપણા દેશમાં હાલમાં એલ્યુમી-નિયમનાં વાસણો ઘણાં વપરાય છે, પણ તબીબોએ શોધી કાઢ્યું છે કે, એલ્યુમીનિયમ અને જસતની ભેળવાળાં વાસણો રાંધવાનાં વાસણોતરીકે સલામતીભર્યાં નથી. લોખંડ અને સ્ટીલનાં વાસણો કાટ ખાઇ જાય એમ છે. આ કાટ માણસજાતની તંદુરસ્તી માટે ઘણો નુકસાનકારક થઇ પડે છે. એટલા માટે એક તબીબ મરોડીનાં વાસણો જેને અંગ્રેજો 'અર્થનવેર'ના નામે ઓળખે છે તેને કાંઇક સલામતીભર્યાં ગણે છે. તોપણ તેને માટે પણ ખાસ સંભાળની અવશ્ય જરૂર વિચારવામાં આવે છે. જે મોટી ખરાબી સમાયલી છે તે જૂદી જૂદી કીસમનાં વાસણોને ચળકાટ આપવાની બનાવટમાં છે. સીસાની ગઝીંગથી સીસાનું ઝેર હોજરીમાં જવાનો મોટો ભય રહે છે. આ કામ કરનારા કામદારોની જાનની સલામતીમાં પણ મોટો ભય રહે છે.

---

## હવા અને શ્વાસ

આ તો ચોક્કસ છે કે, જે બાબત ઉપર હાલની તબીબી-વિદ્યા હાંસલ કરનારા તબીબો અને આગલા તબીબીવિદ્યા જાણ-નારાઓ વચ્ચે એકમતિ જોવામાં આવે છે તે હવા–ચોખ્ખી હવા–છે. જેમ વધુ તાજી અને સ્વચ્છ હવા દમમાં લેવામાં આવે, તેમ તંદુરસ્તીને લાભ થઇ શકે છે; પણ આ એકમતિ ચોક્કસ

હદમાંજ આવી અટકી છે. કેમકે હાલમાં આગળ અને આગળ વધતી જતી તબીબી સાયન્સના તબીબો હવાના સંબંધમાં એવો મત ધરાવે છે કે, જ્યારથી ઇન્સાન આ દુનિયામાં જન્મ લે છે તે પળથી તેને સઘળા વખતે અને સઘળી જગોએ પુષ્કળ સ્વચ્છ હવાની ઘણી મોટી જરૂર છે; પણ જૂના વિચારના તબીબો આ મતથી જૂદા પડે છે. તેઓ આ હક્ક બિમારોને આપવાની ના પાડે છે, અને તે એજ મુર્ખાઇભરેલાં કારણે કે દર્દી હવામાંથી ઝેર હાંસલ કરે છે. તેઓ એવો સાંકડો વિચાર ધરાવે છે કે, જે તંદુરસ્ત માણસો માટે લાભકારક છે તે બિમારો માટે હોઇ શકે નહિ ! વીસમી સદીમાં પણ આવા વિચારના ઈન્સાનો હયાતી ભોગવે છે એ કરતાં વધુ ખેદકારક બીજું શું હોય શકે ? હાલની આગળ વધેલી સાયન્સના અને મહાન બુદ્ધિના તબીબોનો એવો મત છે કે, ઘરની બહારની સ્વચ્છ હવા ઘરમાં દાખલ કરવાલાયક છે, એટલુંજ નહિ પણ તે દરેક વખતે, દરેક બાબતમાં અને દરેક દર્દ વેળાએ બિલકુલ જરૂરી છે.

શરદી લાગવાની બીકથી બહારની હવાને ઓરડામાં દાખલ થતી અટકાવી રાખવાથી બિમાર સ્થિતિમાં સામો વધારો કરવામાં આવે છે. એનો સબબ શો તે અત્રે સમજાવવાની ખાસ જરૂર છે.

હવા એક રીતે જોતાં આપણો સર્વથી અગત્યનો ખોરાક છે. નક્કર ખોરાક વગર આપણે અઠવાડીઆંઓ જીવી શકીએ છીએ, આપણે પાણી પીધા વગર ઘણાક દિવસો સુધી જીવી શકીએ છીએ; પણ હવા વગર આપણે માત્ર થોડીજ મિનિટ જીવી શકીએ છીએ. ઉંડો સંપૂર્ણ શ્વાસ સઘળી વખતે સર્વથી વધુ અગત્યનો છે. એક કારણ એ છે કે, તેથી પેટમાંના પડદા અને છાતીની સ્નાયુવાળી દિવાલને સંપૂર્ણ કસરત મળે છે.

જેમ હસવાથી તેમ રડવાથી શારીરિક રચના ઉપર ઘણી અસર થાય છે તે થોડાઓજ જાણતા હશે, જે ઉપર આગળ ચાલતાં, હું બની શકતો પ્રકાશ પાડીશ.

---

## રાતની હવા

અગત્યની બાબત જે "રાતની હવા" અથવા 'હવાયેલી કે શરદ રાતની હવા' છે અને જેની સામે આપણા દેશીઓ કાંઇક અજબ અભાવ ધરાવે છે તેના સંબંધમાં બોલવું હું વ્યાજબી માનું છું. આ અભાવ માત્ર આપણા અભણ દેશીઓમાંજ નહિ પણ કેળવણી પામેલાં નર–નારીઓમાં એવો તો મજબૂત જડ ઘાલી બેઠો છે કે તેને જડમૂળથી ઉખેડી નાખવા માટે ઘણાંક વર્ષો જોઇશે. રાત્રિની હવાના સંબંધમાં ડૉ૦ ડેન્સમોરનો મત ઘણોજ જાણવાજોગ છે, જે હું હવે પછી રજુ કરીશ.

વળી હાલની તબીબીવિદ્યાએ ઘણી સારી સત્તાથી સાબીત કર્યું છે કે, ૨૪ કલાકની હવામાં રાત્રિની હવા સર્વથી વધુ સ્વચ્છ છે. રોશની પછી અંધકાર કેવી રીતે હવાની સ્વચ્છતા ઉપર માઠી અસર કરી શકે તે સમજી શકાતું નથી. તેની રચનામાં અલબત્ત, કાંઇ પણ ફેર થતો નથી, અને એમ ચોક્કસ હોવાથી રાત્રિની હવા સામે જે વિરુદ્ધતા જડ ઘાલી બેઠી છે તે એ છે કે, દિવસની હવા કરતાં (૧) તે વધુ ઠંડી છે અને (૨) તે વધુ હવાયેલી છે.

હવે આપણે આ બંને વાંધાઓની તપાસ લઇશું.

(૧) ધારો કે, રાત્રિની હવા લગાર વધુ શરદીવાળી છે તો તેથી થયું શું ?

ટેમ્પરેચરમાંનો ઘટાડો માત્ર થોડી ડીગ્રીનો હોય છે, અને કદાચ વધુ પણ હોય તો તેથી નુકસાન શું? શું શિયાળામાં દિવસની હવાની ટેમ્પરેચર વસંતઋતુની રાતની હવા કરતાં ઉનાળામાંની હવાને બાજુએ રાખતાં વધુ શરદ હોતી નથી ? અને વળી શિયાળામાં ટેમ્પરેચરમાંના ઘણા વધુ સખ્ત અને વધુ ઓચિંતા ફેરફારોની આપણને શું ટેવ પડી ગઇ નથી ? શું ઠંડા દેશોમાં ગરમીવાળાં મકાનો છોડી થ જાઇ જતી આબોહવામાં આપણે બહાર નીકળતા નથી ? ઘણાકોને આ જાતના ઓચિંતા ફેરફારનો ખ્યાલ આવી શકતો નથી, કેમકે તે વખતે સૂર્ય પ્રકાશતો માલમ પડે છે. લોકો તો એમજ સમજે છે કે, તે રાત્રિની હવા હોતી નથી અને તેથી નુકસાનકારક હોતી નથી. આ ખ્યાલ કરનારાઓ કેવા હાંસીને પાત્ર ગણાય છે તેનું તેઓને ભાન વટીક હોતું નથી.

(૨) રાત્રિની હવા વિરુદ્ધની એક દલીલ એવી આગળ કરવામાં આવે છે કે, તે ભીનાશવાળી છે. આ ખોટો ખ્યાલ લગભગ જ્યાં ત્યાં જોવામાં આવે છે. તબીબો સારી પેઠે જાણે છે કે નાક અને ગળાનું ચીકણું અસ્તર જેને તબીબો "મ્યુકસ લાઇનીંગ" તરીકે ઓળખે છે તેને કુદરત તરફથી જાણી જોઈ ભીનાશવાળું બનાવવામાં છે—તે એટલાજ માટે કે દમમાં લેવામાં આવતી હવાની દરેક રજકણ, ફેફસાંને તે જઇ મળે તે પહેલાં સંપૂર્ણ રીતે ભીનાશવાળી બનાવવામાં આવે છે, અને કોઇ પણ હવા જે કુદરતના હાથવડે જાણી જોઈ સંપૂર્ણ રીતે ભીનાશવાળી બનાવવામાં આવતી નથી તે તંદુરસ્તીની સ્થિતિમાં ફેફસાંઓને પહોંચી શકતી નથી.

એક પ્રખ્યાત તબીબ સારી સત્તાથી કહે છે કે, ઠંડી સ્વચ્છ હવા કોઇ પણ દર્દમાં મુદ્દલ પણ વધારો કરી શકતી નથી. ઠંડી અથવા ભીનાશવાળી કે રાત્રિની હવા સામેનો અભાવ કુદરતને નહિ પીછાણવાને સબબે છે.

આ ઉપરથી ખુલ્લું માલમ પડી આવે છે કે, આ દુનિયામાં

અને ખાસ કરી આપણા દેશીઓમાં કેટલા હજારો જાનો અકાળ મોતે-એટલે કે પોતાની કે પોતાની આસપાસનાઓની ભૂલ, ખોટી બીક વગેરેના કારણે મરણ પામતા હશે જેનો ખ્યાલ કરવાને આપણે કમનસીબે બેહદ દયાજનક રીતે પછાત પડીએ છીએ !

## માટીના ઉપયોગો

એક જાણીતો જર્મન તબીબ કહે છે કે, લોહી ઝેરી બનવાના દર્દ ઉપર માટી અથવા મટોડી રામબાણ ઇલાજ થઈ પડે છે. પછી આ દર્દની ઉત્પત્તિ જંતુઓથી યા તેમાંની અસ્વચ્છ ચીજોથી થવા પામી હોય. એટલે કોઇ પણ કારણથી લોહી ઝેરી બન્યું હોય તોપણ આ ઇલાજ અકસીર થઈ પડવાની ખાત્રી આપવામાં આવે છે.

છાણ વગેરેના ભેળથી માટી અસ્વચ્છ બનતી હોવાથી તેનો ઉપયોગ કરતાં ઘણાઓ ડરી જાય છે, પણ આવી રીતે માટી અસ્વચ્છ નહિ હોય તેટલા માટે ઉપલો તબીબ એવી સૂચના કરે છે કે, માટી અસ્વચ્છ જગ્યાએથી નહિ લેવાની સંભાળ રાખવામાં આવે તો મટોડીમાં અસ્વચ્છતાનો ભેળ થવાની મુદ્દલ ધાસ્તી રહે નહિ. ભરવાડો પોતાના જખમો ઉપર ઢોરોનું છાણ લગાડે છે, જેથી ઘણો લાભ થવાની ખાત્રી આપવામાં આવે છે.

માણસોને હંમેશાં પોતાની બહાર ભય શોધતા રહેવાની ટેવ પડી ગયેલી હોય છે. તેઓ માટીમાંનાં જંતુઓ અને અસ્વચ્છતાને વચમાં લાવે છે; પણ અકુદરતી જીંદગી ગુજારવાના કારણે, માંસ ખાવાથી, દારૂ પીવાથી, તંબાકુ વગેરેનો ઉપયોગ કરવાથી શરીરને જે ભારે નુકસાન થાય છે, તેનો તો ખ્યાલ માણસો ધરાવતાંજ નથી. કેમકે ઉપર મુજબની જીંદગી ગુજારવાના કારણેજ જખમો રૂઝ આવતાં અટકે છે.

આ તો હવે ખુલી થયેલી બીના છે કે, જીંદગી ગુજારવાની કુદરતી રીત જખમો રૂઝાવાનો રામબાણ ઇલાજ છે. કેમકે કુદરતી રીતથી લોહી સ્વચ્છ રહે છે, અને લોહી સ્વચ્છ રહેવાથી જખમ જલદી રૂઝાવા પામે છે.

## માટીની ગાદી બનાવવાની રીત

હવે માટીની ગાદી યા પટી જેને તબીબો "અર્થ કૉમ્પ્રેસ" તરીકે ઓળખે છે તેના સંબંધમાં હું બોલીશ. આ 'અર્થ કૉમપ્રેસ,' 'વૉટર-કૉમ્પ્રેસ' કરતાં ઘણો લાભકારક થઇ પડે છે. માટીનું 'કૉમ્પ્રેસ' પલાળેલી માટીનું બનાવવામાં આવે છે. એટલે પાણીના 'કૉમ્પ્રેસ'માં જેમ પાણી વાપરવામાં આવે છે, તેમ માટીના 'કૉમ્પ્રેસ'માં પલાળેલી માટી વાપરવામાં આવે છે. આ માટી અલબત્ત જેમ બને તેમ ભીની હોવી જોઇએ, પણ તે એટલી બધી તો ભીની નહિ હોવી

જોઇએ કે જેથી માટી પાણીની માફક ગળી પડે. કૉમ્પ્રેસ' બનાવવાને માટે ભીની માટી દર્દ કરનારા ભાગો ઉપર મૂકવી. શરીર છાતી, આંખ, પગ, ગળું, ઘુંટણ, હાથ, ખોપ્રી, ગરદન, ગાલ, કલેજું, બરડાનો કાંઠો, કરોડ વગેરે ભાગો ઉપર મટોડીની ગાદી મૂકી શકાય છે. આ પછી પેલી માટી ઉપર શણનું કપડું મૂકવામાં આવે છે, જે માટીના ટુકડા કરતાં કાંઈક વધુ મોટું હોવું જોઇએ. આ ઉપર ઉનનો પાટો અથવા કપડું મૂકી તેની આસપાસ એક બીજો પાટો બાંધવામાં આવે છે, જેનો હેતુ મટોડી દર્દવાળી જગ્યા ઉપરથી ખસી ન જાય તે માટેનો હોય છે. આ પાટાના છેડાઓને સેફ્ટી પીનથી મજબૂત બનાવવાથી દર્દવાળા ભાગ ઉપર માટીની જોઈતી અસર થઈ શકે છે.

મટોડીની ગાદી મૂકવાનો અનુકૂળ વખત રાતનો છે; પણ દિવસે કે જ્યારે દર્દીઓ બિછાને હોય છે તે વખત પણ ઓછો અનુકૂળ હોતો નથી. આ વખતે પણ એકાદ બે વખત 'અર્થ' કૉમ્પ્રેસ' મૂકવામાં સહેજ પણ નુકસાન નથી. આ માટી બે કલાકો કે તેથી વધુ વખત રાખવી જોઇએ છે.

ડિપ્થેરિયા, ફેફસાંનાં દર્દો, ટાઇફ્સ વગેરે રોગો વખતે જ્યારે સખ્ત સુજણ આવે છે, ત્યારે માટીનું કૉમ્પ્રેસ શરૂઆતમાં વારંવાર થવું જોઇએ અને તે પછી તેમાં ઘટાડો થવો જોઇએ.

દર્દવાળા ભાગોમાંથી માટી ગરમીને બહાર ખેંચી કાઢે છે. પછી તે બહારનો ભાગ હોય કે અંદરનો હોય, તુરતજ વેદના સામાન્ય રીતે બંધ થઈ જાય છે અને આ ભય પસાર થઈ જાય છે. અમુક દર્દ વખતે શરીરના કયા ભાગ ઉપર 'અર્થ–કૉમ્પ્રેસ' મૂકવું તે સમજાવવાની હું જરૂર જોતો નથી; પણ એટલું તો યાદ રાખવું કે, ડિપ્થેરિયા માટે ગળા ઉપર અને માથાના દુખાવા વખતે ખોપ્રી ઉપર 'કૉમ્પ્રેસ' મૂકવું. કેટલાક જર્મન તબીબો માથાના આરામ માટે પગની ઘુંટી ઉપર માટીની ગાદી મૂકવાની ભલામણ કરે છે.

મટોડી ઓછામાં ઓછા બે કલાક રાખવાની ભલામણ કરવામાં આવે છે; પણ આખી રાત તે રાખવામાં આવે તો કશી અડચણ નથી, પણ એથી ઉંઘમાં ખલેલ આવતી હોય તો કાઢી નાખવામાં અને અનુકૂળ વખતે તે પાછું કરવામાં અડચણ નથી. કોઈ પણ જાતની માટી જે નજદીકમાં મળી શકતી હોય તે વાપરી શકાય છે.

---

## મટોડી સંખ્યાબંધ દર્દો સાજાં કરે છે.

મટોડી સંખ્યાબંધ દર્દો સાજાં કરવાનો દાવો કરી શકે એમ છે. દાખલાતરીકે ટ્યુમર (ગાંઠ) અને છાતી, શ્વાસ લેવાની નળી ગળાં વગેરેના રોગો, આંખ અને કાનમાંનાં દર્દો, ગાઉટ, ર્યુમેટિઝમ,

અળાઈ, ગરમીની ફોલ્લીઓ, કંઠમાળા, પીડુના રોગો, ઈંદ્રિયોના રોગો, ગુરદા, લીવર વગેરેના રોગો, ડીપ્થેરિયા, માથાનો દુઃખાવો, મજ્જાતંતુઓનાં દર્દો, દાંતનો દુખાવો વગેરે સંખ્યાબંધ દર્દો ઉપર મટોડીનો ઉપયોગ ઘણોજ લાભકારક રીતે થવા પામે છે.

સાપના ડંખ અને ઉન્મત્ત વાયુને આગળ વધતા અટકાવવાને મટોડીનો 'કૉમ્પ્રેસ' રામબાણ ઇલાજ થઈ પડે છે. એ મુખ્ય ખુબી વેદનાને તાત્કાલિક શાંતિ આપવાની છે.

આપણાં શરીરનો પેડુવાળો ભાગ દર્દોનું કેંદ્ર ગણાતો હોવાથી શરીરના નીચલા ભાગ ઉપરના 'કૉમ્પ્રેસ'ની ખાસ ભલામણ કરવામાં આવે છે. ખાસ કરીને તાવને લગતાં દર્દો તાઇફસ, સ્કાર્લેટ ફીવર, ડીપ્થેરિયા વગેરે દર્દો વખતે શરીરના નીચલા ભાગ ઉપર મટોડીનું 'કૉમ્પ્રેસ' વધુ ફાયદાકારક થઇ પડે છે. આ બાબત હું કોઈ બીજા પ્રસંગ સુધી મુલતવી રાખું છું.

## ગરમ દેશોનાં દર્દો—તેનો ઇલાજ ચોખ્ખી માટી

ગરમ મુલકોમાં ખાસ કરીને ગરમીની ઋતુમાં અકુદરતી ખોરાક જેવા કે માંસ, દારૂ વગેરે ઠંડા તેમજ સમધાત મુલકો કરતાં તેનો ઉપયોગ કરનારાઓ ઉપર વધુ જલદી બદલો લે છે. જે શખ્સો ઠંડા મુલકમાં વસવાટ કરી એટલે કે ત્યાંની હવાની ટેવ પાડી ગરમ દેશોમાં આવી વસ્યા હોય છે તેઓએ ઉપલો કુદરતી નિયમ ખાસ ધ્યાનમાં લેવાની જરૂર છે.

ગરમ દેશોમાં વસવાટ કરનારાઓએ પાણીનો 'બાથ' વારંવાર લેવો અને તે વધુ લેવો જરૂરી છે. પણ ઠંડો, ઉજાશ અને હવાનો 'બાથ' જેને તબીબો 'લાઇટ એન્ડ એરબાથ' તરીકે ઓળખે છે તે લેવા માટે માટી અથવા મટોડીના લેપથી શરીરને આરામ, શાંતિ અને ઠંડક મળે છે. જેઓ તાવથી પીડાતા હોય તેઓને માટીના ખાડામાં રાખવાથી તાવ તેમજ ગરમ મુલકોનાં દર્દો ઉપર ઘણી સહેલાઇથી કાબુ મેળવી શકાય છે.

ગરમ ભાગોમાં ચામડીના દર્દથી પીડાતા દર્દીઓને સૂર્યનાં કિરણો હેઠળ ખુલ્લા રાખી તેમના શરીર ઉપર કાદવની પેઠ ભીની કરેલી મટોડી લગાડવાથી ચામડીનાં દર્દો અજબ જેવી રીતે અલોપ થઇ જાય છે.

## દાંતનાં દર્દોનો ઉત્તમ ઇલાજ મટોડી

'બૉઇલ્ડ' કરેલી નરમ વાનીઓ, સુપ વગેરે કૃત્રિમ અને અકુદરતી ખોરાકો જે ચાવવા માટે દાંતોને વધુ તકલીફ પડતી નથી, તે ખાવાથી દાંતનાં દર્દોની ઉત્પત્તિ ઘણી સહેલાઈથી થવા પામે છે. ઘણા ગરમ ગરમ ખોરાક અને પીણું પણ દાંતો માટે ઘણું નુકસાન-

કારક છે. કેમકે તે કુદરતથી તદ્દન ઉલટાં છે. એને બદલે કોટલાંવાળાં કાચાં ફળો અને એપલ(સેબફળ)નો કરવામાં આવતો ઉપયોગ દાંતો માટે ઘણો અચ્છો ઇલાજ પૂરો પાડે છે; કેમકે આથી દાંત ઘણા સ્વચ્છ રહે છે.

ફ્રુટનો ખોરાક દાંત માટેના બ્રશ કરતાં ઘણો કિંમતી થઈ પડે છે. કેમકે હલકી કિંમતનાં દાંતનાં બ્રશો તંદુરસ્તી માટે ઘણાં જોખમભરેલાં થઇ પડે છે. એવાં બ્રશોનો ઉપયોગ નહિ કરવામાંજ ફાયદો છે.

મોઢું અને દાંત સ્વચ્છ કરનારી બજાર દવાઓ જે માટે જાહેર ખબરોમાં મોટી મોટી બડાઇ મારવામાં આવે છે તે દવાઓથી સમૂળગા દૂર રહેવામાંજ લાભ છે. કેમકે આ દવાઓ દાંતને સામું નુકસાન પહોંચાડે છે. સ્વચ્છ પાણીમાં કોગળા કરવાથી દાંત ઘણા સારી રીતે સ્વચ્છ રહી શકે છે.

દાંતનો વખતોવખતનો દુખાવો જે ઘણું કરી પોલાણવાળા અને દર્દી દાંતોથી જન્મ પામે છે તેનો રામબાણ ઇલાજ જે બાજુનો દાંત દુખતો હોય યા જે બાજુ દર્દી દાંત હોય તેના બહારના ભાગ ઉપર મટોડીની ગાદી મૂકવી અગર જો મટોડીની ગાદી ઘણી વખત મૂકવામાં આવે અને તે ઘણો વખત સુધી રાખવામાં આવે તો ખાડાવાળો દાંત ઉભો રહેવા છતાં તેને લગતું દર્દ દૂર થઇ જાય છે. અગર જો એક વાર ફરીથી દાંત દુખે તો ઉપલો ઇલાજ કરવાથી દર્દ ફરીથી દેખાવ દેશે નહિ.

## માથાના વાળને લગતાં દર્દો

આપણે જોઇએ છીએ કે, જંગલમાંના હેવાનો જેઓ નડતર વગરની કુદરતમાં વસે છે તેઓનું માથું બાલ વગરનું બોડકું હોતું નથી કે વાળ સફેદ થઇ જતા નથી. એવીજ સ્થિતિ દુનિયાના ઘણા દૂરના ભાગોમાં વસતાં માણસોની પણ જોવામાં આવે છે.

કુદરતે નિર્માણ કરેલી જીંદગી માણસો તરફથી ગુજારવામાં આવે તો જાડાવાળો નરમ અને લવચીક બને છે. વળી વાળ ખરી પડતા પણ અટકે છે. આ ખરૂં છે કે, શરૂઆતમાં વાળ ખરવાનું ઘણું વધી પડે છે, પણ તે પછી તે ખૂબસુરત બને છે; એટલુંજ નહિ પણ જે ભાગ વાળ વગરનો બોડકો હોય તે ભાગ ઉપર વાળ આવવા માંડે છે. સફેદ વાળથી પણ દૂર રહી શકાય છે અને બુઢાપામાં સફેદ વાળ કુદરતી રંગમાં બદલાઇ જાય છે.

કુદરતી 'બાથ' ઉપરાંત વાળને વારંવાર ભીંજવી તેને સૂકવી નાખવામાં ઘણો ફાયદો સમાયલો છે; પણ માથા માટે વરસાદનું પાણી ઘણું લાભદાયક થઇ પડે છે. માથાની ચામડી સ્વચ્છ બનાવવા માટે મટોડી ઘણી કિંમતી થઇ પડે છે, પણ તે તરફ કોઇનું

લક્ષ ખેંચાતું નથી. બોડકાં માથાં ઉપર વાળ લાવવા માટે મટોડી ખાસ જરૂરી છે.

## માથાના વાળ માટે સ્ત્રીઓને સલાહ

સ્ત્રીઓએ પોતાના માથાના વાળ કદી પણ કપાવવા જોઇતા નથી. તેઓએ વળી પોતાના વાળને મજબૂત રીતે જકડીને બાંધવા પણ જોઇતા નથી. સ્ત્રીઓને મારી મજબૂત ભલામણ છે કે, તેઓએ પોતાના માથાના વાળ ઢીલા ચોટલામાં રાખવાથી તેની ઘણી સારી રીતે જાળવણી થઇ શકે છે. એ કરતાં વધુ ફાયદો વાળ છૂટા એટલે બાંધ્યા વગર રાખવામાં સમાયેલો છે. કામ કરતી વખતે માથાના વાળને રીબનથી ઘણા ઢીલા બાંધી રાખવાથી સ્ત્રીઓના માથાના દુખાવાની ફરિયાદ ઘણે દરજ્જે દૂર થઈ શકશે.

સઘળી જાતનાં તેલ, પોમેટમ વગેરેને માથાના વાળથી દૂરજ રાખવામાં વાળની સલામતી જળવાઈ રહે છે.

## હડકાયા કૂતરાના ઝેરનો ઈલાજ—મટોડી

એક જર્મન તબીબ કહે કે "હું જાણીને ઘણો અજાયબ થાઉં છું કે, જર્મનો હડકાયાં કૂતરાના કરડવાનો ઇલાજ કરવા છેક પેરીસ સુધી 'પેસચ્યોર ઇન્સ્ટિટયુટ'માં દોડી જાય છે; પણ સર્વથી સરસ અને રામબાણ ઇલાજ જે વખતે કૂતરૂં કરડે તેજ વખતે ભીની મટોડી મૂકવામાં આવે તો ઝેર ચઢવાનો ભય દૂર થઇ જાય છે. એજ વખતે મટોડીને ભીંજવવા પાણી નજદીકમાં મળી નહિ શકે તો મોઢાનું થુંક, પાણી મળતાં સુધી ચાલી શકશે." આ જર્મન તબીબ વધુ જણાવે છે કે "પણ એમ કરવાને બદલે આ જાતના દર્દીઓને છેક પેરીસ સુધીની લાંબી મુસાફરીએ લઇ જવામાં આવે છે અને એથી ઝેરને લોહીમાં દાખલ થવાનો પૂરતો વખત મળી શકે છે. પરિણામે જાનના જોખમના ભયમાં ઓર વધારો થવા પામે છે. ઉપલા ઇન્સ્ટિટયુટનો લાભ લેવા છતાં હડકવા સમુળગો અટકી શકશે તેની ખાતરી મળી શકતી નથી. આથી હડકવાનું ઝેર શરીરમાં કાયમ રહેવા પામે છે, જેથી દર્દીને થોડાં વરસ પછી પણ હડકવાની બિમારી લાગુ પડે છે, યા તો બીજી બિમારીઓનો ભોગ થઇ પડે છે."

હડકાયા કૂતરાનું ઝેર સાપના ડંખના ઝેરથી વધુ કાતિલ નથી. મટોડીના ઈલાજથી સાપના ઝેરવાળાં દર્દીઓને આરામ થાય છે તો હડકવા લાગેલાં દર્દીઓ આ ઇલાજથી વધુ આસાનીથી બચી જવાં જોઇએ. સાપે કરડેલી એક સ્ત્રીદર્દીને મટોડીના ઇલાજથી કેવી રીતે બચાવી લેવામાં આવી હતી તેને લગતો નીચલો ખરો બનેલો દાખલો આપણા વિજ્ઞાનશાસ્ત્ર ઉપર ઘણું સારૂં અજવાળું

પાડી શકે છે. આ ખરો બનેલો બનાવ નીચે મુજબ છે, જે એક જર્મન તબીબે આપેલા હેવાલ ઉપરથી લેવામાં આવ્યો છે:—

"કેટલાક વખતની વાત ઉપર ઘાસમાં કામ કરતી વીસ વરસની સ્ત્રીના પગમાં એક સાપે ડંખ માર્યો. તેણી કેસરતા નજદીક આવેલા રીકેલ નામના ગામડાની રહીશ હતી. ઝેરની અસરથી તેણીનો આખો પગ એકદમ સુજવા લાગ્યો. પરિણામે આ સ્ત્રીને ઘણી ભારે વેદના થવા માંડી. બાપ તેણીને હાથની ગાડીમાં પોતાના ગામથી કેસરતા ખાતે લઈ ગયો. અહીં આવતાં તે સ્ત્રીનો જમણો પગ અને જમણો હાથ ઘણીજ ભયભરેલી રીતે સૂજી આવ્યો. ડૉકટરોએ મત આપ્યો કે, હવે મોડું થઈ ગયું છે. બચાવનો કશો ઈલાજ હવે રહ્યો નથી. આ પછી આ કમનસીબ સ્ત્રીની શુદ્ધિ ગુમ થઇ ગઈ. તેણીને બેશુદ્ધ હાલતમાં તેણીના ગામમાં અર્ધી મરણતોલ સ્થિતિમાં લઈ જવામાં આવી. બાપે એકની સલાહથી બાગમાં એક ખાડો ખોદ્યો. તેમાં તેણે પોતાની છોકરીને વસ્ત્રવગર મૂકી અને ફક્ત માથું ખુલ્લું રાખી મટોડીમાં તેણીનું શરીર સેરવી દીધું. એ વાતની ખબર તે ગામના મેજીસ્ટ્રેટને થતાં તેણે છોકરી ઉપર ઘાતકીપણું થતું સમજી તેણીને બહાર કાઢવાનો હુકમ કર્યો, પણ બાપની બાજુમાં આખું ગામ હોવાથી મેજીસ્ટ્રેટ કશું કરી શકયો નહિ. કેમકે તેણે જોયું કે, ગામના લોક ઉશ્કેરાવાથી પોતાની જીંદગી જોખમમાં આવશે, જેથી તે ગુપચુપ ચાલી ગયો. છ કલાક પછી આ ઇલાજનો અંત આવ્યો. સ્ત્રીને બહાર કાઢવામાં આવી. લોકોની ભારે અજાયબી અને ખુશાલી વચ્ચે તેણીના હાથપગનો સોજો ઉતરી ગયેલો જણાયો અને પરિણામે આ સ્ત્રી સાજી થઇ. આ દાખલો ખરો હોવાની ખાત્રી ઘણાક તબીબોએ આપી છે."

---

## ઉઘાડે પગે ફરવામાં શા લાભો છે?

ઉઘાડે પગે ફરવામાં શું ખરેખર લાભો સમાયલા છે? આ સવાલનો જવાબ એક જર્મન તબીબે આપ્યો છે તે મારા વાચકો માટે જાણુવા જોગ થઇ પડશે.

એમાં તો કશો શક નથી કે, જીંદગી ગુજારવાના સુધારાઓએ આપણી તંદુરસ્તીનો ઘણો મોટો ભોગ લીધો છે, જેનો ખ્યાલ ભાગ્યેજ ફેલાયલો હશે. ગામડે રહેનારાંઓ શહેરોમાં રહેનારાંઓ કરતાં તંદુરસ્તીમાં ઘણા ચઢિયાતાં હોવાનો સબબ ત્યાં સુધારાના નામે અકુદરતી જીંદગી ગુજારવામાં આવતી નથી. એક તબીબ કહે છે કે, બૂટ આપણા પગનો અકુદરતી પોશાક છે. બૂટથી લોહી વગરના, ઠંડા અને મરણ જેવી સ્થિતિએ પહોંચેલા પગો ઉઘાડા રાખવાથી એટલે કે ઉઘાડે પગે—ઘરમાં યા ઘરની બહાર—ચાલવાથી

તેમાં લોહી આવે છે, ગરમી આવે છે અને તેને નવી જીંદગી મળે છે. ઉઘાડે પગે ચાલવાથી શરીરમાં લોહી માટેનો માર્ગ નિયમિત બને છે અને મગજમાં લોહીનો જમાવ થતો અટકે છે. એમ થવાથી જીંદગીની નવી ખુશાલી, આસુદગી અને જોર મળવા સાથે શર્દી, દુઃખદર્દો અને જીંદગીની બીજી આફતોની સામે થવાની શક્તિ હાંસલ કરી શકાય છે, જેથી માણસો પોતાને સુખી સમજે છે.

જેઓ સહેજમાં ગભરાઈ જતા હોય યા ઉશ્કેરાઇ જતા હોય કે જેમના મગજ ઉપર ભારે દબાણ કે બોજો પડયો હોય તેઓને ઉઘાડે પગે ચલાવવાથી ધારેલી અસર થઇ શકે છે.

આપણા બાપદાદાઓ જેઓ સાદી જીંદગીને પસંદ કરનારા હતા અને જેઓ ઉનાળામાં તેમજ શિયાળામાં ચંપલ ઉપરજ ફરતા હરતા અને ઘણાકો તો સમુળગા ઉઘાડે પગે ફરતા તેઓને કદી પણ શર્દી લાગુ પડતી નહિ. તેઓ કદી પણ બીકણ બનતા નહિ, કદી ગભરાઈ જતા નહિ અને કદી દિવાનાપણું કે આપઘાત વગેરેની ખરાબીને વશ થતા નહિ. અર્ધા કે આખા પગના બૂટોમાં પગને દાબી ચાંપી રાખવાના સુધારાને ફિઝિયોલો-જીસ્ટો એક જાતનું જંગલીપણું સમજે છે. એક તબીબ સવાલ કરે છે કે, શું આ જંગલી ફેશનને જડમૂળથી ઉખેડી નાખવાની કોઈ પણ પુરુષ કે સ્ત્રીમાં હિંમત નથી? આ તબીબો કહે છે કે, પોતાના ઓરડાઓમાં કે બાગ-બગીચામાં અને વધુ હિંમત હોય તો ઘરોની બહાર ઉઘાડે પગે ફરવામાં તંદુરસ્તીને ઘણો મોટો લાભ થવા પામે છે.

ઉઘાડા પગે ચાલવાથી પગને ઉજાશ અને હવા મળી શકે છે, એટલુંજ નહિ પણ પગો માટી સાથે સીધા સમાગમમાં આવવા-થી તંદુરસ્તી પથ્થર જેવી બને છે. ઘાસમાં ઉઘાડે પગે ચાલવા-થી તંદુરસ્તીને મોટો લાભ થવા પામે છે.

ભીના ઘાસ અથવા ભીનાશવાળી જમીન ઉપર ઉઘાડે પગે ચાલવું, સૂકી જમીન ઉપર ચાલવા કરતાં ઘણું વધુ સારૂં છે. ભીની માટી ગરમીનો સર્વથી ઉત્તમ 'કંડકટર' યાને ઉષ્ણતાવાહક છે. સવારનો પહોર કે જે વખતે સૂર્ય પોતાનાં પહેલાં સોનેરી કિરણો જમીન ઉપર નાખે છે તે વખતે ઉઘાડે પગે ચાલવું એ એક ઉત્તમ કુદરતી મોજ થઈ પડે છે. અલબત્ત, ઉઘાડે પગે ચાલ્યા પછી પગને ધોઈ નાખવા જોઇએ છે, પણ સૂકવવા જોઇતા નથી. પ્રથમ તેમને સૂકવવા વગર પગ ઉપર મોજાં પહેરી દેવાં જોઇએ. એટલે પગો ચાલતાં પોતાની મેળે કુદરતી ગરમી પકડવા માંડશે.

ઘણા લોકો બૂટ પહેરવા છતાં મોજાં પહેરતા નથી. એમજ થવું જોઇએ છે; પણ જો સ્વચ્છતાઇના સબબે કોઇને મોજાં પહેરવાં

પડે તો કુદરતી રંગનાં શણનાં અથવા પાતળાં સુતરાઉ મોજાં ઠીક થઇ પડશે.

## ખાઓ થોડું અને પાણી પીઓ વધુ.

નામાંકિત તબીબોનું એવું કહેવું છે કે, દર્દ જ્યારે ઘણા જોશ ઉપર આવે છે તે વખતે પાણીનો ઉપયોગ બહારથી તેમજ અંદરથી જેમ વધુ કરવામાં આવે તો હાલના ઇલાજોથી જેટલી જીંદગીઓ બચવા પામે છે તે કરતાં ઘણી વધુ જીંદગીઓ બચવા પામે. ઘણા જોરદાર દુઃખદર્દ વખતે પાણીનો ઉપયોગ ઘણો અગત્યનો ગણાઇ ચૂકયો છે. હાલની વૈદ્યક વિદ્યામાં ઘણા આગળ વધી ગયેલા તબીબો પાણીની ખુબી હવે સમજવા લાગ્યા છે. જેઓ તંદુરસ્ત રહેવા માગતા હોય અને ઘણી લાંબી જીંદગી ભોગવવા માગતા હોય તેઓ માટે એક નામાંકિત તબીબના જણાવ્યા મુજબ 'લેસ ફુડ એન્ડ મોર વૉટર' એટલે કે "ઓછું ખાઓ અને વધુ પાણી પીઓ"નો મુદ્રાલેખ સોનેરી થઇ પડયા વિના રહેશે નહિ.

જે બિમારીથી હાલની ઓલાદ ઘણા મોટા ભાગે પીડાય છે અને જે બિમારી દરેક દરદનું મૂળ છે તે બિમારી કબજીઆત છે, જેને ડૉકટરો ઇન્સ્ટીપેશનના નામે ઓળખે છે. આ બિમારીનું મૂળ પૂરતું પાણી નહિ પીવાનું છે. અગર જો પીવાના પાણીના જથામાં દરરોજ વધારો કરવા સાથે યોગ્ય ખોરાક લેવામાં આવે તો હજારોની ફરિયાદ જે કબજીઆતની બિમારી છે તે કદી પણ લાગુ પડવા પામેજ નહિ.

## પાણી કેવું પીવું, કયારે પીવું અને કેટલું પીવું ?

આ ઉપરથી ત્રણ સવાલો ઉભા થાય છે. પાણી કેવું પીવું, કયારે પીવું અને કેટલું પીવું ?

**(૧) પાણીની ખાસિયત**—પાણી કેવી ખાસિયતનું હોવું જોઇએ તેનું વર્ણન માત્ર પાંચ શબ્દોમાં થઈ શકે છે, તે જેમ "વધુ સ્વચ્છ તેમ વધુ ઉત્તમ" થઇ પડે છે. આ તો ચોક્કસ છે કે, વ્યવહાર ઉપયોગી કર્યો માટે પાણી બિલકુલ સ્વચ્છ કુદરતે ઉત્પન્ન કર્યું નથી. તેમાં કાંઇ ને કાંઈ ખામી કે એબ તો હોય ને હોયજ. સર્વથી સ્વચ્છ પાણી વરસાદનું પાણી છે, પણ તે સ્વચ્છ વાસણમાં જમા કરવામાં આવ્યું હોય તોજ બિલકુલ સ્વચ્છ ગણાય છે. વરસાદના પાણીમાં પણ ઝેરી ગ્યાસ વગેરે હવામાંથી નીચે આવતાં અસ્વચ્છતા દાખલ થવાનો સંભવ છે. ફિલ્ટરોને તબીબો એક મોટા ફારસસમાન ગણે છે, કેમકે ફિલ્ટરોથી પાણીમાંની યાંત્રિક અસ્વચ્છતા દૂર થવા સિવાય તેનાથી પાણીને બીજો કશો લાભ થતો નથી. પાણી ઉકાળવાથી પણ પાણીની તમામ બૂરી

ખાસિયત દૂર થઈ શકતી નથી. ખરેખર રીતે જે સ્વચ્છ પાણી ગણાવું જોઇએ તે ડીસ્ટીલ્ડ કરેલું પાણી છે, જે ગરમી લગાડી જંતરથી ગાળી ખેંચવામાં આવે છે. એટલે કે તે પાણી જેને સ્ટીમમાં 'ઇવેપોરેટ' કરવામાં આવે છે, જેની પાછળ નક્કર ભાગ રહી જાય છે અને જે બીજા ઠંડા વાસણમાં સ્ટીમને પસાર કરવામાં આવે છે તે વાસણમાં સ્ટીમને પાણીના રૂપમાં લાવવામાં આવે છે. આ એક એકજ રામબાણ રીત છે, કે જેની રૂએ પાણીને કોઇ પણ પ્રકારની મલિનતાથી દૂર રાખવામાં આવે છે. આ પાણીને નામાંકિત તબીબો તરફથી 'ફ્રી ફ્રૉમ કેમીકલ મીકેનિક એન્ડ ઑર્ગેનિક ઇમ્પ્યોરિટિઝની ઉપમા આપવામાં આવે છે.

**સર્વથી વધુ સ્વચ્છ પાણી ફ્રૂટો, ભાજી, તરકારી, વનસ્પતિ વગેરેમાંથી મળી આવે છે.**

યૂરોપ અને અમેરિકાના ઝરાઓમાંનાં પાણી જેને 'મીનરલ વૉટર'ના નામે ઓળખવામાં આવે છે તે પાણી બાટલીઓમાં વેચાય છે અને આપણા દેશીઓ તેનો ઉપયોગ ઘણા વિશ્વાસથી કરે છે, પણ આ જાતનાં પાણી ઓછો ફાયદો કરી ઘણું મોટું નુકસાન કરે છે.

**(૨) પાણીનો જથો**–હવે પાણી કેટલું પીવું તે ઉપર હું આવીશ.

દરેક મનુષ્યે પાણી કેટલું પીવું તેનો આધાર આસપાસના સંજોગો ઉપર રહેલો છે. ખોરાક કેવી ખાસિયતનો છે, હવાની ગરમી કેટલું છે, કેટલી અને કેવા પ્રકારની કસરત લેવામાં આવે છે વગેરે ઉપર પાણી પીવાના જથાનો આધાર રહેલો છે.

આપણો ખોરાક મુખ્ય ભાગે ફ્રુટનો હોય અથવા તે ચીજોનો બનેલો હોય જેમાં પાણીનું પ્રમાણ વધુ હોય તે ખોરાક સાથે ઓછું પાણી તંદુરસ્તીને નુકસાન કરી શકતું નથી, પણ જેમનો ખોરાક સૂકો હોય એટલે કે તેમાં પાણીનું પ્રમાણ ઓછું હોય તે તથા જે સ્ટીમ્યુલન્ટ હોય તેવા ખોરાક સાથે પાણી પીવાની અવશ્ય જરૂર છે.

ગરમ ઋતુમાં ઠંડી ઋતુ કરતાં આપણે વધુ પાણી પીએ છીએ, કેમકે ગરમ ઋતુમાં પરસેવા મારફતે આપણે આપણા શરીરમાંનું પાણી વધુ મોટા પ્રમાણમાં ખોઇ દઇએ છીએ. એવુંજ પરિણામ ઘણી સખ્ત કસરતથી આવે છે. વાતાવરણસંબંધી ભીનાશ અથવા એથી ઉલટા પરિણામથી, શારીરિક 'ઇવેપોરેશન' પરંતુ થતી તેની અસરથી આડકતરી રીતે પાણીની સોસ ઉપર અસર થાય છે; પરંતુ કોઇ પણ ખાસિયતનાં સઘળાં દુઃખ–દર્દો વખતે પાણીનો ઉપયોગ પોતાની મરજી મુજબ કરવામાં કશું નુકસાન નથી. ખરી રીતે તો પાણી પીવાનું ઉત્તેજન આપતા રહેવું જોઇએ. જ્યાંસુધી ખોરાકની સંપૂર્ણ રીતે હદ બાંધવામાં આવી

હોય ત્યાંસુધી એક પણ દર્દ એવું નથી, કે જે વખતે યોગ્ય પ્રમાણુ-માં પાણીનો ઉપયોગ કરવામાં નુકસાન હોય. પાણી પીવા માટેની ધાસ્તી એક એવો ખોટો અને માની લીધેલો વહેમ છે કે જેના પ્રતાપે હજારો કમનસીબો અકાળ મોતે મરણ પામે છે.

એક પ્રખ્યાત અમેરિકન તબીબનો એવો મત છે કે, નિઃશંક-પણે કોઇ પણ માટે ઘણું પાણી પીવું એ બની શકે એમ છે, પણ ખાસ કરી તે પાણી ઓછા "ટેમ્પરેચર"નું હોવું જોઇએ છે.

કેટલાકો એમ માને છે કે, ફ્રુટ સાથે પાણી પીવામાં તંદુરસ્તીમાં જોખમ સમાયલું છે, પણ એમ કહેવામાં સહેજ પણ વજુદ નથી. અલબત્ત, દરેક ચીજમાં તેની હદ કૂદાવી જવામાં દેખીતું નુકસાન છે, પણ પાણી પીવું એ એક બીજા પ્રકારનો 'એનીમા' લીધા બરાબર છે.

નિયમિત સ્થિતિમાં દરરોજ ચારથી ૭ શેર જેટલું પાણી પીવામાં જરા પણ જોખમ નથી. આ પાણી ઉપરાંત ખોરાકથી મળતું પાણી પૂરતું થઈ પડે છે.

ત્રીજો સવાલ જે પાણી કેટલાક વખત પછી પીવું ફાયદા-કારક છે તે ઉપર હું હવે ટુંકમાં બોલીશ. દરેકે ચોક્કસ રીતે ધ્યાન-માં રાખવું જોઇએ છે કેઃ—

---

## ખાતી વખતે કદી પાણી પીવાની ટેવ પાડવી નહિ.

જમતી વખતે પાણી પીવાથી જે ગેરલાભ થાય છે તે પાણીથી ખોરાકને કૃત્રિમ રીતે ભીનો કરવામાં આવે છે. એનું પરિણામ એ આવે છે કે (૧) એથી નિયમ અનુસાર થુંક અને ખોરાક પચન કરનારા બીજા રસને વહેતા રહેવામાં ખલેલ પહોંચે છે. (૨) જૂદા જૂદા રસને નિયમ વિરુદ્ધ એટલે ઘણા બહોળા પ્રમાણમાં પાતળા બનાવી દેવામાં આવે છે; અને (૩) ખોરાક પ્રવાહીમાં બદલાઇ જઇ તેને પચન થવાનો વખત મળે તે અગાઉ આંતરડાંઓમાં અને હોજરી મારફતે ખોરાકનું તત્ત્વ ધોવાઇ જાય છે. આથી આખી શારીરિક રચના ઉપર જે અસર થાય છે તે તંદુરસ્તી માટે ઘણીજ ભયાનક હોય છે.

દિવસે યા રાતના કોઇ પણ બીજા વખતે તરસના પ્રમાણમાં પાણી પીવું ગેરવાજબી ગણાશે નહિ.

---

## રાતે સૂવા અગાઉ એક ગ્લાસ અને સવારે ઉઠતાં એક પવાલું પાણી પીવું ઘણુંજ લાભકારક છે.

આથી જે મોટો લાભ તંદુરસ્તીને થશે તે એ કે જમા થયેલો જથો હોજરીમાંથી ધોવાઇ જશે. વળી જમણ લેવાના ટુંક

વખત પહેલાં એટલે કે દશબાર મિનિટ અગાઉ પાણીના ઘુંટડા પીવાથી પણ ઉપર મુજબ ફાયદો થાય છે.

## પાણી ઠંડું પીવું કે ગરમ?

એક જાણીતો તબીબ ગરમ તેમજ ઠંડા પાણીના પીણાના સંબંધમાં પોતાના લાંબા અનુભવના આધારે એવી મતલબનું જણાવે છે કેઃ—

"આ બાબતના સંબંધમાં મારો તો એવો મત છે કે, ગરમ અથવા ઠંડુ પાણી એ બંને ચોક્કસ સ્થિતિમાં અને ચોક્કસ પ્રસંગે ફાયદાકારક થઇ પડે છે. પણ ગરમ પીણું ઘડી ઘડી લેવાથી હોજરી નબળી બની જાય છે, તેમ વારંવાર ગરમ પાણીએ અંગોળ કરવાથી શરીરની ચામડી નબળી બની જાય છે. ગરમ અથવા ઠંડુ પાણી પીવું યા તે વડે નાહવાનો આધાર આપણા શરીરની ગરમી ઉપર અને તે વખતે શરીરમાં કેટલાં ચૈતન્યની હાજરી છે, તે ઉપર છે.

આ તો તબીબીવિદ્યાએ સિદ્ધ કર્યું છે કે, ગરમ ખોરાક અને ગરમ પીણાં માટે ત્યારેજ જીવને મન થાય છે, કે જ્યારે શરીર અતિશય ઠંડુ હોય છે અને જ્યારે શરીર અતિશય ગરમ હોય છે ત્યારે ઠંડો ખોરાક અને ઠંડુ પીણું પીવાનું મન થાય છે.

પીણું જ્યારે શરીરની ગરમી કરતાં વધુ ગરમ હોય છે ત્યારે પોતાનામાંની વધારાની ગરમી શરીરને આપે છે, જેથી શરીરની ગરમીમાં વધારો થાય છે અને ઠંડુ પાણી શરીરમાંથી ચોક્કસ જથામાં ગરમી ચૂસી લે છે અથવા શરીર તેને આપી દે છે, જેથી પાણીની ગરમીમાં વધારો થાય છે અને શરીરની ગરમીમાં ઘટાડો થાય છે. આ કારણથી તાવના સઘળા કેસોમાં ઠંડુ પાણી પુષ્કળ જથામાં પીવાની અગત્ય પોતાની મેળે માલમ પડી આવે છે.

ઠંડુ પાણી પીધા પછી હોજરી જો સંપૂર્ણ રીતે પ્રત્યાઘાત કરી શકતી હોય અને પાછળની અસર ખરાબ થવા ન પામે તો ઠંડુ પાણી પીવાની ઘણા જોશથી તબીબો ભલામણ કરે છે; પણ જ્યારે પ્રત્યાઘાત કરવામાં હોજરી અશક્ત હોય કે નબળી હોય તે વખતે થોડો વખત ગરમ પાણી પીવું લાભકારક થઇ પડે છે.

ઠંડા પાણીનો પીવામાં ઉપયોગ કરવાનો લાભ ઠંડા પાણીનો નાહવામાં ઉપયોગ કરવા જેટલોજ અસરકારક થઇ પડે છે. આ ખૂબ યાદ રાખવું જરૂરી છે કે, સ્વચ્છ પાણી પીવાથી જેટલી સંતોષકારક રીતે અને સંપૂર્ણતાથી તરસ મટી શકે છે તેવી તરસ કોઇ પણ પીણાથી મટી શકતી નથી. પાણીથી આપણને કિંમતી 'ટૉનીક' અને તંદુરસ્તી બક્ષનારૂં પીણું મળે છે. એટલુંજ નહિ

પણ તેનાથી શરીરની અંદરના ભાગો ધોવાઇને સ્વચ્છ તથા તંદુરસ્ત બને છે. જેમ ચામડીની સ્વચ્છતા માટે ઠંડુ પાણી ઉપયોગી છે તેટલુંજ બલ્કે તે કરતાં વધુ ઉપયોગી પાણી શરીરના અંદરના વપરાશ માટે છે.

આ ઉપરથી ખુલ્લું માલમ પડી આવે છે કે, પાણીનો ઉપયોગ અંદરખાનેથી કરવાથી તંદુરસ્તીને બેવડો ત્રેવડો લાભ થવા પામે છે. પહેલું તો એથી શરીર ધોવાઇને સ્વચ્છ બને છે, બીજું શરીરમાંની રદ્દી અને નુકસાનકારક ચીજો બહાર આવે છે અને ત્રીજું તે 'ટૉનીક' એટલે શક્તિ આપનાર પીણાની ગરજ સારે છે. જે તબીબોના હાથે બનેલાં 'ટૉનીક' કરતાં શરીરને દસલાખ મરતબે વધુ કિંમતી હોવાથી ઘણો મોટો લાભ કરે છે.

સ્વચ્છ પાણી પીવાના લાભો માટે ડૉ. જોન હારવી નામનો અમેરિકાનો મશહુર તબીબ કહે છે કે, અગર જો કોઈ શખસ ઘણો નબળો અને અશક્ત હોય તથા અર્ધો દબાઇ ગયા જેવી હાલતમાં હોય તથા હૃદય એટલું બધું તો નબળું હોય કે જાણે જે વખત જાય છે તેમાં તે અટકી જવાની અણી ઉપર હોય તે વખતે ઠંડુ પાણી ચૂસી ચૂસીને પીવાથી 'ટીપીંગ હાર્ટ'ને નવું જીવન મળવા પામે છે. આ મુજબના ઘણાક દાખલાઓ ઉપલા તબીબની જાણમાં આવ્યા છે.

વળી બહારથી શરીરને ઠંડા પાણીનો 'બાથ' આપવા અગાઉ અથવા તે આપવા પછી તુરતજ પાણી પીવાથી તંદુરસ્તીને ઘણાક લાભો થવાનો ઉપલા તબીબનો અનુભવ ખાસ ધ્યાન ખેંચનારો થઇ પડે છે. આ મુજબ ઠંડા પાણીના બહારના અને અંદરના ઉપયોગની અસર સાથે સાથે થવાથી શરીરના જીવતા યંત્રને ઘણી ઉત્સાહી ગતિ મળવા પામે છે. ડૉ. મોરીસ એમ. ડી. એવો અભિપ્રાય ધરાવે છે કે, સવારના જમણ પહેલાં શરીરના બહારના તેમજ અંદરના ભાગને ઠંડા પાણીથી સ્વચ્છ કરવાથી એકસો વરસ સુધી જીંદગીની દોરી લંબાવી શકાય છે. આ પછી બહારની કે ઘરની કસરત લેવી ઘણીજ ફાયદાકારક થઈ પડે છે.

હજારો શખ્સો અજીર્ણના રોગથી પીડાવાના દાખલાઓ આજકાલ ઘણાજ સાધારણ થઈ પડયા છે. તેઓ આ રોગથી પીડાવા સાથે ભૂખ ઓછી થવાની કે મટી જવાની ફરિયાદ કરે છે, તેમને ખોરાકનો સ્વાદ બગડેલો લાગે છે અને અગર જો ખોરાક જેમ તેમ લે છે તો હોજરી તેનો ભાર નહિ સહન કરી શકવાથી તેમાં યા પેડુમાં દુઃખાવો થાય છે કે તે એક મોટા બોજાસમાન થઇ પડે છે. અલબત્ત આ ફરિયાદ દૂર કરવા માટે તબીબી મદદની જરૂર છે, તોપણ તેને દૂર કરવાનો સહેલો અને સુતરો

માર્ગ ઠંડા પાણીનો નિયમિત ઉપયોગ છે. આ ઉપયોગ સવારે બિછાનું છોડતાં બે ત્રણથી પાંચ છ ગલાસ ભરી સુમરૂં અથવા કુંકકું પાણી પીવાનો છે. આ રીતે કુંકકું પાણી પીવાથી હોજરી ઘણીજ નિયમિત રીતે સાફ અને સ્વચ્છ બને છે; પણ એટલું તો જરૂરજ યાદ રાખવું કે, આ મુજબ પાણી પીવા પહેલાં મોઢું, દાંત અને જીભ ઘણીજ સરસ રીતે સાફ કરવાને ચૂકવું નહિ; કેમકે એમ કર્યા વગર ઉપર મુજબ પાણી પીવાથી જેટલો જોઇએ તેટલો ફાયદો થતો નથી, જેથી મોઢું જીભ વગેરે સ્વચ્છ કર્યા પછીજ સુમરૂં એટલે કુંકકું પાણી પીવાની ટેવ રાખવી. જેઓની હોજરીમાં ખટાશનો ભાગ જોઇએ તે કરતાં વધુ હોય તેઓને જમણ સાથે છૂટથી પાણી પીવાથી ઘણો લાભ થવા પામે છે, પણ તેઓએ આ ઈલાજ લેવા સાથે ખોરાક સંપૂર્ણ રીતે ચાવી ચાવીને હોજરીમાં ઉતારવાની ટેવ પાડવી. તેઓએ દિવસના વખતે દર અર્ધા કલાકે યા દર એક કલાકે ઠંડુ પાણી પીવું લાભકારક થઈ પડે છે.

અજીર્ણનો રોગ દૂર કરવા માટે ઠંડા પાણીનો ઉપયોગ પીવામાં કરવા સાથે તે થોડીક મિનિટ સુધી હોજરીને બહારથી લાગુ કરવાથી ઘણો ફાયદો થાય છે. એથી ખોરાક હજમ કરવાની શક્તિને મજબૂતી મળે છે.

---

## જઠરરસ–તેનો ઉપયોગ

મારા વાચકો ! વખતોવખત જઠરરસ માટે તમારી આગળ મારે બોલવું પડે છે. એ જઠરરસ જેને તબીબો તરફથી 'ગેસ્ટીક જ્યુસ' ના નામે ઓળખવામાં આવે છે તે વિષે હું આજે કાંઈક ટુંકમાં બોલવા માગું છું. જઠરરસ એક જાતનો પ્રવાહી છે, જે ગંધરહિત, સ્વચ્છ અને પારદર્શક છે. તેનો સ્વાદ ખારો અને ખાટો હોય છે. એનું કામ ખોરાકને પાચન કરવાનું છે. તે ખોરાકને ગાળી એકરસ કરે છે. તે ખોરાકને સડવા દેતો નથી. તેની ખુબી દુર્ગંધનો નાશ કરવાની છે. મીઠું, મરી વગેરે મસાલો હોજરીમાં જવાથી જઠરરસ મોટા પ્રમાણમાં ઉત્પન્ન થાય છે, બરફ થોડો ખાવાથી જઠરરસ વધારે નીકળે છે, પણ તે ઘણો ખાવાથી જઠરરસ ઓછો થઈ જાય છે.

જઠરરસને બહાર કાઢી તેને ૯૮. (ફે૦) માં રાખવામાં આવે અને તેની અંદર અનાજ મૂકવામાં આવે તો તે ધીમે ધીમે નરમ થઈ એકરસ થઈ જાય છે. આ રસને 'ચાઇમ' કહેવામાં આવે છે, જે ઘટ્ટ ચીકાશવાળા વિચિત્ર પ્રકારના શ્વાસવાળો હોય છે, અને તેનો રંગ ખોરાક પ્રમાણે ભાત ભાતનો હોય છે. તેમાં પાચન થયેલો કે નહિ પાચન થયેલો ભાગ મિશ્ર બનેલો હોય છે. ખોરાક કેટલી ઝડપથી પાચન થઇ શકે તેનો આધાર તેની સ્થિતિ અને જાતિ

ઉપર રહેલો છે. ચવાયેલો અને નરમ પદાર્થ જલદી પચે છે, જ્યારે બરાબર નહિ ચવાયેલી કે કઠણ વસ્તુને પચન થતાં વધુ વખત લાગે છે. જે ખોરાક જલદી પચી શકે તે ખોરાકમાં વધુ શક્તિ હોય એમ માનવું મૂર્ખાઈભરેલું છે. ચોખા જલદી પચી શકે છે, પણ તેમાં શરીરને શક્તિ આપવાનું તત્ત્વ ઘણું ઓછું હોય છે. જે ખોરાકથી લોહી વધુ દરજ્જે બને છે, તે ખોરાક વધુ પોષણ કરવાની શક્તિ ધરાવે છે. જઠરરસમાં પાચન થતાં બાકી રહેલા ખોરાકનો કેટલોક ભાગ આંતરડાંમાં પચે છે, જ્યાં પાચન કરનારાં જૂદાં જૂદાં સાધનો હોય છે.

---

## વાઇટેમીન્સ ક્યાં ક્યાંથી મળી શકે છે ?

કોઇ પણ પદાર્થને તાપ લગાડી સૂકવવાથી કે રાંધવાથી વાઇટેમીન્સનું તત્ત્વ નાશ પામે છે. સઘળાં અનાજો તથા બીયાં જેનો ઉપયોગ ખોરાકતરીકે થતો હોય તેમને છુંદીને અથવા દળીને આખા ઉપયોગમાં લેવાથી વાઇટેમીન્સ ઘણા સારા જથ્થામાં મળી શકે છે. 'આખા ચોખા' તથા 'આખા ઘઉં' તેને કહેવામાં આવે છે કે જેમાંથી થુલું અને છોલતાંઓ કાઢી નાખવામાં આવતાં નથી. કેમકે આ છોલતાંના પડમાં વાઇટેમીન્સ મળી આવવા ઉપરાંત માંસ બનાવનારાં તત્ત્વો, જૂદા જૂદા પુષ્ટિકારક ખારો વગેરે મળી આવે છે. પટેટાની છાલના હેઠલા ભાગમાં વાઇટેમીન્સ રહેલું હોવાથી તેને પૂરેપૂરો લાભ મેળવવો હોય તો પટેટાને આખા બાફીને કે ભુંજીને છાલ કાઢી નાખી ઉપયોગમાં લેવા. પટેટામાં લોહી સાફ કરનારાં તત્ત્વો છે, પણ તેમાં માંસ ઉત્પન્ન કરનારૂં તત્ત્વ પ્રોટીડસ નહિ હોવાથી જાડા માણસને તે વધુ જાડો બનાવતા નથી. પટેટાને બાફી યા ભુંજીને દૂધ સાથે ભેળીને તેનું પુડીંગ બનાવી ખાધાથી પાતળા આદમીઓ સહેલાઇથી જાડા બને છે.

વાઇટેમીન્સ બદામમાં પણ મળી આવે છે, પણ તે તેની છાલની હેઠળ મળી આવે છે. બદામને બાફવાથી વાઇટેમીન્સનું તત્ત્વ ઉડી જાય છે. માટે બદામને ઠંડા પાણીમાં રાતે ભીંજવી સવારે નરમ બનેલી છાલ કાઢી નાખી એમ ને એમ પીસી દૂધમાં નાખી ઉકાળીને તેનો ઉપયોગ કરવાથી શરીરને ઘણી સારી શક્તિ આવી શકે છે. હાથે દળેલા અને યંત્રોથી દળેલા આટા વચ્ચે ઘણો મોટો તફાવત રહે છે. હાથે દળેલા આટાની રોટલી કે પાઉં મીઠાં અને સ્વાદિષ્ટ લાગે છે તેમજ પૌષ્ટિક પણ છે. પથ્થરની ઘંટીથી દબાયલા આટામાં તેનાં તમામ પૌષ્ટિક તત્ત્વો જળવાઈ રહે છે જ્યારે લોખંડના સાંચાના ઘસારાથી તેમાંનું કૌવતદાર તત્ત્વ નાશ પામે છે, એટલે કે વાઇટેમીન્સનાં તત્ત્વ આપણને મળી શકતાં

નથી. આ સઘળાં કારણોને લીધે હાલની ઓલાદ આગલી ઓલાદ કરતાં ઘણી નબળી બનતી જાય છે. યંત્રના ઘસારાથી આટામાંના ફોસ્ફરસ, લોખંડ, સીલીકા, ચૂનો, સોડિયમ, પોટાશિયમ, કલોરીન, મેગ્નેશિયમ, ગંધક વગેરેનાં તત્ત્વો ઉડી જાય છે. હવે પછી એ સંબંધમાં હું કાંઈક વધુ બોલીશ.

* * * *

## ટોપીથી કે પાઘડીથી માથાનું રક્ષણ થાય છે ?

ટોપી કે પાઘડી પહેરવાથી શું ખરેખર માથાનું રક્ષણ થઇ શકે છે યા શારીરિક શાસ્ત્રતરીકે એમ કરવું શું તંદુરસ્તીને લાભકારક થઇ પડે છે ? આ સવાલ ઘણો અગત્યનો છે અને તેની તપાસમાં ઉતરવું જરૂરી છે.

પ્રથમ અંગ્રેજી ટોપી પહેરવાનું કારણ એવું આગળ કરવામાં આવે છે કે, માથાને ગરમ રાખવા માટે તેની ઘણી જરૂર છે. અહીં જણાવવાની જરૂર છે કે, બાલવાળા માથા સાથેના તંદુરસ્ત શખ્સોને પ્રથમ તો બાલથી જેટલી કુદરતી ગરમી મળે છે તે કરતાં વધુ ગરમીની જરા પણ જરૂર નથી. બાલથી મળતી કુદરતી ગરમીમાં ટોપી પહેરી વધારો કરવાનો એક જાતનો રિવાજ થઇ પડયો છે. આ રિવાજ માથાના દુખાવાના મૂળની જગો રાખે છે. જો માથાને તેના કોઈ પણ જાતના ઢાંકણથી મુક્ત રાખવાની આપણે ટેવ પાડી હોય તો ગમે તેવી હવામાં માથાને દરદ થવાની કે તેને રયુમેટીઝમની અસર થવાની કદી પણ ધાસ્તી રહી શકે નહિ.

જ્યારે હવા ઘણી શરદ હોય ત્યારે શરીરના જે ભાગની ખાસ સંભાળ લેવાની જરૂર છે તે આપણા કાન છે. શરીર ઉપરના ઢાંકણથી માથાને ગરમી મળે છે, એ ખ્યાલ ભેજામાંથી નીકળી જવાની ખાસ જરૂર છે. કેમકે માથાના ઢાંકણથી એવું કશું પણ કાર્ય થઇ શકતું નથી. સામું માથા ઉપરના ઢાંકણથી માથાની કુદરતી ગરમીને તેમજ જે પરસેવો નુકસાનકારક થઇ પડતો હોય તેને બાફ યા વરાળના રૂપમાં ઉડતો અટકાવવામાં આવે છે તેના પરિણામે માથું બોડકું બને છે.

સામી તરફથી માથાના ઢાંકણની હિમાયતમાં એવું કહેવામાં આવે છે કે, સૂરજનાં કિરણો માથા ઉપર પડવાથી માથાને નુકસાન થાય છે. આ ખ્યાલ પણ ખોટો છે.

માથા ઉપર અંગ્રેજ ટોપી (હેટ) જેમ તડકામાં તેમ વરસાદના બચાવતરીકે માની લઇ પહેરવામાં આવે છે, પણ જે પાણી પરસેવાના રૂપમાં આપણા માથાના ભારી અને જાડા ઢાંકણની હેઠળ જમા થાય છે અને જે સુસ્ત કે મંદ પડી ગયેલું હોય છે તે પાણી

જેટલું વરસાદનું પાણી નુકસાનકારક થઈ પડતું નથી. એક સાયન્ટીસ્ટ તો આગળ વધીને કહે છે કે, બાલ માટે મોંઘાં દાટ તેલો વગેરે વાપરવા કરતાં વરસાદનું પાણી માથાના વાળ અને તેની ચામડીને માટે વધુ ફાયદાકારક થઇ પડે છે. વળી જેમ ખારૂં પાણી માથાના બાલની કુદરતી ચીકાશ દૂર કરે છે, તેમ વરસાદના પાણીથી થતું નથી. ચીકાશવાળા બાલ તંદુરસ્તીની નિશાની છે, તોપણ ચીકાશવાળા વાળથી કંટાળો ખાઈ તે ઉપરની ચીકાશ દૂર કરવાના ઇલાજો લેવામાં આવે છે, જે કુદરતની બિલકુલ સામે થવા બરાબર છે. જે કસરતથી પરસેવો વધતો કે છૂટતો હોય, તે કસરત કરતી વખતે માથાને ઢાંકવાથી સામું નુકસાન થવાનો સંભવ રહે છે.

---

## હવા, પાણી, ખોરાક અને કસરત

શારીરિક કસરત લેવાની જરૂર તો દરેક વાંચનાર જાણતોજ હશે, પણ શારીરિક કસરત કેમ લેવી જોઇએ અને તેથી શા લાભો છે તે સમજવાને થોડાઓજ શક્તિવાન હશે. શામાટે શારીરિક કસરત ઉપર તંદુરસ્તી અને જીંદગીનું સુખ આધાર રાખે છે ? અગર જો આપણે આપણા શરીરના સ્નાયુઓની ખીલવણી કરવા માટે દરકાર નહિ કરીએ તો તેની સજાતરીકે કુદરત તરફથી આપણને શામાટે દુ:ખદરદો ભોગવવાં જોઈએ તેનો લગતો જવાબ હું જેમ બને તેમ ટુંકામાં આપવાની કોશીષ કરીશ.

આપણાં શરીરને તંદુરસ્તી અને સુખાકારી માટે ઘણી ઘણી જરૂર છે, પણ તેને જે ચાજોની ખાસ જરૂર છે તે હવા, પાણી, ખોરાક અને કસરત છે. કોઇ પણ શખ્સ હવાના આશીર્વાદ વગર જીવી શકે નહિ. તે પાણી વગર વધતા ઓછા દિવસો જીવી શકશે અને ખોરાક વગર એક કરતાં વધુ દિવસ જીવી શકશે. વળી પૂરતી શાંત ઋતુમાં તે કપડાં અથવા છાંયડા વગર પણ જીવી શકે છે. શારીરિક કસરત વગર પણ જીવી શકાય છે, પણ એમ કરનારાઓ કુદરતનો કાયદો કેમ તોડે છે તે હું હવે કહીશ.

શરીરના સઘળા ભાગોની તબિયત કે ખીલવણી સલાહકારક એટલા માટે છે કે દરેકની ફરજ પોતાના શરીરને વધતામાં વધતી હદે તંદુરસ્ત બનાવવાની છે. જેમ શરીરને માટે હવા, પાણી અને ખોરાકની અવશ્ય જરૂર છે, તેમ તેને કસરતની પણ છે. એક રીતે શરીરનો ખોરાક કસરત છે.

હોજરીનું 'મીશન' ( પવિત્ર કામ ) નવા લોહીની ઉત્પત્તિ માટે જીવન તૈયાર કરવાનું છે. હું મારા વાચકોને અગાઉ લંબાણથી સમજાવી ગયો છું કે, ઓકસીજન જેમાં લોહીની રદ્દી ચીજો બળી જાય છે, તે ઓકસીજન હવા દમમાં લેવાથી ફેફસાંમાં લોહી સ્વચ્છ બને છે. આ પછી હૃદય શરીરમાંથી સ્વચ્છ લોહી

ખેંચવાનું કામ બજાવે છે. આ ક્રિયાને 'લોહીનું ફરવું'ના નામથી ઓળખવામાં આવે છે. શરીરમાં લોહીના ફરવાથી શો લાભ થાય છે તે જાણવાની જરૂર છે. એટલું તો ચોક્કસ છે કે, શરીરનો દરેક ભાગ કોઇપણ પળે નબળો પડી નાશ થઇ જવાનો સંભવ છે. હોજરી અને ફેફસાંઓથી ચૈતન્ય પામતું લોહી અને હૃદયથી શરીરમાં ખેંચાતું લોહી શરીરના દરેક બારીકમાં બારીક ભાગમાં ફરી વળે છે, જે માણસોને જીવવાની શક્તિ બક્ષે છે.

જીંદગીનો પાયો શરીરનાં છિદ્ર છે, જે માણસોની શારીરિક રચનામાં સર્વથી વધુ બારીક ભાગ છે. છિદ્રથી શાખા બને છે, શાખાથી તંતુ બને છે અને છિદ્રથી સ્નાયુઓ, મજ્જાતંતુઓ, ચામડી, વાળ, નખ, હાડકાં, દાંત અને શરીરના બીજા સઘળા ભાગો જીવતા રાખી શકાય છે. શરીરના સ્નાયુઓને ચપળ રાખવા માટે કસરતની જરૂર છે. કેમકે સ્નાયુઓને જોઈતી કસરત આપવાથી-હદથી જ્યાદે નહિ-હવા દમમાં લેવાને ફેફસાંને શક્તિવાન બનાવે છે. ખાસ ધ્યાનમાં રાખવું જોઈએ છે કે, શરીરની નસો જે મારફતે લોહી ફેફસાંમાં પાછું ફરે છે તે નસોની તપાસ પછી નસો બ્લુ છાંટો દેખાડે છે. એનો સબબ એ છે કે, નસોમાંથી વહેતું લોહી અસ્વચ્છ છે. જ્યારે આ લોહી ફેફસાંમાં પાછું ફરે છે ત્યારે તે હવાને ગળી જાય છે અને ઓકસીજન જે હવામાં છે તે ગલીચીને બાળી નાખે છે. ઓકસીજનથી સ્વચ્છ બનેલા અને હોજરીથી તૈયાર થતા જીવનથી માતબર બનેલાં લોહીને ફરીથી શરીરમાં મોકલવામાં આવે છે તે એટલાજ માટે કે, તે નાશ થયેલાં છિદ્રની જગ્યા પૂરી શકે.

× × × ×

શરીરને ઘટતી હદમાં કસરતની જરૂર એટલા માટે છે કે, જેથી જીવન સાથે લોહી પૂરૂં પાડી શકાય, હોજરીના સ્નાયુઓને પોતપોતાની ફરજ બજાવવાની પૂરતી શક્તિ આપી શકાય અથવા શરીરમાંના ભાગો જેઓ શરીરમાં લોહી લઇ શકે છે તેઓને પોતાની મરામત કરવાની તક મળી શકે છે. એ ઉપરાંત ખોરાક હજમ કરવા અને મદદ કરનારી ગ્રંથિઓને તેઓની ફરજ બજાવવામાં મોટી મદદ મળી શકે છે.

હૃદય સ્નાયુઓનો એક મોટે જથો છે. જ્યાંસુધી જીંદગી બંધ થતી નથી ત્યાંસુધી તે હૃદય પોતાનું કામ બંધ કરતું નથી. જ્યારે એક ઇંદ્રિય ઘણા સ્નાયુઓની બનેલી હોય ત્યારે તેઓની ખીલવણી હંમેશ થતી રહેવી જોઇએ છે. હૃદયને કંટાળો ઉપજે તેટલી હદે તેને મહેનત આપવી જોઇતી નથી.

ઉંડા દમ લેવા સાથેની કસરતનું પરિણામ આ પ્રમાણે જોતાં ઘણું સારૂંજ આવે છે. હૃદયની ઈંદ્રિય જે ઘણી ઉપયોગી અને ઉંચી સેવા બજાવનારી છે તેને શારીરિક કસરતથી ઘણો ઉંચો ખોરાક

મળવા પામે છે. કસરતથી ફેફસાંઓને સ્વચ્છ હવા પૂરી પાડી શકાય છે, જે લોહીમાંની રદ્દી-મુવેલી-ચીજો ખાળી નાખવા માટે ઘણી જરૂરી છે. શરીરની કસરતથી વળી સ્નાયુને અને હોજરીમાંનો ખોરાક હજમ કરવાના યંત્રને મજબૂતી મળે છે, અને આ કારણે હોજરીથી પોતાની ફરજ ઘણીજ અસરકારક રીતે બજાવવાનું બની શકે છે.

આ ઉપરથી વાચકો જોઇ શકશે કે, સ્નાયુઓના વપરાશથી તેઓમાંની મરણ પામતી ચીજોનો નાશ થાય છે અને ફરીથી ચૈતન્ય મળેલું લોહી નવી અને વધુ સારી ચીજો શરીરને પૂરી પાડે છે. તેટલા માટે દરેક રીતની યોગ્ય કસરતથી સ્નાયુઓને પોતાની શક્તિમાં વધારો કરવાની તક મળે છે; પણ એટલું યાદ રાખવું કે, શરીરને હદ ઉપરાંતની કસતરથી મોટું નુકસાન થવા પામે છે. કસરત દરમિયાન હૃદયમાં ધબકારા થવા પામે અથવા દમ લેવામાં અડચણ માલમ પડે તો તુરત સમજી લેવું કે, હૃદય અને ફેફસાંઓને હદ ઉપરાંત કસરતથી થકવી નાખવામાં આવ્યાં છે.

---

## નાળિયેર-મીઠી પીસાબનો કટ્ટો શત્રુ

કુદરતે માણસોને બક્ષેલી નિયામતોમાં નાળિયેરી એક ઉત્તમ બક્ષીસ છે. આ ઝાડની પેદાશના કંઇ નહિ તો એક સો જેટલા ઉપયોગો થઇ શકે છે, જે હું વખતના વહેવા સાથે વખતોવખત રજુ કરતો રહીશ. આ ઝાડ મીઠી પીસાબ જેને અંગ્રેજીમાં ડિયાબીટીસ કહે છે તેના ઇલાજ ઉપર કેટલું અકસીર છે તે થોડાંઓજ જાણતાં હશે.

નાળિયેર ખોરાકતરીકે તેમજ પીણાતરીકે પણ ઉપયોગી છે. આ ફળમાં કુદરતે એવી ખુબી મૂકી છે કે જેનો ઉપયોગ કરવાથી તંદુરસ્તીનો આશીર્વાદ વધતામાં વધતી હદે મેળવી શકાય છે. મીઠી પીસાબનો રોગ દૂર કરવામાં આ ફળ સોનાના મૂલ્યનું થઇ પડે છે.

નાળિયેરનું પાણી ઉપલા દર્દીઓને ઘણુંજ લાભકારક થઇ પડે છે. કેમકે આ પાણી, પાણી પીવાની તરસને ઘણીજ ઓછી કરી નાખે છે. કેમકે તેની ખુબી પૃથ્વીની આસપાસ વિંટળાયલા હવાના જથા કરતાં આશરે પચીસ ડીગ્રી જેટલું એ વધુ ઠંડુ છે.

નાળિયેરનું તેલ પણ ઉપલા દર્દીઓ માટે ફતેહમંદ પૂરવાર થયું છે. કુદરતે તેનો ઉપયોગ મોટા જથામાં પૂરો પાડયો છે. જ્યારે ઘી હાલમાં જ્યાં જોઇએ ત્યાં ચરબી વગેરે નુકસાનકારક ભેળનું સાધારણ થઈ પડયું છે તેવા વખતે ચોખ્ખા ઘીની જગો રાખવા માટે નાળિયેરનું તેલ સલામતી સાથે વાપરી શકાય એમ છે. કેટલાક નામાંકિત (એકસપર્ટ) તબીબો તો ક્ષય જેવા રોગ ઉપર વપરાતા કૉડલીવર ઑઇલ કરતાં પણ એને વધુ ફાયદાકારક

માને છે. નાળિયેરના તેલથી માંકડ, જૂ વગેરે બીજાં જીવજંતુઓનો નાશ થઇ શકે છે. આગળ બંગાળીઓ પોતાના આખા શરીર ઉપર નાળિયેરનું તેલ ઘસતા. જેનું પરિણામ ઘણું સારૂં આવતું હતું. આ રૂઢિ બંગાળીઓમાં બંધ પડવાથી હાલની ઓલાદ પોતાના પૂર્વજો જેટલી તંદુરસ્ત રહી નથી. વળી આગલા બંગાળીઓ પોતાની મિઠાઇઓ વગેરેમાં નાળિયેરનો ઘણો મોટો ઉપયોગ કરતા પરંતુ આ રૂઢિ પણ હાલમાં તેઓમાંથી દૂર થતી રહી છે. નાળિયેરનો ખોરાક મીઠી પીસાબના દર્દીઓને ઘણાક રૂપમાં આપી શકાય છે. આ ખોરાક આ દર્દીઓ ઉપર કેટલી હદે સારી અસર કરી શકે છે તે માટે આપણા દેશમાં અખતરાઓ થવા પામશે તો આપણા દેશમાંથી આ રોગ ઘણી સહેલાઈથી દૂર કરી શકાશે.

---

## કબજીઆત ટાળવાને નીમકનો થતો નુકસાનકારક ઉપયોગ

ગરમ પાણીથી ભરેલા એક ગ્લાસમાં થોડુંક નીમક નાખી ઘણાકોને સવારે બિછાનું છોડતાં પી જવાની ટેવ પડેલી હોય છે. તેઓ એમ કરવામાં ઝાડાની કબજીઆત દૂર થયેલી માને છે. આ ઈલાજથી ઝાડાની કબજીઆત કેટલેક દરજ્જે દૂર થાય છે ખરી, પણ આ રીતે નીમક પેટમાં જવાથી શરીરને ફાયદા કરતાં નુકસાન વધુ થાય છે. આ ઈલાજથી ગુર્દાને નુકસાન થઇ ગુર્દાને લગતાં દર્દો ઉત્પન્ન થાય છે. આ પ્રમાણે લેવામાં આવતા નીમકનો અર્ધા કરતાં વધુ મોટો ભાગ ચુસી લેવામાં આવે છે અને તે ગુર્દામાંથી પસાર થાય છે. ફક્ત દર્દીઓમાંજ નહિ પણ સાધારણ તબીબોમાં પણ એવો ખોટો ખ્યાલ બેસી ગયો છે કે, મીઠાને પાગળાવી બનાવેલા પાણીમાંનું સઘળું નીમક (મીઠું) ચૂસાયા વગર ઝાડા મારફતે બહાર નીકળી જાય છે; પણ આ ખ્યાલ સદંતર ખોટો છે. નીમકનો મોટો ભાગ ખરેખર ચૂસાઇ જાય છે અને તે ગુરદામાંથી બહાર નીકળે છે, જેથી ગુરદા ઉપર અસાધારણ બોજો આવી પડે છે.

જોઇએ તે કરતાં વધુ જથામાં નીમક શરીરમાં દાખલ થવાથી શરીરને ઘણું મોટું નુકસાન થાય છે તે હું આગળ જણાવી ગયો છું, અને આજે તે હું ફરીથી જણાવું છું. મોટા જથાનું નીમક ઝેર સમાન છે.

અગર જો એક ચીનો ઘણી સહેલાઇથી આપઘાત કરવા માગે છે તો તે શેરેક પાણીમાં ચાર આઉંસ—પાશેર—જેટલું નીમક નાખી પી જાય છે. આપણા દેશીઓ નીમકને ઘણું ફાયદાકારક સમજી જેમ ગમે તેમ પોતાના પેટની ભઠ્ઠીમાં હોમે છે, જે તેમને માટે કેટલી હદ સુધી ઝેર સમાન થઈ પડે છે તેનો તેમને મુદ્દલ ખ્યાલ હોતો નથી.

(દૈનિક "હિંદુસ્થાન"ના અંકોમાં લખનાર—એફ. ડી.)

# ૮૧—નાદિરનો નશો ઉતારનારી એક આર્ય મહિલા

(૧)

નાદિરશાહનાં પ્રચંડ સૈન્યોએ દિલ્હી શહેરમાં કત્લેઆમ ચલાવી છે. પરેપરાં અને ગલીએ ગલીમાં શોણિતની સરિતાઓ વહી રહી છે. ચારે તરફ લોકોનો ભયંકર હાહાકાર મચી રહ્યો છે. શહેરનાં બજાર–ચૌટાં સઘળાં બંધ થઈ ગયાં છે. દિલ્હીનાં શહેરીઓએ પોતપોતાનો જાન બચાવવા ઘરોનાં દ્વારો બંધ કરી સંતાઇ રહ્યાં છે. કોઇનો પણ જીવ બચશે એવી આશા હવે રહી નથી. કોઇ ઘરમાંથી પ્રચંડ આગના ભડકા નીકળે છે તો કોઇ જગાએ બજાર અને ચૌટાંઓની દુકાનમાં લૂંટફાટ મચી રહી છે. કોઇ કોઇની પણ ફરિયાદ સાંભળતું નથી. મહેલવાસી મહિલાઓની ભરબજારમાં લાજ લૂંટાઈ રહી છે; તથાપિ ઇરાની સિપાઇઓની રક્તપિપાસા કોઇપણ રીતે શાંત થતી નથી. મનુષ્યહૃદયની ક્રૂરતા કઠોરતા અને પૈશાચિકતાએ ભયંકર વિકરાળ રૂપ ધારણ કર્યું છે. એ સમયે નાદિરશાહ બાદશાહે મહેલમાં પ્રવેશ કર્યો.

જયારે દિલ્હી ભોગવિલાસનું કેન્દ્રસ્થાન બની રહ્યું હતું. ભોગવિલાસની સામગ્રીઓથી શહેરના સુરમ્ય હર્મ્યો સજ્જ બનેલા હતા. સ્ત્રીઓને શૃંગારરસની પ્રવૃત્તિ સિવાય અન્ય કોઇપણ કાર્ય હતું નહિ અને પુરુષોને સુખભોગ સિવાય અન્ય કોઇ પ્રકારની ચિંતા નહિ. રાજનીતિનું સ્થાન શહેરના નાગરિકો લઈ બેઠા હતા. દિલ્હીના સમસ્ત પ્રાંતોમાંથી દ્રવ્ય ખેંચી લાવી લાવી શહેરમાં પાણીની માફક રેલાતું હતું. વેશ્યાઓ આનંદ કરતી, શહેરીઓ મોજ કરતા અને સારૂં નગર વિલાસનિદ્રામાં ચકચૂર બની રહ્યું હતું. એ સમયે નાદિરશાહે મહેલમાં પ્રવેશ કર્યો. ત્યાંની ભોગવિલાસની સુરમ્ય સામગ્રીઓ જોઇ તેની આંખો ખુલી ગઈ. નાદિરશાહનો જન્મ દરિદ્રીના ઘરમાં થયો હતો. તેનું સમસ્ત જીવન રણભૂમિમાંજ વ્યતીત થયું હતું. ભોગવિલાસનો એને જરા પણ મોહ હતો નહિ. કયાં રણક્ષેત્રનાં દુઃસાધ્ય કષ્ટો અને કયાં આ સુખસામ્રાજ્ય ! મહેલના જે ભાગમાં નાદિરની નજર પડતી ત્યાં સ્થિર નયનથી આશ્ચર્યપૂર્વક એકીટસે સ્વર્ગસદન નિહાળી રહેતો. તેને ત્યાંથી જરા પણ ખસવું ગમતું નહિ.

સાંજનો સમય થવા આવ્યો હતો. નાદિરશાહ પોતાના સરદારસાથીઓની સાથે મહેલની સહેલ કરતો કરતો દિવાને ખાસના રત્નજડિત સિંહાસનપર આવી બેઠો.

સરદારોને ત્યાંથી ચાલ્યા જવાની આજ્ઞા કરી હથિયારોને

સિંહાસન તળે સંતાડી દીધાં અને દારોગાને બોલાવી કહ્યું કેઃ—હું શાહી બેગમોનો નાચ જોવા ઇચ્છું છું. જાઓ અને બેગમોને સુંદર વસ્ત્રાભૂષણોથી સજ્જ બની અત્રે આવવાનું કહો. ખબરદાર! જરાપણ વિલંબ થવો ન જોઇએ. તેઓની કાંઇ પણ આનાકાની હું સાંભળીશ નહિ.

(૨)

નાદિરશાહનો હુકમ સાંભળી દરોગાના હોશકોશ ઉડી ગયા. તેણે વિચાર્યું કે, જે મહિલાઓ ઉપર કોઇપણ દિવસ સૂર્યની દૃષ્ટિ સરખી પડી નથી, જેણે મહેલની બહાર નીકળી પૃથ્વીપર પગ સરખો મૂકયો નથી, તેઓને નાચવાનું હું કયે મોઢે કહી શકીશ? શાહી બેગમોએ આવું અપમાન કદી સહન કર્યું નથી. હે નરપિશાચ! દિલ્હીના રુધિરથી રંગાયા છતાં તારૂં મન શાંત ન થયું? પરંતુ નાદિરશાહના હુકમ આગળ એક પણ શબ્દ સામો ઉચ્ચારવો એ અગ્નિના મુખમાં ફૂદકો મારવા જેવું હતું. દારોગો શિર નમાવી રાણીવાસમાં ગયો, અને બેગમોને નાદિરશાહી હુકમ સંભળાવી દીધો. તે સાથે એમ પણ કહી દીધું કે, વિલંબ ન થવો જોઇએ. નાદિરશાહનો હુકમ વિલંબ સહન કરી શકતો નથી. શાહી ખાનદાનીપર આવી આપત્તિ કોઇ પણ સમયે પડેલી નહિ, પરંતુ આ સમયે વિજયી બાદશાહની આજ્ઞાને શિરોધાર્ય કર્યા સિવાય પ્રાણરક્ષાનો અન્ય કોઈપણ ઉપાય ન હતો.

બેગમો નાદિરશાહનો હુકમ સાંભળી હતબુદ્ધિસ્થ બની ગઇ. રાણીવાસમાં ભયંકર શૂન્યકાર પ્રસરી ગયો. હજારો બેગમોનાં હજારો હૃદયમાંથી એ અત્યાચારી પ્રતિ એકસાથે નિઃશ્વાસ નીકળી પડયો. કેટલીકોએ ભયભીત બની યાચક લોચનોથી આકાશ તરફ સહાયતાભરી દૃષ્ટિ નાખી તો કેટલીકોએ ખુદા અને રસુલનું સ્મરણ કર્યું. પરંતુ એવી એક પણ બેગમ ન દેખાઈ કે જેની નજર આવા ક્રૂરતાભર્યા પૈશાચિક કૃત્યથી સમશેર તરફ પડી હોય! યદ્યપિ એ બેગમોમાંની કેટલીક બેગમોની નસોમાં રાજપૂતાણીનું રુધિર વહેતું હતું, પરંતુ એ સઘળું ઇંદ્રિયલિપ્સાથી જુહારની જૂની આગ ઠંડી થઇ ગઇ હતી. સુખભોગની લાલસાએ આત્મસન્માન ગુમાવ્યું હતું. અરસપરસ સલાહસંપથી મર્યાદાની રક્ષા કરવા કોઇને પણ ઉપાય સૂઝયો નહિ. એક એક પળ વિધિનું વિધાન ઘડી રહી હતી. આખરે હતાશ બની સર્વ લલનાઓએ પાપીની સન્મુખ જવાનો નિશ્ચય કર્યો. આંખોમાંથી અશ્રુનો પ્રવાહ વહેતો હતો. હૃદયમાંથી નિઃશ્વાસનો વાયુ નીકળતો હતો, છતાં એ રત્નજડિત આભૂષણો સજ્યાં, અશ્રુસિંચિત નેત્રોમાં સુરમો આંજયો અને શોકવ્યથિત હૃદયપર સુગંધિત લેપ લગાવીને જવાની તૈયારી કરવા માંડી. કોઇએ

કેશોને ગુંથ્યા તો કોઇએ કેશોની લટોમાં મૌક્તિક પરોવ્યાં. સમસ્ત લલનાઓમાંથી એકને પણ ઈશ્વરને ઓળખી પોતાની ટેકપર બાદશાહના આવા ક્રૂર અત્યાચારની સામે સાહસ કરવા વિચાર ન આવ્યો.

(૩)

એક કલાક પણ થયો નહિ હોય એટલામાં તો બેગમોનાં ટોળેટોળાં આભૂષણોથી ઝગમઘતા, સ્વરૂપની કાંતિથી મોગરો અને ગુલાબની કળિઓને લજાવતી, સુગંધ પ્રસરાવતી, છમછમ કરતી, દિવાને ખાસમાં આવી નાદિરશાહની સામે ઉપસ્થિત થઇ ગઈ.

નાદિરના નામમાત્રથી ભલભલા સમ્રાટના છક્કા છૂટી જતા હતા. કોની મગદૂર કે નાદીરશાહી ફરમાનનો નકાર વાળે?

બધીએ બેગમો નાદિરના શયનગૃહમાં દાખલ થઈ. નાદિર સિંહાસનેથી આ બહિસ્તી હૂરોનાં અપ્રતિમ લાવણ્ય અવલોકી રહ્યો હતો. તેના મોંમાંથી નીકળનાર બોલ ઝીલવા બધી જનાનાનશીન બેગમો તૈયાર હતી. માત્ર એક રાજપૂત બિરદ આ બેગમોના વૃંદમાં હતું, જે આર્ય લલનાને બળાત્કારે પોતાનાં સગાંઓની શરમે ઝનાનામાં જકડાવું પડયું હતું. પરંતુ આજ દિન સુધી તેના અંગપ્રત્યંગને યવનો સ્પર્શ કરવા ભાગ્યશાળી નીવડયા ન હતા. જેણે પોતાનું શિયળ આજપર્યંત જાળવ્યું હતું, તેને આજના અવસરે મુંઝવી હતી. નાદિરનો નિશો કેમ ઉતારવો? એજ એના મનમાં રમી રહેલો પ્રશ્ન હતો.

(૪)

જેમ સૂર્ય આગળ તારલાઓ ઝાંખા લાગે છે, તેમ આ રાજપૂત બિરદ આગળ બેગમો તેજહીણ ભાસી. નાદિરની નજર લાવણ્યવતી રાજપૂત લલના પ્રતિ વળી અને એ કામાંધ નાદિર નાદિરીના નિશામાં ભાન ભૂલ્યો. અને આ રાજપૂત મોહિનીના એકજ દૃષ્ટિપાતથી તે ઘાયલ થઈ ઘેનમાં પડયો. તે બેહોશાવસ્થામાં પડી રહ્યો. બધી બેગમો તેના પરાક્રમ અને વિકરાળ ચેહરાની પ્રશંસા કરી રહી હતી. પણ આ ચંડિકા પોતાના ઉગ્ર સ્વરૂપને સાક્ષાત્કાર કરી ટેબલપરથી કટારી હાથમાં લઈ નાદિરની છાતી ઉપર ચઢી બેઠી. નાદિર ગભરાયો, સચેત થયો, ભાન આવ્યું. જગતને ચકિત કરનાર નાદિર એક પુષ્પથી પણ કોમળ રાજપૂત મહિલાથી મ્હાત થયેલો જોઇ શરમાયો—લજવાયો. એ રણચંડીએ ગર્જીને કહ્યું કે 'આ અરબસ્તાન કે તુર્કસ્તાન નથી, નાદિરીખાનદાની નથી. બેગમોની લાજ લૂંટવી સહેલ છે, પણ આ તો બેગમોના ટોળામાં રાજપૂત સિંહણ ભરાયલી છે. જો આ સિંહણની હિંમત! મારી લાજ લૂંટવા જતાં તારી જાન ન લૂંટાઇ જાય તેની સંભાળ રાખ!

નાદિરે તક જોઈ લીધી અને પાઘડી ફેરવી બોલ્યો.

"અમ્મા ! મુઆફ કર. આજથી હું પ્રતિજ્ઞા લઉં છું કે, કદી કોઇપણ રાજપૂત બાળા ઉપર વિકારી દૃષ્ટિ પણ નહિ ફેંકું. આપને હું મારી માતાસમ ગણી સ્વતંત્ર રીતે હું વિચરવા દઉં છું."

ચંડિકાએ જવાબ વાળ્યો-"નરાધમ નાદિર ! મને સ્વતંત્રતા બક્ષી મારી બહેનોની બેઇજ્જતી કરવાનો હજી તારો વિચાર છે ? હોય તો કહી દે. તારો નિકાલ કરી દઉં, નહિ તો આ બધી બેગમોને પણ મુક્ત કર."

છેવટ નાદિરે પોતાની જાન બચાવવા બધાંને મુક્તિ બક્ષી, અને જાનપર આવેલી આ રાજપૂત લલનાના સાહસને તેણે મરણ-પર્યંત સ્મર્યા કર્યું.

પ્રભો ! ભારતમાં આવી આર્ય લલના પ્રગટાવ કે જે અત્યાચારીઓના અત્યાચારને સદાને માટે દફનાવી દે.

(તા. ૧૮-૫-૩૦ના "હિંદુ"માં લેખકઃ-શ્રી. શાંતારામ ચંદ્રશંકર)

# ૧૦-तक्रचिकित्सा-अथवा घाटी छाशना लाभ

× × × ×

પ્રકૃતિ સ્વયં પોતાના નિયમો પ્રમાણે આ શરીરદુર્ગની રક્ષા માટે ઉચિત સામગ્રી ઇંદ્રિયોદ્વારા એકત્ર કરીને સારભાગ ગ્રહણ કરી લઇ અનાવશ્યક મળ વગેરેને બહાર કાઢી નાખી શરીર-દુર્ગની સફાઇ તથા રક્ષણ કરે છે. શરીરને કોઇની મદદની જરૂર નથી. જો ઈંદ્રિયોના પ્રમાદથી, આ શરીરદુર્ગમાં અનાવશ્યક વસ્તુસ્થિતિ તથા અનુચિત વ્યવહારોનો પ્રચાર થાય નહિ તો આ શરીરરૂપી કિલ્લો કોઇ પણ રોગાદિ શત્રુદ્વારા નિયમિત સમય સુધી તાબે કરી શકાતો નથી. આ શરીરના અનુચિત વ્યવહાર થતાં તથા તેમાં બીનજરૂરી વસ્તુઓ વધી જતાં તેને દૂર કરવાને માટે પ્રકૃતિએ પોતાને અશક્ત સમજીને પોતાને મદદ આપવા માટે જે જે સાધનોની રચના કરી છે, તેમાં તક્ર પણ એક સાધન છે. તે શરીરના સમસ્ત વિકારોને દૂર કરીને શરીરને સુદૃઢ અને કાંતિમય બનાવે છે.

તક્રદ્વારા ઘણે ભાગે બધાયે રોગો નાબુદ કરી શકાય છે; તક્રનું સેવન કરનાર મનુષ્ય આધુનિક ડૉકટર તથા વૈદ્યોનો શિકાર બનતો નથી. તક્રનો ઉપાસક સદા નિરોગી, આળસવિનાનો, સ્ફૂર્તિમાન તથા બળવાન બને છે. વૈદ્યાચાર્યોએ તો તેના ગુણો ઉપર મુગ્ધ થઇને તેને અમૃતની ઉપમા આપી છે. તેનું વર્ણન તેમણે

આ પ્રમાણે કર્યું છેઃ–તક્રનું સેવન કરનાર કદી થાકી જતો નથી.* અને તક્રથી નાબુદ કરેલો રોગ ફરી બીજી વાર ઉત્પન્ન થતો નથી. જેમ દેવતાઓમાં અમૃત પ્રધાનપદ ભોગવે છે, તેજ પ્રમાણે મનુષ્યોમાં તક્રનું સ્થાન છે. આચાર્યોએ તક્રના આવા ગુણો લખીને પોતાની શોધની સંપૂર્ણ ખાત્રી પણ કરી આપી છે. પાશ્ચાત્ય વિજ્ઞાનવેત્તાઓ હજીસુધી તક્રના ગુણો જાણવાથી તથા તેનો લાભ લેવાથી વંચિત રહ્યા હતા; પરંતુ ફ્રેંચ ડૉક્ટર શ્રીયુત મેચનીકફની શોધથી તેમને બરાબર સમજાઇ ગયું છે કે, તક્રના જેવી પાચક વસ્તુ બીજી કોઇ નથી. હજુ હમણાં કેટલાક ઉદ્યોગી ડૉક્ટરોએ એકત્ર થઇને મહાપ્રયત્ને શોધ કરીને આયુર્વેદની શોધનાં ગુણગાન કરતાં કરતાં તક્રમાહાત્મ્યની બાબતમાં આયુર્વેદાચાર્યોનું સમર્થન કર્યું છે. એક નિરોગી તથા સબળ સ્ત્રીને ૧૨૦ વર્ષની ઉંમરે અર્થાત્ બહુ મોટી ઉંમરે મૃત્યુ પામેલી જોઈને ઉપરોક્ત ડૉક્ટરોએ તેના દીર્ધાયુષ્યનું ખાસ કારણ શું છે તે શોધવાનું શરૂ કર્યું. અંતે નક્કી થયું કે, સતત તક્રસેવન કરવાથી તે ૧૨૦ વર્ષ સુધી જીવી શકી છે. આ સ્ત્રીને તક્રનો એટલો બધો પ્રેમ હતો કે જ્યાંસુધી વાડકા ભરીને તેને તક્ર–ધાટી છાશ–પીવા મળતી નહિ ત્યાંસુધી તેને ચેન પડતું નહિ અને તે એટલે સુધી કે જ્યારે પોતાના ગામમાં ક્યાંયે તક્ર મળે નહિ ત્યારે તે બીજાં ગામોમાં જઇને માગી લાવતી હતી; અને તેને માટે તે ત્રણ ત્રણ ગામ ધૂમતી હતી. હવે આથી વાચકોને સારી પેઠે સમજાઈ ગયું હશે કે, તક્રને અમૃત કહેવામાં અત્યુક્તિ નથી. જુઓ, એક પ્રાચીન કવિએ તક્રના ગુણોથી મોહિત થઇને તેના ગુણોનું વર્ણન કેવી સુંદર રીતે કર્યું છેઃ–

कैलासे यदि तक्रमस्ति गिरीशः किं नीलकंठो भवेत्
वैकुण्ठे यदि कृष्णतामनुभवेदद्यापि किं केशवः।
इन्द्रो दुर्भगतां क्षयं द्विजपतिर्लम्बोदरत्वं गणः
कुष्ठित्वञ्च कुबेरको दहनतामाग्निश्च किं विंदति ॥

(योगरत्नाकर)

ભાવાર્થ કેઃ–જો કૈલાસમાં તક્ર સુલભ હોત તો શ્રીમહાદેવજી નીલકંઠ ન હોત–અર્થાત્ તેમના કંઠમાંનું ઝેર ક્યારનુંયે નાશ પામ્યું હોત. જો વૈકુંઠમાં તક્ર મળતી હોત તો શું વિષ્ણુ આજે શ્યામ રંગવાળા હોત? કદી નહિ. તેઓ તક્રનું સેવન કરીને અવશ્ય ગૌરવર્ણના થયા હોત. ઇંદ્રની દુર્ભગતા અને ચંદ્રદેવની ક્ષય

* न तक्रसेवी व्यथते कदाचिन्न तक्रदग्धाः प्रभवन्ति रोगाः।
यथा सुराणाममृतं प्रधानं तथा नराणां भुवि तक्रमाहुः ॥
(भावप्रकाश)

દશા તરતજ નાબુદ થયાં હોત; ગણેશજીનું પેટ આવડું મોટું (ઉદરરોગવાળું) ના હોત; કુબેરજીને કોઢી કહેવાની કોઇ હિંમત ના કરત અને શું અગ્નિદેવ પણ પોતે સળગવાનું દુઃખ ઉઠાવતા હોત? કદી નહિ. તક્ર હોય તો તો આવું બનવું મુશ્કેલજ નહિ, પણ અસંભવિતજ હોત.

આ કવિની અતિશયોક્તિ નથી, પરંતુ કવિએ એ રોગો તરફ ઈશારો કરીને દર્શાવ્યું છે કે, તક્રના સેવનથી આ સઘળા રોગો નિઃસંદેહ નાબુદ થાય છે. તક્રમાં આ સઘળા ગુણો રહેલા છે અને તે આયુર્વેદ જાણનારાઓથી અજ્ઞાત નથી.

કોઇ રાજાએ એક સુપ્રતિષ્ઠિત વયોવૃદ્ધ વૈદ્યને કહ્યું કે "વૈદ્યજી! કૃપા કરીને આપ મને એવી અનુભવેલી દવા બતાવો કે જે સેવન કરવામાં સ્વાદિષ્ટ અને રોચક હોવા સાથે ભોજન પચાવી દે અને અનેક રોગોથી બચી જવાય." વૈદ્યરાજે કહ્યું:—"મહારાજ! આટલી ઉંમરમાં મને જે કંઈ અનુભવ થયો છે તેને અનુસરીને મારો તો એવો મત છે કે, એવી ચીજોમાં તક્ર એજ મુખ્ય છે. તક્રના જેટલી ગુણ કરનારી બીજી વસ્તુ મને સમસ્ત સંસારમાં કયાંય જણાઇ નથી; તેથી આપ તેનું સેવન શરૂ કરો. *ભોજનને અંતે મીઠું મેળવેલી થોડી તક્ર પીધા કરો. ત્યાર બાદ થોડું પાણી પીને ત્યાર-પછી કંઈપણ ખાશો નહિ. આમ કરશો તો મને પૂર્ણ વિશ્વાસ છે કે, આપની ઇચ્છા અવશ્ય પૂર્ણ થશે.

તક્રમાં આમાશયના સઘળા ભોજનને પચાવીને અતિ લઘુ બનાવી પચાવી દેવાનો ખાસ ગુણ છે. અને તે પોતે પણ જલદી પાચન થાય છે અને તેનો ભાર જઠરાગ્નિ ઉપર પડતો નથી; તેથી સંગ્રહણી+ રોગમાં તક્રના જેવી તત્કાળ લાભદાયક બીજી કોઇ વસ્તુ નથી. કેમકે સંગ્રહણીમાં પાચનશક્તિ પૂરેપૂરી નાશ પામે છે. એવી સ્થિતિમાં તક્ર સિવાય બીજી જે કોઇ હલકામાં હલકી ચીજ ખવાય છે તેનો ભાર જઠરાગ્નિ ઉપર અવશ્ય પડે છે. અને તેથી ઝાડા બંધ થતાં ઘણો વખત લાગે છે—અથવા તો કહો કે, બંધ થતા નથી. જૂનામાં જૂનો સંગ્રહણી રોગ તક્રદ્વારા નાબુદ કરી શકાય છે. તક્રના જેવો પાચન પદાર્થ બીજો કોઇજ નથી. તે જ્યાં કંઈ નાખવામાં આવે છે ત્યાં સર્વ કંઇ ભસ્મ કરી નાખે છે. નીતિ-નિપુણ ચાણકયની વાત કોને ખબર નથી? ગંગાસ્નાન કરવા જતાં ચાણકયના પિતાશ્રીના પગમાં એક વખત દર્ભ પેસી

---

* भोजनान्ते तु राजेन्द्र तक्रं सलवणं पीब।
तस्योपरि जलं किंचित् तस्योपरि न किंचन॥

\+ "न तक्रतुल्यं ग्रहणीविकारे"—बालबोध

ગયો, તેથી તેમને મોટો ઘા થયો અને તેનીજ પીડામાં તેમના પ્રાણ ગયા. ક્રોધમૂર્તિ ચાણક્યે દર્ભને પિતાનો ઘાતક માનીને તેનું પૃથ્વી ઉપરથી જડમૂળ કાઢવાની પ્રતિજ્ઞા કરી. પછી તો તે જ્યાં જ્યાં દર્ભ જોતો ત્યાં ત્યાંથી તેને ઉખાડી નાખી તેનાં મૂળમાં તક્ર રેડતો. કેમકે તે તક્રના ગુણને જાણતો હતો. તે જાણતો હતો કે, જો હું દર્ભ ઉખાડીને તેનાં મૂળમાં છાશ રેડીશ તો તેનાં મૂળ બળી જશે, અને ત્યાંથી તે દર્ભ નાશ પામશે. જો મકાઇના ઢગલા ઉપર તક્ર છાંટવામાં આવે તો તે બધી મકાઇને નકામી કરી નાખે છે. નીચાણના પ્રદેશોમાં તક્રના બળ ઉપર તો ખેડુતો મહિનાઓ સુધી મકાઇથી પેટ ભરે છે, અને કુટુંબનું પોષણ કરે છે. જો તેમને તક્ર ના મળે તો તેઓમાંથી અર્ધા તો અવશ્ય માંદા પડીને મૃત્યુ પામે.

ગાયો તથા ભેંસોની અવિરામ સેવા કરવા છતાંયે ગરીબ ખેડુતોને ઘી-દૂધ તો ચાખવાનેય મળતું નથી. કાં તો તેઓ દૂધજ વેચી મારે છે કે કાં તો તેનું દહીં જમાવી ઘી કાઢીને વેચી દે છે અને તક્ર પોતે ખાય છે. પરંતુ તેમ છતાંયે ઘી-દૂધ ખાનારાઓ કરતાં છાશ ખાનારા ખેડુતો વધારે બળવાન તથા હૃષ્ટપુષ્ટ અને આળસરહિત હોય છે, અને તેથીજ છાશ ખાનારો ખેડુત આખો દિવસ પરિશ્રમ કરવા છતાં પણ થાકી જતો નથી. જેમણે પહાડીઓ તેમજ ભૂતીઆઓને જોયા છે તેમને વિશેષ કહેવાની જરૂર નથી. દૂધ ઘી ખાનાર માણસ તેમના જેટલી મહેનત કદી પણ કરી શકશે નહિ. તેમના જેવા હૃષ્ટપુષ્ટ તથા નિરોગી માણસો બહુજ ઓછા જોવામાં આવે છે. એક ધનવાનને બે સ્ત્રીઓ હતી. બંનેને એક એક છોકરો હતો. કાલવશાત્ નાના છોકરાની બાલ્યાવસ્થામાંજ તેની માતા ગુજરી ગઇ. આથી તે પોતાની સાવકી માતાની દેખ-રેખ નીચે ઉછરવા લાગ્યો. સાવકી માતા શોકયના છોકરા ઉપર ઇર્ષ્યા રાખીને હંમેશાં તેને છાશ સાથે બીજું કંઇ હલકું ભોજન આપતી હતી, અને પોતાના છોકરાને તો ઘી-દૂધમાં તરબોળ રાખતી હતી. પરંતુ તેમ છતાંય પોતાના ઘી-દૂધ ખાનાર મોટા છોકરા કરતાં છાશ ખાનાર નાના પુત્રનું સ્વાસ્થ્ય સારું જોઇ પિતા એમજ સમજતો કે, મારી હયાત સ્ત્રી પોતાના પુત્ર કરતાંય મા વગરના મારા નાના છોકરા ઉપર બહુ સ્નેહ રાખે છે અને તેને ખૂબ દૂધ-ઘી ખવડાવે છે; એટલેજ તે નાનો હોવા છતાં પણ મોટા છોકરા કરતાં મજબૂત દેખાય છે. એક દિવસ પોતાના બંને છોકરાઓને એકાંતમાં લઇ જઇ દરેકને અલગ અલગ પૂછયું કે, તમે કેટકેટલું ઘી-દૂધ ખાઈ શકો છો? મોટા પુત્રે કહ્યું કે, હું પોણો-શેર-શેર ઘી અને ચાર શેર દૂધ પી શકું છું. નાના પુત્રે કહ્યું કે, પિતાજી! હું ઘી-દૂધનો સ્વાદજ જાણતો નથી તો કેવી રીતે કહી

શકું કે હું કેટલું ખાઇ શકું છું? પિતાએ પૂછયું 'તો તું શું ખાય છે?' તેણે કહ્યું 'મહો (જાડી છાશ) અને રોટલી.' પિતાને આ વાત ઉપર એકદમ તો વિશ્વાસ ન આવ્યો. તેણે માન્યું કે, તે તેની સાવકી માતા ઉપર ઈર્ષ્યા રાખીને તેને દોષ દેવા આવું કહેતો હશે; નહિ તો મોટા છોકરા કરતાં શરીરમાં અને બળમાં તે આવો મજબુત કયાંથી હોય? પરંતુ ગુપ્ત રીતે ખબર કાઢી જોતાં નાના છોકરાની વાત સાચી છે, એમ તેની ખાત્રી થઇ; એટલે પિતાએ જાતેજ તેને માટે ઘી–દૂધની વ્યવસ્થા કરી તેને છાશ ખાતો બંધ કર્યો. પરંતુ થોડાજ દિવસમાં તેનું શરીર બગડવા લાગ્યું અને મોટા છોકરાની પેઠે વારંવાર તે પણ માંદો પડવા લાગ્યો. ત્યારે પિતાએ એક સુયોગ્ય વૈદ્યને તેની બધી હકીકત કહીને પૂછયું કે, તેને ધાટી છાશની જગ્યાએ ખૂબ ઘી ખવડાવું છું; તેમ છતાંય તે પહેલાંના જેવો મજબૂત નહિ થતાં વારંવાર માંદો પડે છે તેનું શું કારણ? ત્યારે વૈદ્ય શેઠને તક્રનો મહિમા વર્ણવતાં કહ્યું કે વધારે ઘી ખાવાથી ભૂખ મંદ પડી જાય છે, તેથી દૂધ પણ બરાબર પચતું નથી. અને ઘીની સાથે કઢેલું દૂધ, રબડી તથા મલાઇ વધુ પ્રમાણમાં ખાનારે તેને પચાવવા માટે કરવો જોઇતો પરિશ્રમ ન કરવાથી તે જરૂર માંદો પડે છે. જો તમે તે બંને છોકરાઓને નિરોગી રાખવા ઇચ્છતા હો તો તેમને તક્રનું સેવન સારી પેઠે કરાવતા રહેજો. પિતાએ ત્યારબાદ બંને છોકરાઓને તક્ર (જાડી છાશ) આપવા માંડી. આથી તેઓ બન્ને બળવાન થયા અને નિરોગી રહેવા લાગ્યા. ઘી–દૂધ વગેરે પદાર્થો જયારે બરાબર પચી જાય છે ત્યારેજ તેનું સારૂં પરિણામ આવે છે, નહિ તો તેનાથી નુકસાન થવાનો સંભવ રહે છે. જઠરાગ્નિ પ્રદીપ્ત હોય તોજ પુષ્ટિકારક ખોરાકોની સારી અસર થાય છે; તેથી દીપન વસ્તુઓનેજ પુષ્ટિકારક કહીએ તો કંઇ ખોટું નથી. કારણ કે બળ ઉત્પન્ન થવાના મૂળકારણરૂપે પ્રદીપ્ત જઠરાગ્નિજ છે. મંદાગ્નિમાં ઘી તથા રબડી વગેરે કંઈ પણ ફાયદો કરી શકતાં નથી. દૂધ વગેરે બળદાયક પદાર્થો દીપન–પાચન વસ્તુની સહાયતા વિના તક્ર વગેરેની પેઠે પૂરતા પ્રમાણમાં લઇ શકાતા નથી. કેટલાય રોગીઓ કોઇપણ દવાની મદદ સિવાય ચૌદચૌદ શેર તક્ર–પાન કરતા જોવામાં આવ્યા છે.* શું કોઈ પણ દીપન તથા પાચક ઔષધિની મદદ સિવાય દૂધ પણ તક્રની પેઠે આટલા પ્રમાણમાં લઇ શકાય?+ કદી નહિ. તક્રના ગુણોના અનુભવી કોઇ કવિએ

* લેખકે જાતે કેટલાક રોગીઓને બાર બાર શેર (પાકા) સુધી તક્ર પાન કરાવ્યું છે. (પાકો શેર ૮૦ તોલાનો ગણાય છે.)

\+ દીપન તથા પાચક ઔષધ ચંદ્રપ્રભા વટી વગેરેની સાથે દૂધ પણ ચોદ ચૌદ શેર (પાકું) સુધી લઈ શકાય છે. લેખક

"**तक्रं शक्रस्य दुर्लभम् ।**" એવું પદ રચીને વ્યંગમાં તક્રયુક્ત મૃત્યુલોકની આગળ અમૃતમય સ્વર્ગનો કેવો મનોરંજક રીતે અનાદર કર્યો છે! અમૃતમાં જરા–મરણનો નાશ કરનારી શકિત અવશ્ય છે, પરંતુ રોગનાશક શકિત નથી; અને તક્રમાં જરા–મરણ અને રોગ ટાળનાર ત્રણે શકિતઓ હાજર છે. તક્રસેવી વૃદ્ધાવસ્થાના વ્યાધિઓથી મુકત રહીને અકાળ મૃત્યુથી સુરક્ષિત રહે છે. તોપછી રોગોનું તો કહેવુંજ શું ? તે તો તેની પાસે પણ આવી શકતા નથી. એટલે તો ઇંદ્ર તેને જોઇ જોઇને લલચાય છે; પરંતુ તેને તે દુર્લભ છે. તક્ર મૃત્યુલોકમાંજ થાય છે; સ્વર્ગમાં નહિ. તેથી સ્વર્ગ-લોકથી મૃત્યુલોક ક્યાંય શ્રેષ્ઠ છે. ઉપરોકત પદમાં આ સઘળો ભાવ ભરીને કવિએ પોતાને તક્રસેવનથી થયેલા ફાયદાઓ દર્શાવ્યા છે. આ કવિને અવશ્ય કોઈ અસાધ્ય રોગ થયો હોવો જોઇએ; નહિ તો આવું ભાવપૂર્ણ પદ લખે નહિ. એજ પદને સમસ્યારૂપે લઇને જાતિ અનુભવદ્વારા પૂર્તિ કરતાં કોઇ કવિવર વૈદ્યે ભોજન પછી શું પીવું જોઇએ ? તેના જવાબમાં–તક્ર,+ એમ લખીને ભોજન પછી તક્રસેવન વિધિને સ્પષ્ટ કરી છે. તેથી કાચી રસોઈમાં તક્રના પદાર્થો જેવા કે કઢી, મઠો વગેરે બનાવવાની પ્રથા પડી ગયેલી છે. કાન્યકુબ્જ બ્રાહ્મણોને ત્યાં વિવાહાદિના ભોજનપ્રસંગે મઠો સૌથી છેલ્લો એટલા માટે પીરસાય છે કે જેથી ભોજનમાં તક્રનો કંઇક પણ અંશ ભળી જાય અને ભોજનને પચાવી દે. તક્ર જેમ ગુણકારક છે, તેમ રુચિકારક પણ છે. કવિવર ચંદબિરદાઇએ એક એક છંદ લખીને તક્રનું માહાત્મ્ય ઘણુંજ વધારી દીધું છે. તેનાથી વિવિધ પ્રકારનાં ભોજન બનાવવામાં આવે છે. મઠો, કઢી, રાયતું, દહીંવડાં વગેરેના પ્રયોગો આયુર્વેદ શાસ્ત્રમાં વિધિપુરઃસર વર્ણવેલા છે. જેનું વર્ણન આગળ યથાસ્થાને કરવામાં આવશે. મૃત્યુ-લોકમાં સર્વરોગનાશક, અતિ સુલભ તથા સુરુચિકારક અને કોઈ-પણ અવસ્થામાં હાનિ નહિ પહોંચાડનાર તક્રના જેવી બીજી કોઇ પણ સરળ ઔષધિ દૃષ્ટિગોચર થતી નથી; તેથી તક્રના ગુણો વગેરે પ્રત્યેક રોગ ઉપર તક્રપ્રયોગ વિધિ શાસ્ત્રાનુસાર વર્ણવવામાં આવશે.

**તક્રના પ્રકારઃ**—ગરમ કરેલા દૂધને ખાટા પદાર્થોની મેળવણીથી જમાવીને વલોણીવડે વલોવવાથી જે વસ્તુ તૈયાર થાય છે તેને તક્ર કહે છે. આ તક્રની બનાવટ પાંચ પ્રકારની છે.* તેનાં નામ આ પ્રમાણે છેઃ—

+ **भोजनान्ते तु किं पेयम् जयन्तः कस्य वै सुतः ।**
**कथं विष्णुपदं प्रोक्तम् ! तक्रं शक्रस्य दुर्लभम् ॥**

* **ससरं निर्जलं घोलं मथितं त्वसरोदकम् । तक्रं पादजलं प्रोक्तमुदश्वित्वर्धवारिकम् । छच्छिका सारहीना स्यात् स्वच्छा प्रचुर वारिका ॥**

ઘોલ, મથિત, તક્ર, ઉદશ્વિત્ અને છચ્છિકા અથવા છાશ. તર સાથેના દહીંને પાણીનો છાંટોય ઉમેર્યા સિવાય વલોવ્યું હોય તેને "ઘોલતક્ર" કહે છે. તર ઉતારી લઈને બાકીના દહીંમાં જરા પણ પાણી ભેળવ્યા સિવાય વલોવેલું હોય તેને "મથિત તક્ર" કહે છે. દહીં-માં ચોથા ભાગનું પાણી ભેળવી વલોવેલું હોય તેને "તક્ર" કહે છે. દહીં સાથે અર્ધું પાણી ભેળવીને વલોવેલું હોય તેને "ઉદશ્વિત્" કહે છે, અને એથી વધારે પાણી ભેળવીને વલોવેલા દહીંમાંથી માખણ કાઢી લીધા પછી જે બાકી રહે છે તેને છાશ કહે છે.

**તક્રના ગુણ**×:—ભૂખ વધારનાર, નેત્રરોગનાશક, પ્રાણદાયી, લોહી તથા માંસ વધારનાર, આમનાશક, તેમજ કફ તથા વાતનાશક એ મુખ્ય ગુણો છે.

ઘોલમાં સાકર મેળવીને સેવન કરવાથી કેરીના જેવો ફાયદો કરે છે. કેરી વીર્યવર્ધક, સ્નિગ્ધ (રૂક્ષતાનાશક), સુખ તથા બળને આપનાર, ગુરુ (ભારે), વાયુનાશક, રુચિકારક, વર્ણને ઉત્તમ કરનાર, શીતળ, હૃદયને પ્રિય તથા પિત્ત નહિ કરનાર અને સ્ત્રીમાં આનંદ આપનાર છે. આ બધા ગુણો સાકર ભેળવેલા ઘોલમાં મળી આવે છે.

**મથિત તક્ર**:—વાત, પિત્ત તથા કફનાશક અને હૃદયને પ્રિય કરનાર છે.

**તક્ર**:—મળને બાંધનાર, ખાટી, પાકમાં તથા રસમાં મધુર, હલકી, ઉષ્ણવીર્ય, અગ્નિ પ્રદીપ્ત કરનાર, વીર્યવર્ધક, તૃપ્તિ કરનાર તથા વાયુનાશક અને સંગ્રહણી વગેરે રોગોમાં પથ્ય છે. તક્ર હલકી હોવાથી ગ્રાહક છે અને પાકમાં મધુર હોવાથી પિત્ત ઉત્પન્ન કરતી નથી–અર્થાત્ પિત્તનો પ્રકોપ થતો નથી. ઉષ્ણ તથા રૂક્ષ હોવાથી કફનાશક છે. આ પ્રકારે તે ત્રણે દોષોને શાંત કરે છે. આ તક્ર-વિષે પહેલાં લખાઈ ગયું છે કે તેનું સેવન કરનાર કદી દુઃખી થતો નથી અને તેનાથી નાશ કરેલો રોગ ફરીથી ઉત્પન્ન થતો નથી.

**ઉદશ્વિત તક્ર**:—કફકારક તથા બળ આપનાર અને આમનો અત્યંત જલદી નાશ કરનાર છે.

**છચ્છિકા** (છાશ):—શીતળ, હલકી, વાતનાશક, તૃષા અને પિત્તનાશક તથા કફકારક છે. સિંધવ ભેળવીને સેવન કરવાથી તે અગ્નિને પ્રદીપ્ત કરે છે.

તક્રમાં જે પ્રમાણે પાણી અને ઘી ભળેલું હશે, તેજ પ્રમાણે

---

* કોઇ તક્ર લક્ષણવાળાને ઉદશ્વિત અને ઉદશ્વિત લક્ષણવાળાને તક્ર કહે છે; પરંતુ બહુ મત ન હોવાથી એ માન્ય નથી.

× क्षुद्वर्धनं नेत्ररुजापहं च प्राणप्रदं शोणितमांसदं च।
आमाभिघातं कफवातहंत्र् त्वष्टौ गुणा वै कथिता हित के ॥
(योगरत्नाकर)

ગુણોમાં પણ ભેદ પડશે. જે તક્રમાંથી બધુંયે ઘી કાઢી લીધું હશે તે તક્ર લઘુ હોવાથી પથ્ય થાય છે, જેમાંથી થોડું ઘી કાઢી લીધું હોય તે પૂર્વોક્ત તક્ર કરતાં ગુરુ તથા વીર્યવર્ધક તેમજ કફકારક છે. જે તક્રમાંથી જરાપણ ઘી કાઢી લીધું ન હોય તે તક્ર પૂર્વોક્ત તક્રથી વધારે ઘટ્ટ, ભારે, પુષ્ટિકારક અને કફકર્તા છે. એજ પ્રમાણે જળનું પ્રમાણ વધારે ઓછું હોવાથી પણ તક્રના ગુણોમાં ફેરફાર થાય છે. તે વિષે પહેલાં લખાઈ ગયું છે.

**મંદાદિ દહીંથી થયેલ તક્રના ગુણ:**—જે જાતના દહીંમાંથી જે જાતની તક્ર બનાવાય છે તે તક્રમાં તે દહીંને મળતાજ ગુણો જોવામાં આવે છે.*

(૧) જે દહીં દૂધના જેવું (એટલે કે બરાબર જામ્યા વગરનું), અવ્યક્ત રસવાળું અને કંઇક ઘટ્ટ હોય તે મંદ દહીં છે. તેમાંથી બનાવેલ તક્ર મળમૂત્ર કરાવનાર, ત્રિદોષવર્ધક અને દાહકારક છે.

(૨) જે દહીં સારી રીતે જામી ગયું હોય અને જેમાં મિઠાશ આવી હોય તથા ખટાશ જણાતી ન હોય તે સ્વાદુ દહીં કહેવાય છે. સ્વાદુમાંથી બનાવેલ તક્ર અભિષ્યન્દી ( શરીરમાં ભારેપણું ઉપજાવનાર ), મૈથુનશક્તિવર્ધક, મેદ તથા કફ વધારનાર, વાયુનાશક, પાકમાં મધુર અને રક્તપિત્તને સ્વચ્છ કરનાર છે.

(૩) જે દહીં ખાટું, મીઠું અને કષાય રસવાળું હોય તેને સ્વાદુઅમ્લ (ખટમધુરૂ) દહીં કહે છે. તેનાથી થયેલ તક્રના ગુણ સામાન્ય તક્રના જેવા છે.

(૪) જે દહીંમાંથી મિઠાશ જતી રહી હોય અને ખટાશ આવી હોય તેને ખાટું દહીં કહે છે. આ દહીંમાંથી બનેલ તક્ર અગ્નિવર્ધક તથા પિત્ત, રક્ત અને કફને વધારનાર છે.

(૫) જે દહીં ખાવાથી દાંત ખટાઇ જાય અને રૂવાં ઉભાં થઇ જાય તથા ગળા વગેરેમાં બળતરા થાય તેને અત્યમ્લ (બહુ ખાટું) દહીં કહે છે. તેમાંથી બનેલ તક્ર અગ્નિદીપક, રક્તવિકાર, વાયુ તથા પિત્તને વધારનારૂં છે.

**ગાયની તક્ર:**—ગાયની તક્ર પવિત્ર, અગ્નિવર્ધક, બુદ્ધિ વધારનાર, અર્શ તથા ત્રિદોષ( વાત, પિત્ત અને કફ)ને શાંત કરનાર, ગુલ્મ, અતિસાર, પ્લીહા, અર્શ અને સંગ્રહણીમાં હિતકારક છે.

**ભેંસની તક્ર:**—કફ ઉત્પન્ન કરનાર, ભારે તથા સોજો કરનાર છે, ગુરુ (ભારે), બળદાયક તથા વાયુ અને પિત્તને દૂર કરનાર છે.

**બકરીની છાશ:**—ચરબીવાળી, હલકી, ત્રિદોષનાશક, ગુલ્મ, અર્શ, સંગ્રહણી, ક્ષય, દુર્બળતા, સોજો તથા પાંડુરોગને દૂર કરનાર છે.

---

* यान्युक्तानि दधिन्यष्टौ तद्गुणं तक्रमादिशेत् । (ભાવપ્રકાશ)

**ઉકાળ્યા વગરની કાચી છાશ:**—આમાશયના કફ તથા આમનો નાશ કરનાર અને કંઠમાં કફ ઉત્પન્ન કરનાર છે.

**ઉકાળેલી તક્ર** (કઢી):—પીનસ, શ્વાસ, કાસ વગેરેમાં ખાસ ફાયદાકારક છે.

**ખાસ દોષમાં તક્રનો પ્રયોગ:**—વાયુપ્રધાન રોગોમાં સૂંઠ તથા સિંધવ નાખેલી ખાટી તક્ર ઉત્તમ છે અને જો ઘોલમાં હીંગ, જીરૂ અને સિંધાલુણ ભેળવીને પીવાય તો અત્યંત કોપેલા વાયુને શાંત કરે છે. હરસ તથા અતિસારનાશક, રુચિદાયક, પુષ્ટિકારક, બળવર્ધક અને શૂળનાશક છે. પિત્તજન્ય રોગોમાં સાકર મેળવેલી મીઠી તક્ર વિશેષ લાભદાયક થાય છે. કફની વૃદ્ધિમાં સૂંઠ, પીપર તથા મરીવાળી તક્ર ફાયદાકારક છે.

**તક્રનો મુખ્ય ઉપયોગ:**—જો કે તક્ર બીજી ઋતુઓમાં પણ સેવન કરાય છે, છતાં શીત ઋતુ એ તક્રસેવન માટે ખાસ સમય છે. અરુચિમાં અને કાનની નસો કફાદિથી રોકાઇ જવામાં તથા અગ્નિમાંદ્ય અને વાતાદિ રોગોમાં તક્ર અમૃતનું કામ કરે છે. ઝેર, વમન, વિષમજ્વર, પ્રસેક, પાંડુ, મેદ, સંગ્રહણી, હરસ, મૂત્રકૃચ્છ્ર, ભગંદર, પ્રમેહ, ગુલ્મ, અતિસાર, શૂળ, પ્લીહા, ઉદરરોગ, અરુચિ, સફેદ કોઢ, શોથ (સોજો)તૃષા તથા કૃમિ આદિ રોગોમાં તક્ર મુખ્ય ઔષધિ છે.

માત્ર શરદૃઋતુમાં તથા ઘા, દુર્બળતા, મૂર્છા, ભ્રમ, દાહ અને રક્તપિત્તમાં મુખ્યત્વે તક્રસેવન નહિ કરાવતાં બીજા બધા રોગોની તક્ર એ એક પરમ ઔષધિ છે.

**તાવ અને તક્ર:**—સઘળા રોગોમાં તાવના જેવો કપરો (દુર્જય) બીજો કોઇ રોગ નથી. ઘણે ભાગે તાવ આવ્યા સિવાય કોઇ પણ પ્રાણીનો દેહાંત થતો નથી. પ્રત્યેક રોગના રાજ્ય ઉપર જ્વરદેવની પતાકા ફરફરતીજ હોય છે. અને આહારવિહારમાં સહેજ પણ ભૂલચૂક થઈ કે વિકરાળ જ્વરની કાળમૂર્તિ સામે ઉભીજ છે. મોટા મોટા મહારથીઓ અને વિશાળ કાયાવાળાઓને પણ ક્ષણવારમાં જમીન ઉપર સુવાડી દે છે. દીનહીન બાળકો અને વૃદ્ધો તો તેનો ખોરાકજ છે. પરંતુ જેઓ કુદરતથી વિરુદ્ધ વર્તનારા છે તેમનેજ આ જ્વરનો ભય છે. પ્રકૃતિદેવીની આજ્ઞાને નહિ ગણકારનાર પ્રાણીઓ માટે આ જ્વર એ દંડસ્વરૂપ છે. કુદરતના નિયમ પ્રમાણે ચાલનારાઓનો જીવનમાર્ગ નિષ્કંટક છે. જ્વરાદિ રોગો તેમનાથી દૂર રહીને શાંતિનોજ માર્ગ દર્શાવે છે. પ્રકૃતિના ગુન્હેગારોને પણ તાવ આવતાં જો તેઓ પ્રકૃતિને શરણે આવે છે તો તો તેમનો તાવ જલદી ચાલ્યો જાય છે અને કોઈ પણ ઔષધિની જરૂર પડતી નથી. આથીજ આપણા શાસ્ત્રકારોએ જ્વરાદિ રોગો થતાં લંઘનનેજ પ્રાધાન્ય આપ્યું છે. તે એટલે સુધી કે દોષનું

નિવારણ થઈ જાય ત્યાંસુધી ઔષધિનો નિષેધ કરેલો છે અને પ્રકૃતિ ઉપરજ દરદીને છોડવાનો સિદ્ધાંત સ્થિર કર્યો છે. હવે તો આ સિદ્ધાંતનું અનુસરણ મોટા મોટા ધુરંધર ડૉકટરોએ પણ કરવા માંડયું છે. અમેરિકામાં તો ઉપવાસ-ચિકિત્સાની મોટી મોટી કૉલેજો ઉઘડી છે. ૯૦-૯૦ અપવાસ કરાવીને પછીજ કંઇક પથ્ય આપે છે. અહીં આનો ઉલ્લેખ કરવાનું એજ કારણ છે કે, જ્યાંસુધી તાવમાં ઔષધિ આપવાની જરૂર ન હોય ત્યાંસુધી તેને કંઇપણ નહિ આપતાં યોગ્ય સમયે (દોષનું નિવારણ થયા પછી જેમકે * વાતજનિત સંતત જ્વરમાં સાત દિવસ પછી અને પિત્તજ સંતત જ્વરમાં દસ દિવસ પછી તથા કફજ સંતત જ્વરમાં બાર દિવસ પછી, જ્યારે ઔષધિ આપવાનો સમય થાય છે ત્યારે) તક્રને પૂર્વોકત વિધિથી દોષાનુકૂલ બનાવીને અર્ધા તોલાની એક ચમચીથી શરૂ કરીને ક્રમશઃ સમય અને શકિતના પ્રમાણમાં વધારતા જવું. જ્વર શાંત થયા પછી તો પથ્યજ ઔષધિની ઔષધિ તથા આધારનો આધાર અને પાચનની રામબાણ દવા છે. વિષમ જ્વરમાં તો તક્ર અમૃતનુંજ કાર્ય કરે છે. એમાં અન્નની જગાએ તક્રનું સેવન કરાવવામાં આવે તો સર્વ પ્રકારના વિષમ જ્વર નાબુદ થાય છે. કારણ કે દૂષિત આહારવિહારથી આમાશયમાં દોષનો પ્રકોપ થાય છે અને તેથી તાવ આવે છે તેમજ આમાશયને શુદ્ધ કરવા માટે તક્રના જેવી સારી બીજી કોઇ ચીજ નથી. કેમકે અગાઉ લખ્યું છે કે, તક્ર હલકી હોવાથી આપોઆપ પચી જાય છે. તેને પચાવવાનો ભાર આમાશય ઉપર નથી પડતો, અને આમાશયના દુષ્ટ દોષોને પચાવવા માટે તેનાથી વધારે સારી ઔષધિ બીજી કોઇજ નથી. ચોથીઓ તાવ સૌથી ભયંકર હોઇ વર્ષો સુધી પીછો છોડતો નથી, પરંતુ તક્રનું સેવન કરનાર મનુષ્યને તો એ ચોથીઆ તાવનાં દર્શનજ દુર્લભ થઇ જાય છે; તો પછી એકાંતરીઆ અને ત્રીજીઆ વગેરે તાવોની બાબતમાં તો કહેવુંજ શું! તક્રકલ્પ કરનાર મનુષ્ય શારીરિક તેમજ સ્વર્ગીય સુખનો અનુભવ મૃત્યુલોકમાંજ કરી શકે છે. કારણ કે તે તાવ વગેરે શારીરિક વ્યાધિઓથી તે હમેશાં મુક્ત રહે છે.

બીલાનો ગર અને કમળકાકડીને જાડી છાશમાં ભેળવીને પીવાથી વિષમજ્વર શાંત થાય છે. કેવળ ખાટી છાશનેજ દોષાનુકૂળ બનાવી લઇ તેનું નિત્ય સેવન કરવાથી સર્વ પ્રકારના તાવ શાંત થઈ જાય છે.

**અતીસાર:**—અતીસાર પણ પ્રબળ રોગ છે. તે થતાંજ શરીરનાં બધાં અંગ શિથિલ થઇ જાય છે. આમાં દોષો દૂષિત થતાં

* ખાસ દોષો સંબંધી તક્ર-પ્રયોગ-વિધિ પહેલાં લખાઇ ગઈ છે તેથી વધે દોષને અનુસરતી ઔષધિઓ મેળવીને તક્રને અનુકૂળ બનાવી લેવી જોઇએ.

રક્તાદિ સઘળી વહેતી ધાતુઓ જઠરાગ્નિને મંદ પાડીને પવનના દબાણ સાથે ગુદાદ્વારા બહાર નીકળ્યા કરે છે, અને મંદાગ્નિ હોવા છતાં અન્ન વગેરે ભારે વસ્તુઓનું સેવન કરવાથી તે બરાબર નહિ પચી શકીને અતીસારનો વેગ બહુ વધી જાય છે.

કોઇ વાર કાળો, કોઈ વાર લીલો તો કોઇ વાર પીળો દસ્ત આવવા લાગે છે. અલગ પેશાબ આવવો પણ બંધ થઇ જાય છે, વાયુ નીકળતો નથી, પેટમાં અમળાટ થાય છે. આવી સ્થિતિમાં તક્રથી વિશેષ હિતકારી બીજી કોઈ વસ્તુ નથી, કે જે ઔષધનું ઔષધ અને આધારનો આધાર હોય. હલકી તથા રૂક્ષ હોવાથી બહુ જલદી પચી જઇને પ્રવાહી ધાતુને સૂકવીને મળને બાંધી દે છે, અને તેથી દસ્ત જલદીથી બંધ થઇ જાય છે. આમના ઝાડામાં તો તક્રસિવાય બીજી કોઇ પણ વસ્તુ એવી નથી, કે જે આમને જલાવી તુરતજ મળને બાંધી દે. કારણ કે આમાતીસાર અન્ન નહિ પચવાથીજ ઉત્પન્ન થાય છે; એટલે તેમાં બીજી કોઇ પણ વસ્તુ આધારતરીકે ખાવાથી અજીર્ણ વળી વધારે વધી જાય છે, અને તેથી પેટનો અમળાટ તથા દસ્ત બંધ થવાને બદલે વિશેષ વધી જાય છે. આમાતીસારમાં અઘોળ અથવા નવટાંક એરંડીઉં પાઇ દઇને જુલાબ આપ્યા પછી હિંગ, જીરૂ અને મીઠું મેળવી તક્રનું સેવન શરૂ કરાવવાથી ત્રણ દિવસમાં જૂનામાં જૂનો આમાતીસાર પણ શાંત થઇ જાય છે, એ કેટલીયે વાર અનુભવેલો પ્રયોગ છે.

ઇંદ્રજવ, નાગરમોથ, નાગકેસર, લોધર, સુંઠ અને મોચરસ, એ ચીજોનું ચૂર્ણ બનાવીને લાલ દેશી સાકરમાં ભેળવીને તેમાંથી અર્ધો તોલો તક્રની સાથે લેવાથી જૂનામાં જૂનો અતીસાર શાંત થઇ જાય છે.

**તક્રનો અર્ક**—તક્રનો બાફદ્વારા અર્ક કાઢીને પાણીને બદલે પીવાથી ઘણોજ ફાયદો થાય છે.

**સંગ્રહણી**—એ બહુજ ભયંકર રોગ છે. તેના સકંજામાં આવેલો મનુષ્ય મહામહેનતે બચી શકે છે. એ અતીસારનું બગડેલું અને બહુ વીફરેલું રૂપ છે. અતીસારમાં અથવા અતીસાર મટયા પછી પણ અગ્નિ મંદ રહે છે. એ મંદાગ્નિમાં અપથ્ય પદાર્થોના સેવનથી બાકીનો અગ્નિ પણ બૂઝાઈ જાય છે. અને તેથી કરીને સંગ્રહણી ( અન્નને ધારણ કરનારી છઠ્ઠી કલા ) દૂષિત થઇ જાય છે. એવા સંગ્રહણીમાં અન્નને ધારણ કરવાની શક્તિ રહેતી નથી એટલે અન્ન કંઇક પણ પેટમાં ભેગું થાય કે ઝાડા થાય છે. આજ કારણથી સંગ્રહણી રોગમાં જ્યાંસુધી અન્ન લઇ શકાય છે ત્યાં સુધી ( દસ–બાર–પંદર દિવસ સુધી ) માણસ સારો રહે છે અને ત્યાર પછી ઝાડા થવા લાગે છે. જેમ જેમ ગ્રહણ શક્તિ ઘટતી જાય છે, તેમ તેમ જલદી ઝાડા થવા લાગે છે. છેવટે ખૂબ ઝાડા

થાય છે અને કંઇ પણ ખાધામાં આવે તે બહાર નીકળી જાય છે. લોહી વગેરે પ્રવાહી ધાતુઓ પણ ઝાડાવાટે નીકળે છે એટલે માત્ર હાડચામના માળખા જેવોજ માનવી બાકી રહે છે. અંતે તેના પ્રાણ છૂટી જાય છે. આ ભયંકર રોગની એકમાત્ર ઔષધિ તક્ર છે. એ તક્ર ધાટી છાશની છત્રછાયામાં સંગ્રહણી જેવા ભયંકર રોગો કંઇપણ નુકસાન કરી શકતા નથી. એમ પણ કહી શકાય કે, તક્રના રાજ્યમાં આવા ચોર-ડાકુઓનો સર્વથા અભાવ થઇ જાય છે. સંગ્રહણી જેવા લૂંટારાઓથી સતાવાયલા મનુષ્યો તક્રનું શરણ લેતાંજ શાંતિ પામે છે. પછી તે લૂંટારાઓની તે માણસના તરફ નજર ફેંકવાની પણ શક્તિ રહેતી નથી.

**તક્રકલ્પ:**—સંગ્રહણી થતાંજ તક્રને દોષાનુકૂળ બનાવી તેમાં જીરૂ, મીઠું, હિંગ વગેરે યોગ્ય ઔષધિઓ ભેળવી ધીમે ધીમે તેનું સેવન કરતા રહીને ખોરાક બિલકુલ છોડી દેવો જોઇએ. તે એટલે સુધી કે પાણીની જગાએ પણ તક્રનો ઉપયોગ કરવો. જેટલી પી શકાય તેટલી પીવી. વીસ વીસ શેર (પાકા) સુધી પણ પીનારા જોયેલા છે.

**હરસ:**—હરસનો રોગ જંતુ પડેલા ઘઉંની પેઠે માણસને નિર્બળ બનાવી દે છે. એ રોગ મટવો મહાદુષ્કર છે. તે થતાંજ મનુષ્યની સઘળી ઇંદ્રિયો શિથિલ થઇ જાય છે. હરસ-મસામાં ચામડી, માંસ અને મેદ દૂષિત થતાં માંસના અંકુર ગુદામાં દેખાય છે. એ અંકુર સરસવથી તે મોટાં મોટાં ઘીલોડાં જેવા હોય છે. કોઇને એક, કોઇને બે અને કોઇના ત્રણેય વધી જાય છે. કોઇ કોઇના મસામાંથી તો લોહીની ધારો વહેતી હોય છે. એક માણસના ત્રણે મસા એવા સુજીને એક થઇ ગયા હતા, કે તેના મળની વાત તો દૂર રહી પરંતુ વા પણ સરી શકતો નહોતો. આંગળીઓવડે મળ ખેંચી કાઢવામાં આવતો. એ રોગ થતાં ગુલ્મ, પ્લીહા, ઉદર, જ્વર, મૂર્છા, તરસ, અરુચિ, પીનસ, પ્રમેહ, મૂત્રકૃચ્છ્ર, નપુંસકતા, મંદાગ્નિ, શરદી, માથાનું ભારેપણું વગેરે અનેક આમજન્ય વ્યાધિઓ પેદા થાય છે. લોહીના હરસમાં વધુ લોહી નીકળી જવાથી માણસ પીળો અને ફિક્કો પડી જાય છે. બળ, વર્ણ અને ઉત્સાહ નાબુદ થઇ જાય છે. આવા દુર્જય વ્યાધિરૂપી કિલ્લાનો નાશ કરવા માટે તક્ર એ એકજ એવી સહસ્રઘ્ની (તોપ) છે કે જેના પ્રહારથી એ વ્યાધિરૂપી કિલ્લો ભાગીને ભુક્કા થઇ જાય છે.

('માધુરી'ના અંકોમાંથી મધુસૂદન દીક્ષિતના લેખનો સારાનુવાદ)

# ૯૧–क्षयरोग तथा यज्ञचिकित्सा

ભારતવર્ષમાં જેમ જેમ નિર્ધનતા, નિર્બળતા અને વિલાસિતા વૃદ્ધિ પામતી જાય છે, તેમ તેમ ક્ષયરોગ પણ દિનપ્રતિદિન વૃદ્ધિ પામતો જાય છે. મોટાં મોટાં શહેરો તો તેનાં કેન્દ્રસ્થાન છેજ; પરંતુ હવે તો કસ્બા અને ગામડાં પણ તેનાથી મુક્ત નથી. અને જ્યારે તેને અટકાવવાનો કંઈ પણ પ્રયત્ન કરવામાં આવતો નથી ત્યારે તે મુક્ત રહી પણ શી રીતે શકે?

ઇંગ્લૅંડ જેવા નાનકડા દેશમાં કે જ્યાં આ રોગ અધિક પ્રમાણમાં નથી ત્યાં પણ સન ૧૯૧૧ ની સાલના બજેટમાં ૩૧૫ કરોડ રૂપીઆ સેનીટોરિયમ (આરોગ્ય ભુવનો) માટે મંજુર કરવામાં આવ્યા હતા. આરોગ્યભુવનોમાં રહીને જે રોગીઓ સાજા થાય છે, તેમને તરતજ નગરોમાં મોકલવામાં આવતા નથી. પરંતુ ત્યાંજ પાસેનાં ખેતરોમાં કામે લગાડવામાં આવે છે, કે જેથી બીજાઓને ચેપ લાગવાનો ભય ન રહે. આ રોગથી બચવાના નિયમોવિષે ભાષણો આપવામાં આવે છે. ભાષણોને પ્રિય બનાવવા માટે મેજિક લૅન્ટર્નનો પણ ઉપયોગ કરવામાં આવે છે. જનતા પણ શિક્ષિત હોવાથી એ જલદી સમજી જાય છે અને તે નિયમોનું પાલન કરવાને તત્પર થાય છે. પરંતુ ભારતવર્ષની તો લીલાજ વિચિત્ર છે. રોગ દિનપ્રતિદિન વધતોજ જાય છે. આવડા મોટા દેશમાં આંગળીને વેઢે ગણાય તેટલાંજ આરોગ્યભુવનો છે. તેમાં પણ રોગીઓ દાખલ થતાં અચકાય છે. જ્યાંસુધી રોગી હરે ફરે છે, ત્યાંસુધી ડૉક્ટરની ગમે તેટલી મનાઇ હોય છતાં પણ બધું કામકાજ તે કરતોજ રહેવાનો. તેનું એઠું, કપડાં, થુંક વગેરેથી દૂર રહેવાની અન્ય કુટુંબીઓ કંઇપણ પરવાજ નહિ કરે. કોઈ સમજાવે ત્યારે બધી વાતોનો જવાબ 'તકદીર' અને 'ભાગ્ય' કહીને આપશે. મૂર્ખજ નહિ પણ મોટા મોટા ભણેલા ગણેલાઓ તથા જેઓ બીજાં કામો કુશળતાથી કરે છે તેઓ પણ સ્વાસ્થ્યની બાબત 'તગદીર' ઉપરજ છોડે છે. પરંતુ મને મારા આ રોગની ચિકિત્સાના અનુભવ ઉપરથી જણાયું છે કે, સેંકડે ૬૦ રોગીઓ એવા હોય છે કે જેમને થોડી ઘણી બેકાળજી તથા બીજા રોગીઓનો સહવાસ અને ચેપથી સંપૂર્ણ રીતે નહિ બચવાને પરિણામેજ આ રોગના ભોગ થવું પડયું હોય છે.

વર્તમાન સભ્યતામાં જીવન ગાળનાર કોઈપણ સજ્જન પોતાને આ રોગથી સુરક્ષિત ન માને. સાંકડી છાતીવાળા અને સુકલકડી શરીરવાળા તો આ રોગમાં સહેલાઈથી ફસાઇ જાય છે. અને સાવધાની નહિ રાખવાથી તો મોટાં મોટાં હૃષ્ટપુષ્ટ શરીરવાળા

પણ આ રોગના શિકાર થઇ જાય છે. આ રોગથી બચવાને માટે જે નિયમો પાળવા જોઇએ તે અત્ર સંક્ષેપમાં લખીએ છીએઃ—

## ક્ષયરોગથી બચવાના ઉપાય

૧—પ્રત્યેક માણસે કંઇ ને કંઇ વ્યાયામ અવશ્ય કરવો જોઇએ, કે જેથી શરીર પુષ્ટ રહે. એવી તંદુરસ્ત અવસ્થામાં જો રોગનાં જંતુ શરીરમાં કદાચ દાખલ થશે તોપણ તેઓ નષ્ટભ્રષ્ટ થઇ જશે.

૨—અંધારાવાળા, બંધીઆર, ગંદા સ્થાનમાં અને જ્યાં પ્રકાશ અને વાયુની સંપૂર્ણ અવરજવર ન હોય ત્યાં રહેવું જોઇએ નહિ. શોધખોળથી સિદ્ધ થયું છે કે, ક્ષયરોગના કીડા કે જે થુંક અને પાણીમાં અને બરફમાં પણ કેટલાયે માસ સુધી જીવતા રહે છે, તે ખુલ્લી હવામાં એક અઠવાડીઆમાં અને તડકામાં થોડાક કલાકમાં અથવા કોઇ કોઇ વાર કેટલીક મિનિટોમાંજ મરી જાય છે.

૩—શક્તિથી વધારે કામ કરવું અને તેના પ્રમાણમાં ભોજન ન મળવું અથવા એથી ઉલટું વધારે પૌષ્ટિક ભોજન કરવું અને વ્યાયામ નહિ કરીને હમેશાં પાચનશક્તિને બગડેલી રાખવી એ આ રોગને ઉપજાવનારાં કારણો છે.

૪—અત્યંત વિષયભોગ, બાળલગ્ન, નિકટના સંબંધીઓમાં લગ્નો, ચિંતા, અત્યંત મદિરાપાન, સ્ત્રીઓનું ખૂબ પડદામાં રહેવું, બાળકોને ઘણી વાર દૂધ પાવું, પ્રદરરોગ અથવા ગર્ભાશયના રોગોથી ઘણા સમય સુધી પીડાવું, વેગોને રોકવા, (મળ, મૂત્ર, છીંક, બગાસું ઇત્યાદિ સ્વાભાવિક બાબતોને વેગ કહે છે), ઘણા માણસોનું એકજ બંધ ઓરડામાં સૂવું, વગેરે આ રોગની ઉત્પત્તિનાં કારણો છે.

૫—આ રોગના રોગી સાથે વધારે સંબંધ રાખવો, તેના શ્વાસોચ્છ્વાસ, થુંક, વસ્ત્રો વગેરેથી બચતા રહેવું નહિ, રોગીને જમીન અને ભીંતોએ થુંકવા દેવો, એ પણ આ રોગનાં ઉત્પાદક કારણો છે. કેમકે શોધખોળથી એ સિદ્ધ થઇ ચૂકયું છે કે, એવા સૂકાયેલા થુંકમાં પણ આ રોગનાં જંતુઓ ૭ માસ સુધી જીવતાં રહી શકે છે.

## ચિકિત્સા

વૈદ્યક, યુનાની, હોમિયોપેથિક, એલોપેથિક વગેરે કેટલાયે આ રોગના ઉપચારો હાલમાં પ્રચલિત છે. તેમાંથી કયો ઉપચાર ઉત્તમ છે અને કયા ઉપચારથી કેટલા રોગીઓ સાજા થાય છે, એ બતાવવું અત્ર યોગ્ય નથી; પરંતુ એ તો સૌ કહે છે કે, આ રોગની ચિકિત્સા કરવી એ કંઈ સાધારણ વાત નથી. તેથી અમે અત્ર એક ખાસ ચિકિત્સાનું વર્ણન કરીએ છીએ, કે જેનાથી બીજા રોગોની પેઠે આ રોગ પણ સહેલાઈથી મટી શકે છે. તે પ્રાચીન કાળમાં પ્રચલિત હતી, પરંતુ હાલમાં લુપ્તપ્રાય થયેલી છે. અમે કેટલાક વૈદ્યોએ એ લુપ્ત થયેલી વિદ્યાની સ્વાનુભવથી શોધ કરીને

અસાધારણ સફળતા પ્રાપ્ત કરી છે.

**યજ્ઞચિકિત્સા એ શું છે ?**

**રોગનાશક ઔષધિઓને ખાંડીને તેમાં વિધિપૂર્વક ઘી વગેરે ભેળવીને, તેને અગ્નિમાં હોમવી અને તે ઔષધિઓના બળેલા પરમાણુઓથી મિશ્રિત થયેલા વાયુને શ્વાસદ્વારા તથા અન્ય છિદ્રો દ્વારા રોગીના શરીરમાં આરોગ્યપ્રાપ્તિપર્યંત હરહમેશ દાખલ કરવો તેને "યજ્ઞચિકિત્સા" કહે છે.**

**યજ્ઞચિકિત્સા સૌથી મુખ્ય શા માટે ?**

સૌ બુદ્ધિમાનો જાણે છે કે, સૂક્ષ્મ વસ્તુ તો સ્થૂળમાં પ્રવેશ કરી શકે છે, પરંતુ સ્થૂળ વસ્તુ સૂક્ષ્મમાં કદી પણ પ્રવેશી શકતી નથી. લોટમાં ભળેલી સાકરનાં સૂક્ષ્મ પરમાણુઓને જૂદાં પાડવા માટે માણસની સ્થૂળ આંગળીઓ અસમર્થ છે, પરંતુ કીડીનું સૂક્ષ્મ મોં તેને સહેલાઇથી જૂદું પાડી શકે છે.

હવે વિચાર કરો. આ રોગના કીડા એટલા સૂક્ષ્મ હોય છે કે જો સાધારણ કદવાળા કીડા (બેક્ટેરિયા) એક લાઇનમાં રાખવામાં આવે તો ૨૫૦૦૦ કીડા એક ઇંચ જગા રોકશે. અને જો તેમને તોળવામાં આવે તો એક ખસખસના દાણામાં વીસ કીડા જોખાય. આવી સૂક્ષ્મ વસ્તુ ઉપર સ્થૂળ કણવાળી મોટી મોટી માત્રાઓ પહોંચવીજ દુસ્તર છે, તો પછી કીડાઓનો નાશ કરીને તેમના ઉપર વિજય મેળવવો એ તો દૂરની વાત છે. આ નિયમને સમજ્યા વિના લોકો ક્ષયને અસાધ્ય રોગ કહે છે; પરંતુ ઔષધિઓનો એ સૂક્ષ્મતર ભાગ કે જે યજ્ઞના અગ્નિદ્વારા છિન્નભિન્ન થયેલો છે, તે કીડાઓને સુગમતાથી મારીને રોગને દૂર કરી શકે છે. બીજું, ક્ષયરોગ ખાસ કરીને ફેફસાંમાં લાગુ પડેલો હોય છે. જે ઔષધિ મુખદ્વારા ખવાશે તે પચ્યા પછી રસ અને રક્ત બન્યા પછી ફેફસાંમાં પહોંચશે. પરંતુ અગ્નિમાં જલાવેલી ઔષધિ શ્વાસદ્વારા સીધી ફેફસાં ઉપર અસર પાડશે કે જે બીજી કોઈ પણ રીતે બનવું અસંભવિત છે; તેથી યજ્ઞચિકિત્સા એ સૌથી મુખ્ય છે. આ વિષયમાં અનુભવસિદ્ધ પ્રમાણો સાથે સાથે બીજાં પણ અનેક માનનીય પ્રમાણો છે.

**વેદ ભગવાનનું પ્રમાણ**

**मुञ्चामि त्वा हविषा जीवनाय कमज्ञातयक्ष्मादुत राजयक्ष्मात् ग्राहिजग्राह यद्येतदेनं तस्या इन्द्राग्नी प्रमुक्तमेनम् ।**

(અથર્વવેદ, કાંડ ૩, અ. ૩, સૂ૰ ૧૧ મં૰ ૧)

અર્થ:–હે વ્યાધિગ્રસ્ત! (**त्वा**) તને (**कम्**) સુખપૂર્વક (**जीवनाय**) ઘણા સમય સુધી જીવવાને માટે (**अज्ञातयक्ष्मात्**) ગુપ્ત યક્ષ્મા–રોગથી (**उत**) અને (**राजयक्ष्मात**) સંપૂર્ણ પ્રકટ રાજયક્ષ્મા

રોગથી (**हविषा**) આહુતિદ્વારા (**मुञ्चामि**) છોડાવું છું. (**यदि**) જે (**एतद्**) આ સમયમાં (**एनम्**) આ પ્રાણીને (**ग्राहि**) પીડાએ અથવા પુરાણા રોગે (**जग्राह**) પકડેલો છે (**तस्याः**) તેનાથી (**इन्द्राग्नी**) વાયુ તથા અગ્નિદેવતા (**प्रमुक्तमेनम्**) અવશ્ય મુક્ત કરે. આથી સ્પષ્ટ જણાય છે કે, વેદ ભગવાન હરેક પ્રકારના ક્ષયરોગની ચિકિત્સા–પછી રોગ પ્રકટ હોય કે ગુપ્ત હોય–વાયુ અને અગ્નિદ્વારા બતાવે છે, અને આહુતિદ્વારા રોગથી છૂટવાનો આદેશ કરે છે.

## બીજો મંત્ર

**यदि क्षितायुर्यदि वा परेतो मृत्योरन्तिकं नीत एव ।**
**तमाहरामि निर्ऋतेरुपस्थादस्पार्षमेनं शतशारदाय ॥**

અર્થઃ–જો (**क्षितायुः**) રોગને લીધે અલ્પાયુષી હોય (**यदि वा**) અથવા (**परेतः**) આ સંસારનાં સુખોથી વંચિત થઇ ગયો હોય, (**यदि**) ગમે તો (**मृत्योः**) મૃત્યુની (**अन्तिकम्**) પાસે (**एव**) જ (**नीतः**) પહોંચી ચૂકયો હોય, (**तम्**) એવા રોગીને પણ (**निर्ऋतेः**) મહારોગની (**उपस्थात्**) પાસેથી (**आहरामि**) છોડાવું છું (**एनम्**) આ રોગીને (**शतशारदाय**) સો શરદ્ઋતુઓ સુધી (**अस्पार्षमनं**) જીવવા માટે બળવાન કરૂં છું.

તાત્પર્ય એ છે કે, ગમે તો રોગી મૃત્યુની પાસે પહોંચી ગયો હોય તોપણ તે વાયુ અને અગ્નિદ્વારા અર્થાત્ યજ્ઞચિકિત્સાથી ૧૦૦ વર્ષનું આયુષ્ય ભોગવી શકે છે–અર્થાત્ બિમારી બહુ વધી જવા છતાં પણ આ ચિકિત્સાથી માણસ નિરોગી થાય છે. આવા અનેક મંત્રો છે. જેઓ તે વાંચવા–સમજવા ઇચ્છે, તેમણે અથર્વવેદ વાંચવો.

## 'ચરક'નું પ્રમાણ

**यया प्रयुक्तया चेष्ट्या राजयक्ष्मा पुराजितः ।**
**तां वेदविहितामिष्टिमारोग्यार्थी प्रयोजयेत् ॥**

**(चरक, चिकित्सास्थान अ० श्लोक १८४)**

અર્થઃ–જે યજ્ઞના પ્રયોગથી પ્રાચીન કાળમાં રાજયક્ષ્મા રોગ નાબુદ કરવામાં આવતો હતો, તે રોગ દૂર કરવા માટે વેદવિહિત યજ્ઞ કરવો જોઇએ. ચરકસંહિતામાં યક્ષ્મા રોગની બીજી ચિકિત્સા બતાવતાં છેવટે આ ચિકિત્સા બતાવીને તે પછીજ ચિકિત્સા સમાપ્ત કરવામાં આવી છે.

## હોમિયોપથિકમતથી સમર્થન

હોમિયોપથિક–ચિકિત્સાના શોધક મહાત્મા હેનિમેન સાહેબ અધિક નિર્બળ રોગીઓને ખવડાવવાને બદલે માત્ર ઓષધિઓ સુંઘાડવાની સલાહ આપે છે અને તેને માટે તેઓ પોતાના પ્રસિદ્ધ પુસ્તક "ઑરગેનન ઑફ ધી મેડિસીન્સ"ની કલમ ૧૯૦ માં લખે છે કે, મેદા (આંતરડાંને રહેવાના સ્થાન) સિવાય જીભ અને મોંમાં

એવા ભાગો છે કે જે ઔષધિની અસર જલદી ગ્રહણ કરે છે; અને નાકના અંદરના ભાગને પણ જલદી અસર પહોંચાડે છે. ઔષધિની સૌથી વધારે અસર સુંઘવા અને શ્વાસ લેવાથી થાય છે.

## એલોપથિકમતથી સમર્થન

એલોપથિક ઉપચારોમાં ક્ષયના રોગીને ક્રિયોસોટ અને યુકલુલીપ્ટસ ઑઇલ વગેરેનું મિશ્રણ બનાવીને સુંઘાડે છે અને એની તાત્કાલિક અસર થાય છે. સાધારણ રીતે ક્રિયોસોટ ખવડાવવામાં પણ આવે છે; પરંતુ તે એટલું જલદી અસર કરતું નથી. એમ કેમ બને છે ? કારણ એજ છે કે, સુંઘેલી દવાનાં બારીક પરમાણુ સીધાં ફેફસાંમાં પહોંચીને તેની અસર તરતજ દેખાડે છે. પરંતુ તેનામાં અગ્નિદ્વારા છિન્નભિન્ન થયેલી ઔષધિઓનાં પરમાણુઓની પેઠે સ્થાયી અસર કરવાની શક્તિ હોતી નથી.

## મારો પોતાનો અનુભવ

આ લેખકે અનેક અનુભવો કર્યા પછી જોયું છે કે, યજ્ઞ–ચિકિત્સા ઘણીજ ઉપયોગી છે. અવશ્ય આ ચિકિત્સાની સાથે રોગીની સ્થિતિ પ્રમાણે હોમિયોપથિકની સૂક્ષ્મ ઔષધિ અથવા જલચિકિત્સાનાં સ્નાનોના પ્રયોગ પણ કરવામાં આવ્યા હતા. આ પ્રમાણે અનેક રોગી, કે જેમના જીવવાની આશા પણ નહોતી તે નિરોગી થયા હતા.

## એક યોગ્ય વૈદ્યની સાક્ષી

“ મેં મારાં કેટલાંયે વર્ષોના અનુભવથી નિશ્ચય કર્યો છે કે, જે મહારોગ ઔષધિ ખાવાથી દૂર થતો નથી, તે વેદોક્ત યજ્ઞોદ્વારા દૂર થઇ જાય છે. કેટલાંય વર્ષોસુધી રોગીઓ ઉપર આ યજ્ઞોનો પ્રભાવ હું જોતો રહ્યો છું અને મને તેમાં સિદ્ધ મળી છે.

પં. સીતારામ શાસ્ત્રી”

અમે માનીએ છીએ કે, અમે સંક્ષેપમાં આ ચિકિત્સાની શ્રેષ્ઠતાનાં પૂરતાં પ્રમાણુ રજુ કરી દીધાં છે; તેથી હવે અમે ક્ષયરોગનાશક હવન–સામગ્રીમાં નાખવા જેવી ઔષધિઓની એક યાદી આપીએ છીએ. જો કે પ્રત્યેક રોગીની ખાસ અવસ્થામાં ખાસ ઔષધિઓ વત્તા ઓછા પ્રમાણમાં નાખવી જોઇએ, અને તે ઔષધિઓના ગુણદોષ જાણનારો સામાન્ય બુદ્ધિવાળો વૈદ્ય તે સહેજે કરી શકે તેમ છે; છતાં પણ સામાન્ય રીતે નીચે લખેલી સામગ્રીથી અનેક રોગીઓને લાભ થઇ શકે તેમ છે. પરંતુ એ ઔષધિ લખવા પહેલાં અમે પ્રત્યેક વૈદ્યને એક સીધો અને સરળ રસ્તો બતાવવા ઇચ્છીએ છીએ, કે જેને અનુસરીને તેઓ પ્રત્યેક રોગીને ઉપયોગી સામગ્રી બનાવી શકે. આ લેખમાં અમે અથર્વવેદના જે બે મંત્રો

આપ્યા છે; તેની પછી ત્રીજા મંત્રમાં ઔષધિઓનું વર્ણન આ પ્રમાણે આપેલું છેઃ—

**सहस्राक्षेण शतवीर्येण शतायुषा हविषा हार्षमेनम् ।**
**इन्द्रो यथैनं शरदो नयात्यति विश्वस्य दुरितस्य पारम् ॥**

આ મંત્રનો અભિપ્રાય એવો છે કે, (૧) જ્ઞાનેન્દ્રિયોની શક્તિ વધારનારી, (૨) વીર્ય અને બળ વધારનારી અને (૩) આયુષ્યને વધારનારી ઔષધિઓથી યજ્ઞ કરવાથી ક્ષયરોગનો નાશ થાય છે. આજ સિદ્ધાંતને લક્ષ્યમાં રાખીને રોગીને અનુસરીને હવનસામગ્રી બનાવવામાં આવે છે. તે આ પ્રમાણે છેઃ—

### ક્ષયરોગનાશક યજ્ઞસામગ્રી

મંડુકપર્ણી, બ્રાહ્મી, ઇંદ્રાયણની જડ, શતાવરી, આસંધ, વરધારો, શાલપર્ણી, પીલુડી, અરડુસો, ગુલાબનાં ફૂલ, રાસ્ના, વંશલોચન, ક્ષીરકાકોલી, જટામાંસી, પરાડરી, ગોખરૂ, પીસ્તાં, બદામ, મુનક્કા, જાયફળ, લવિંગ, મોટી હરડે, બી સહિત આમળાં, જીવંતી, સાટોડી, નગેન્દ્ર વામડી, એ બધું સમભાગ; ગળો, ગુગળ ચાર ભાગ, કેસર, મધ, દેશી કપૂર ¼ ભાગ, સાકર દસ ભાગ; બધી સામગ્રીના લાડુ બને એટલા પ્રમાણમાં ઘી, ઓછું ઘી નાખવાથી ખાંસી વધવાનો ભય છે. સાઠીના ચોખાની ખીર જૂદી બનાવવી.*

### બીજી આવશ્યક વિધિ

સૂર્યોદય અને સૂર્યાસ્ત, બન્ને સમયે યજ્ઞ કરવો જોઇએ. ઠંડી ઋતુમાં પ્રાતઃકાળને બદલે બપોરે પણ કરી શકાય છે.

ચીડ અથવા વાંસના જંગલમાં બેસીને યજ્ઞ કરવો એ રોગીને માટે ખાસ ફાયદાકારક છે. યજ્ઞનો અગ્નિ ખૂબ પ્રદીપ્ત હોવો જોઇએ. આંબો અથવા ખાખરાનાં સૂકાં લાકડાં સમિધાતરીકે જોઇએ. ધુમાડી વધારે થવી જોઇએ નહિ. હવન વખતે રોગીએ ઉચ્ચસ્વરે યજ્ઞમંત્રો ભણવા જોઇએ. આ ચિકિત્સાની સાથે સાથે બસ્તી તથા જલચિકિત્સા પણ રોગ દૂર કરવામાં વિશેષ મદદ કરે છે. દુર્બળ મનુષ્યોને માટે તો તંદુરસ્ત અવસ્થામાં પણ આ સામગ્રીથી હવન કરવો લાભદાયક છે.

('માધુરી'ના એક અંકમાંના શ્રી. કુંદનલાલજીના લેખનો અનુવાદ)

---

* આ સામગ્રીમાં કઈ કઈ ચીજ કેટલી કેટલી લેવી તે બરાબર સમજાતું નથી. માટે એ બાબત કોઈ ખાસ ગ્રંથમાંથી અથવા કોઈ અનુભવી પાસેથી જાણવી જોઈએ.

# ૧૨—ब्रह्मचर्य

**ब्रह्मचर्येण तपसा देवा मृत्युमुपाघ्नत । ( अथर्ववेद )**
**બ્રહ્મચર્ય અને તપશ્ચર્યાથી દેવોએ મૃત્યુને જીતી લીધું.**

જે દેશમાં પ્રત્યેક બાળકને માટે બ્રહ્મચર્ય અનિવાર્ય હતું, જે જાતિની ઉન્નતિના ચાર નિયમિત આશ્રમોમાં બ્રહ્મચર્ય સૌથી પહેલો આશ્રમ હતો, તેજ દેશ અને એજ બ્રહ્મચારીઓની જાતિમાં આજે બ્રહ્મચર્યનો અભાવ થઈ ગયો છે, એ ભારે ખેદનો વિષય છે. જે દેશનાં બાળકો સિંહો સાથે ખેલતાં હતાં, જે દેશનાં બાળકો પહાડોનાં શિખરે શિખરો ખુંદી વળતાં એજ વીર્યશાળી દેશ આજે નિર્વીર્ય અને સત્ત્વહીન થઇ ગયો છે. આજે દેશનાં લાખો બાળકો બ્રહ્મચર્યના આચારથી ભ્રષ્ટ થઇને યુવાવસ્થા આવતા પહેલાંજ અપક્વ વીર્યનો નાશ કરીને સદાને માટે બુદ્ધિ, બળ, તેજ અને ઉત્સાહથી હાથ ધોઇ બેસે છે. લાખો યુવકો અનેક પ્રકારના ખરાબ વ્યાધિઓથી પીડાય છે અને લાખો પોતાનાં માતપિતા અને નિરાધાર પત્નીને રડતાં મૂકી મૃત્યુના ભોગ થઇ પડે છે. સંયમ, નિયમ, સાધન, સુખ અને મનુષ્યત્વનો તો ભયંકર હ્રાસ થઈ રહ્યો છે. **આ દુર્દશાગ્રસ્ત દેશની રક્ષા બ્રહ્મચર્યની પુનઃ પ્રતિષ્ઠાથીજ થઇ શકે તેમ છે;** તેથી આ વિષય ઉપર શાસ્ત્ર, સત્પુરુષોનાં વચનો અને અમારા અનુભવને આધારે અત્રે કંઇક લખવાનો પ્રયત્ન કર્યો છે.

### આપણા જીવનનું લક્ષ્ય અને તેનું સાધન

પ્રાચીન ઋષિમુનિઓએ સુખની શોધ કરતાં કરતાં વિશાળ અનુભવને અંતે એ સિદ્ધાંત નક્કી કર્યો છે કે, નિત્યસુખની પ્રાપ્તિ માત્ર એક પરમાત્માને પ્રાપ્ત કરવામાંજ છે, એજ મનુષ્યજીવનનું અંતિમ ધ્યેય છે. જ્યાંસુધી માણસ સર્વ પ્રકારની વિવિધતામાં એકજ વ્યાપક વિભુને જોઇ શકતો નથી, ત્યાંસુધી તેનાં દુઃખોની આત્યંતિક નિવૃત્તિ થતી નથી; તેથી મનુષ્યોએ તે એકજ નિત્ય શુદ્ધ બુદ્ધ સચ્ચિદાનંદની પ્રાપ્તિ કરવી જોઇએ અને એનેજ માટે જીવને પ્રભુકૃપાથી આ દેવદુર્લભ માનવદેહ પ્રાપ્ત થયો છે. પરંતુ તેની સુગમતાપૂર્વક પ્રાપ્તિ શી રીતે થાય? એટલા માટે તો મનીષિઓ—દ્રષ્ટાઓ—ઋષિમુનિઓએ ચાર આશ્રમોની રચના કરેલી છે અને તેમાં એક એવો ક્રમ રાખ્યો છે, કે જેથી સંસારક્ષેત્રમાં પણ કોઇ પ્રકારની અડચણ ન આવે અને મનુષ્ય ક્રમશઃ મુક્તિ તરફ પણ દૃઢતાપૂર્વક આગળ વધતો જાય. શરૂઆતથીજ એવી વ્યવસ્થા કરવામાં આવી છે, કે જેથી પ્રત્યેક આર્ય બાળકના

હૃદયમાં બ્રહ્મપ્રાપ્તિનું લક્ષ્ય સ્થિર થઇ જાય અને સંયમ તથા નિયમપૂર્વક રહીને તે પોતાને ઉપયોગી સર્વ પ્રકારનું શિક્ષણ મેળવી શકે. આથી પ્રથમ આશ્રમનું નામ પડયું 'બ્રહ્મચર્ય.' આ આશ્રમનાં સઘળાં કાર્યો પૂર્ણ કરી તે તેજસ્વી યુવક જયારે બ્રહ્મચર્યની પરીક્ષામાં ઉત્તીર્ણ થઈ શકતો હતો, ત્યારેજ તેને બીજા મહાન જવાબદારીવાળા 'ગૃહસ્થ' આશ્રમમાં પ્રવેશ કરવાનો અધિકાર પ્રાપ્ત થતો હતો, અને ત્યાં પણ તેને બ્રહ્મપ્રાપ્તિના લક્ષ્યને સદા ધ્યાનમાં રાખીને વિશાળ હૃદયવાળા થઇને પોતાની પ્રત્યેક ધાર્મિક ક્રિયા તે પર બ્રહ્મની પ્રાપ્તિ માટે ભગવદર્પણ બુદ્ધિથી કરવી પડતી હતી. જયારે તે ગૃહસ્થનાં સર્વ કાર્યો કરી ચૂકતો ત્યારે તે ત્રીજા 'વાનપ્રસ્થ' આશ્રમમાં પ્રવેશ કરતો, અને ત્યાં સમ્યક્ પ્રકારે ત્યાગની તૈયારી કરવામાં આવતી હતી. જયારે તે તૈયારી થઇ રહેતી, ત્યારે તે ચતુર્થાશ્રમ 'સંન્યાસ'ની દીક્ષા ગ્રહણ કરીને મનુષ્ય દેહાભિમાન તેમજ બાહ્યવસ્તુઓનો પણ પૂર્ણ રીતે ત્યાગ કરી દઇને પરમાત્મ સાધનામાં લીન રહેતો. સો વર્ષના આયુષ્યના હિસાબે એવો નિયમ હતો કે, પહેલાં ચોવીસ વર્ષ મનુષ્ય બ્રહ્મચર્યનું પાલન કરે, પચાસ પૂરાં થતાં દંપતિ અરણ્યવાસી થઈને વાનપ્રસ્થાશ્રમનું સેવન કરે અને પંચોતેર વર્ષથી તે જીવન પૂરૂં થાય ત્યાંસુધી સંન્યાસાશ્રમમાં રહે. લોકો કહે છે કે, આ વ્યવસ્થા તો સો વર્ષના આયુષ્યના જમાનામાં હતી; અત્યારે તેનો અમલ શી રીતે થઈ શકે ? પરંતુ તેઓ ભૂલે છે. જો શાસ્ત્રની વ્યવસ્થા પ્રમાણે મનુષ્ય ચોવીસ વર્ષ સુધી અખંડ બ્રહ્મચર્યનું પાલન કરે, તથા તે દરમીયાન કરેલા વેદાભ્યાસ પ્રમાણે વર્તન રાખે, તો અત્યારે પણ સો વર્ષનું આયુષ્ય થવું એ કંઇ ભારે વાત નથી. આયુષ્ય ઘટવાનું કારણ તો વેદાભ્યાસ અને બ્રહ્મચર્યનો રિવાજ નાશ પામ્યો એજ છે. જયારે દેશમાં બ્રહ્મચર્યનો સંપૂર્ણ પ્રચાર હતો, ત્યારે ન તો આટલા બધા વ્યાધિઓ હતા કે ન તો કોઈ યુવાવસ્થામાં મૃત્યુ પામતું. પરંતુ આજની દશા એથી સર્વથા વિપરીત છે. આપણે આપણા જીવનના પાયાભૂત બ્રહ્મચર્યનો ત્યાગ કર્યો તેથીજ આપણી આવી દુર્દશા થઇ છે. આપણે બરાબર યાદ રાખવું જોઇએ કે, જ્યાંસુધી આપણા દેશમાં બ્રહ્મચર્યની પુનઃ પ્રતિષ્ઠા નહિ થાય ત્યાંસુધી આપણી ઉન્નતિ થવી ઘણીજ મુશ્કેલ છે. કાચા પાયા ઉપર ઇમારત ઉભી થઇ શકતી નથી, અને જો ચણવામાં આવે તો તે એવી દુર્બળ બને છે કે સહેજ ધક્કાથી પણ તે પડી જાય. એજ પ્રમાણે બ્રહ્મચર્ય વિના જીવન ટકી શકેજ નહિ અને કદાચ ટકે તોપણ તે દુઃખથી ભરપૂર અને થોડા કાળનુંજ હોય છે. આજ કારણથી આજે આપણી આટલી બધી દુર્દશા અને પાયમાલી થયેલી છે.

## વીર્યરક્ષા એજ બ્રહ્મચર્ય છે.

શરીરમાં ઓજસ એજ જીવનના મૂળભૂત છે.વાગ્ભટ્ટ કહે છે કેઃ—

**ओजश्च तेजो धातूनां शुक्रान्तानां परं स्मृतम् ।**
**हृदयस्थमपि व्यापि देहस्थिति निबन्धनम् ॥**
**यस्य प्रवृद्धौ देहस्य तुष्टिपुष्टिबलोदयाः ।**
**यन्नाशे नियतो नाशो यस्मिंस्तिष्ठति जीवनम् ॥**
**निष्पाद्यन्ते यतो भावा विविधा देह संश्रयाः ।**
**उत्साह-प्रतिभा—धैर्य लावण्य सुकुमारताः ॥**

અર્થાત્ રસથી તે વીર્ય સુધી સાતે ધાતુઓનું જે તેજ છે તેને ઓજસ્ કહે છે, ઓજસ્ મુખ્યત્વે હૃદયમાં રહે છે; પરંતુ સામાન્ય રીતે તો તે સમસ્ત શરીરમાં વ્યાપ્ત છે. ઓજસ્‌ની વૃદ્ધિથીજ તુષ્ટિ, પુષ્ટિ અને બળની ઉત્પત્તિ થાય છે. ઓજસ્‌ના નાશથીજ મૃત્યુ થાય છે. આ ઓજસ્ એજ જીવનનો આધાર છે. એનાથીજ ઉત્સાહ, પ્રતિભા, ધૈર્ય, લાવણ્ય અને સુકુમારતા પ્રાપ્ત થાય છે.” આ ઓજસ ક્યાંથી આવે છે એ સંબંધમાં મહર્ષિ શુશ્રુત કહે છે કેઃ—

**रसादीनां शुक्रान्तानां धातूनां यत्परं तेजस्तत् खल्वो-जस्तदेव बलमिति ।**

“રસથી શુક્રપર્યંતની સાતે ધાતુઓના પરમ તેજસ્વી ભાગને ઓજસ્ કહે છે, ઓજસ્ એજ બળ છે.” આ ઓજસ કેવું છે અને ક્યાં રહે છે એ સંબંધમાં શાઙર્ગધર કહે છે કેઃ-

**ओजः सर्व शरीरस्थं स्निग्धं शीतं स्थिरं सितम् ।**
**सोमात्मकं शरीरस्य बलपुष्टिकरं मतम् ॥**

“ઓજસ્ આખા શરીરમાં રહે છે. એ સ્નિગ્ધ, શીતલ, સ્થિર, શ્વેતવર્ણ, સોમાત્મક અને શરીરને બળ તથા પુષ્ટિ આપનાર છે.”

આથી સિદ્ધ થાય છે કે, આ ઓજસ્‌ની ઉત્પત્તિ વીર્યથી થાય છે; તેથી વીર્યરક્ષા એજ જીવનનું મુખ્ય ઉપાદાન છે અને એજ જીવનનો મુખ્ય આધાર છે. હવે જાણવું જોઇએ કે, વીર્ય એ શું છે અને તેની ઉત્પત્તિ કેમ કરીને થાય છે? આયુર્વેદ અનુસાર શરીરમાં સાત ધાતુઓ રહેવી ખાસ આવશ્યક છે. એ પદાર્થો મનુષ્યજીવનને ટકાવી રાખે છે તેથી તેમને ધાતુ કહે છે.

**एते सप्त स्वयं स्थित्वा देहं दधाति यन्नृणाम् ।**
**रसासृद मांसमेदोऽस्थिमज्जशुक्राणि धातवः ॥**

રસ, રક્ત, માંસ, મેદ, અસ્થિ, મજ્જા અને શુક્ર (વીર્ય), એ સાત પદાર્થો સુસ્થિતિમાં રહીને દેહનું ધારણ કરે છે; તેથી તેમનું નામ ધાતુ છે. મનુષ્ય જે કંઈ ખાય છે, પીએ છે, શરીરે લગાવે છે યા સૂંઘે છે તે શરીરમાં જઇને સૌથી પ્રથમ રસની ઉત્પત્તિ કરે

છે, અને તેમાંથી ક્રમશઃ બીજી ધાતુઓ બને છે.

**रसाद्रक्तं ततो मांसं मांसान्मेदः प्रजायते ।**
**मेदसोऽस्थि ततो मज्जा मज्जः शुक्रस्य संभवः ॥ (सुश्रुत)**

ભોજનનો સૌથી પ્રથમ રસ થાય છે, રસમાંથી લોહી, લોહીમાંથી માંસ, માંસમાંથી મેદ, મેદમાંથી હાડકાં, હાડકાંમાંથી મજ્જા અને મજ્જામાંથી સાતમું સૌના સારરૂપ "વીર્ય" બને છે. (આજ વીર્ય ઓજસરૂપી મહાન્ તેજ બનીને આખા શરીરમાં તેજસ્વિતા લાવે છે.)

એક ધાતુમાંથી બીજી ધાતુ બનતાં પાંચ દિવસ લાગે છે, સારપદાર્થ તો શરીરમાં રહે છે અને પાચનની પ્રત્યેક ક્રિયામાંથી બચેલો કચરો, મળ, મૂત્ર, પરસેવો, મેલ, નખ અને દાઢી વગેરેના વાળરૂપે બહાર નીકળી જાય છે. વીર્ય બનતાંજ તેની પરિવર્તન-ક્રિયા અટકી જાય છે અને તે સારપદાર્થ ઓજસરૂપે શરીરમાં સ્થિત રહે છે. આ પ્રમાણે રસથી તે વીર્ય બનતાં સુધીમાં પ્રત્યેક ધાતુમાં પાંચ દિવસના હિસાબે છ ધાતુઓને તૈયાર થતાં ત્રીસ દિવસ લાગે છે. આજે ખાધેલા પદાર્થનું ત્રીસમે દિવસે વીર્ય બને છે. પાકા ચાળીસ શેર (આપણા બે મણ) ભોજનમાંથી એક શેર લોહી બને છે અને તે એક શેર લોહીમાંથી બે તોલા વીર્ય બને છે. રોજ બશેર અનાજ ખાનાર માણસ પણ એક મહીનામાં દોઢ મણજ ખોરાક લઈ શકે છે. આ હિસાબે એક મહિનામાં દોઢ મણ ખોરાક-માંથી દોઢ તોલો વીર્ય બને છે અને તે આખા મહિનાની કમાણી છે. એક વખતના સ્ત્રીસમાગમમાં દોઢ તોલાથી ઓછું વીર્ય નથી જતું. હવે વિચાર કરવો જોઇએ કે, જે મહિનાભરની કમાણી એક ક્ષણમાં ખોઇ નાખે છે અને તેને દરરોજ એજ પ્રમાણે ગુમાવવા ઈચ્છે છે તેનું દેવાળું નીકળવામાં શી વાર લાગે ? શાસ્ત્રમાં કહ્યું છે કેઃ—

**शुक्रं सौम्यं सितं स्निग्धं बलपुष्टिकरं स्मृतम् ।**
**गर्भबीजं वपुः सारो जीवनाश्रय उत्तमः ॥**

વીર્ય સૌમ્ય, શ્વેત, સ્નિગ્ધ, બલ અને પુષ્ટિકારક ગર્ભનું બીજ, શરીરનું શ્રેષ્ઠ તત્ત્વ અને જીવનનો મુખ્ય આધાર છે. અને તે–

**यथा पयसि सर्पिस्तु गुडश्चेक्षुरसे यथा ।**
**एवं हि सकले काये शुक्रं तिष्ठति देहिनाम् ॥**

સૌના શરીરમાં એવી રીતે વ્યાપક છે કે જેમ દૂધમાં ઘી અને શેરડીના રસમાં ગોળ વ્યાપી રહે છે.

તેથીજ જેમ દૂધમાંથી માખણ કાઢવામાં દૂધને વલોવવું પડે છે અને શેરડીમાંથી ગોળ કાઢવા માટે શેરડીને પીલવી પડે છે, તેજ પ્રમાણે વીર્યના એક ટીપાને કાઢવા માટે આખા શરીરને મથવું યા નીચોવી નાખવું પડે છે. જેમ ઘી કાઢી લીધા પછીનું દૂધ સત્ત્વ-

હીન, નિસ્તેજ અને શેરડીનો સાંઠો નિઃસત્ત્વ અને નકામો બની જાય છે, તેવીજ રીતે વીર્ય નીકળી જવાથી શરીર પણ સત્ત્વહીન, નિસ્તેજ અને દુર્બળ બની જાય છે. શરીરની સઘળી નાડીઓ ઢીલી પડી જાય છે અને પ્રત્યેક અવયવમાં ઉદાસી છવાઇ જાય છે. **વીર્યપાતમાં મનુષ્યનું પતન છે અને વીર્યરક્ષામાં મનુષ્યનું જીવન છે. "वीर्यधारणं ब्रह्मचर्यम् ।"**

શિવસંહિતામાં કહ્યું છે કેઃ—

**"मरणं बिन्दुपातेन जीवनं बिन्दुधारणात् ।**
**तस्मादतिप्रयत्नेन कुरुते बिन्दुधारणम् ॥**

અર્થાત્ વીર્યપાતમાં મૃત્યુ છે અને વીર્યરક્ષામાંજ જીવન છે; તેથી ખાસ પ્રયત્નપૂર્વક વીર્યની રક્ષા કરવી જોઇએ." ભગવાન શિવજી આજ (બિંદુધારણા) બ્રહ્મચર્યના પ્રતાપથી એટલા પ્રભાવશાળી હતા કે જેઓ હળાહળ વિષ પીવા છતાં પણ સ્વસ્થ રહી શક્યા હતા. આ બધો મહિમા કામદેવ ઉપર વિજય મેળવવાનોજ છે. ભગવાન શિવજી કહે છે કેઃ—

**सिद्धे बिन्दौ महारत्ने किं न सिद्ध्यति भूतले ।**
**यस्य प्रसादान्महिमा ममाप्येतादृशोऽभवत् ॥**

જેના પ્રભાવથી સમસ્ત બ્રહ્માંડમાં મારો આવો મહિમા ફેલાયો છે તે બિંદુ (વીર્ય)ની રક્ષા કરવાથી જગતમાં કયું કાર્ય એવું છે કે જે સિદ્ધ ન થઈ શકે?

ભક્તરાજ હનુમાન અને પિતામહ ભીષ્મના બ્રહ્મચર્યના પ્રતાપ જગત્પ્રસિદ્ધ છે. વાસ્તવમાં એ વાત સર્વથા સત્ય છે કે, બ્રહ્મચર્યજ સઘળા પુરુષાર્થોનું મૂળ છે, તેનાથી મનુષ્ય હમેશાં નિરોગી અને સુખી રહે છે; તેનાથી અકાળે આવતા વૃદ્ધત્વથી અને મૃત્યુથી રક્ષા થાય છે; તેનાથી હૃષ્ટપુષ્ટ, બળવાન અને ધર્મપરાયણ સંતાનો ઉત્પન્ન થાય છે; તેનાથી મનુષ્ય દીર્ઘાયુષી, સ્મરણશક્તિવાળો, સત્યવાદી, જિતેંદ્રિય અને ધર્મનિષ્ઠ થાય છે; તેનાથી ભજન અને ધ્યાનની યોગ્યતા પ્રાપ્ત થાય છે; તેનાથી યોગનાં સાધનોમાં રુચિ અને સિદ્ધિ પ્રાપ્ત થાય છે; તેનાથી મનુષ્ય નિર્ભય અને વિનમ્ર બનીને જગતની સેવા કરી શકે છે અને તેના બળથી અંતે પરમાત્માને પણ પ્રાપ્ત કરી શકે છે. એજ સૌથી પહેલું અને શ્રેષ્ઠ સાધન છે. પ્રજાપતિ બ્રહ્માજીએ દેવરાજ ઇંદ્રને લાંબા કાળ સુધી બ્રહ્મચર્ય પળાવ્યા પછીજ તેમને બ્રહ્મવિદ્યાના અધિકારીતરીકે સ્વીકાર્યા હતા. ભગવાને ગીતાજીમાં કહ્યું છે કેઃ—

**"यदिच्छन्तो ब्रह्मचर्यं चरन्ति ।**

અર્થાત્—પરમાત્માને પામવા ઇચ્છનાર બ્રહ્મચર્યનું પાલન કરે છે." તેથી જો આપણને ભગવત્પ્રાપ્તિની અભિલાષા હોય તો મન પરોવી-

ને બ્રહ્મચર્યનું બરાબર પાલન કરવું જોઈએ અને આપણાં સંતાનોને પણ તેવા સંસ્કાર આપવા જોઇએ, કે જેથી તેઓ પણ ભવિષ્યમાં ભગવાનની પ્રાપ્તિ કરવા યોગ્ય બની શકે. જેઓ આ પ્રમાણે વર્તતા નથી તેઓ પોતેજ પોતાના પગ ઉપર કુહાડી મારે છે.

## વીર્યનાશ અને તેનાથી થતાં નુકસાન

વીર્યનો નાશ મૈથુનથી થાય છે, આપણાં શાસ્ત્રોમાં આઠ પ્રકારનાં મૈથુન વર્ણવવામાં આવ્યાં છે અને તે આઠે પ્રકારનાં મૈથુનથી બચવું એને બ્રહ્મચર્ય કહ્યું છે. કેમકેઃ—

**स्मरणं कीर्तनं केलिः प्रेक्षणं गुह्यभाषणम् ।**
**संकल्पोऽध्यवसायश्च क्रिया निष्पत्तिरेव च ॥**
**एतन्मैथुनमष्टाङ्गं प्रवदन्ति मनीषिणः ।**
**विपरीतं ब्रह्मचर्यमनुष्ठेयं मुमुक्षुभिः ॥**

(૧) કોઈપણ સ્ત્રીનું કોઇપણ અવસ્થામાં સ્મરણ કરવું, (૨) તેના રૂપગુણોનું વર્ણન કરવું, (સ્ત્રીસંબંધી ચર્ચા કરવી અથવા ગીત ગાવાં, શૃંગારરસનાં પુસ્તકો વાંચવાં વગેરે) (૩) સ્ત્રીઓની સાથે પત્તાં, સોગટાંબાજી કે શેત્રંજ વગેરે ખેલવાં,* (૪) સ્ત્રી તરફ કુદૃષ્ટિથી જોવું, (૫) સ્ત્રી સાથે એકાંતમાં વાતો કરવી, (૬) સ્ત્રીને મેળવવા માટે મનમાં સંકલ્પ કરવા, (૭) સ્ત્રીને મેળવવા માટે પ્રયત્ન કરવો અને (૮) પ્રત્યક્ષ સહવાસ કરવો: આ આઠ પ્રકારનાં મૈથુન વિદ્વાનોએ દર્શાવ્યાં છે. મોક્ષની ઇચ્છાવાળાએ આ આઠે પ્રકારથી અવશ્ય બચવું જોઇએ."

પરસ્ત્રી સાથે મૈથુન કરવું એ તો સર્વથા નિષિદ્ધ છેજ, પરંતુ પોતાની સ્ત્રીની સાથે પણ આઠ પ્રકારનાં મૈથુનથી મુમુક્ષુઓએ બચવું જોઇએ. સ્ત્રી સાથેના કોઈ પણ પ્રકારના સંબંધથી વીર્યનાશ થાય છે. પ્રત્યક્ષ સહવાસ સિવાયનાં બીજા પ્રકારનાં મૈથુનમાં વીર્ય સ્ખલિત થઇને અંડકોષોમાં આવે છે અને તેથી ધાતુની નબળાઈ, સ્વપ્નવિકાર, પ્રમેહ, મૂત્રકૃચ્છ્ર અને યક્ષ્મા વગેરે અનેક પ્રકારની બિમારીઓ થાય છે. અર્વાચીન સભ્યતાના પ્રભાવથી તો મૈથુનના બીજા પણ અનેક અકુદરતી ઉપાયો શોધાયા છે, કે જેનાથી પ્રત્યક્ષ સહવાસની પેઠેજ ભયંકર રીતે વીર્યનાશ થાય છે અને આ પાપાચાર દિવસે દિવસે વધતો જાય છે, જેનાં પરિણામ પણ પ્રત્યક્ષ મળી રહ્યાં છે. મન અને શરીર દુર્બળ થતાં જાય છે, ગાલમાં ખાડા પડી જાય છે, ચેહરો ફિક્કો પડી જાય છે, સ્મરણ-

* ઘણા લોકો હોળી ઉપર ભાભી, સાળી, સાળાવેલી, મિત્રપત્ની અથવા પાડોશણોની સાથે ફાગ ખેલે છે તેને પણ એક પ્રકારનું મૈથુન માનવું જોઇએ. સૌ સ્ત્રીપુરુષોએ આ પાપાચારથી અવશ્ય બચવું જોઈએ. (મૂળ લેખક)

શક્તિ જતી રહે છે, મગજમાં ચક્કર આવે છે, હૃદય કમજોર થઇ જાય છે, આંખો બળવા લાગે છે, ભૂખ મરી જાય છે, જીવ ગભરાય છે, સુખે નિદ્રા આવતી નથી અને શરીરમાં આળસ રહ્યા કરે છે. સારાંશ કે, જીવન દુઃખના દરિયા જેવું બની રહે છે. આયુર્વેદશાસ્ત્રમાં હરસ, પાંડુ, રક્તપિત્ત, રાજયક્ષ્મા, કાસ, સ્વરભેદ, મૂર્ચ્છા, દાહ, અગ્નિમાંદ્ય અને વાતાદિ રોગોનું કારણ વીર્યનાશજ બતાવેલું છે. પાશ્ચાત્ય ડૉકટરોનો પણ એજ મત છે. આવી સ્થિતિમાં મનન–ધ્યાન તો થઇજ કયાંથી શકે ? તેથી સુખ ઇચ્છનારા માણુસોએ જાતે બ્રહ્મચર્યનું પાલન કરવું અને પોતાનાં સંતાનોને પણ કરાવવું જોઇએ. માતપિતાનું કર્તવ્ય છે કે, તેઓ ગર્ભાધાનના કાળથીજ બહુ સાવધાનીપૂર્વક બાળકના ભાવી જીવનને બ્રહ્મચર્યના પ્રતાપથી સુખમય બનાવવાનો પ્રયત્ન કરે. બાળક ગર્ભમાં હોય ત્યારે માતાપિતા કદી કોઈ પણ પ્રકારની ગંદી વાતો ન કરે, અશ્લીલ નાટક–નવલકથાઓ ન વાંચે, ખરાબ નાટક–સીનેમા ન જુએ, ધર્મશાસ્ત્રનું અધ્યયન કરે, ભક્ત અને ધર્મવીરોની ગાથાઓ સાંભળે અને વાંચે. ગર્ભાવસ્થામાં માતાની જેવી ચાલચાલ રહે છે તેવાંજ તેનાં સંતાનો થાય છે. આ વાત પૂર્વ તેમજ પશ્ચિમના સર્વ વિજ્ઞાનવેત્તાઓએ સ્વીકારી છે. વીર નવયુવક અભિમન્યુએ ચક્રવ્યૂહને તોડવાનું શિક્ષણ સુભદ્રાજીના ગર્ભમાંજ લીધું હતું અને ભક્તરાજ પ્રહ્લાદ ઉપર ભક્તિનો પ્રભાવ ગર્ભાવસ્થામાંજ પડયો હતો. વળી બીજાં પણ અનેક ઉદાહરણો છે. બાળક જન્મ્યા પછી માતાપિતાએ તેને અજ્ઞાન સમજીને તેની આગળ ગંદી વાતો અને ગંદી ચેષ્ટાઓ ન કરવી જોઇએ. લગ્ન, વિવાહ વગેરેની ચર્ચા પણ ન કરવી જોઇએ. વિદ્યાભ્યાસને યોગ્ય થતાં તેને એવા સદાચારી ગુરુ પાસે મોકલવો જોઇએ કે જ્યાં બ્રહ્મચર્ય અને ધર્મના શિક્ષણનો વિશેષ પ્રકારે પ્રબંધ હોય. આજકાલની સ્કૂલ–કૉલેજોની તો ઘણીજ ખરાબ દશા છે. ભાગ્યેજ કોઇ એવી સ્કૂલ કે કૉલેજ હશે કે જ્યાં બાળકો દુરાચરણ ન કરતાં હોય. ઘણા ખેદની વાત છે કે, ભારતની ભાવી આશારૂપ, ભારત જનનીનાં પ્રિય બાળકોની જીવનશક્તિ શિક્ષણને નામે ભયંકર રીતે નષ્ટભ્રષ્ટ થઇ રહી છે. પ્રથમ તો પશ્ચાત્ય શિક્ષણનો ઝેરી રોગજ બાળકને પોતાના ધર્મથી ભ્રષ્ટ કરે છે; બીજું હાલની સ્કૂલ–કૉલેજોનું વિષયપ્રધાન બગડેલું વાતાવરણ તેમના જીવનની લગભગ બધીજ શક્તિઓને બગાડી નાખે છે. આપણા જાતીય જીવનમાં આ એક મહાભારે રોગ લાગેલો છે. જો તેનાથી બચીશું નહિ તો તો ભયંકર અનર્થ થવાનો સંભવ છે. વિચારશીલ સજ્જનોએ તો તરતજ ચેતી જવું જોઇએ. કયાં એ સર્વ પ્રકારે ઇંદ્રિયસંયમથી બ્રહ્મપ્રાપ્તિ માટે અરણ્યવાસી, ત્યાગી

ગુરુની ઝુંપડીમાં રહીને સર્વ પ્રકારનું સુશિક્ષણ પ્રાપ્ત કરવાનો સ્તુત્ય આદર્શ અને ક્યાં આજે મોટી મોટી મહેલાતોમાં ઘણેભાગે અસંયમી અને ભાડાના શિક્ષકોદ્વારા વિષયમાં ફસાવનારી, જડવાદમાં જકડી લેનારી નિ:સત્વ અવિદ્યારૂપી વિદ્યાનું શિક્ષણ! જરા પ્રાચીન ગુરુકુળોના બ્રહ્મચારી વિદ્યાર્થીઓનાં પવિત્ર જીવન તો જુઓ! વિદ્યાભ્યાસને યોગ્ય થતાંજ બાળક ઉપનયન સંસ્કારથી સંસ્કૃત થઈને માતાપિતા અને ઘરબાર તજીને એકલો સમિત્પાણિ થઇને ત્યાગી અને વિદ્વાન વનવાસી ગુરુને ઘેર જાય છે અને ગુરુને ઈશ્વરતુલ્ય સમજી તેની સર્વ પ્રકારે સેવા કરતો રહીને બ્રહ્મચર્યના કઠિન નિયમોનું પાલન કરતો થકો શ્રદ્ધા અને ભક્તિપૂર્વક સત્ વિદ્યાનું અધ્યયન કરે છે. બ્રહ્મચારીને માટે આ પ્રમાણેના નિયમો છે:-

सेवेतेमांस्तु नियमान् ब्रह्मचारी गुरौ वसन्।
सन्नियम्येन्द्रियग्रामं तपो वृद्ध्यर्थमात्मनः ॥
नित्यं स्नात्वा शुचिः कुर्याद्देवर्षि पितृतर्पणम्।
देवताभ्यर्चनं चैव समिदाधानमेव च ॥
वर्जयेन्मधु मांसं च गंधं माल्यं रसाः स्त्रियः।
शुक्तानि यानि सर्वाणि प्राणिनां चैव हिंसनम् ॥
अभ्यङ्गमञ्जनं चाक्ष्णोरुपानच्छत्र धारणम्।
कामं क्रोधं च लोभं च नर्तनं गीतवादनम् ॥
द्यूतं च जनवादं च परिवादं च तथानृतम्।
स्त्रीणां च प्रेक्षणालम्भमूपघातं परस्य च ॥
एक शयीत सर्वत्र न रेतः स्कन्दयेत्क्वचित्।
कामाद्धि स्कन्दयन्नेतो हिनस्ति व्रतमात्मनः ॥
स्वप्ने सिक्त्वा ब्रह्मचारी द्विजः शुक्रमकामतः।
स्नात्वार्कमर्चयित्वा त्रिः पुनर्मामित्यृचं जपेत् ॥

(मनुस्मृति)

"બ્રહ્મચારીએ ગુરુને ઘેર રહીને પોતાના તપની વૃદ્ધિને માટે સમસ્ત ઇંદ્રિયોને વશમાં રાખીને આ નિયમોનું પાલન કરવું જોઇએ. નિત્ય સ્નાન કરીને, શુદ્ધ થઇને દેવ, ઋષિ અને પિતૃઓનું તર્પણ કરવું. દેવતાઓનું યથાવિધિ પૂજન કરવું. વનમાંથી યજ્ઞને માટે લાકડાં લાવીને હવન કરવો. મધ, માંસ, ચંદન, અત્તર વગેરે પદાર્થો, ફૂલમાળાઓ, રસ, સ્ત્રીઓ અને સર્વ પ્રકારના આસવોનો તથા પ્રાણીઓની હિંસાનો સર્વથા ત્યાગ કરવો. શરીરે તેલ ચોળવું નહિ, આંખોમાં સુરમો આંજવો નહિ. જોડા પહેરવા નહિ. છત્રી રાખવી નહિ. કામક્રોધ અને લોભનો ત્યાગ કરવો. નૃત્ય ન કરવું. ગીત ન ગાવું. વાજું ન વગાડવું. જુગાર ખેલવો નહિ. બીજાઓની ચર્ચા કરવી નહિ. નિંદા કરવી નહિ. જૂઠું બોલવું નહિ. સ્ત્રીઓને જોવી

નહિ તેમજ સ્પર્શ કરવો નહિ. બીજાઓનું ભુંડું ઇચ્છવું કે કરવું નહિ. સર્વત્ર એકલા સૂવું અને વીર્યપાત કદી પણ ન કરવો. જે વિદ્યાર્થી કામવશ થઇને વીર્યપાત કરે છે, તે પોતાના બ્રહ્મચર્ય-વ્રતનો ભંગ કરે છે. અનિચ્છાએ જો સ્વપ્નમાં વીર્યપાત થઈ જાય તો સવારે નાહીને સૂર્ય ભગવાનનું પૂજન કરવું અને "पुनर्मामेत्विन्द्रियम्" ની ઋચાનો ત્રણ વાર જપ કરવો." આ બ્રહ્મચારીની જીવનચર્યા હતી. રાજકુમાર અને દરિદ્ર ભિખારીના બાળકમાં કોઇ પ્રકારનો ભેદ ગણાતો નહિ. ભગવાન શ્રીકૃષ્ણ અને દરિદ્ર સુદામાજી એકસાથે સાંદીપનિ ગુરુને ઘેર રહીને વિદ્યાધ્યયન કરતા હતા તે વાત તો સુપ્રસિદ્ધ છે. હવે આની સાથે વર્તમાનકાળના વિદ્યાર્થીઓની સરખામણી કરો! ક્યાં એ ઇંદ્રિયસંયમી, વિનમ્ર, ગુરુસેવક, ત્યાગી, વિલાસશૂન્ય, મન અને શરીરથી પવિત્ર ધર્મજ્ઞાનનિપુણ, ઇશ્વરભક્ત, દંડમેખલાધારી, સીધા સાદા બ્રહ્મચારીઓ; અને ક્યાં ઇદ્રિયલોલુપ, ઉદ્દંડ, પ્રૉફેસરો અને શિક્ષકોની મશ્કરીઓ કરનારા, વિષયી, શોખીન, અપવિત્ર શરીરમનવાળા, ધર્મદ્રોહી, ઇશ્વરનિંદક, બૂટ–સૂટ–રિસ્ટવૉચ, ચશ્માં અને ચામડાની હેંડબેગ ધારણ કરનારા અને અભિમાની, શાળા–કૉલેજોના અપટુડેટ ફેશનેબલ વિદ્યાર્થીઓ !* કેટલું ભયંકર પરિવર્તન! સ્વર્ગ આજે નરકના સમુદ્ર જેવું બની ગયું છે. ઋષિસેવિત, વેદધ્વનિપુનિત, યજ્ઞશાલાઓથી સુશોભિત પવિત્ર ભારત ભૂમિમાં આજે સભ્યતા અને શિક્ષણના નામે મર્યાદા-શૂન્ય વિલાસી વાસનાનું તાંડવનૃત્ય ખેલાઈ રહ્યું છે! પ્રાચીન ધર્મ-પ્રાણ આર્યજાતિ આજે આ ધર્મશૂન્ય જડવાદના બહારના ભપકાથી અંજાઈ જઈ આત્મભાન ભૂલીને સર્વાંગ સુંદર દેખાતા ઝેરી વિષયોનું સેવન કરીને જર્જરિત અને મૃતવત્ થઈ રહી છે. જો આ જાતિમાં જીવનજ્યોતિ પુનઃ જગાવવી હોય તો પ્રાચીન પાવનકારી આદર્શને સમક્ષ રાખીને વર્તમાન આવશ્યકતાઓની મર્યાદિત પૂર્તિનાં સાધનો-સહિત ધર્મમૂલક બ્રહ્મચર્યપ્રધાન ગુરુકુલોની સ્થાપના કરવી જોઇએ. ત્યાગી, સદાચારી, વિદ્વાન, સેવાપરાયણ, સાચા બ્રાહ્મણોએ પ્રાચીન પ્રણાલી અનુસાર નિઃસ્વાર્થભાવથી સર્વ ભૂતોમાં રહેલા ઇશ્વરની સેવા કરવા માટે અને પવિત્ર ગંગાયમુનાના પ્રસાદવાળાં, કુદરતી સૌંદર્યસંપન્ન, નિર્જન સ્થાનોમાં રહીને સુંદર આશ્રમોની સ્થાપના-ને માટે સર્વ લોકોએ સંભવ હોય તો એવા નિઃસ્વાર્થી સદાચારી ગુરુઓની સેવામાં પોતાનાં બાળકોને મોહ અને અભિમાનનો ત્યાગ

---

* આ કથનનું તાત્પર્ય એવું નથી કે આજકાલના બધાજ વિદ્યાર્થીઓ આ પ્રકારના છે, પ્રાચીન સ્થિતિની સાથે વર્તમાન સ્થિતિની તુલના કરતાં સામાન્ય દૃષ્ટિએજ આ વાત લખેલી છે. કોઇ પણ સજ્જન આથી ખોટું ન લગાડે. (મૂળ લેખક)

કરીને મોકલવાં જોઇએ. જો દેશમાં આવાં બે ચાર પણ આદર્શ ગુરુકુળોની સ્થાપના થઇ જાય તો આગળ ઉપર ઘણોજ લાભ થઇ શકે તેમ છે. આવશ્યકતા છે ત્યાગી, વિદ્વાન અને સદાચારી સત્પુરુષોની, કે જેઓ આ મહાન કાર્યને માટે અધિકારી હોય. જો આ બાબતનો તરતજ કોઈ પ્રબંધ ન થયો અને સર્વ તરફથી વીર્યનાશના પાપાચાર આમ ને આમ જારી રહ્યા તો કોણ જાણે દેશની કેવીએ દુર્દશા થશે. હમેશાં યાદ રાખવું કે, વીર્યનાશથીજ સર્વનાશ થાય છે. કેટલાક વિદ્વાનો કહે છે કે, જો વીર અભિમન્યુ અને ભક્ત સુધન્વા રણક્ષેત્રમાં જતાં વીર્યપાત કરીને ન ગયા હોત તો તે વખતે તેમનાં મૃત્યુ ન થાત. આથી સૌ કોઇએ સાવધાન થઇને વીર્યરક્ષા કરવી જોઇએ. ભગવાન સૌને સદ્દબુદ્ધિ આપે.

## બાળલગ્ન

વળી હાલમાં બાળકોનાં માતાપિતા અથવા તો વડીલો તરફથી એક ભારે ભૂલ વધારાની થઇ રહી છે, તે નાની ઉંમરમાં બાળકબાલિકાઓનાં લગ્ન. આ ભયંકર ભૂલ કરીને તેઓ બાળકોને બ્રહ્મચર્યથી ભ્રષ્ટ કરે છે અને તેમના ભાવિ જીવનનું સત્યાનાશ વાળી નાખે છે.

હિંદુ ધર્મશાસ્ત્ર અનુસાર લગ્ન એ માત્ર રમત કે કેવળ ઇંદ્રિયતૃપ્તિ કરવાનું સાધન નથી. એ એક પવિત્ર અને આવશ્યક સંસ્કાર છે. લગ્ન એ ગૃહસ્થાશ્રમનો પાયો છે અને ગૃહસ્થાશ્રમનો ઉદ્દેશ્ય સ્ત્રીપુરુષ બંનેમાં એકતા કરી પવિત્ર પ્રેમથી એક સુત્રમાં બાંધીને ધર્માચરણમાં પ્રવૃત્ત કરવાનો અને યથાશક્ય ત્રણે આશ્રમવાસીઓની સેવા કરીને ભગવત્પ્રાપ્તિ માટે તૈયાર થવાનો છે. ગૃહસ્થાશ્રમ ત્યારેજ સિદ્ધ થાય છે, કે જ્યારે દંપતિ કામ–ક્રોધ અને લોભથી બચીને ઈશ્વરભાવથી જગતની સેવા કરીને અને શાસ્ત્રની મર્યાદાનુસાર આવશ્યક સમસ્ત વ્યવહાર કરીને દેવ, ઋષિ અને પિતૃના ઋણથી મુક્ત થાય છે. શાસ્ત્ર કહે છે કેઃ–" **पुत्रार्थे क्रियते भार्या**–પુત્રોત્પત્તિને માટે લગ્ન કરવાં જોઇએ." વિલાસ અને વિષયવાસનાની તૃપ્તિ માટે નહિજ. સ્ત્રી સહધર્મિણી છે, વિલાસની સામગ્રી નથી. લગ્ન કરવાનું તે સંયમને ખાતર, નહિ કે ઉચ્છૃંખલતાપૂર્વક જીવન ગાળવા માટે. આજે આપણે આ સત્યને ભૂલી ગયા છીએ, તેથી તો સ્વર્ગના નંદનવન જેવો આપણો સુખી ગૃહસ્થાશ્રમ આજે નરકપુરી બની રહ્યો છે. લગ્નની જવાબદારી અને તેનો મૂળ ઉદ્દેશ આપણે ભૂલી ગયા છીએ. લગ્નની ધાર્મિકતાને તજીને આજે આપણે તેને માત્ર ઇંદ્રિયસુખનુંજ સાધન બનાવી દીધું છે. શાસ્ત્ર કહે છે કે, ચોવીસ વર્ષ સુધી ગુરુગૃહે રહીને જ્યારે યુવક વિદ્યાબળસંપન્ન થાય છે, જ્યારે તે પોતાની આજીવિકા પોતાની મેળેજ ચલાવી લેવા યોગ્ય થાય છે, ત્યારે તેને

ગૃહસ્થાશ્રમના પવિત્ર દ્વારમાં પ્રવેશ કરવાનો અધિકાર પ્રાપ્ત થાય છે. આજે આપણે આ મહત્ત્વપૂર્ણ વ્યવસ્થાને ભૂલી જઇને અજ્ઞાન બાળક—બાલિકાઓનાં ઢીંગલા—ઢીંગલીના જેવાં લગ્ન કરીને તેમનાં ભાવી જીવનને ધૂળધાણી કરી નાખીએ છીએ. જે બાળકને ધોતલી પહેરવાનું ભાન નથી તેને આપણે ગૃહસ્થાશ્રમના કઠિન બંધનમાં બાંધીએ છીએ. એ બિચારાં અજ્ઞાન બાળકો આનો મર્મ શું સમજે ? તેમને શું ખબર કે, લગ્નમાં પતિ—પત્ની પરસ્પર શું પ્રતિજ્ઞાઓ કરે છે ? બાળક માત્ર લગ્નને એક જાતનો આનંદ માનીને રાજી રાજી થતાં ફરે છે, પરંતુ જે બુદ્ધિમાન લોકો આવાં લગ્નોનાં પરિણામ જાણે છે તેઓ તો અજ્ઞાન બાળકોના આ આમોદપ્રમોદભર્યા વિનોદ ઉપર અશ્રુ સારે છે ! આપણા યુવકો-ની સ્થિતિ તો જુઓ ! જુવાની આવતાં પહેલાં તો તે વૃદ્ધ બની જાય છે. આવીજ સ્થિતિ સ્ત્રીઓની પણ છે. ભાગ્યેજ કોઇ એવી યુવતી હશે, કે જે પ્રદર કે રજોવિકારના રોગથી પીડાતી ન હોય ! યુવક અને યુવતીઓની મૃત્યુસંખ્યા જોઇને તો હૃદય કંપી ઉઠે છે! કળીઓ ખીલતા પહેલાંજ કરમાઈ જાય છે ! ગૃહસ્થાશ્રમની આથી વધારે દુર્દશા શી હોઈ શકે ? એ તો નિઃસંદેહ વાત છે કે, માતાપિતાને પોતાનાં બાળક બહુજ વહાલાં હોય છે. તેઓ જાણી જોઇને તેમનું અનિષ્ટ કરતાં નથી; પરંતુ તેમની બુદ્ધિમાં અજ્ઞાન છવાયલું છે, તેથીજ તેઓ આ પ્રકારની ભૂલો કરે છે. બ્રહ્મચર્યની મહત્તા ભૂલાઈ જવી એજ આ ભૂલનું મુખ્ય કારણ છે; પરંતુ આવી ભૂલો હમેશાં અક્ષમ્ય હોય છે, એટલે કુદરત તેનાં પ્રત્યક્ષ ફળ ચખાડે છે. માતાપિતા અને વડીલોએ આ ઉપરથી શિખા-મણ લેવી જોઇએ અને પોતાનાં બાળકોનાં લગ્ન યોગ્ય વયથી પહેલાં કદાપિ કરવાં જોઇએ નહિ. વર્તમાન પરિસ્થિતિ જોતાં લગ્ન-યોગ્ય વરકન્યાની ઉંમર ઓછામાં ઓછી અઢાર અને બાર વર્ષની નક્કી કરવી જોઇએ. મર્યાદામાં રહીને આવશ્યકતા અને યોગ્યતા-નુસાર આ ઉંમર આથીયે વધારે કરી શકાય તો ઉત્તમ છે. ધર્મ-શાસ્ત્રોની આજ્ઞાનુસાર કન્યાનાં લગ્ન રજોદર્શનની પહેલાંજ કરવાં જોઇએ. જો કે મનુ મહારાજે યોગ્ય વરના અભાવે રજોદર્શન પછી ત્રણ વર્ષ સુધી વધારે કુમારિકા કાળ લંબાવવાની આજ્ઞા આપી છે અને એટલે સુધી પણ કહ્યું છે કે, કન્યા આજન્મ કુમારિકા રહે તોપણ કંઇ હરકત નથી; પણ તેને અયોગ્ય વરની સાથે કદીપણ પરણાવવી જોઇએ નહિ. પરંતુ આ વ્યવસ્થા યોગ્ય વરના અભાવમાં છે. જેઓ પોતાની કન્યાનાં લગ્ન કોઇપણ પ્રકારના લોભ યા તો બેકાળજીથી નાની ઉંમરના વર સાથે અથવા તો વૃદ્ધની સાથે કરે છે, તેઓ મહાપાપ કરે છે. ધર્મશાસ્ત્રનું કથન છે કે:—

"कन्यां यच्छति वृद्धाय नीचाय धनलिप्सया।
कुरूपाय कुशीलाय स प्रेतो जायते नरः॥

જે મનુષ્ય ધનના લોભથી પોતાની કન્યાને કોઈ વૃદ્ધ, નીચ, કુરૂપ (કોઇ અંગવિનાનો–ખોડવાળો) અને દુરાચારી દુર્ગુણીને પરણાવે છે તે મૃત્યુ પછી પ્રેત થાય છે." યોગ્ય વર મળતાં રજોદર્શન વખતે લગ્ન કરી દેવાં આવશ્યક છે; પરંતુ યાદ રાખવું જોઇએ કે, રજોદર્શન સર્વ જગાએ નાની ઉંમરમાં નથી થતાં. જો માતાપિતા અથવા વડીલો ખાસ ધ્યાન રાખે તો તો બાળાઓ નાની ઉંમરમાં રજસ્વાળા પણ ન થાય. જો બાળાઓની આગળ લગ્નની વાતજ કરવામાં ન આવે, શારીરિક શ્રમ થાય તેવાં કામ કરાવવામાં આવે, સ્ત્રીપુરુષોની કામચેષ્ટાઓ જોવાનો અવકાશ ન મળે, ઉત્તેજક પદાર્થો ન ખવડાવવામાં આવે, ખરાબ વાતો અને ખરાબ પુસ્તકો વાંચવા ન પામે, ચમકતાં કપડાં અને ઘરેણાં ભૂલેચૂકે પણ ન પહેરાવાય, પહેરવેશ અને સજાવટમાં શૃંગારની ભાવના ઉત્પન્ન થવા ન દેવી, પુરુષોમાં વિશેષ અવરજવર ન રાખવો, છોકરાઓની સ્કૂલોમાં તેમને ભણવા મોકલવામાં ન આવે તો સંભવ છે કે, કન્યા અયોગ્ય વયે રજસ્વલા નહિ થાય. ઘણે ભાગે ધનવાનોની કન્યાઓ જલદી રજસ્વલા થાય છે. તેનું કારણ એજ છે કે, તેમને ઝગમગતાં વસ્ત્રો અને અલંકારો પહેરવા મળે છે, કામકાજ કરાવવામાં આવતું નથી, નોકર–નોકરડીઓની ખોટી સોબત હોય છે અને ઉત્તેજક પદાર્થો જમવાના મળે છે. એ ઉપરાંત શહેરો કરતાં ગામોમાં કન્યાઓ મોડી રજસ્વલા થાય છે; સભ્યતાનું અભિમાન રાખનારી જાતિઓ કરતાં ગ્રામ્ય જાતિઓમાં પણ કન્યાઓ જલદી રજસ્વલા થતી નથી.

જે બાળક યા બાલિકાઓ ભગવદ્પ્રાપ્તિને માટે આજીવન અથવા યથાશક્ય વધુ સમય સુધી બ્રહ્મચર્યનું પાલન કરવા ઇચ્છે તેમને સ્વતંત્રતાપૂર્વક તેમ કરવા દેવું જોઇએ; પરંતુ એ યાદ રાખવું જોઇએ કે, કુસંગતિમાં પડીને તેમનું જીવન ખરાબ ન થઇ જાય; કેમકે એ એક ભારે ગુંચવણનો પ્રશ્ન છે!

## ગૃહસ્થાશ્રમમાં બ્રહ્મચર્ય

કેટલાક લોકોની એવી માન્યતા છે કે, વિવાહિત પત્ની સાથે ગમે તેવો વ્યવહાર કરવામાં આવે એ બધો ધર્મસંગત છે. તેઓ માને છે કે, એ માટે તો તેમને પરમાત્માને ઘેરથી પરવાનોજ મળી ગયો છે! પરંતુ આ તેમનો ભ્રમ છે. વાસ્તવમાં કોઇ કોઈની સ્ત્રી અને કોઇ કોઇનો પુરુષ નથી. પોતપોતાનાં કર્મવશાત્ તે જગન્નિયંતાની આ જગતરૂપી નાટયશાળામાં વેશ ભજવવાને માટે જીવ કદી પતિ–પત્નીના રૂપમાં તો કોઈવાર માતા–પુત્રના વેશમાં આવે છે

અને અહીંનો ખેલ સમાપ્ત થતાંજ કર્મફળને અનુસરીને તે નટરાજ જે સ્થાને જેવો નાચ નાચવાને માટે પ્રેરે છે, ત્યાંજ બીજો વેશ સજીને તેને ફરીથી જવું પડે છે. જ્યાં જેવો વેશ જે સંબંધવાળો ભજવવાનો હોય છે, ત્યાં તેજ પ્રમાણે બરાબર તેને અનુસરતો ખેલ ભજવવો ઉચિત છે. આપણે આ જીવનમાં જે સ્ત્રીની સાથે દંપતિજીવન ગાળવાનું હોય છે તે પરમાત્માની આજ્ઞાનુસાર અને ઇચ્છાનુસાર થાય છે, તેથીજ તે એક ધર્મબંધન છે; કામવૃત્તિને સંતોષવાનું સાધન નથી. પરમાત્માની કૃપા પ્રાપ્ત કરવાનો વાસ્તવિક અધિકારી એજ ગૃહસ્થ થાય છે, કે જે દંપતિના આ ધાર્મિક સંબંધને સમજીને ઇંદ્રિયસંયમપૂર્વક પોતાના જીવનનાં સર્વ કાર્ય (સ્ટેજ ઉપર પાર્ટ ભજવતા એક્ટરની પેઠે) પોતાનું કંઇ પણ નહિ માનતાં અનાસક્ત ભાવથી લાભાલાભમાં સમચિત્ત રહીને ભગવદર્પણ બુદ્ધિથી કરે છે! મનુષ્ય-આ જ્ઞાનનો અધિકારી છે તેથીજ તે અન્ય યોનિઓ કરતાં શ્રેષ્ઠ મનાય છે. કામોત્તેજનાથી ગાંડા થવું એ તો પશુધર્મ છે. પરંતુ સાચું કહીએ તો આજે, તો આપણી દશા પશુઓથીયે આગળ વધી ગઇ છે. પશુ તો હજુયે ઘણાખરા નિયમોનું પાલન કરે છે. જો મનુષ્ય ફરજ ન પાડે તો અસ્વસ્થ સ્થિતિમાં પશુ કદી સહવાસ કરતાં નથી. ઘણાં ખરાં પશુ વર્ષમાં એકજ વાર ગર્ભ ધારણ કરે છે. ગર્ભાધાન પછી સ્ત્રીપશુ કામાભિલાષી પુરુષપશુને કદી પોતાની પાસે આવવા દેતાં નથી. આપણા કરતાં બળમાં વધારે એવાં પશુઓની આવી સ્થિતિ છે, જ્યારે આપણે એટલા બધા ઇંદ્રિયોના ગુલામ બની રહ્યા છીએ કે પશુઓ કરતાં ઘણાજ ઓછા બળવાળા હોવા છતાં પણ પશુઓથી વધારે અસંયમી થઇને કુદરતના નિયમોનું બહુ ખરાબ રીતે ઉલ્લંઘન કરીએ છીએ! શાસ્ત્રમાં કહ્યું છે કેઃ—

"ब्रह्मचर्यं समाप्याथ गृहधर्मं समाचरेत् ।
ऋणत्रयविमुक्त्यार्थे धर्मेणोत्पादयेत्प्रजाम् ॥

બ્રહ્મચર્યનાં ચોવીસ વર્ષ પૂરાં કર્યા પછી યુવાવસ્થામાં ગૃહસ્થાશ્રમમાં પ્રવેશ કરીને દેવ, ઋષિ અને પિતૃઋણથી મુક્ત થવાને માટે મનુષ્યે ધર્મવિધિપૂર્વક સુપ્રજા ઉત્પન્ન કરવી." વાસ્તવમાં આ જાતનો ધર્મપ્રેમી સંયમી ગૃહસ્થજ ઓજસ્વી, તેજસ્વી અને બળવાન થઇ શકે છે. લગ્નસમયના એક મંત્રમાં વર કન્યાને કહે છે કેઃ—

"गृह्णामि ते सौभागत्वाय हस्तं मया पत्या जरदष्टिर्यथा सः। भगोऽर्यमा देवः सविता पुरन्धिर्मह्यं त्वादुर्गार्हपत्याय देवाः। अमोहमस्मि मा त्वं मा त्वमस्य मोऽहं सामाहमस्मि ऋक् त्वं द्यौरहं पृथिवी त्वम्। तावेहि विवाहा-

**वहै सहरेतो दधावहै प्रजां प्रजनयावहै पुत्रान् विन्दावहै बहूंस्ते सन्तु जरदष्टयः। सम्प्रियौ रोचिष्णू सुमनस्य मानौ पश्येम शरदः शतं जीवेम शरदः शतं शृणुयाम शरदः शतम्"**

"હે કલ્યાણિ ! હું મારી કાંતિ, શ્રી, મહિમા, જ્ઞાન અને ધર્માદિની પૂર્તિને માટે તને ગ્રહણ કરૂં છું. તારો આત્મા મારા આત્માથી કદી અલગ ન થાઓ; આપણે બંન્ને એકજ સાથે વૃદ્ધાવસ્થાને પામીએ. ભગ, અર્યમા અને સવિતા વગેરે દેવતાઓએ તને મારામાં ભેળવી દીધી છે. તું ગૃહકાર્યો કરજે. હે કલ્યાણિ ! તારાદ્વારા મારી શાંતિ, શ્રી અને કાન્તિ વગેરેનો વિકાસ થશે, તેથી તું લક્ષ્મીસમાન હો; તારી ગેરહાજરીમાં મારી કાંતિ, શ્રી વગેરે રહી શકે તેમ નથી. હું એકલો લક્ષ્મીશૂન્ય છું. હે મંગળ કરનારી ! તને પામીને હું લક્ષ્મીવાન થયો છું. હે આયુષ્મતિ ! હું સામરૂપ છું તો તું ઋક્‌રૂપ છે. ઋક્ અને સામનો જેવો ઘનિષ્ઠ સંબંધ છે; ઋક્ વિના જેમ સામ પુષ્ટ અને સત્તાવાન નથી રહેતો; તેજ પ્રમાણે તારા વિના પણ મારી અને મારી ઇંદ્રિયોની પુષ્ટિ અને સત્તા રહી શકે તેમ નથી. હે અર્ધાંગના ! હું આકાશસ્વરૂપ છું તો તું પૃથ્વીરૂપ છે. પૃથ્વી અને આકાશનો જેવો પરસ્પર સંબંધ છે, તેજ પ્રમાણે તારી સાથે મારો સંબંધ થયો છે. માટે હે કલ્યાણિ ! તું આત્મસમર્પણ કર, આપણાં લગ્નબંધન સુદૃઢ થાઓ, આપણે બંન્ને બ્રહ્મચર્ય પાળીને સંયમમાં રહીશું અને પછી યોગ્ય સમયે દેહસંયોગથી સુપુત્ર ઉત્પન્ન કરીશું અને તેનું સુખ અનુભવીશું. આ પ્રમાણે વિધિપૂર્વક પુત્ર ઉત્પન્ન કરવાથી તે દીર્ઘાયુષી થશે. તારો અને મારો આત્મા એક થવાથી પછી આપણા બન્નેના તેજની વૃદ્ધિ થશે, બંનેનાં હૃદય એક થઈને સમુન્નત થશે; આપણે સો વર્ષ જીવીશું; સો વર્ષ જોઈશું અને સો વર્ષ સાંભળીશું."

આ ઉપરથી જણાય છે કે, તે સમયમાં સો વર્ષનું આયુષ્ય હતું; પણ તે એક શરતે કે 'આપણે બન્ને બ્રહ્મચર્ય પાળીને સંયમપૂર્વક રહીશું.' શક્તિનો સંચય અને સંયમ નહિ કરવાથી નથી તો સો વર્ષનું આયુષ્ય થતું કે નથી તો બળવાન અને બુદ્ધિવાન સંતાન થતાં. આજે બ્રહ્મચર્ય સંયમના અભાવે આપણી અને આપણાં સંતાનોની કેવી દશા છે ? શરીર માત્ર હાડકાંના માળખા જેવાં રહ્યાં છે અને મન ધર્માધર્મના વિવેકથી શૂન્ય થઇ ગયાં છે. તેનું કારણ એજ છે કે આજે આપણે "**संतानार्थं च मैथुनम्**" એ શાસ્ત્રવચનની ભયંકર રીતે અવગણના કરી રહ્યા છીએ ! મહર્ષિ યાજ્ઞવલ્કય કહે છે કેઃ—

**"ऋतावतौ स्वदारेषु संगतिर्या विधानतः।**
**ब्रह्मचर्यं तदेवोक्तं गृहस्थाश्रमवासिनाम्॥**

અર્થાત્ ઋતુકાળમાં પોતાની ધર્મપત્ની સાથે શાસ્ત્રના આદેશાનુસાર માત્ર સંતાનને માટે સમાગમ કરનાર પુરુષ ગૃહસ્થાશ્રમમાં રહેતો છતો બ્રહ્મચારી છે." યાદ રાખવું જોઇએ કે, માત્ર ઋતુકાળમાંજ સ્ત્રીની સાથે સહવાસ કરવાનું વિધાન છે, ગમે ત્યારે અને ગમે તેટલી વાર નહિ ! ઋતુકાળ શાને કહે છે ? રજોદર્શનનો માત્ર પાંચમોજ દિવસજ ઋતુકાળ નથી. જો એ દિવસે કોઈ ગ્રહણ, રામનવમી, જન્માષ્ટમી આદિ પર્વ હોય તો તે દિવસે સ્ત્રીસમાગમ નિષિદ્ધ છે. ભગવાન મનુ કહે છે કે, ઋતુકાળમાં પોતાની વિવાહિતા પત્ની સાથે સહવાસ કરવો જોઇએ. પરંતુ "**पर्ववर्जं**" પર્વ હોય તે દિવસે નહિ ! ઋતુકાળ સંબંધી મનુ મહારાજ કહે છે કે:—

**ऋतुः स्वाभाविकः स्त्रीणां रात्रयः षोडशस्मृताः ।**
**चतुर्भिरितरैः सार्धमहोभिः सद्विगर्हितैः ॥**
**तासामाद्याश्चतस्रस्तु निन्दितैकादशी च या ।**
**त्रयोदशी च शेषास्तु प्रशस्ता दशरात्रयः ॥**

સત્પુરુષોદ્વારા નિંદિત રજોદર્શનના પહેલાંના ચાર દિવસો સહિત સોળ રાત્રિઓ સ્ત્રીઓનો સ્વાભાવિક ઋતુકાળ કહેવાય છે. આ સોળમાં પહેલી ચાર રાત્રિઓ તથા અગિયારમી અને તેરમી રાત્રિ સ્ત્રીસહવાસ માટે નિંદિત છે. બાકીની દશ રાત્રિ ઉત્તમ સમજવી જોઇએ.

એ દશ રાતોમાં પડવો, છઠ, આઠમ, અગીઆરશ, બારશ, ચૌદશ અને પૂનમ વગેરે તિથિઓ તથા વ્યતિપાત, ગ્રહણ, રામનવમી, શિવરાત્રિ, જન્માષ્ટમી, શ્રાદ્ધદિવસ, સંક્રાન્તિ અને રવિવાર વગેરે દિવસોને બાદ કરીને જે તિથિઓ એ દશ દિવસમાંથી બચે તેમાં સંતાનહેતુથી અથવા સ્ત્રીની ઇચ્છાથી મહીનામાં માત્ર બેજ વાર જે સ્ત્રીસમાગમ કરે છે તે ગૃહસ્થાશ્રમમાં રહેતો થકો બ્રહ્મચારી ગણાય છે. મનુ મહારાજ કહે છે કે:—

**निंद्यास्वष्टासु चान्यासु स्त्रियो रात्रिषु वर्जयन् ।**
**ब्रह्मचार्येव भवति यत्र तत्राश्रमे वसन् ॥**

પહેલી નિંદિત છ રાત્રિઓ તથા બીજી આઠ રાત્રિઓ મળીને કુલ ચૌદ રાત્રિઓ તજીને જે પુરુષ (મહીનામાં) માત્ર બેજ રાત્રિ સ્ત્રીગમન કરે છે તે બ્રહ્મચારીજ મનાય છે.

રજસ્વલા સાથે કદી સંભોગ કરવો નહિ. એથી અનેક રોગો થાય છે. તે સિવાય અશ્લેષા, મઘા, મૂલ, કૃત્તિકા, જયેષ્ઠા, રેવતી, ઉત્તરાભાદ્રપદ, ઉત્તરાફાલ્ગુની અને ઉત્તરાષાઢા નક્ષત્રોમાં પણ સ્ત્રીસહવાસ નિષિદ્ધ છે. મંદિરમાં, રસ્તામાં, સ્મશાનમાં, ઔષધાલયમાં, બ્રાહ્મણના ઘરમાં, ગુરુના ઘરમાં, સવારે, સંધ્યાકાળે, અપવિત્ર અવસ્થામાં, દવા લીધા પછી, તદ્દન ભૂખ્યા પેટે, જમ્યા પછી તરતજ, મિત્ર અને ગુરુજનોના બિછાના ઉપર, મળમૂત્ર કરવાની હાજતમાં,

દુઃખી મનથી, આવેગથી, ક્રોધમાં, વ્યાયામ કરીને, થાકેલી સ્થિતિમાં, ઉપવાસને દિવસે અને બીજા લોકોના દેખતાં કદી પણ સ્ત્રીસમાગમ કરવો જોઇએ નહિ. સ્ત્રીસમાગમની બાબતમાં ગ્રીસ દેશના મહાત્મા સૉક્રેટીસને તેમના શિષ્ય સાથે આ પ્રમાણે વાતચીત થઇ હતીઃ—

શિષ્યે પૂછ્યું—મનુષ્યે સ્ત્રીસમાગમ કેટલી વાર કરવો જોઇએ ?

સૉક્રેટીસ—જીવનમાં માત્ર એક વાર !

શિષ્ય—જો એટલાથી તૃપ્તિ ન થાય તો ?

સૉક્રેટીસ—તો વર્ષમાં એક વાર કરી શકે છે.

શિષ્ય—એટલાથી પણ મન ન માને તો ?

સૉક્રેટીસ—મહીનામાં એક વાર કરે.

શિષ્ય—તોપણ ન રહેવાય તો ?

સૉક્રેટીસ—ભલે મહીનામાં બે વાર કરવો, પણ તેમ કરવાથી મૃત્યુ જલદી આવશે.

શિષ્ય—જો એમ કરવા છતાં પણ ઇચ્છા થયાજ કરે તો ?

સૉક્રેટીસ—પ્રથમ કફન મંગાવીને ઘરમાં રાખે અને પછી જેટલી વાર ચાહે તેટલી વાર કરે.

ઉપર જણાવેલાં પ્રમાણોથી સિદ્ધ થાય છે કે, સ્ત્રીસમાગમ જેટલો ઓછો થાય તેટલો સારો છે અને તેટલોજ તે મનુષ્યની પારમાર્થિક ઉન્નતિને માટે વિશેષ ઉપયોગી છે.

જે સ્ત્રીપુરુષ સ્વેચ્છાથી બ્રહ્મચારી રહેવા ઇચ્છે તેમણે અવશ્ય તેમ કરવું જોઇએ. કેટલાક લોકો કૃત્રિમ અને અકુદરતી સાધનોથી સંતાનોત્પત્તિ બંધ કરવા ઇચ્છે છે, પણ એ પ્રમાણે કરવું તે પાપ છે. વધારે સંતાન નહિ ઉત્પન્ન કરવાનો સૌથી સુંદર અને ધાર્મિક ઉપાય સ્ત્રીપુરુષે સ્વેચ્છાપૂર્વક બ્રહ્મચર્યવ્રત પાળવાનો છે. એથી આ લોક અને પરલોક બન્ને સુધરશે. આ લેખ બહુ લાંબો થઈ ગયો છે, ઘણી વાતો રહી પણ ગઈ છે; પરંતુ હવે સંક્ષેપમાં બ્રહ્મચર્યરક્ષાના કેટલાક સામાજિક અને વ્યક્તિગત નિયમો દર્શાવવામાં આવે છે. તેનું સૌ કોઇએ મનન કરવું જોઇએ અને તેનો યથાશકય ઉપયોગ કરવાનો પ્રયત્ન પણ કરવો જોઇએઃ—

## બ્રહ્મચર્ય રક્ષાના ઉપાયો

(૧) બાળલગ્નનો સર્વથા ત્યાગ કરવો. ઓછામાં ઓછાં અઢાર વર્ષ પહેલાં છોકરાનાં અને બાર વર્ષ પહેલાં કન્યાનાં ભૂલ્યે-ચૂકયે પણ લગ્ન કરવાં જોઇએ નહિ.

(૨) વૃદ્ધલગ્ન કદી પણ થવા દેવાં નહિ.

(૩) બ્રહ્મચર્યાશ્રમોની સ્થાપના કરવી જોઇએ, કે જેમાં બાળકોની બ્રહ્મચર્યરક્ષાનો અને ધર્મશિક્ષણનો પાકકો પ્રબંધ હોય અને સાથે સાથે તેમને ધર્મમૂલક બ્રહ્મચર્યનું શિક્ષણ પણ આપવામાં

આવે. ઓછામાં ઓછાં અઢાર વર્ષની ઉંમર સુધી આશ્રમમાં રહેવું અનિવાર્ય હોવું જોઇએ.

(૪) છોકરાઓ અને કન્યાઓની સગાઇ પણ નાની ઉંમરમાં કરવી જોઇએ નહિ.

(૫) તેમને ચમકદાર કપડાં અને ઘરેણાં બિલકુલ પહેરાવવાં નહિ.

(૬) શૃંગારરસવાળાં કાવ્ય, નાટક, નોવેલ વગેરેનાં સંસ્કૃત અને પ્રાકૃત પુસ્તકો બ્રહ્મચારીના હાથમાં કદી પણ જવા દેવાં ન જોઇએ અને વિદ્યાર્થીઓને સાહિત્યની દૃષ્ટિએ પણ એવા ગ્રંથો ભણાવવા જોઇએ નહિ.

(૭) શૃંગારરસપ્રધાન નાટક–સીનેમા કદીપણ જોવાં જોઇએ નહિ. નાનાં બાળકોને તો તે નજ દેખાડાય.

(૮) ઉત્તેજક પદાર્થો ખાવા નહિ. મરચાં, રાઇ, ગરમ મસાલા, અથાણાં, ખટાઇ તથા વધારે ખાંડવાળા પદાર્થો અને વધારે ગરમ ચીજો ખાવી જોઇએ નહિ. ભોજન ખૂબ ચાવીને જમવું, તેમજ હમેશાં સાદું, તાજું અને નિયમિત ખાનપાન કરવું. માંસ–મદિરાનો સંપૂર્ણ ત્યાગ કરવો. કોઇપણ માદક (નશાવાળી) વસ્તુનું સેવન કરવું નહિ.

(૯) યથાશક્ય નિત્ય ખુલ્લી હવામાં દરરોજ સવારે અને સાંજે પગે ચાલીને ફરવા જવું.

(૧૦) રાત્રે જલદી સૂઇ જવું અને પ્રાતઃકાળે બ્રાહ્મમુહૂર્તમાં યા સૂર્યોદયથી કમમાં કમ એક કલાક વહેલા અવશ્ય ઉઠવું. સૂતી વખતે પિશાબ કરીને સૂવું. રાત્રે પરમાત્માનું ચિંતન કરતા કરતા નિદ્રાવશ થવું, અને સવારે ઉઠતાંવેંતજ પુનઃ પરમાત્માનું સ્મરણ-ચિંતન કરવું.

(૧૧) ખોટી સોબતનો સર્વથા ત્યાગ કરવો. પુરૂષે સ્રીસંબંધી ચર્ચા અને સ્રીએ પુરુષ સંબંધી ચર્ચા કે ચિંતન કદી પણ કરવું નહિ.

(૧૨) પતિ–પત્ની સિવાય સ્રીપુરુષે કદી પણ એકાંતમાં બેસવું કે વાતચીત કરવી ન જોઇએ.

(૧૩) સ્રીઓ તરફ કદી પણ જોવું નહિ. જો દૃષ્ટિ જાય તો તરતજ માતૃભાવના યા તો પરમાત્મભાવના કરવી. આ પ્રમાણે સ્રીઓ પણ પુરુષો તરફ ન જુએ અને દૃષ્ટિ જાય તો પિતાભાવ કે પરમાત્મભાવનું સ્મરણ કરે.

(૧૪) નિત્ય સત્સંગ કરવો, સદ્ગ્રંથોનું સેવન કરવું, રામાયણ, મહાભારત, ઉપનિષદાદિ ગ્રંથોના સુંદર સુંદર ભાગોનો નિત્ય સ્વાધ્યાય કરવો. શ્રીમદ્ ભગવદ્ગીતાનો અર્થસહિત નિત્ય પાઠ કરવો.

(૧૫) લહેરીપણાનો સર્વથા ત્યાગ કરવો. યાદ રાખવું જોઇએ કે, ટાપટીપ અને ભપકાબંધ વસ્રો વગેરે પહેરવાથી કામવાસના જાગ્રત થાય છે. વાસ્તવમાં સજાવટ અને ટાપટીપ બીજાઓની દૃષ્ટિએ સુંદર

દેખાવા માટેજ કરવામાં આવે છે. ટાપટીપ અને ભપકાબંધ રહેનાર પોતે ડૂબે છે અને બીજાઓને પાડવા–ડૂબાડવા ઇચ્છે છે.

(૧૬) તેલ–અત્તરનો કદી પણ ઉપયોગ કરવો નહિ, ફેશનથી રહેવું નહિ, લહેરીપણું છોડી દેવું, વાળ રાખવા નહિ, વારંવાર દર્પણમાં મુખ જોવું નહિ, હોઠ લાલ કરવા માટે પાન ખાવાં નહિ, આસવ વગેરેનું સેવન કરવું નહિ તેમજ ઉત્તેજક ઔષધિઓનું પણ સેવન કરવું નહિ.

(૧૭) મૂત્ર અને મળત્યાગ પછી ઇંદ્રિયોને ઠંડા જળથી ધોઇ નાખવી. મળમૂત્રની હાજત કદી પણ રોકવી નહિ.

(૧૮) બનતાં સુધી હમેશાં ઠંડા જળથી સ્નાન કરવું.

(૧૯) નિયમિત વ્યાયામ કરવો, બની શકે તો હમેશાં કેટલાંક આસન અને પ્રાણાયામનો પણ અભ્યાસ કરવો.

(૨૦) લંગોટ અથવા કૌપીનનો અવશ્ય ઉપયોગ કરવો.

(૨૧) સાત્ત્વિક મૂર્તિનું પ્રેમપૂર્વક દર્શન કરી તે મૂર્તિ જેમની હોય તેમના ગુણચારિત્રનું સ્મરણચિંતન કરવું. સાચા સાધુઓ અને મહાપુરુષોની મન લગાવીને સેવા કરવી.

(૨૨) પ્રતિદિન નિયમિત રીતે પરમાત્માનું ધ્યાન અવશ્ય કરવું.

(૨૩) કોઈ વ્યભિચારીની ચર્ચા ન કરવી, ન સાંભળવી અને ન તો એવા લોકોની સાથે બેસવું–ઉઠવું.

(૨૪) હંમેશાં ભગવન્નામનું સ્મરણ અને જપ કરવા, શ્વાસે-શ્વાસે જપ થાય તો તો બહુજ ઉત્તમ. કામવાસના જાગ્રત થાય ત્યારે નામજપની ધૂન લગાવવી. મોટે અવાજે કીર્તન કરવું. કામવાસના તો નામજપ, પ્રભુપ્રાર્થના અને કીર્તનની આગળ કદી પણ ટકી શકશે નહિ. આ કેટલીયે વાર અનુભવેલો અને સિદ્ધ થયેલો પ્રયોગ છે.

(૨૫) જગતમાં વૈરાગ્યની ભાવના કરવી, જગતની અનિત્યતાનું મનન કરવું.

(૨૬) સ્ત્રીના રૂપમાં પુરુષ અને પુરુષના રૂપમાં સ્ત્રી એકબીજાના શરીરમાં દોષ જોતાં શીખે, અને વિચારે કે, ચામડીથી ઢંકાયલાં શરીરમાં માંસ, લોહી, કફ, વિષ્ઠા, મૂત્ર અને હાડકાં વગેરે સઘળા અપવિત્ર પદાર્થો ભરેલા છે. આવા વિચારોદ્વારા મનોનિગ્રહ કરવો.

(૨૭) મહીનામાં કમમાં કમ બે એકાદશી (બને ત્યાં સુધી કાંઈ પણ ખાધા કે પીધા સિવાય અને બની શકે તો નિર્જળા કરવી.)

(૨૮) મહાપુરુષો અને વીર બ્રહ્મચારીઓનાં ચરિત્રોનું મનન કરવું.

(૨૯) સૌમાં પરમાત્માની યથાશક્ય ભાવના કરવી.

(૩૦) પોતાના અંતિમ ધ્યેય ભગવદ્પ્રાપ્તિને સદા ધ્યાનમાં રાખવું.

(ગીતાપ્રેસ–ગોરખપુરની 'બ્રહ્મચર્ય' પુસ્તિકા ઉપરથી અનુવાદિત)

# ૧૩–घरगतु औषधो

('ચાંદ'ના એક અંકમાં લખનારઃ–ડૉ. રમાનાથ વર્મા.)

હળદર એ એવી સાધારણ અને પરિચિત વસ્તુ છે, કે ભાગ્યેજ તેને કોઈ જાણતું ન હોય. સામાન્ય રીતે તેનો શાકભાજી અને દાળ વગેરેમાં ઉપયોગ થાય છે. પરંતુ તે એક અત્યંત ઉપયોગી ઔષધિ હોવાથી તેના કેટલાક ઉપયોગ અત્રે રજુ કરીએ છીએઃ—

૧–લીલી હળદરનો રસ જખમ અને ખસ–ગુમડાં વગેરે ઉપર લગાવવાથી ફાયદો થાય છે.

૨–અજીર્ણ, પેટનું ફૂલવું વગેરે રોગોમાં આઠ–દશ રતીભાર હળદર દૂધમાં અથવા તાજા પાણીમાં આપવાથી ફાયદો થાય છે.

૩–હળદર, ચૂનો અને સુરોખાર, એ ત્રણે ચીજોને પાણીમાં વાટીને લેપ બનાવવો. એ લેપ સોજો અને ઘા ઉપર લગાવવાથી ફાયદો થાય છે.

૪–બળીઆ અને અછબડાનાં ચાંદાં ઉપર હળદર ભભરાવવાથી જલદી રૂઝ આવી જાય છે.

૫–એક ભાગ હળદર અને વીસ ભાગ પાણીને અગ્નિ ઉપર ઉકાળીને ઠારી દેવું. તે ઠારેલા પાણીમાં સ્વચ્છ કપડું ભીંજવી દુઃખતી આંખોપર મૂકવાથી બહુ ફાયદો થાય છે.

૬–હળદરના વસ્ત્રગાળ ભૂકાને જખમ અને ઘા ઉપર ભભરાવવાથી તે જલદી રૂઝાઈ જાય છે.

૭–આઠ દશ રતી હળદરને એકલી અથવા સમભાગ કાકડાશિંગી સાથે મેળવીને દિવસમાં બે–ત્રણ વાર થોડાક ઘીમાં અથવા મધમાં ચાટવાથી ખાંસીમાં ફાયદો થાય છે.

૮–દાદર, ખંજવાળ, છાજન ( હાથે પગે દાદર જેવું થઈ ચામડી ઉખડે છે તે ) ખરજવું વગેરે ચામડીનાં દરદોમાં હળદરને લીમડાની કુંપળો સાથે પીસીને લગાવવાથી વિશેષ ફાયદો થાય છે.

૯–ભાંગ, ડુંગળી, હળદર અને અળસીનું ગરમ તેલ, એ બધી વસ્તુઓને સારી પેઠે લસોટીને મલમ બનાવવો. તે હરસ ઉપર ચોપડવાથી સુકાઇ જાય છે અને દર્દ ઓછું થાય છે.

૧૦–સળેખમ, નજલો અને હિસ્ટીરીઆનાં દર્દમાં વાટેલી હળદરને અગ્નિ ઉપર નાખી તેનો ધૂમાડો દર્દીને સુંઘાડવાથી ફાયદો થતો જોયો છે.

૧૧–કર્ણસ્રાવ(કાનના વહેવા)માં એક ભાગ હળદર અને વીસ ભાગ ફટકડીનો ભૂકો એકત્ર કરી કાનમાં બે ત્રણ વાર નાખવાથી જલદી આરામ થાય છે.

૧૨–સળેખમ શરૂ થાય તે દિવસે દશ પંદર રતી હળદરની પોટકી દૂધમાં નાખી ઉકાળવું અને તે દૂધ સૂતા પહેલાં સાકર નાખીને પીવાથી સળેખમ નહિ થાય.

૧૩–મંદાગ્નિ અને અજીર્ણમાં નીચેનો પ્રયોગ ફાયદાકારક છેઃ–હળદર, પીપર, સૂંઠ, મોટી ઇલાયચી એ પાંચ પાંચ ભાગ અને કાળાં મરી ત્રણ ભાગ, એ બધાનું એકત્ર ચૂર્ણ કરવું અને તે પંદરવીસ રતીભાર થોડા પાણી સાથે ભોજન પછી લેતા રહેવું.

૧૪–હળદર, ગોળ અને ભાંગ સમભાગે લઇ તેની ગોળીઓ બનાવવી અને માફક આવે તે પ્રમાણમાં તે ગોળીઓ ખાવાથી હરસમાં ફાયદો થાય છે.

---

( 'ચાંદ'માં લેખિકાઃ–શ્રીમતી હુકમાદેવીજી છાત્રા )

વર્ષાઋતુ સમાપ્ત થઇ ભાદરવા માસમાં શરદ્‌ઋતુનો પ્રારંભ થાય છે. ત્યારે ઘણાખરા માણસોને કંઈ ને કંઇ દર્દ થઇ આવે છે અને બાળકોને ઘણેભાગે ખાંસી–સળેખમ થાય છે. આયુર્વેદવિજ્ઞાનથી અજાણ હોવાથી આપણા દેશની માતાઓ બાળકોની કોમળ પ્રકૃતિને સમજી શકતી નથી અને તેમની આ અ-સાવધાનીથી બાળકોને ટંડી લાગવાથી આ દર્દ થાય છે. આયુર્વેદ–શાસ્ત્રમાં માનવશરીરના ત્રણ દોષ ગણાય છે. તે વિષે વધુ લંબાણથી નહિ કહેતાં માત્ર એટલુંજ લખીશું કે, બાલ્યાવસ્થામાં શરીરમાં કફની પ્રધાનતા રહે છે; તેથી થોડી પણ ટંડી લાગવાથી તરત ખાંસી કે સળેખમ થઇ જાય છે. બાળકોની માતાઓને નિવેદન છે કે, તેઓ બાળકોને ટંડીથી બચાવે. સાધારણ ગરમ પાણીથી ઘરમાં સ્નાન કરાવે અને પછી ટંડી રોકાય તેવાં કપડાં પહેરાવીનેજ બહાર ફેરવે. કેમકે તેમનાં ફેફસાં બહુજ નાજુક હોય છે અને તેથી તેમને ટંડી લાગતાં તરતજ ખાંસી–સળેખમ વગેરે દર્દ થઈ જાય છે. ઉપરોકત દર્દ થઇ આવે તો સસ્તા અને સુલભ ઉપાય નીચે પ્રમાણે કરવા.

૧–કાકડાશિંગી અતિવિષની કળી લિંડીપીપર એ ત્રણેને સરખે ભાગે ખાંડી વસ્ત્રગાળ ચૂર્ણ બનાવવું. એ ચૂર્ણ બે બે વાલ થોડા મધ સાથે દિવસમાં ત્રણ વાર ચટાડવું. તાવ, ખાંસી અને ઉલટીમાં તે ફાયદાકારક છે. આ દવા ઘણી વાર અજમાવેલ છે.

૨–નાગરમોથ, અતિવિષની કળી અને કાકડાશિંગી, એ ત્રણેને સમભાગે લઈ બારીક ચૂર્ણ કરવું. તેમાંથી એક કે બે રતી ચૂર્ણ એટલા મધમાં મેળવવું કે ચટણી જેવું થાય. એ ચાટણ દિવસમાં ત્રણ–ચાર વાર બાળકને ચટાડવું. તાવ, કાસ અને ઉલટીમાં તે ફાયદો કરે છે. આ બાળરોગની ખાસ દવા છે અને ઘણી વાર અજમાવેલી છે.

૩–મૂળાનાં બી ૭ માસા અને કાકડાશિંગી ૭ માસા, એ બન્નેને ખાંડીને બારીક ચૂર્ણ કરવું. તેમાંથી એક કે બે રતી ચૂર્ણ એક ભાગ ઘી અને બે ભાગ ×મધમાં મેળવી દિવસમાં ત્રણથી ચાર વાર ચટાડવું.

૪–એક તોલો કાકડાશિંગીનું ખાંડીને વસ્ત્રગાળ ચૂર્ણ બનાવવું. તેમાંથી એકથી તે ચાર રતી (બાળકની ઉંમરના પ્રમાણમાં) એક યા અર્ધો માસા મધમાં મેળવીને ચટાડવું. આથી કફની ખાંસી, ઘરઘરાટ (સસણી) અને ઉલટીમાં ફાયદો થાય છે.

૫–તજ ૭ માસા અને કાકડાશિંગી ૭ માસાને ખાંડીને બારીક ચૂર્ણ કરવું. પછી એક મુનક્કા(મોટી દ્રાક્ષ)ને ધોઇ તેનાં બી કાઢી નાખવાં. ઉપલા ચૂર્ણમાંથી બે રતીભાર તે મુનક્કામાં ભરીને બાળકને સવાર–સાંજ ખવડાવ્યા કરવું. આના નિત્યસેવનથી દરેક પ્રકારની ખાંસીમાં ફાયદો થાય છે, અને કફની ખાંસીમાં ખાસ ફાયદો થાય છે. આ દવા વિશેષ ગુણકારી અને અનેક વાર અજમાવેલી છે.

૬–છોલેલું જેઠીમધનું મૂળ એક તોલો, અને નાગરમોથ એક તોલો લઇને તેનું વસ્ત્રગાળ ચૂર્ણ કરવું. ચાર રતી ચૂર્ણ એક માસા મધમાં મેળવી માતાના દૂધમાં ઘોળીને પાવું.

૭–કાકડાશિંગી, અતિવિષની કળી, લીંડીપીપર, છોલેલું જેઠીમધનું મૂળ અને બાવળનો ગુંદર, એ પાંચે વસ્તુઓને સમભાગે લઈ વસ્ત્રગાળ ચૂર્ણ બનાવવું. એક માસા ચૂર્ણ બે માસા મધમાં મેળવીને પ્રાતઃકાળમાં બે વાર ચટાડવું. કફની ખાંસીમાં આ દવા વિશેષ ફાયદો કરે છે.

૮–બાવળનો ગુંદર દોઢ તોલો, કઢાયો ગુંદર–અને ઘઉંનું સત્ત્વ (સોજી) એક તોલો, છોલેલું જેઠીમધ ૭ માસા, સફેદ સાકર વીસ તોલા, એ બધાનું ચૂર્ણ કરવું. ચાર રતીભાર ચૂર્ણ મધ સાથે ચટાડવું.

૯–મોટા મુનક્કા સાડાત્રણ તોલા, કાળાં મરી ૭ માસા, ભારંગી ૭ માસા, નાગરમોથ ૭ માસા, અતિવિષ ચાર માસા, વજ ચાર માસા, ખુરાસાની અજમો ચાર માસા અને મધ પાંચ તોલા, બધી ઔષધિઓને ખાંડી કપડછાન ચૂર્ણ કરવું અને મધમાં ભેળવી દેવું. તેમાંથી બાળકની ઉંમરના પ્રમાણમાં ત્રણ ચાર રતિ દવા સવારસાંજ ચટાડવી. આ દવા કફના કાસમાં વિશેષ ફાયદો કરે છે.

૧૦–મકાઇડોડાના અંદરના ઠુંઠાને સળગાવી રાખ બનાવવી. એક તોલો રાખમાં એક માસો સિંધવ ભેળવી તેમાંથી એક બે રતીભાર દિવસમાં બે ત્રણ વાર બાળકને ચટાડવું.

---

× જે દવામાં ઘી અને મધનું અનુપાન હોય તેમાં બંને બરાબર લેવાં નહિ; કેમકે ઘી અને મધ સમભાગે ઝેરી અસર કરે છે. એ હંમેશાં યાદ રાખવું જોઇએ. લેખિકા

૧૧–સાકર ચાર તોલા અને ચૂનો બે તોલા દસ તોલા પાણીમાં નાખી ઓગાળી દેવું. થોડી વાર પછી એ ઠરેલા પાણીનાં દસ દસ ટીપાં બાળકને પાવાથી શ્વાસ, કાસ અને ઉલટીમાં ફાયદો થાય છે.

૧૨–લીંડીપીપર બે તોલા અને અતિવિષની કળી અરધો તોલો ખાંડીને ચૂર્ણ બનાવવું. તેમાંથી બે ત્રણ રતી ચૂર્ણ મધમાં ભેળવી ચટાડવું. સવાર, સાંજ અને બપોરે એમ દિવસમાં ત્રણ વાર ચટાડવાથી શરદી, સળેખમ અને ખાંસીમાં ફાયદો થાય છે.

('ચાંદ'માં લેખિકાઃ–શ્રીમતી ચંદ્રપ્રભાદેવી મેહરોત્રા)

તાજાં શાકભાજીને ઓછામાં ઓછા પાણીમાં રાંધવાં જોઇએ.

ખાટા દહીંમાં ચાંદીની વસ્તુઓ અથવા ઘરેણાંને અર્ધો કલાક રાખી મૂકી પછી બહાર કાઢી ધોઇને કપડાથી સાફ કરવાથી નવાંની પેઠે ચળકાટ મારશે.

મોં જોવાનો અરીસો ગંદો થઇ ગયો હોય તો લૂગડાના ટુકડાવડે મેથિલેટેડ સ્પીરીટ લગાવી તેને બરાબર લૂછી નાખવો. આથી આયનો તદ્દન સ્વચ્છ થઈ જશે.

ફાનસમાં ઘાસતેલ ભરતી વખતે તેમાં કપૂરનો ટુકડો નાખવાથી રોશની ખૂબ પ્રકાશવાળી અને સાફ થશે.

બટાટા ઉકાળ્યા પછી જે પાણી રહે તેને મુલાયમ કપડાવડે મેલા ડાઘવાળા રેશમ ઉપર લગાડવાથી કાળો ભાગ સાફ થઇ જશે.

સળેખમ થતાં નાહવાના પાણીમાં થોડું મીઠું નાખીને સ્નાન કરવામાં આવે તો તેથી ઘણો ફાયદો થાય છે. મીઠું નાખેલા પાણીથી સ્નાન કરવાથી થાક પણ દૂર થાય છે.

ઠંડી ઋતુમાં હાથપગ ફાટી જાય ત્યારે ખાંડના પાણીથી હાથ ધોવાથી ઠીક થઈ જાય છે. અળસીનું તેલ લગાવવાથી પણ ફાયદો થાય છે. કોકમનું તેલ લગાવવાથી પણ તે મટે છે.

પાણીમાં બહુ ફરવાથી પગ કોહવાઇ જાય છે. રાત્રે સૂતી વખતે તે જગાએ સરસવનું તેલ લગાવી તે ઉપર વાટેલી હળદર ભભરાવવાથી બે–ચાર દિવસમાં તદ્દન સારૂં થઈ જાય છે.

ઠંડીથી હોઠ ફાટે તો મધ અને ગુલાબજળ ફીણીને ચોપડવાથી ખૂબ ફાયદો થાય છે.

ચા બનાવી ગળી લીધા પછી જે કૂચા પડયા રહે છે તેમાં ગરમ પાણી નાખી વાર્નિસ કરેલી ચીજો એ પાણીવાળા કપડાથી સાફ કરવાથી તે નવાની પેઠે ચળકે છે.

ચા, કૉફી અને ચોકલેટના ડાઘા ટેબલક્લોથ ઉપરથી કાઢવા માટે તેને પ્રથમ ટંકણખારવાળા પાણીથી સારી રીતે ધોઈ નાખો. પછી કપડાથી લૂછી નાખી ડાઘવાળા ભાગને ગરમ પાણીથી ધોવાથી

ડાઘા જતા રહે છે.

ફલાલીન ઉપરના ડાઘા લિંબુનો રસ ઘસવાથી જતા રહે છે. પ્રથમ ડાઘવાળા ભાગ ઉપર લિંબુનો રસ ખૂબ ઘસવો જોઇએ. પછી તેને ઘણી વાર સુધી તડકામાં સૂકવવાથી અને ત્યારપછી ધોઈ નાખવાથી તે નવા જેવું બની જાય છે.

("ચાંદ"ના એક અંકમાં લેખકઃ-ગયાપ્રસાદ શાસ્ત્રી)

**બાળકોની મૃગીઃ**—(૧) પરવાળાના દાણાને ગરમ કરી બન્ને ભવાંની વચ્ચે ચાંપવાથી નાનાં બાળકોની મૃગી મટી જાય છે. (૨) ખાખરાના મૂળને પાણીમાં ઘસીને બે ત્રણ ટીપાં નાકમાં નાખવાથી મૃગીની મૂર્ચ્છા દૂર થાય છે. (૩) કડવી તુંબડીનાં બી જળમાં વાટીને બે-ત્રણ ટીપાં નાકમાં નાખવાથી મૃગીની મૂર્ચ્છા તરત મટી જાય છે.

**દમનો રોગઃ**—(૧) છીપની ભસ્મ આદુના રસમાં ઘુંટી ચણાભારની ગોળીઓ કરવી. એક એક ગોળી સવારસાંજ ખાવાથી હાંફણ વગેરે દૂર થાય છે. (૨) માલકાંકણી બે માસા અને નાની ઇલાયચીના દાણા બે માસા, એ બન્નેને ભેળવીને પાણીદ્વારા ઉતારી જવાથી દમનો રોગ દૂર થાય છે. (૩) કેરડાના લાકડાની ભસ્મ એક માસો પાન સાથે રોજ ખાવાથી દમ મટે છે.

**ખાંસીઃ**—(૧) લીંડીપીપર, કાળાં મરી તથા જેઠીમધ, એ ત્રણે ચીજોને ખાંડી વસ્ત્રગાળ ચૂર્ણ કરી તેમાંથી બે માસા મધની સાથે ચાટવાથી ખાંસી મટે છે. (૨) બે માસા સરસવને વાટીને મધ સાથે ખાવાથી ખાંસી મટી જાય છે.

**આંખ અને મગજની નબળાઈઃ**—ઉમરડાનું દૂધ ૦।। તોલો પતાસામાં ભરીને રોજ પ્રાતઃકાળમાં ખાવાથી આંખ તથા મગજની નબળાઈ દૂર થાય છે.

**પ્રમેહઃ**—વડની કુંપળો તથા ઉમરડાની છાલ, એ બન્નેને વસ્ત્રગાળ કરી તેની બરાબર સાકર મેળવી રોજ ગાયના દૂધ સાથે ખાવાથી પ્રમેહ આદિ અનેક પ્રકારના વીર્યદોષ દૂર થાય છે.

("ચાંદ"ના એક અંકમાં લેખિકાઃ-શ્રીમતી કૃષ્ણકુમારી)

**માથાનાં દર્દઃ**—ચૂનો અને નવસાર સમભાગે લઇ એક શીશીમાં બંધ કરી ખૂબ હલાવવું. પછી તેને નાકવડે જોરથી સુંઘવું. આથી મસ્તક અને દાંતનાં દર્દ મટે છે અને બેભાન અવસ્થામાં સુંઘાડવાથી માણસ જાગૃતિ મેળવે છે.

**કાનનું વહેવુંઃ**—કોડીની ભસ્મ કાનમાં નાખી તેની ઉપર લિંબુનો રસ નીચોવવાથી કાન વહેતો બંધ થાય છે.

**કૉલેરાઃ**—ફુદીનો, વરીઆળી, કાળું જીરૂ, દાડમનાં બી અને

સફેદ ઇલાયચી, એ ચીજોને માટીના વાસણમાં ઉકાળવી. આ ઉકાળાનું પાણી અર્ધે અર્ધે કલાકે દર્દીને તોલો તોલો પાવાથી કૉલેરાની શાંતિ થાય છે અને તરસ પણ લાગતી નથી.

**વાતજ પ્રદર:**—૬ તોલા દહીં, ૧ તોલો કાળુ જીરૂં અને બે તોલા જેઠીમધ, બે તોલા નીલું કમળ અને અર્ધો તોલો મધ મેળવીને બબ્બે કલાક પછી બબ્બે તોલાની માત્રામાં સેવન કરવાથી વાતજ પ્રદરમાં આરામ થાય છે.

**માસિક ધર્મની શુદ્ધિ માટે:**—(૧) કડવી તુંબડી, સાપની કાંચળી, તુરિયાંના વેલા અને સરસવનું તેલ, એ ચારેને મેળવી ગુહ્યેન્દ્રિયમાં ધૂણી આપવાથી રજોદર્શન વખતસર થાય છે.

**પ્રસૂતિની પીડાઃ**—ઘી અથવા ગરમ પાણી સાથે જવક્ષાર આપવાથી પ્રસવ પછીના દર્દની શાંતિ થાય છે.

**બાળકોની આંખોઃ**—એક રતી મોરથુથુ નવટાંક સ્વચ્છ પાણીમાં નાખી શીશીમાં ભરી રાખવું. પછી તેમાંથી દિવસમાં ત્રણ ચાર વાર આંખ સાફ કરી એક એક ટીપું નાખતા રહેવાથી બાળકની આંખોને આરામ થાય છે.

**દાંત આવવાઃ**—ધવઇનાં ફૂલ અને પીપરનું ચૂર્ણ મધમાં મેળવી દાંતનાં અવાળાં ઉપર ઘસવાથી બાળકોને જલદી દાંત આવવા લાગે છે.

---

("ચાંદ"ના એક અંકમાં લેખિકાઃ-શ્રી. વિદ્યાવતી સરીન)

**પડખાંનું શૂળ**—સાબરશિંગું ઘસી ખદખદાવીને તેનો લેપ કરવાથી અથવા તુલસીનાં પાનનો રસ, આદુનો રસ અને પુષ્કરમૂળ ઘસીને ખદખદાવીને લેપ કરવાથી પાર્શ્વવેદના અવશ્ય દૂર થાય છે.

**હિચકી** (હેડકી):-મોરનાં પીછાં બાળી તેની ત્રણ માસા રાખ મધમાં ચાટવાથી હીચકી બંધ થઇ જાય છે.

**લૂ લાગવા ઉપર:**—તુલસીનાં પાનનો રસ સાકરના પાણીમાં મેળવીને પીવાથી ફાયદો થાય છે.

**બાળકોના પેટ ફુલવા ઉપર:**—બાળકોને દસ્ત સાફ ન આવતો હોય યા તો પેટ ફૂલી જતું હોય તો તુલસીનાં પાનનો રસ ખદખદાવીને પાવાથી દસ્ત સાફ આવે છે અને પેટનો ગડગડાટ વગેરે દૂર થાય છે.

**સળેખમની દવા:**—(૧) ગાયનું દૂધ ગરમ કરીને તેમાં સાકર તથા વાટેલાં કાળાં મરી નાખીને સૂતી વખતે પાંચ-છ દિવસ પીવાથી સળેખમ મટી જાય છે. (૨) ગાયના દૂધમાં જાયફળ અને અફીણ ઘસીને નાક અને માથા ઉપર લગાવવાથી સળેખમમાં ફાયદો થાય છે.

**ખુજલી(લૂખસ–ચેળ)ની દવા:**—લીમડાનું જૂનું લાકડું પાણીમાં ઘસીને ચોપડવાથી આરામ થાય છે.

**વાયુનાં દર્દોની દવા:**—ચોપચીની નવટાંક, આસંધ નવટાંક અને સૂંઠ નવટાંક, એ ત્રણેનું ચૂર્ણ બનાવવું. તેમાંથી અર્ધો તોલો રાત્રે સૂતી વખતે દૂધની સાથે લેવાથી સર્વ પ્રકારના વાયુથી થનારાં દર્દ ભલેને તે શરીરના કોઇપણ ભાગમાં હોય, પણ ત્રણ ચાર દિવસમાં નાબુદ થાય છે.

**ચૂનો લાગવો:**—નાનાં બાળકોની ગુદા ઉપર ચૂનો લાગ્યો હોય તો ત્રણ ચાર વાર કેરોસીન (ઘાસતેલ) લગાવવાથી આરામ થશે.

**ધાતુવિકાર ઉપર:**—અકલકરો ૧ તોલો, કેસર ૧ તોલો, તકમરિયાં ૩ તોલા, વિદારીકંદ ૩ તોલા, એ બધાનું ચૂર્ણ બનાવવું. બે માસા ચૂર્ણ સૂતી વખતે દૂધ અથવા પાણી સાથે સેવન કરવાથી ધાતુવિકાર ૪૦ દિવસમાં સંપૂર્ણ મટી જાય છે. સ્વપ્નદોષ તો કદી થતોજ નથી. સ્તંભનશક્તિ વધી જાય છે., આમાં કોઈ પદાર્થ કેફી નથી.

**પ્રાત:કાળનું ઉષ:પાન:**—ચાર વાગે ઉઠીને દશ તોલા પાણી ×નાકથી પીવાથી બુદ્ધિ વધે છે અને મગજ સંબંધી કોઇ રોગ થતો નથી.

---

("સ્ત્રીધર્મ શિક્ષક"ના એક અંકમાંથી)

**પિશાબ બંધ થયો હોય તો:**—કોઇપણ કારણે પિશાબ બંધ થઇ ગયો હોય તો કેસુડાનાં ફૂલ અને સોડા બન્નેને પાણીમાં બાફી પેઢા ઉપર મૂકવું અથવા બાંધવું. આથી તરતજ પિશાબ ઉતરે છે.

**કમ્મરના દુખાવા ઉપર:**—કમ્મરમાં પીડા થતી હોય તો ગુગળ એક તોલો અને કાળાં મરી અર્ધો તોલો, એ બન્નેને પાણીમાં લસોટીને લગાવવાથી દુખાવો મટી જાય છે.

**માકણ માટે:**—ખાટલામાંથી માકણ નસાડી મૂકવા માટે ખાટલાના વચલા ભાગમાં કપૂરની પોટલી લટકાવવાથી માકણ નાસી જશે.

**કરોળિયા મટાડવા માટે:**—જાયફળ પાણીમાં ઘસીને ચોપડતા રહેવાથી ફાયદો થાય છે.

**દાંતના કીડાની પીડામાં:**—દાંતમાં કીડા પડવાથી પીડા થતી હોય તો રૂમાં કપૂર મૂકીને દાંતમાં દબાવવાથી પીડા મટી જશે. કપૂર સારી જાતનું અસલી હોવું જોઇએ.

**માથાનો દુ:ખાવો:**—વાવડિંગ અને કાળા તલ સમભાગે લઇ પાણીમાં વાટીને લેપ કરવાથી આરામ થાય છે.

---

× નાકથી પીવાનું ન બની શકે તે રાત્રે ત્રાંબાના પાત્રમાં ભરેલું શુદ્ધ જળ સવારમાં એક પવાલું પીવાય તો તેથી પણ મળશુદ્ધિ થાય છે અને મગજ શાંત રહે છે.

**આંખો દુ:ખવી:**—ત્રિફળાં (હરડાં, બહેડાં, આમળાં) અને ખસખસનાં ડોડવાંને રાત્રે પાણીમાં ભીંજવી સવારે તે પાણીથી આંખો ધોવાથી પીડા મટી જાય છે.

**અજીર્ણ:**—ચિત્રક, સિંધવ અને મરી, એ ત્રણે સમભાગે લઈ ચૂર્ણ બનાવવું. તેમાંથી અર્ધો તોલો ચૂર્ણ દહીં સાથે ખાવાથી અજીર્ણ મટી જાય છે.

**આમ પડવા:**—નાની હરડે અને વરીઆળી એક એક તોલો શેકીને સવારસાંજ સાકર સાથે લેવાથી આરામ થાય છે.

**આંકડી મૂતરે તો:**—હળદર, દારૂહળદર, મજીઠ પતંગ અને નાગકેસર, ઠંડા પાણીમાં લસોટીને લેપ કરવાથી તરત આરામ થાય છે.

---

("ભાગ્યોદય"માં લેખક:—શ્રી. મગનલાલ શંકરભાઇ પટેલ)

**બાબલાઇનો ઉપાય:**–

"ગોળ, ગુગળ ને વાટી રાઇ, એને શું કરે બાબલાઇ."

**તાવનો ઉપાય:**—જ્યારે તાવ આવવાનો વખત થાય તે વખતે લીમડાની લીલી સળીઓની છેલ્લી ગાંઠો નંગ ૨૧, કાળાં મરી ૨૧ અને એ બન્નેના વજન જેટલો અજમો લઇ પાણીમાં વાટી ગરમ કરી ચાટણ જેવું થયેથી ચાટવું. આ ઉપાય અજમાવેલો છે.

**રેચ બંધ કરવાનો ઉપાય:**—કાથો વાટીને પાણીમાં આપવો. એથી રેચ એકદમ બંધ થઈ જશે.

**શીળસ અને વાળાનો ઉપાય:**—શીળસ દેખા દે તેજ વખતે દરદીને ૦। શેર ઘીમાં તોલા ૪ મરી નાખી પાઈ દઇ ખૂબ ઓઢાડી સૂવાડી રાખવો. એથી વખતે ઉલટી થઈ દવા નીકળી જશે તો તેની અડચણ નહિ; પણ તેને આખે શરીરે પરસેવો વળશે એટલે તમામ વાળા બળી જઇ આખી ઉંમરમાં તેને ફરીથી એ દરદ થશે નહિ. વાળો નીકળ્યા પછી પણ આ ઉપાય સર્વોત્તમ છે.

**હરસનો ઉપાય:**—સારા મૂળા મંગાવી તેની ચીરીઓ કરી તેને રેવંચીનો રસ ચોપડી રાત્રે છાપરા ઉપર માટીના ઠામમાં મૂકી સવારે દાતણ કરી એ મૂળાની ચીરીઓ ખાવાથી હરસ તદ્દન મટી જશે. આ દવા પણ અજમાવેલ છે, ને અનુભવસિદ્ધ છે.

**કરોળિયાની જાળ પેટમાં જાય તેનો ઉપાય:**—ચૂનો થોડી વાર સુધી પલાળી રાખી તેના ઉપરથી પાણીની આછ ઉતારી લઇને તેમાંથી તોલા ૫ સુમારે દરરોજ પાવાથી આ દરદ મટે છે. આ ઉપાય અજમાવેલો છે.

**આંબલીનો ચમત્કાર:**—આયુર્વેદ મહોપાધ્યાય શાસ્ત્રી શંકર દાજી પદેના નામથી કોઇ અજાણ નથી. તેઓએ આર્યભિષક્ અથવા હિંદુસ્થાનનો વૈદ્યરાજ નામનું પુસ્તક બહાર પાડી હિંદ

ઉપર મહાન ઉપકાર કર્યો છે. તેઓ લખે છે કે "સંવત ૧૯૬૦ ની સાલમાં મને પિત્ત અને કફના મહાન ઉપદ્રવથી થયેલ સંગ્રહણી જેવા ઝાડાના સાડાપાંચ માસના દરદમાં મરણપથારીથી ઉઠાડનાર આજ મહૌષધ છે. મેં દવાતરીકે નહિ પણ અજ્ઞાનતામાં (બેફીકરાઇથી) માત્ર પંદર દિવસમાં દશ શેર આંબલીના કાતરા ચાવી ખાધા હતા. આથી ઝાડામાં દુર્ગંધ નીકળી મને આરામ થયો. જે લોકો મારા આ ખુચકને વખોડતા અને પ્રતિબંધ કરતા, મશ્કરી કરતા, તેઓજ આ ચમત્કાર જોઇ દિંગ્મૂઢ થયા હતા અને મને નવું જીવન મળ્યું હતું."

**દાદરનો ઉપાય:**—આંબાનો તાજો ગુંદ દાદર ઉપર ચોપડવાથી તુરત આરામ થાય છે. આ ઉપાય અમે જૈન ગ્રંથમાંથી અનુભવસિદ્ધ લીધો છે.

**વિંછી ઉતારવાનો ઉપાય:**—પિત્તપાપડાને આકડાના દૂધમાં પલાળી છાંયે સૂકવવો. આમ ૨૧ વખત કરી તેને શુદ્ધ કરી વાટી ગોળી કરી રાખવી. તે પાણીમાં ઘસી વિંછીના ડંખ ઉપર ચોપડવાથી વિંછીનું ઝેર તુરત ઉતરી જાય છે.

---

("ભાગ્યોદય"માં લેખક:-વૈદ્ય મોહનલાલ જેઠાલાલ ઠાકોર)

**(૧) માથાના દુખાવા માટે ચમત્કારિક બામ:**—વેસેલાઇન શેર ૦ાા, ચોખ્ખું મીણ તોલા ૫, પીપરમીટનાં ફૂલ તોલો ૦ાા, કપૂર તોલો ૦ાા, તજનો અર્ક તોલો ૦ાા, લવિંગનો અર્ક તોલો ૦ાા, બધી ચીજો એકઠી કરી એ મિશ્રણ કાચની પેચવાળી બાટલીમાં ભરી રાખવું. જ્યારે જોઇએ ત્યારે ખોલી કામસર વાપરી પાછું બંધ કરી દેવું. આ દવા માથાના દુખાવા માટે અકસીર કામ કરે છે.

**(૨) હેડકીનો ઉપાય:**—સુંઠ બેપૈસાભાર ખાંડી વસ્ત્રગાળ કરી કુંવારપાઠાના રસમાં ઘુંટવું, તેની વટાણા પ્રમાણે ગોળીઓ કરવી. તે ખાવાથી હેડકી મટી જાય છે.

**(૩) શીતજ્વરની ગોળી:**—કાળાં મરી અને લીમડાની લિંબોળીની મીજ સરખે ભાગે લઇ જંગલી કારેલીના રસમાં ખરલ કરી તુવેરના દાણા જેવડી ગોળી વાળવી. સવારસાંજ એકેક ગોળી પાણી સાથે ખાવી, તેથી મટી જશે. આમાં તેલ, મરચું, ખટાશ, દૂધ અને દહીં ખાવું નહિ.

**(૪) ઉંદરના વિષ માટે:**—બેઆનીભાર એળિયો તેમાં અઘોળ પાણી લઈ રાત્રે પલાળી રાખવો. સવારમાં ઉપરનું નીતર્યું પાણી લઇ ઝેરી ટોપરૂં ને હીંગોરાની ગોટલી એક એક આનીભાર ઘસવું ને તે ઘસારૂં એળિયાના પાણીનું પી જવું. આ પ્રયોગથી ચૌદ દિવસમાં ગમે તેવું ઉંદરનું વિષ મટે છે.

**(૫) દમ ને ઉધરસ માટે, તેમજ કફ ખૂબ છોડવા માટે:—** ધાપાણુની ભસ્મ તોલા ૪ અને શુદ્ધ મનશીલ તોલો ૧, આ બંનેને એક પહોર સુધી ખરલ કરવાં; તેથી બદામી રંગની અભ્રકભસ્મ જેવી માત્રા થાય છે. તે ૧ વાલપુર મધ સાથે લેવી, તેથી ઘણો ફાયદો કરે છે.

**સૂચના:—**મનશીલ શુદ્ધ કરવા માટે તેને આદાના રસમાં ઘુંટી સૂકવી ઉપયોગ કરવો.

---

( "ભાગ્યોદય"માં લખનાર:-વૈદ્યરાજ ધીરજરામ દલપતરામ )

**ઉધરસ-દમ ઉપર ચૂર્ણ:—**સૂંઠ, મરી, પીપર, હરડાં, આમળાં, વાવડીંગ, રાસ્ના, દેવદાર, બળબીજ, એ સમાનભાગે લઇ ચૂર્ણ કરી મધ સાથે ખાવું; તેથી ઘણોજ સારો ફાયદો થાય છે.

**તાવ સાથે ઝાડો હોય તો:—**સૂંઠ, રાળ, ધાવડીનાં ફૂલ બીલી એ સમાનભાગે પાણી સાથે ફાકવાથી અતિસારવાળો તાવ મટે છે.

**હરસ ઉપર:—**વાવડીંગ ને જેઠીમધનું ચૂર્ણ દરરોજ સવાર-સાંજ સાકર સાથે એક માસ સેવવાથી મટે છે.

**ચોથિયા તાવ ઉપર:—**જૂના ઘીમાં હીંગ મેળવી નાકે સુંઘવી તથા હરડાં, બેહેડાં ને આમળાંનું ચૂર્ણ દૂધ સાથે પીવું. તેથી એનો નાશ થાય છે.

**મુખશોષનો ઉપાય:—**એળચીની આંબલીના રસમાં ગોળી કરવી. એ ગોળી મોઢામાં રાખવાથી મુખશોષનો નાશ થાય છે.

**આદાશીશીનો ઉપાય:—**(૧). પીપર, મરી અને લોધર, એ સમાન ભાગે બારીક વાટી ત્રણ દિવસ નસ્ય આપવાથી મટે છે. (૨) લીમડાનાં પાનનો રસ તેમાં સૂંઠ ને ગોળ વાટી એકંદર કરી નાકમાં ટીપાં મૂકવાં. (૩) લેપ—નેપાળાનો મગજ ભવાં ઉપર લગાવવો. (૪) લેપ—રતનજોતનાં બીને લિંબુના રસમાં વાટી ભવાં ઉપર લેપ કરવો.

**કમળાનો ઉપાય:—**(૧)કડુ, કરિયાતુ, ધાણા, હરડાં, બેહેડાં, આમળાં અને સુંઠ, એને સમાનભાગે લઈ ક્વાથ ઠંડો કરી મધમાં મેળવી પીવાથી જીર્ણ જ્વર તથા કમળો મટાડે છે.

(૨) કળીચૂનો ધોઈ ચોખ્ખો કરી સૂકવી તેનું ચૂર્ણ માખણ સાથે ચાટવાથી સાત દિવસમાં ફાયદો થાય છે.

(૩) કપાસના છોડના મૂળને વાટીને મધ ને ચોખાના ધોણ સાથે પાવાથી પાંડુરોગ ને કમળો પણ થોડા દિવસે મટે છે.

(૪) હળદર, ત્રિફળાં, દૂર્વા, લોહભસ્મ ને ત્રિકટુ, એ સમાન-ભાગે ચૂર્ણ કરી, મધ ને ઘી નાખી અવલેહ કરી ચાટવાથી કમળો શાંત થાય છે.

**દાંત સાફ કરવાનું સસ્તુ દંતમંજન:**—ચાક ૨ ભાગ, ફટકડી ૧ ભાગ, સિંધવ ૧ ભાગ, અગર (મીઠું) ને દાડમની છાલનું ચૂર્ણ ૧ ભાગ મિલાવી દાંતે હંમેશાં ઘસવાથી દંતરોગ થતા અટકાવે છે.

**ખરજવાનો ઉપાય:**—રાઇને ડીબામાં નાખી કાળી રાખ થાય ત્યાંસુધી બાળવી. પછી નીચે ઉતારી વાટી નાખી અંદર સરસિયું તેલ અગર તલના તેલમાં મલમ જેવું થાય ત્યાંસુધી એક વાસણમાં ઘુંટવું. તે દવા ખરજવા ઉપર લગાડવાથી તથા ખસના ફોલ્લા ઉપર લગાડવાથી જલદી રૂઝ આવે છે. આ મલમથી ચાર વરસ સુધીનું જૂનું ખરજવું મટી ગયું છે.

**બરોળ:**—અગ્નિમંદ થવાથી ભૂખ છવાઇ ગઈ હોય તો તથા પેટની બરોળ ફૂલી હોય તો, બંગડીખાર લાવી તેના ચણા જેવડા કટકા કરવા. પછી તે કટકાને એક ઓરસિયા પર કોરણેથી ચારે બાજુએ ઘસીને તેની ગોળ ટીકડી નંગ ૭ બનાવવી. દરરોજ સવારે એકેક ટીકડી પાણી સાથે ગળાવવાથી બરોળ બરાબર થઇ દુ:ખાવો મટે છે અને ભૂખ સારી લાગે છે.

**વાયુનો ગોળો** ચઢતો હોય અથવા પેટમાં કાંઇ દર્દ હોય તો બીડી અગર ચલમમાં શિવલિંગી પીવી.

**દાઢમાં** દર્દ થાય તો આકડાનાં પાકાં પાતરાંનો રસ, જો જમણી બાજુએ દુ:ખે તો ડાબી બાજુના કાનમાં અને ડાબી બાજુએ દુ:ખે તો જમણી બાજુના કાનમાં નાખવાથી તે તરત મટી જાય છે.

**પિત્તવાયુ માટે:**—સંચળ ૪ ભાગ, સુંઠ, પીપર, મરી, હીંગ શેકેલી, સોડાખાર, એકેક ભાગ. આ દવા ચોમાસામાં હવાઇને પાણી થઇ જાય છે, માટે કાચના બૂચવાળી શીશીમાં ભરવી. એનાથી વાયુસ્રાવ સારો થઈ ભૂખ લાગે છે અને પિત્ત દબાય છે.

**ઉઠી ગયેલી ઊંઘ** પાછી નિયમિત લાવવા માટે ભાંગ લાવી તેને સાફ કરી ધોઈ શેકીને રાત્રે સુતી વખતે પ્રકૃતિ પ્રમાણે ઘી અથવા મધમાં બે ચાર દિવસ ચાટવાથી બહુ સારૂં કામ કરે છે.

**કોઈપણ જાતના ઝાડા માટે:**—સંચળ તો. ૧, અફીણ તો. ૧, ઉંચી હીંગ તો. ૧ (શેકીને), લસણ છોલેલું તો. ૧, સુંઠનો વસ્ત્રગાળ કરેલો ભૂકો તો. ૧, સર્વ ચીજ બારીક કરી કાગદી લિંબુના રસમાં ઘુંટી, વાલ વાલની ગોળી કરી, સવારસાંજ એકેક ગોળી ગાયના દૂધના દહીંમાં અથવા છાશમાં કે પાણી સાથે ગળાવવી. વયનું પ્રમાણ જોઇને અર્ધી કે આખી ગોળી વિચાર કરીને આપવી.

જેને ટાઢિયો રોજીયો તાવ આવતો હોય તેને, તેના હાથની ટચલી આંગળીની જોડેની આંગળી કે જેને અનામિકા કહે છે, તેના પર વછનાગ ઘસી તેનાપર ચંદનનો જાડો લેપ કરી, તેના પર ભીનો

પાટો બાંધી રાખવાથી તાવ આવતો અટકે છે. બિલકુલ તાવ અટકે ત્યાં સુધી આંગળીપર આ પાટો બાંધી રાખવો. તાવ આવવાના સમય પહેલાં એક કલાક અગાઉથી આ પાટો બાંધવો. તાવ ચઢયા પછી પણ બંધાય છે. આ ઇલાજ બહુ ચોક્કસ છે.

**ખસ-ખુજલી (ખાજી):**—તાંદળજાની ભાજીમાં થોડોક સુરોખાર મેળવી, વાટી ચોપડવાથી ખસ, ખુજલી, ખાજી મટે છે.

**કષ્ટવગર પ્રસવ:**—ફુલાવેલ ટંકણખાર ભાગ ૧ અને તજ ભાગ ૦॥ એ બંનેનાં ૨ થી ૪ વાલનાં પડીકાં ઠંડા પાણી સાથે ફકાડવાથી ૧ થી ૪ પડીકાં ખાતાં ખાતાં વેણ વધી, પેટનો દુખાવો મટી સુખરૂપ પ્રસવ થાય છે. કસ્તૂરી કરતાં પણ સારો ગુણ કરે છે અને આબાદ છે.

**સખ્ત બંધકોષનાશક:**—ઍળીઓ, કાચકાની શેકેલી મીંજ, સંચળ અને રેવંચીનો શીરો, એ સર્વ વસ્તુ સમભાગે લેવી. જૂદીજૂદી ખાંડવી. પછી એકત્ર કરી ખલમાં નાખી ઘુંટી ઘુંટીને એકરસ કરી મગ જેવડી ગોળીઓ વાળી છાંયડે સૂકવવી. રાત્રે સૂતી વખતે ૩-૪ ગોળી ૭ દિવસ લગી પાણી સાથે લેવાથી બંધકોષ મટે છે.

**શ્વેત પ્રદર માટે:**—કૌવચનાં બીજ રાત્રે બકરીના દૂધમાં પલાળી તેની મીંજ કાઢવી. સૂકાયા બાદ ખાંડયા પછી તેના બરાબર દૂધીના વેલાનું પંચાંગ તથા સાકર સમભાગે લઇ દૂધ સાથે ફકાડવું. દરેકનું પ્રમાણ ૭ ૭ માસા રાખવું. (દૂધીના વેલા માળવામાં ઘણા થાય છે.)

**શ્વેત-પિત્ત પ્રદર** હોય તો આમળાનાં બીજ અને સાકર સમભાગે વાટી પીવાં.

**ધનુરવા, આંકડી, હિસ્ટીરિયા, હેડકી તથા વાયુનાં દરદો માટે:**—મરેઠીના ડોડવા, તુળસીનાં પાતરાં, લીંડીપીપર, કલંભો, જાવંત્રી, ખોડી અજમોદ, મોરપીછાંના ચાંદલાની રાખ, પીપળાની વડવાઈ, કેશર અને અફીણ, સમભાગે લઇ દરેક અલગ અલગ ખાંડવું અને તેનું ચૂર્ણ બનાવવું.

માત્રા—૧ થી ૨ વાલ, મધમાં દિવસમાં ૧ થી ૩ વાર ચટાડવું.

# ૧૪—आरोग्यादि विषे प्रासंगिक नोंधो

### લીલનો ઉપાય-ગ્યાસતેલ

થોડા દિવસ ઉપર ઓલપાડ તાલુકાના કુંભારી ગામે ગાયને બચ્ચું આડું આવેલું તેની સારવાર માટે ગયો હતો. બચ્ચું ખેંચી કાઢયા પછી ગામના તળાવે નાહવા ગયો ત્યારે આખું તળાવ

લીલથી છવાઇ લીલા રંગનું થઇ ગયેલું; છતાં માણસ અને ઢોરને એ પાણીનો ઉપયોગ કરતાં જોયાં. આખા તળાવમાં એક ડબ્બો કેરોસીન તેલ રેડી ચાર દિવસ તળાવમાં ઢોરને પાણી પાવાનું બંધ કરવાનું મેં ગામના લોકોને સૂચવ્યું. ચાર દિવસ પછી સૌની અજાયબી વચ્ચે આખા તળાવની લીલ કોહી જઇ પાણીને તળિયે બેસી ગઈ ને પાણી નીતરા કાચ જેવું થઈ ગયું.

આવીજ રીતે જાજરૂમાં તથા ગંધાતા ખાબોચિયામાંથી મચ્છરનો ત્રાસ ઓછો કરવો હોય તો કેરોસીનનો પ્રયોગ કરવા જેવો છે.

અહિંસાવાદીઓએ આ પ્રયોગ પોતાની જવાબદારીથી કરવો, કારણ લીલમાં અનેક સૂક્ષ્મ જંતુઓ હોય છે ને કેરોસીનનું પડ પાણીની સપાટી ઉપર ફરી વળવાથી તેનો નાશ થાય છે, એ વાત નિર્વિવાદ છે!

( "વૈદ્યકલ્પતરુ"ના એક અંકમાં લખનારઃ–ડૉ૦ મોતીરામ હરિશંકર ભટ્ટ, વેટેરીનરી સરજન–ઓલપાડ)

---

## પતનો રોગ ચેપી નથી.

ડૉ. ઇસાબ સંત્રા બીહાર અને ઓરીસાની સરકારના લેપ્રસી રીસર્ચ ડીપાર્ટમેન્ટ(પતના રોગની શોધખોળ કરનાર ખાતા)માં કામ કરે છે. તેમની સેવાઓ બ્રિટિશ એમ્પાયર લેપ્રસી રીલીફ એસોસીએશનની હિંદી પ્રધાનની ઑફીસ (ઇન્ડીયા કાઉન્સીલ)ને હસ્તક મૂકવામાં આવી છે. તેઓ મદ્રાસના ઉત્તર આર્કોટ જીલ્લાની તપાસ કરીને તા. ૩૧ મી ઓગસ્ટે મદ્રાસ ગયા છે. વર્તમાનપત્રના પ્રતિનિધિએ પૂછેલા સવાલોના જવાબમાં ડૉ. સંત્રાએ જણાવ્યું હતું કે, એસોસીએશનનું મુખ્ય મથક ઇંગ્લાંડમાં અને ઇંડિયા કાઉન્સીલ તેની શાખા છે. એસોસીએશનનો હેતુ શહેનશાહતમાંથી પતનો રોગ નાબુદ કરવાનો છે અને તે હેતુથી ઇંડિયા કાઉન્સિલ પાસેથી કામ લેવામાં આવે છે, એટલે તે હિંદમાં તપાસ કરાવે છે. આખી દુનિયામાં પતિયાંની સંખ્યા હિંદમાં સૌથી વધારે છે. આ દરદ પહેલા ત્રણ તબક્કામાં હોય ત્યાંસુધી સુધારી શકાય છે અને પતિયાંને અલગ રાખવાની ખાસ જરૂર નથી. પતની સારવાર બહુ સાદી છે અને કોઈ પણ કવોલીફાઇડ દાકતર એક પખવાડીઆમાં શીખી શકે છે. જે દવા વપરાય છે તે તો હિંદમાં ૩૦૦૦ વર્ષથી જાણીતી છે. તેનું નામ હાઇડનોકાર્પસ છે, જે મલબારમાં બહુ ઉગે છે. મદ્રાસ ઇલાકામાં પતિયાંની સંખ્યા વધુ છે. મારૂં કામ સઘળે ફરીને સરકારને પતિયાંવાળા ખાસ પ્રદેશો બતાવવા સંબંધી છે અને તેમ કરીને તેવાં સ્થાનોમાં સારવારનાં મથકો ઉઘાડવા સરકારને સમજણ પાડવી પડે છે. પતનો રોગ ચેપી નથી, પણ પતિયાં સાથે લાંબો વખત રહેવાથી અને તેમના સમાગમમાં આવવાથી આ દરદ થાય છે. આ દર્દ વંશપરં-

પરા ઉતરતું નથી. પતિયાંને એસાયલમમાં રાખવાથી માથા દીઠ માસિક ખર્ચ રૂા. ૧૫ આવે છે, પણ દવાખાનું હોય તો ત્યાં ૧૫ રૂપિયામાં ૧૫ દર્દીઓની સારવાર થઇ શકે છે. પતિયાંને અલગ રાખવા કરતાં તેમની સારવાર માટે દવાખાનાંઓ નીકળવાં જોઇએ, અને ચાલુ દવાખાનાંઓથી આ કામ નભી શકે તેમ છે. મુખ્ય વાત જાહેરાતની છે, અને સારવાર બહુ ખર્ચાળ નથી એવી લોકોને ખાત્રી કરી આપવી જોઇએ.

### સંધિવા

આ એક દુઃખદાયક અને કંટાળો આપનાર દર્દ છે. ગરીબો-ને થાય છે તો કમાઈ શકાતું નથી, મહેનત–મજુરી થઈ શકતી નથી. આ તો સુધરેલા જમાનાનું દર્દ છે, એટલે ગંદકીનું દર્દ છે. તડકાનાં કિરણો સહન કરી શકે તેમને આ દર્દ થતું નથી. સારો ખોરાક, સારી ટેવ અને રીતભાત અને સૂર્યનો પુષ્કળ પ્રકાશ હોય ત્યાં સંધિવા થતોજ નથી. ડેનમાર્કના ખોરાકના નિષ્ણાત ડૉ. હિંદ હેડ જણાવે છે કે, બટાકાનો ખોરાક સંધિવા થતો અટ-કાવે છે. શિયાળામાં આ દર્દ વધે છે અને ઉનાળામાં ઓછું થાય છે તેજ પૂરવાર કરે છે કે, સૂર્યનાં કિરણો અને પ્રકાશ અસરકારક છે. વાઇટામીન સંધિવાનો કટ્ટો દુશ્મન છે. હાથે દળેલા ઘઉંના થુલાવાળા લોટમાં અને ઈંડાંમાં આ તત્ત્વ રહેલું છે.

### વીર્યસ્રાવ અને વીર્યપાત

ઉંઘમાં તથા બીજી રીતે થતા વીર્યસ્રાવો અને વીર્યપાતોના સંબંધમાં ઘણું ઘણું લખાયું અને વંચાયું, પણ આ ફરિયાદ દિવસો-દિવસ વધતી જાય છે. મુખ્ય કારણ કબજીઆત એટલે ઝાડાનો બંધકોષ છે, જે વીર્યનલિકા ઉપર દબાણ કરે છે એટલે જનનેન્દ્રિય ઉશ્કેરાય છે અને વીર્યપાત થાય છે. બીજું કારણ સાત્ત્વિક ખોરાક-નો અભાવ છે. ખાનપાનની બાબતમાં યુવકસમાજ બેદરકાર બનતો જાય છે અને શું ખાવું અને શું ન ખાવું તે જાણ્યા વિચાર્યા વગર જે આવ્યું તે ખાઇને મગજ તથા જ્ઞાનતંતુઓને ઉશ્કેરી મૂકે છે. આ પ્રમાણે ખોરાક અને બંધકોષ એ બન્ને વીર્યપાતનાં મુખ્ય કારણો છે. માટે ઝાડો સાફ રાખી મળાશય હલકું રાખવું અને ખોરાક સાત્ત્વિક ખાવો. ગરમ મશાલા અને તેજાના, ચા, કૉફી, કોકો, બજારૂ પીણાં, બીડીતંબાકુ, આચર-કુચરનો નાસ્તો વગેરે બંધ કરી ખોરાક ખૂબ ચાવીને રસ જેવો બનાવી મોઢામાંથી ગળે ઉતારવો. રાત્રે ઓછો અને હલકો ખોરાક લેવો. આઠપંદર દિવસે એક અપવાસ કરવો અગર હલકો જુલાબ લેવો. હમેશાં કસરત કરવી. ઉજાગરા કરવા નહિ.

("વૈદ્યકલ્પતરુ"માંથી)

# ૯૫–अमेरिकामां छोकरा छोकरीओनी सेळभेळनां परिणाम

મીસ મેયોએ "મધર ઇંડિયા" અને " દેવતાઓના ગુલામ" નામનાં પુસ્તકો હિંદુસ્થાનની અને હિંદના રહેવાસીઓની હીનસ્પતિ અને માનહાનિ કરવા માટે પ્રસિદ્ધ કર્યાં તેનો જડબાંતોડ જવાબ આપનારાં પુસ્તકો હિંદમાં પણ પ્રગટ થયાં છે, જેમાં હિંદી સંસ્કૃતિ અને હિંદુ ધર્મની સર્વોપરિતા પ્રતિપાદન કરવામાં આવી છે. મી. કનૈયાલાલ ગૌવને "દેવતાઓના ગુલામ"ના જવાબમાં "અંકલ શૅમ" લખ્યું છે. તેમાં અમેરિકા પૈસાનું ગુલામ હોવાનું જણાવ્યું છે અને પૈસાની ગુલામીને લઇને સૌંદર્યનાં લીલામ, સુંદર સ્ત્રીઓની ખરીદી, અત્યાચાર, નશાખોરી, હરામખોરી અને વ્યભિચારનું બજાર તેજ જણાવ્યાં છે. કોર્ટના જજ લીંડસેને જણાવ્યું છે કે, સેંકડે ૪૫ છોકરીઓ અમેરિકામાં સ્કૂલ છોડતાં પહેલાં વ્યભિચારી થઇ જાય છે. અમેરિકન યુવતીઓના સંબંધમાં ડૉ. બર્નાર્ડ મેકફેડન જણાવે છે કે, કાચી ઉંમરની છોકરીઓ વ્યભિચાર કરે છે. " કોરોલીના મેગેઝીન " નામના પત્રે જાહેર કર્યું છે કે, ત્યાંનો દરેક માણસ ઓછામાં ઓછી ૬ છોકરીઓ સાથે વ્યભિચાર કરે છે અને સેંકડે ૮૭ છોકરીઓ ભ્રષ્ટ થાય છે અને ૧૦૦ માં ૬૦ તો એવી હોય છે કે પહેલી મુલાકાતેજ બગડે છે. કેટલીક છોકરીઓ અનેક છોકરાઓ સાથે વ્યભિચાર કરે છે, જેથી કુમારાવસ્થામાં ગર્ભવંતી થાય છે અને ગર્ભ પાડવામાં આવે છે. અમેરિકામાં દર વર્ષે આ પ્રમાણે ૨।। લાખ ગર્ભપાત થાય છે.

અમેરિકામાં મોટરસાઇકિલ ઉપર બેસવા માટે એક છોકરાની પંદર વર્ષની ઉમંર થતાં સુધી રાહ જોવી પડે છે, દારૂ પીવા માટે અઢાર વર્ષની ઉંમર થતાં સુધી થોભવું પડે છે; પરંતુ છોકરીઓ સાથે જુવાનીના ચાળાચસ્કા કરવા માટે કોઇ પણ ઉંમર ચાલી શકે છે! અમેરિકામાં કેટલાક ભાગોમાં ૯૧ ટકા છોકરીઓ ૧૩ મે વર્ષે; ૮૧ ટકા છોકરીઓ ૧૧ થી ૧૩ મા વર્ષની અંદર અને ૧૯ ટકા છોકરીઓ ૧૧ મા વર્ષની અંદર જુવાનીમાં આવે છે અને તેનાં વિલક્ષણ પરિણામો નીપજે છે! જસ્ટીસ લીંડસે પોતાના "આધુનિક જુવાનોનો બળવો" એ નામના ગ્રંથમાં આ વાતની સાક્ષી પૂરે છે; છતાં મીસ મેયો અમેરિકાની ગટરો ધોવાનું છોડીને હિંદની ગટરો ઉલેચે છે!! ("વૈદ્ય કલ્પતરુ"ના એક અંકમાંથી)

# ૧૬–માખી અને તેનાથી થતી હાનિ

આ જંતુ મનુષ્યનું સર્વથી મોટું અને ભયંકર શત્રુ કહી શકાય–ખાસ કરીને કૉલેરા વગેરે રોગો આ જંતુથી ફેલાય છે. માખી સ્વભાવથીજ મળમૂત્ર પર જીવન વ્યતીત કરનારી હોય છે–મળની અંદરજ ઉત્પન્ન થાય છે, ને વિકાસ પામે છે. એક માખી એકજ વખતમાં અસંખ્ય ઈંડાંઓ મળની અંદર મૂકે છે; જે આશ્ચર્યજનક શીઘ્રતાની સાથે થોડાજ સમયમાં કેટલાંયે રૂપ બદલીને પોતાની અસાધારણ માખીની સ્થિતિમાં આવી જાય છે. આ માખી ફક્ત મળમાંજ નહિ, પરંતુ બીજી ગંદી જગ્યાઓમાં–જેવી કે તબેલા વગેરેમાં પોતાનો પાયો ચણે છે. ઘોડાઓની લીંદ મળી જાય ત્યાં માખીઓની ખાણ બની જાય છે.

કમનસીબે તેમની આવ–જાવ આટલે સુધીજ પરિમિત નથી. આપણા ભોજનસંબંધી પદાર્થોથી પણ તેને તેટલોજ પ્રેમ છે જેટલો કે ગંદકીથી. પરિણામ એ થાય છે કે, કૉલેરાના રોગીના મળ, ઉલટી અથવા ક્ષયીના થુંક પર બેઠેલી માખી ત્યાંથી ઉડીને કીટાણું મિશ્રિત ગંદકી સાથે આપણા ભોજનનો રસ–સ્વાદ લે છે અને વળી થોડાક કીટાણુ આપણી અસાવધાનીને લીધે મૂકતી જાય છે. આ કિટાણુ ઘણા ઝેરીલા હોય છે, ને તેથી જેઓ આ ઝેરમિશ્રિત ભોજન ખાય છે તેઓ ઘાતક રોગોના શિકાર બની બેસે છે. થોડાજ વખત પર એક વિદ્વાન ડૉકટરે સૂક્ષ્મ યંત્રદ્વારા સાબીત કરી આપ્યું હતું કે, મેસીડોનિયા ફોજમાં સંગ્રહણીનો રોગ ફેલાવાનું મુખ્ય કારણ માખીઓજ હતી, કે જે માખીઓના પગો અને પાંખોમાં સંગ્રહણીના અસંખ્ય જંતુઓ મળી આવ્યાં.

દરેક ગૃહિણીનું એ કર્તવ્ય હોવું જોઇએ કે, આ ધિક્કારવા યોગ્ય જંતુઓને પોતાના ગૃહમાં શરણ ન આપે. ઉપર લખી આવ્યા છીએ તેમ જો ગંદકી એકઠી ન થાય તો માખાની ઉત્પત્તિ પણ ન થાય. જ્યાંસુધી બની શકે ત્યાંસુધી ગૃહનું મળમૂત્ર સૂર્ય ઉગ્યા પહેલાં સાફ કરાવી દેવું જોઇએ. ગામોમાં લોકો ગૃહની પાસેજ કચરો, છાણ વગેરેનો ઢગલો કરે છે, જ્યાં માખીઓની મોટી ફૅક્ટરી બની જાય છે. તેમજ વળી થોડુંક પાણી પડવા પર ખરાબ દુર્ગંધવાળી વાયુ નીકળીને ઘરવાળાઓની સ્વાસ્થ્યશક્તિને નિર્બળ કરીને નાના પ્રકારના રોગોને માટે ભૂમિ તૈયાર કરે છે.

રસોડામાં બધાં ભોજન ઢાંકીને રાખવાં જોઇએ, કે જેથી માખીઓ તેમના પર બેસવા ન પામે. અસાવધાનીથી ભોજનને જ્યાં ત્યાં ઢોળવું એ માખીઓને નોતરું દઇને બોલાવવા બરાબર છે.

જેઓ રૂપિયા ખર્ચી શકે છે તેમને ઉચિત છે કે, બારીઓ અને બારણાં પર લોઢાની ઝીણી જાળીઓ બેસાડવી, કે જેથી માખી અંદર ન જઈ શકે. જો આ ન બની શકે તો વાંસની ચીપો બેસાડવી. આ સંબંધી જે કંઇ ખર્ચ થાય તે નકામું તો ન જ કહેવાય.

બાળકોનાં કપડાં રોજ ધોઈ કાઢવાં કે જેથી માખી તેમની પાસે પણ ન ફરકે. ("ભાગ્યોદય"માં લખનારઃ—કે. સી. મહેતા.)

# ૧૭—લીમડો અને તેના ગુણ

× × × ×
× × × ×

લીમડાનાં પાન—નેત્રોને હિતકારી, કૃમિ પિત્ત અને વિષ-વિનાશક છે. બાદી, પાચનમાં કટુ તથા સર્વ પ્રકારની અરુચિ અને કુષ્ટનાશક છે.

જૂનાં પાન—વિશેષ કરી વ્રણને દૂર કરે છે.

—કૃમિવાળા વ્રણોમાં તેનો લેપ કરવાથી કે તેના કવાથ વડે ધોવાથી કૃમી દૂર થાય છે.

લીમડાનાં પાંદડાંને એક કપડામાં લપેટી ઉપર માટી લગાડી અગ્નિમાં મૂકવાં. ગોળો લાલ થાય એટલે બહાર કાઢી લેવો. પછી શીતળ થયેથી અંદરનાં પાંદડાં મૂઢ ગુમડાં ઉપર બાંધવાં. આ બાંધવાથી તેનું થતું દરદ ઘણું નરમ થઇ જાય છે, અને ગુમડું પાકી ફૂટી જઇ પીડા મટી જાય છે.

ઉલટીના રોગમાં લીમડાના પાનને પાણીમાં પકાવી રોગીને તે પાણી પાવાથી ઉલટી બંધ થઇ જાય છે.

લીમડાનાં પાંદડાંને બાફીને સોજા ઉપર બાંધવાથી ગમે તેવો ચઢેલો સોજો ઉતરી જાય છે.

લીમડાનાં પાંદડાંનું બારીક ચૂર્ણ કરીને આપવાથી કુષ્ટ અને અરુચિ શાન્ત થાય છે.

લીમડાનાં સૂકાં પાંદડાંને પાણીમાં નાખીને વલોવી તૈયાર કરેલ ફીણ ચોપડવાથી શરીર ઉપર થતો દાહ શાન્ત થાય છે.

લીમડાનાં લીલાં પાંદડાંનો ઉકાળો કરી તે ઉકાળાના પાણીથી ધોવાથી પગ સડી ગયા હોય, અગર આખા શરીરે ખરજ આવતી હોય તેમાં તરતજ આરામ થાય છે.

લીમડાનાં લીલાં પાનની ગરમ પોટીસ કરીને આંખે બાંધવાથી આંખને બહુજ હિતકારી છે અને આંખે ચઢેલો સોજો ઉતારી આંખની પીડા શાન્ત કરે છે. લોકો સર્પ કરડેલા માણસને

લીમડાનાં પાંદડાં ચાવવાથી તે કડવાં ન લાગે તો તેને વિષ ચઢ્યું છે, એવી કલ્પના કરે છે.

લીમડાનાં કુણાં પાંદડાં તથા હરડેનો કલ્ક સરખે વજને લઇ બે માસ સુધી નિયમિત લેવાથી અગર તે પાંદડાં સાથે આંબળાંનો કલ્ક લેવાથી સર્વ પ્રકારના કુષ્ટરોગો નાશ પામે છે; તેમજ આ કલ્ક ઘી સાથે લેવાથી જામઠાં, શીળસ, ખરજવાં, ખરજ અને રક્તપિત્ત પણ શાંત થાય છે, એમ 'ભાવમિશ્ર' તથા 'વૃંદ' જણાવે છે.

લીમડાનાં પાંદડાંની ગરમ પોટીસમાં થોડો સિંધવ મેળવી આંખ ઉપર બાંધવાથી વાતકફથી થતી પીડા, ખરજ અને સોજો નરમ પડે છે.

લીમડાનાં પાંદડાં તોલા ત્રણ તથા સિંધાલુણ તોલો અર્ધો લઇ અર્ધો શેર પાણીમાં ઉકાળવું. નવટાંક પાણી રહે એટલે કપડેથી ગાળી લઈ ઠર્યેથી શીશીમાં ભરવું. આનાં ટીપાં સવારસાંજ કાનમાં નાખવાથી, કાનનું વહેવું અગર કાનની અંદર થતું દરદ તથા ફોલ્લીઓ નાબુદ થાય છે.

લીમડાનાં પાંદડાંનું નિયમિત સેવન કરવાથી ગમે તેટલા વખતનો થયેલો મધુમેહ થોડા વખતમાં નાબુદ થાય છે.

("વૈદ્યકલ્પતરુ"ના એક અંકમાં લખનારઃ—વૈદ્ય હરિસિંહ રામસિંહ)

## ૯૮—મૂળાના ગુણ

બીજાં શાકપાન કરતાં મૂળામાં ઔષધિના ગુણ વધારે છે! મૂળામાંથી અને તેનાં બીજમાંથી વરિયાળીના જેવું એક પ્રકારનું તેલ નીકળે છે. તેમાં ગંધકનો ભાગ વધારે હોય છે, તથા એક પ્રકારની ઉગ્રતા હોય છે. બીયાંમાં શાકના અને મૂત્રલ પદાર્થોના ગુણ વધારે છે, તેથી તે અધોવાયુ અને દસ્ત લાવનાર છે. સ્ત્રીના રજને શુદ્ધ કરવાની પણ તેમાં શક્તિ છે. પ્રમેહમાં ત્રણ માસા મૂળાનાં બી લસોટીને પાણી સાથે લેવાથી વિશેષ ફાયદો થાય છે. મૂળા પેટની પીડા અને હરસને દૂર કરે છે. ગરમીનાં દરદો અને મૂત્રરોગોમાં પણ મૂળા અત્યંત ફાયદાકારક છે. જ્યારે પિશાબ કષ્ટથી થોડે થોડે ને ટીપેટીપે આવે છે અને પિશાબ કરતી વખતે ઇંદ્રિયમાં બળતરા થતી હોય ત્યારે મૂળાનો રસ ત્રણથી પાંચ તોલા ત્રણ ત્રણ કલાકને આંતરે દિવસમાં ત્રણચાર વાર પીવો જોઇએ. મૂળાને કચરીને કપડામાં નીચોવીને તેનો રસ કાઢવો. ભોજનની સાથે સાથે મૂળા ખાવાથી ભૂખ વધે છે.

(" ચાઁદ"ના એક અંકમાંથી અનુવાદ)

# ९९–लाखो कमाइने दान करी जाणनार अंबालाल दलपतरामनो स्वर्गवास

"જનની જણ તો ભક્ત જન, કાં દાતા કાં શૂર."

ભક્ત, દાતા અને શૂર પુરુષો થોડાજ પાકે છે. અમદાવાદે આયુર્વેદ પ્રેમી એક દાતા ગુમાવ્યો છે. રીચીરોડ ઉપર છેલ્લાં પાંચ વર્ષથી આયુર્વેદિક દવાખાનું ચલાવનાર અને જમાલપુર દરવાજા બહાર જગન્નાથજીની જગ્યા સામેનું અશક્તાશ્રમ સ્થાપનાર અમદાવાદના જમાલપુરમાં રહેતા ખત્રી શેઠ અંબાલાલ દલપતરામ પોતાની આશરે ત્રણેક લાખની મીલ્કત ધર્માદામાં આપી તા.૧૭–૭–૨૯ ના રોજ ૭૫ વર્ષની ઉંમરે સ્વર્ગે સીધાવ્યા છે. રીચીરોડ ઉપરનું દવાખાનું જે મકાનમાં છે તેની કિંમત આશરે રૂ. ૦ાાા લાખની છે અને જેની ભાડાની માસિક આવક આશરે રૂ. ૩૫૦ થી ૪૦૦ ની છે જે તે દવાખાના માટેજ વપરાય છે. તે તમામ મિલ્કત આયુર્વેદ દવાખાનાને દાનમાં આપી દીધી છે. આ દવાખાનામાં હમેશાં બે વૈદ્યરાજો વૈદ્યશાસ્ત્રી નારાયણશંકર દેવશંકરની દેખરેખ નીચે કામ કરે છે અને તેમાં દર્દીઓની સંખ્યા ભરચક જોઇ સદ્‌ગત અંબાલાલ બહુજ સંતોષ પામતા હતા. અમદાવાદમાં લોકહિતાર્થ, પ્રજાહિતાર્થ વગેરે નામવાળાં ઘણાં દવાખાનાં શ્રીમંતવર્ગ તરફથી ચલાવવામાં આવે છે, પણ ત્યાં તો એક આનો કે બે આના જેવી રોજની ફી લેવામાં આવે છે, ત્યારે સદ્‌ગતે પોતાના ટ્રસ્ટડીડમાં સાફ સાફ લખ્યું છે કે "મારા દવાખાનામાં આવતા દર્દીઓ પાસેથી એક પાઈ પણ લીધા વિના દવા આપવી." ઉપરોક્ત સિવાય બીજી મિલ્કત અશક્તાશ્રમ અને જગન્નાથજીમાં આપી દીધી છે, જે આશરે રૂ. ૨ લાખની છે. તેની આવકમાંથી અશક્તોને પાળવામાં આવે છે. સ્વર્ગસ્થે અમદાવાદના વૈદ્ય સંમેલનમાં સારી રકમ ભરી હતી અને તેઓ વધુ જીવી શક્યા હોત તો આયુર્વેદ માટે કાંઇક વધુ (શાળા પાઠશાળા જેવું) કરી શક્યા હોત. તેઓ પોતાની પાછળ પોતાની વિધવા સ્ત્રી અને વયોવૃદ્ધ વિધવા બહેન મૂકી ગયા છે, જેના ગુજરાન માટે પૂરતી જોગવાઇ કરતા ગયા છે. એક સાધારણ સ્થિતિમાંથી આપકમાઈ વડે આગળ વધી પોતાના દ્રવ્યનો આવો રૂડો સદુપયોગ કરનારનો આત્મા સ્વર્ગમાં અખંડ શાન્તિ ભોગવો એવી અમારી પ્રભુપ્રત્યે પ્રાર્થના છે.

("વૈદ્યકલ્પતરુ"માંથી ઉદ્ધૃત)

# १००—गीता और भागवत के अध्ययन तथा प्रवचन की उत्तम विधि

### એક સજ્જન કા જાતિ અનુભવ

શ્રીગૌરાંગ કી જીવની મેં એક ઉચ્ચ કોટિ કે ભક્ત કા વર્ણન હૈ, જો ઉન દિનોં અપને આચરણ કે દ્વારા ગીતા કા ઉપદેશ દિયા કરતે થે. ઐસા કહતે હૈં, કિ જિસ સમય શ્રીગૌરાંગ દક્ષિણ કી યાત્રા કર રહે થે, ઉન્હેં શ્રીરંગમ્ મેં એક ઐસા મનુષ્ય મિલા, જો નિત્ય ગીતા કા પાઠ કિયા કરતા થા ઔર **ગીતા પાઠ કરતે સમય ઉસકા શરીર પુલકિત હો ઉઠતા તથા ઉસકે નેત્રોં સે આનંદાશ્રુઓં કી ધારા બહને લગતી થી.** ગીતા કે આનંદ મેં સરા બોર હુએ **ઉસ મનુષ્ય કે દર્શનમાત્ર સે દર્શકોં કે અંદર કૃષ્ણપ્રેમ ઉમડ આયા કરતા થા.** શ્રીગૌરાંગ ને ઉસસે પૂછા કિ 'તુમ્હેં ગીતા સે કૈસા આનંદ મિલતા હૈ?' ઉસને ઉત્તર દિયા કિ 'યદ્યપિ મૈં ગીતા કા એક શબ્દ ભી નહીં સમઝતા, કિંતુ જબ મૈં યહ અનુભવ કરતા હૂં કિ શ્રીકૃષ્ણ ને જો શબ્દ અર્જુન કે પ્રતિ કહે થે વે હી મેરે મુખ સે નિકલ રહે હૈં તો મેરા હૃદય આનંદ ઔર હર્ષોદ્રેક સે ઉલ્લસિત હો ઉઠતા હૈ ઔર મૈં અપને સામને શ્રીકૃષ્ણ ઔર અર્જુન કો દેખને લગતા હૂં.' ગીતા કા ઉપદેશ દેને, ઉસકે દિવ્ય અનુભવ કે ભીતર પૈઠને ઔર ઉસસે જો આંતરિક આનંદ ઉત્પન્ન હોતા હૈ, ઉસે અભિવ્યક્ત કરને કા યહ એક હી ઉપાય સૂઝતા હૈ. ઉસકે દાર્શનિક તત્ત્વોં કે જ્ઞાનપૂર્વક ઉપદેશ કરને કા કામ તો વે લોગ કરેં, જિન્હેં ઇસ કામ કે લિયે ભગવાન ને નિયુક્ત કિયા હો યા જો વિદ્વાન હોં. જબ શ્રીકૃષ્ણ બોલતે થે, તબ ગોપિયાં ભી ઉનકે વીણાવિનિન્દિત સ્વર ઔર અધરોં કી મધુરિમા કા રસાસ્વાદન કરતી થીં ઔર ઉસકે દાર્શનિક તત્ત્વ કી વ્યાખ્યા કરને કા કામ વે પંડિતોં કે લિયે છોડ દિયા કરતી થીં. દૂસરી બાર જબ ઉન્હોંને અપના સુમધુર ગીત કેવલ મનુષ્યોં કો હી નહીં કિંતુ સારી પ્રકૃતિ કો સુનાયા, ઉસ સમય સારા ચરાચર જગત ઉસ ગીત કે આનંદ મેં મગ્ન હો ગયા; કિંતુ જિન વિદ્વાનોં ને ઉસકે દાર્શનિક તત્ત્વ કા વિશ્લેષણ કરને કી ચેષ્ટા કી, વે તો ઉલ્ટે ચક્કર મેં હિ પડ ગયે.

**सवनशस्तदुपधार्य सुरेशाः शक्रशर्वपरमेष्ठिपुरोगाः ।**
**कवय आनतकन्धरचित्ताः कश्मलं ययुरनिश्चिततत्त्वाः ॥**

ઇસ લિયે જિસ સમય મનુષ્ય કે અંદર ભાવ કી જાગૃતિ હો

અથવા સચ્ચી ઉત્કંઠા ઉત્પન્ન હો, ઉસ સમય ઉસે ચાહિયે કિ વહ ઉસ ભાવ અથવા ઉત્કંઠા કા અવલંબન સાથ લે કર સાધનપથ મેં કૂદ પડે. સાધન કે દ્વારા પ્રત્યેક યતમાન જીવ કો ક્રમશઃ જો ભિન્ન-ભિન્ન પ્રકાર કે સ્પષ્ટ અનુભવ હોતે હૈં ઔર ઉનકે અંદર જો સત્ય કી પ્રાપ્તિ હોતી હૈ, ઉસકે પરિણામ હી—ચાહે વે કિતને હી સૂક્ષ્મરૂપ મેં ક્યોં ન હોં—ગીતા કી વાસ્તવ મેં મહત્ત્વપૂર્ણ વ્યાખ્યા પ્રતીત હોતી હૈ. ક્યોં કિ ઉનસે દૂસરે સાધકોં કો ભી સહાયતા મિલ સકતી હૈ. કેવલ બુદ્ધિ અથવા શાસ્ત્રોં કે અભ્યાસ કે બલ સે ગીતા કા આશય સમઝને કી ચેષ્ટા નિઃસાર એવં ઔદ્ધત્યપૂર્ણ પ્રતીત હોતી હૈ. ગીતા કા ઉપદેશ મુખ્યતયા વ્યવહાર સે સંબંધ રખનેવાલા એવં ગૂઢ હૈ. ઇસકી ભાષા એક છોર સે લે કર દૂસરે છોર તક બડી હી ગહન એવં ભાવગર્ભિત હૈ, ઇસકા ઉપદેશ ગુરુસંમિત અર્થાત્ આદેશાત્મક હૈ ઔર ઇસકે રહસ્યોં કો સમઝાને કે લિયે ઇસમેં શ્રીમદ્ભાગવત કી તરહ રોચક કથાઓં કા સન્નિવેશ નહીં કિયા ગયા હૈ. શ્રીશુકાચાર્ય કે પાસ અપના ઉપદેશ સુનાને ઔર શ્રોતાઓં કો અમૃતપાન કરાને કે લિયે સાત દિન કા સમય થા; કિંતુ ભગવાન શ્રીકૃષ્ણ કે હાથ મેં તો કેવલ થોડેસે મિનટ હી થે ઔર ફિર જિસ સ્થાનપર ઉન્હોંને ઉપદેશ દિયા, વહાં કા વાતાવરણ ઉસ સમય તીવ્ર ઉત્તેજના કે કારણ અત્યંત ક્ષુબ્ધ હો રહા થા; જૈસે કિ જબ તૂફાન આનેવાલા હોતા હૈ તબ ઉસકી સૂચના કે લિયે પહલે કુછ દેર તક ઘોર નિઃસ્તબ્ધતા છા જાતી હૈ. ભગવાન અધિક દેર તક ન તો ઉપદેશ હી દે સકતે થે, ન મના સકતે થે ઔર ન વે દૃષ્ટાંત આદિ કે દ્વારા સમઝા સકતે થે. ઉન્હેં જો કુછ કહના થા વહ બહુત હી સંક્ષેપ રૂપ મેં ઔર અત્યંત સમાહિત હો કર કહના પડા. ઇસ લિયે ઉપદેશ કી બહુતસી બાતેં કદાચિત્ નિરે શબ્દોં કે દ્વારા નહીં અપિતુ ચેષ્ટાઓં, સંકેતોં અથવા અન્ય કિન્હીં સાધનોંદ્વારા ભી સમઝાયી ગયી હોંગી. વહ ઉપદેશ ઇસ લિયે દિયા ગયા થા કિ અર્જુન ખડા હો કર તુરંત ઘોર સંગ્રામ મેં પ્રવૃત્ત હો જાય, યહી કારણ હૈ કિ યદ્યપિ દેખને મેં ગીતા કી રચનાશૈલી ક્લિષ્ટ નહીં માલૂમ હોતી, ફિર ભી યહ સબસે દુરૂહ ગ્રંથ હૈ. ઐસી દશા મેં ઇસ પ્રકાર કી મીમાંસા મેં પડ જાના, જો ન તો સાધન ઔર દર્શન કે દ્વારા હૃદયંગમ કિયે હુએ કિસી સત્ય કે આધારપર હો ઔર ન જિસકે પઢને સે પઢને-વાલે કી તુરંત હી કર્મ મેં પ્રવૃત્ત હોને કી સંભાવના હો—ગીતા કે પ્રતિ ઉદ્ધતપન કા વ્યવહાર કરના હૈ. ગીતા કા ભાવ ઇતના ગૂઢ હૈ ઔર ઉસપર સ્વયં શ્રીકૃષ્ણ કે વ્યક્તિત્વ એવં સાક્ષાત્ સાન્નિધ્ય કી ઐસી છાપ પડી હુઇ હૈ કિ ઉસકા તાત્પર્ય તભી

સમઝ મેં આ સકતા હૈ, જબ સ્વયં શ્રીકૃષ્ણ હૃદય મેં બોલને લગે.

ઇસ લિયે એક વતમાન જીવ કી હૈસિયત સે મૈં અપને કુછ અનુભવોં કા ઉલ્લેખ કરૂંગા, જિન્હેં મૈં સારી માનવજાતિ કી સંપત્તિ સમઝતા હૂં. ગીતા કા અનુશીલન કરને કી સબસે ઉત્તમ રીતિ મુઝે ઉસ ભક્ત કી માલૂમ હુઇ જિસકા શ્રીગૌરાંગ જૈસે અવતારી અતિ અસામાન્ય પુરુષ ને ઉલ્લેખ કિયા હૈ. મૈંને ઉસકા અધ્યયન કિયા, કિંતુ ઉસમેં અધિક પ્રવેશ નહીં કર સકા. ઇસ લિયે મૈંને અપને મન મેં યહ ઠાન લિયા કિ મૈં શ્રીકૃષ્ણ કે સ્વર કે સાથ અપના સ્વર ઇસ પ્રકાર મિલા દૂં કિ જિસસે વે સ્વયં અપના અભિપ્રાય મેરે સામને પ્રકટ કર દેં. **મુઝે શ્રીમદ્ભાગવત ગીતા કી સબસે જોશીલી વ્યાખ્યા માલૂમ હોતી હૈ.** ઉસકે પઢને સે મેરે ચિત્ત મેં ભગવાન શ્રીકૃષ્ણ સે મિલને કી ઔર ઉનકા પ્યારા બનને તથા ઉન્હેં અપના વલ્લભ બનાને કી ઉત્કટ અભિલાષા એવં ઉત્કંઠા ઉત્પન્ન કરને મેં બહુત કુછ સહાયતા અવશ્ય મિલી. ઉસ **ભાગવત કે પઢને કા ફલ યહ હુઆ કિ મૈં ભગવાન કે લિયે રોને ઔર આંસૂ બહાને લગા.** જબ જબ મુઝે આવશ્યકતા હોતી થી, શ્રીમદ્ભાગવત કે શ્લોક સુમધુર ધ્વનિ કે સાથ અપને આપ હી મેરે ચિત્ત મેં આ જાતે થે ઔર એક કભી ન ચૂકનેવાલે મિત્ર કી ભાંતિ માનોં પદ–પદપર મુઝે પથ પ્રદર્શિત કરતે થે. ગીતા ઔર ભાગવત સે મેરી કિસ પ્રકાર ઉન્નતિ હુઇ, ઇસ બાત કો બતલાને કે લિયે મૈં નિમ્નલિખિત શ્લોક, જિસકા મેરે ચિત્તપર સબસે પહલે અસર પડા હૈ ઔર જિસકે દ્વારા મૈં અપને આચરણ કો સાંચે મેં ઢાલ સકા, ઉદાહરણ રૂપ મેં ઉદ્ધૃત કરતા હૂં

**सहयज्ञाः प्रजाः सृष्ट्वा पुरोवाच प्रजापतिः ।**
**अनेन प्रसविष्यध्वमेषवोऽस्त्विष्टकामधुक् ॥**

**( गीता ३, १० )**

ઇશ્વરને જબ અપની સંતાન પૈદા કી, તબ ઉનકે સાથ હી ઉત્સર્ગ એવં સેવા કા ભાવ ભી ઉત્પન્ન કિયા ઔર ઉનસે કહાઃ– 'ઇસ ઉત્સર્ગ કે ભાવ કી પુષ્ટિ કે દ્વારા ફલો ઔર ફૂલો. ઇસીસે તુમ્હેં વાંચ્છિત ફલ કી પ્રાપ્તિ હોગી.' જિસ સમય શ્રીકૃષ્ણ ઉન યજ્ઞ કરનેવાલે બ્રાહ્મણોં કી પરીક્ષા લેને જા રહે થે, ઉસ સમય ઉન્હોંને ગોપાલોં કો જો ઉપદેશ દિયા વહ મુઝે ઇસ શ્લોક મેં આયે હુયે **'યજ્ઞ'** શબ્દ કે અર્થ ઔર ઉસકે દ્વારા ફલને ફૂલને કી વિધિ ઉન્હીં કે દ્વારા કી હુઇ વ્યાખ્યા પ્રતીત હુઇ. યમુના કે તટપર ખડે હુયે ઉંચે વૃક્ષોં કી ઓર સંકેત કર કે ભગવાન કહને લગેઃ—

**पश्यतैतान् महाभागान् परार्थैकान्तजीविनः ।**
**वातवर्षातपहिमान् सहन्तो वारयन्ति नः ॥**

एतावज्जन्मसाफल्यं देहिनामिह देहिषु ।
प्राणैरर्थैर्धिया वाचा श्रेय एवाचरेत् सदा ॥

'ઇન શ્રેષ્ઠ જીવોં કી ઓર દેખો, જિનકે જીવન કા એકમાત્ર ઉદ્દેસ્ય દૂસરોં કી સેવા કરના હૈ. યે સ્વયં હવા કે ઝકોરોં ઔર ધૂપ, વર્ષા એવં પાલે કી માર સહતે હૈં; કિંતુ હમ લોગોં કી ઇન સબસે રક્ષા કરતે હૈં. જીવન કી સાર્થકતા ઇસીમેં હૈ કિ સારે પ્રાણી દૂસરે પ્રાણિયોં કે હિત કે લિયે નિરંતર અપની જીવનશક્તિ, અપની સંપત્તિ, અપની બુદ્ધિ ઔર અપની વાણી કા ઉપયોગ કરેં.' ઇસિ ઉપદેશ કા પહલા અસર જો મુઝપર હુઆ વહ યહ થા કિ જો કુછ મૈંને પ્રાપ્ત કિયા થા, ઉસકે દ્વારા મૈંને અપને નિકટ સંબંધિયોં કો અર્થાત્ અપની અપની પત્ની ઔર બહનોં કો ભી લાભ પહુંચાના પ્રારંભ કર દિયા. શુરૂ મેં મુઝે ઐસા કરને મેં બડી કઠિનાઇ કા સામના કરના પડા, કિંતુ મૈંને હિંમત નહીં છોડી. મૈંને ઉનસે બારંબાર અનુનય–વિનય કી ઔર પીછે પૈર નહીં દિયા. અંત મેં ભગવાન ને કૃપા કી ઔર મેરી ધર્મપત્ની કી ચિત્તવૃત્તિ ઇસ ઓર ઝૂકી. ફિર મેરી બહનેં ભી, જો મુઝસે અલગ રહતી થીં, મેરે ઇસ કાર્ય મેં શામિલ હો ગયીં. ઇન્હોંને અન્ય સ્ત્રિયોં ઔર લડકિયોં કો ભી જીવન કે ઇસિ ભાગવતાનુમોદિત માર્ગ કી ઓર આકર્ષિત કિયા. ઇસ પ્રકાર મૈંને યજ્ઞ કા જો પહલા અનુષ્ઠાન કિયા ઉસમેં મુઝે આશાતીત સફલતા પ્રાપ્ત હુઇ. પહલે તો મેરા યહ વિચાર થા કિ મૈં અપની સ્ત્રી ઔર બચ્ચે કે નિર્વાહ કા પ્રબંધ કર શીઘ્ર હી સંન્યાસ ગ્રહણ કરૂં; કિંતુ જબ મૈંને અપને ઘર કે લોગોં કો સ્વતંત્ર જીવ સમઝ કર જો કુછ ભી મૈંને સત્ય કી ખોજ કર કે પ્રાપ્ત કિયા થા, ઉસે ઉન્હેં ખુલે હાથોં વિતરણ કરના પ્રારંભ કિયા; તો વે શીઘ્ર હી અપને જીવન કો ઉચ્ચ-સાધન ઔર સેવા કા ઉપકરણ બનાને કે મેરે પ્રયત્ન મેં શામિલ હો ગયે; ફિર મેરે લિયે સંન્યાસ કે દ્વારા મુક્તિ કા સાધન ઢુંઢને કી આવસ્યકતા નહીં રહી. હમ સારે કે સારે કામ કરને, આગે બઢને ઔર સેવા કરને કે લિયે ઉત્સુક થે. ઇસ પ્રકાર અપને થોડે હી દિનોં કે અનુભવ મેં મુઝે યહ માલૂમ હો ગયા કિ યજ્ઞ સે મેરે સારે મનોરથ સિદ્ધ હો સકતે હૈં. અબ હમ લોગ સેવા કે અધિકાધિક અવસર પ્રાપ્ત કરને કે લિયે વ્યાકુલ રહતે હૈં ઔર જબ જબ જિતની હમારી યોગ્યતા હોતી હૈ ઉસકે અનુસાર ભગવાન હમારે લિયે સેવા કે અવસર ભેજતે રહતે હૈં.

મેરી શેષ કથા યહ હૈ કિ ગીતા ઔર ભાગવત ને શીઘ્ર હી મેરે અંદર સત્સંગ ઔર સાધુસેવા કી ઉત્કટ ઇચ્છા ઉત્પન્ન કર દી તથા ઉનસે ન કેવલ મુઝે બહુત કુછ શિક્ષા હી મિલી અપિતુ યહ ઉન્હીંકા પ્રભાવ થા જો મેરી ઇચ્છા ન હોને પર ભી મૈં દૌડા

દૌડા એક મહાત્મા કે પાસ ગયા. મૈંને ઉનસે શ્રીમદ્‌ભાગવત કી ચર્ચા કી ઔર ઉન્હોંને મુઝે શ્રીકૃષ્ણ કે સંબંધ મેં બહુતસી બાતેં કહી. યહી નહીં, ઉન્હોંને મુઝે ઇસિ માર્ગપર ઔર ભી અગ્રસર કિયા. તબ મુઝે પ્રસ્થાનત્રય પઢને કી ઇચ્છા હુઇ, જિનકી વ્યાખ્યા વે કઇ લોગોં કો સુનાયા કરતે થે. પરંતુ ઉન્હોંને કહા કિ "જબ તુમને ભગવાન કૃષ્ણ ઔર શ્રીમદ્‌ભાગવત કા હી આશ્રય લે લિયા હૈ ઔર જબ શૃંગેરિ-મઠ કે સ્વામીજી મહારાજ ને, જો ભગવાન શંકરાચાર્ય કે હી સ્વરૂપ હૈં, એક બાર જબ તુમ રોતે ઔર બિલખતે થે, તુમ્હેં સ્વપ્ન મેં દર્શન દે કર તુમ્હારે હાથોં મેં શ્રીમદ્‌ભાગવત કી પુસ્તક પકડા દી થી ઔર કહા થા કિ 'યહી તુમ્હેં શ્રીકૃષ્ણ સે મિલા દેગી' તબ તુમ્હારે લિયે ઉન્હીંકે આદેશ કા પાલન કરના ઉચિત એવં પર્યાપ્ત હોગા." ફિર ભી ઉન્હોંને ઇતના અવશ્ય કહા કિ યદિ તુમ્હેં અધિક ચાહ હૈ તો મૈં તુમ્હેં કિસી શુભ મુહૂર્ત મેં કેવલ ગીતાભાષ્ય કી આદ્યંત શાંતિ કા ઉપદેશ દૂંગા ઔર ફિર જબ તુમ્હેં આવશ્યકતા હોગી, તભી તુમ્હારે હૃદય મેં ગીતા કે જ્ઞાન કી-જો તુમ્હેં અભીષ્ટ હૈ-અપને આપ સ્ફૂર્તિ હો જાયગી. તદનુસાર ઉન્હોંને એક દિન શુભ મુહૂર્ત મેં આદ્યંત શાંતિપાઠ કિયા. ઉસ દિન સે કભી કભી મેરે અંદર ગીતા કા પરિશીલન કરને કી ઇચ્છા ઉત્પન્ન હો જાયા કરતી હૈ. ખાસ ખાસ શ્લોક મેરે ચિત્તપર અટક જાતે હૈં ઔર મેરે હૃદય મેં બાર બાર ચક્કર લગતે હૈં. શ્રીમદ્ ભાગવત કે કેવળ ભક્તિવિષયક શ્લોક મેરે મન મેં સદા ગુંજતે રહતે હૈં; કિંતુ ગીતા કે જિન શ્લોકોં મેં ભક્તિ કા માહાત્મ્ય બતલાયા ગયા હૈ ઔર ઉસીકા ઉપદેશ દિયા ગયા હૈ વે મુઝે સ્મરણ નહીં આતે; અપિતુ જિનમેં સ્થિતપ્રજ્ઞ કે લક્ષણ કહે ગયે હૈં, વે મેરે ચિત્ત મેં બારંબાર ઘૂમતે રહતે હૈં. મેરી સમઝ મેં નહીં આતા કિ ઐસા ક્યોં હોતા હૈ; કિંતુ મૈં ઇસ બાત કો જાનને કી ચેષ્ટા ભી નહીં કરતા. મુઝે ઐસા અનુભવ હોતા હૈ કિ શ્રીકૃષ્ણ મુઝસે બાતેં કરતે હુએ મેરે આગે આગે ચલ રહે હૈં, કિંતુ મેરી યહ પૂછને કી ઇચ્છા નહીં હોતી કિ વે મુઝે ક્યા દે રહે હૈં ? મેરી યહ ધારણા હૈ કિ સમય આનેપર યે સબ બાતેં અપને આપ મુઝપર પ્રકટ હો જાયંગી. કિસી દિન જબ અર્જુન કી ભાંતિ મેરે પાસ ભી ભગવાન ખડે હો કર શબ્દોં કે અતિરિક્ત અપને કટાક્ષોં, વાત્સલ્ય, સાન્નિધ્ય ઔર સબસે અધિક જ્ઞાનદીક્ષા દેને કી ઇચ્છા કે દ્વારા મુઝે સમઝાવેંગે, ઉસ દિન, મુઝે આશા હૈ કિ મૈં ગીતા કે આનંદ કા અનુભવ કર સકૂંગા. તબ મુઝે વિશ્વાસ હૈ કિ જિસ પ્રકાર શ્રીગૌરાંગ ને અપને આચરણ એવં કર્મ કે દ્વારા ઉપદેશ દિયા થા ઉસી

પ્રકાર મૈં ભી દે સકૂંગા ઔર ઇસ પ્રકાર ભગવાન કી સેવા કરને કા આનંદ પ્રાપ્ત કરને મેં સમર્થ હોઉંગા.

(કલ્યાણમાં લે૦ શ્રી શંકરનારાયણ ઐયર બી. એ. બી. એલ.)

## १०१–एक भक्त की आकांक्षा

પ્રીતમ પાતી તબ લિખૂં, જબ તુમ રહો વિદેશ;
તનમેં મનમેં નૈનમેં, વાકો કહા સંદેશ.

પ્રિયતમ! પ્રાણપ્યારે! કૈસે ભૂલ ગયે. સ્વામિન્! તુમ્હારા તો પ્રણ હૈ કિ એક બાર જિસકો અપનાયા ઉસે કભી નહીં ત્યાગતે. ફિર ક્યા કારણ હૈ ઇસ ઉદાસીનતા કા? ભગવન્! કુછ સમઝ મેં નહીં આતા, તુમ્હારી ક્યા ઇચ્છા હૈ? તુમ તો દયાલુ હો, જિસપર કૃપા કી ઉસપર કભી કોપ નહીં કિયા. મુઝપર તો તુમને કૃપા કી હૈ ઔર બહુત કૃપા કી હૈ. ઇસકા મુઝે પૂરા અનુભવ હૈ નાથ! ઉસ કૃપાદાન કો મૈં કૈસે ભૂલ સકતા હૂં? ભૂલ જાઉં તો મૈં મહાન કૃતઘ્ન હોઉંગા. દીનબંધુ! અંતર્યામી! ક્યા લિખૂં? લિખા તો ઉસે જાતા હૈ જો ન જાનતા હો. તુમકો તો મેરે અંતર કા સારા પતા હૈ, તુમ તો મેરે રોમ–રોમ મેં રમ રહે હો પ્યારે!

ભગવન્! યહી તો અજ્ઞાન હૈ, યહી તો માયા હૈ કિ તુમકો જાનતા હુઆ ભી મૈં નહીં જાનતા. જબ તુમ્હારી કૃપા હોતી હૈ તભી જીવ તુમ્હારે સ્વરૂપ કો જાનતા હૈ. નાથ! ફિર તુમ મુઝે ક્યોં તરસાતે હો? કિસ અપરાધ કે કારણ મેરા ત્યાગ કર દિયા હૈ? સ્વામી! અપરાધ તો જરૂર હૈ, મેરી આત્મા કહતી હૈ કિ મૈં તુમ્હારા પલ–પલ કા અપરાધી હૂં; ક્યોંકિ જો એક ક્ષણ ભી તુમ્હારે વિયોગ મેં તુમ્હેં ભૂલ કર જીવન ધારણ કરતા હૈ, વહ પ્રાણી મહાન અપરાધી હૈ.

ભગવન્! સચ્ચી બાત તો યહ હૈ કિ મુઝમેં પ્રેમ નહીં હૈ, સચ્ચા પ્રેમ હોતા તો તુમ કહાં દૂર થે? તુમ્હારી તાકત હી ક્યા થી કિ દૂર હો જાતે, મુઝે ત્યાગને કા નામ ભી લેતે! કસૂર મેરી હી હૈ. મૈં જિસે પ્રેમ સમઝતા હૂં વહ યથાર્થ મેં સ્વાર્થ હૈ, મેરા પ્રેમ તો તુમ સે અધિક પાર્થિવ પદાર્થોં મેં હૈ. તુમસે કહીં પ્રેમ દીખતા હૈ તો વહ ભી કિસી કામના યા સ્વાર્થ કો લે કર હી!

મેરે સ્વામી! ક્યા મુઝે અપને ઉસ પ્રેમ–બાટ કી રાહ બતલાઓગે, જિસે ગોપિયોં ને નિર્મિત કિયા થા? મેરે કૃપાલુ સ્વામી! લે ચલો મુઝે ઉસ માર્ગપર, મુઝે ભી બના દો ઉસ પ્રેમ મેં પગલા, ફિર મૈં ભી ઉન અહીર–છોકરિયોં કી તરહ વ્રજ–વીથિયોં મેં ગાતા ફિરા કરૂં કિ—

કોઉ કહૌ કુલટા, કુલીન અકુલીન કહૌ,
કોઉ કહૌ રંકિનિ કલંકિનિ કુનારી હૌં;
કૈસો પરલોક, નરલોક વર લોકન મેં,
લીની મૈં અલીક, લોક-લીકનતેં ન્યારી હૌં.
તન જાવ, મન જાવ, 'દેવ' ગુરુ-જન જાવ,
જીવ કયોં ન જાવ, ટેક ટરતિ ન ટારી હૌં;
વૃંદાવનવારી બનવારી કે મુકુટપર.
પીત-પટવારી વહિ મૂરતિપૈ વારી હૌં;

અહાહા! કબ હોગી પ્રભુ યહ હાલત? અબ સમઝા પ્રભો! તુમ્હારા કડે સે કડા વિધાન ભી જીવ કે ભલે કે લિયે હોતા હૈ, ઇસી લિયે તો તુમને મુઝે ત્યાગ કરને કા સ્વાંગ બનાયા હૈ, નિષ્ઠુરતા કી ભયાવની મૂર્તિ ધારણ કી હૈ ઔર મુઝસે દૂર ભાગતે હો. મેરી ભૂલ થી, જો મૈં ઇસે અબતક તુમ્હારા કોપ સમઝતા થા. નિશ્ચય હો ગયા કિ યહ તો તુમ્હારી પૂર્ણ કૃપા હૈ, દૂર ન હોતે હુએ ભી તુમ મુઝે વિયોગાનલ સે દગ્ધ કરોગે!

ઉત્તમ હૈ, જલને દો નાથ! દાવાનલ મેં દગ્ધ હો કર હી મૈં તુમ અંતરતમ સે મિલુંગા. ઇસીસે વહ દાવાગ્નિ મેરે લિયે આનંદદાયક હૈ. અહાહા! કમ-સે-કમ યહ તો નિશ્ચિત હૈ કિ ઇસમેં તુમ્હારી સ્મૃતિ તો હૈ હી, પ્યારે! મેરે જીવનાધાર!! હૃદયેશ્વર!!! યહી આગ મુઝે તુમ્હારે ચરણોં મેં લે જાયગી ઔર સારે વિશ્વ મેં તુમ્હેં હર સમય મેરી આંખોં કે સામને રખને કો બાધ્ય કરેગી, બસ! યદિ કોપ હૈ તો મુઝે ઇસિ આગ મેં સુખ સે જલને દો ઔર યદિ કૃપા હૈ તો ભી ઇસી અગ્નિ મેં તપા કર-ખરા બના કર હી અપને પાસ બુલાઓ!

પરંતુ પ્રિયતમ! કયા મૈં તુમસે સચમુચ દૂર હૂં? નહીં નહીં! ન મૈં તુમ સે દૂર હૂં ઔર ન તુમ્હીં મુઝસે દૂર હો ઔર ન કભી દૂર હો સકતે હો. ફિર પ્રભો! યહ સ્વાંગ કયોં? આઓ, આઓ પ્રિયતમ! આઓ, ઇસિ અપને હૃદયસિંહાસનપર વિરાજો. નાથ! અપની દિવ્ય પ્રેમજ્યોતિ સે મેરે હૃદય કે ઘનાંધકાર કો દૂર કર દો, ફિર દેખને દો મુઝે ઉસમેં તુમ્હારી વહ જાદૂભરી રૂપમાધુરી, જિસકી જરા-સી ઝાંકી એક બાર ભી હો જાને પર સબ કુછ બિસાર કર મન મતવાલા બન જાતા હૈ.

પ્યારે! બસ, અબ હો ચૂકા, અબ કૃપા કરની હી હોગી. મુઝ અપને કો કૈસે છોડ દોગે? ઇસસે કયા તુમ્હારે પ્રણ મેં બટ્ટા નહીં લગેગા? તુમ્હારે લિયે હી તો યહ કહા ગયા હૈઃ-

રહત ન પ્રભુ-ચિત ચૂક કિયેકી, કરત સુરતિ સૌબાર હિયેકી;
જેહિ અઘ બધેઉ વ્યાધ જિમિ બાલી, ફિરિ સુકંઠ સોઈ કીન્હ કુચાલી.

સોઇ કરતૂતિ વિભીષણુ કેરી, સપનેહુ સો ન રામ હિય હેરી.

ક્યોં ઠીક હૈ ન યહ બાત? ફિર ક્યોં દેર કરતે હો? પ્રાણેશ્વર! ઇતને નિષ્ઠુર ન બનો. મૈં કેવલ તુમ્હારા પ્રેમ ચાહતા હૂં. ખૈર, તુમ મુઝસે પ્રેમ ન કરો, કોઈ હર્જ નહીં; પર મુઝે તો કરને દો મેરે સ્વામી! બસ, ઇતના હી કરો કિ મૈં તુમ્હારે દિવ્ય પ્રેમમાર્ગ કા પથિક બન જાઉં ઔર સદા બના હી રહૂં. તુમ નહીં મિલના ચાહતે તો ન સહી! મુઝે તુમ્હારી જરૂરત નહીં. મૈં તુમકો ભી નહીં ચાહતા. કેવલ યહી કર દો કિ મેરા 'મૈંપન' હી નષ્ટ હો જાય, 'મૈં' જલ કર ખાક હો જાય! યહ ભી નહીં, તો ફિર જલાતે રહો સદા અપને વિરહાનલ મેં ઔર તુમ ખડે-ખડે ટુક-ટુક દેખતે રહો ઇસ દાહક્રિયા કો! તુમકો ઇસીમેં સુખ મિલતા હૈ તો ઇસસે બઢ કર મેરે લિયે સૌભાગ્ય ઔર ક્યા હોગા? બસ, યહી આકાંક્ષા હૈ.

તુમ્હારા કોઈ એક

(''કલ્યાણ''ના એક અંકમાંથી)

---

# ૧૦૨—आदर्श त्याग!

**ચંપાએ કહ્યું**—''આજે આપનું ભાષણ ભારે પ્રભાવશાળી થયું. શ્રોતાઓ વ્યાખ્યાન સાંભળતાં મંત્રમુગ્ધ બની ગયા હતા.''

**રમેશ**—ચંપા! હવે ભાષણો ઉપરથી મારૂં મન ઉઠી ગયું છે. મને હવે પોતાની જાત ઉપરજ ઘૃણા થવા લાગી છે. ભાષણો આપવાં એ તો સહજ વાત છે, પરંતુ તે પ્રમાણે આચરણ ન થાય ત્યાંસુધી એ સઘળું વૃથા છે. હવે તો હું એકજ વિચાર કરી રહ્યો છું કે, જો તું રજા આપે તો હું સત્યાગ્રહ સંગ્રામમાં કૂદી પડું.

ચંપા મારી વાત સાંભળી વિચારમાં ડૂબી ગઇ.

હું વાચકોને મારો ટુંકો પરિચય આપી દઉં. ૧૯૨૨ ના અસહકાર યુદ્ધમાં હું જેલમાં ગયો હતો. એક વર્ષ પછી જ્યારે હું જેલ બહાર નીકળ્યો ત્યારે લોકોએ મારા માનમાં સરઘસ કાઢ્યું અને અનેક સ્થળેથી માનપત્રો મળ્યાં. જેલ ગયા પહેલાં હું એક સાધારણ વકીલ હતો. ૧૦૦-૨૦૦ રૂપિયા માસિક કમાણી હતી, ઘણાજ થોડા લોકો મને ઓળખતા હતા; પરંતુ એક વાર જેલ જઇ આવ્યા પછી લોકો મને અસાધારણ પુરુષ માનવા લાગ્યા. લોકો પોતાનાથી મને 'મોટા માણસ' માનવા લાગ્યા. જે લોકો પ્રથમ મારા સામું પણ જોતા નહોતા, તેઓ મારી સાથે હાથ મેળવવામાં ગૌરવ સમજવા લાગ્યા. હું આ સઘળું જોઇને આશ્ચર્ય

પામતો હતો કે મેં જેલમાં જઇને એવું કયું મોટું કાર્ય કરી નાખ્યું છે, કે જેથી પ્રજા મારા ઉપર આટલી મોહિત બની ગઇ છે? જેલમાં ઘી-માખણ ખૂબ ખાવા મળતું. હંમેશાં પથારી ઉપર પડી રહી પુસ્તકો વાંચતો અને અન્ય પ્રકારે પણ આનંદ કરતો. આવી જેલની બહાર આવી મેં ભાષણો કરવા માંડયાં અને હું લોકોનો નેતા ગણાવા લાગ્યો.

ચંપા મને હંમેશાં કામધંધો કરવા માટે કહ્યા કરતી તેથી હું પુનઃ વકીલાત શરૂ કરવાનો વિચાર કરતો હતો, પરંતુ લોકોમાં મારી ટીકા થશે એવા ભયથી મેં તે વિચાર તો માંડી વાળ્યો. થોડા વખત પછી મેં વીમા કંપનીની ચીફ એજન્સી લીધી. લોકોને મારા ઉપર ઘણીજ શ્રદ્ધા હતી, તેથી અનેક લોકોએ મારી મારફત વીમા ઉતરાવ્યા અને તેથી માસિક રૂ ૫૦૦-૬૦૦ ની આવક થવા લાગી. બહાર તો હું ખાદી પહેરીનેજ ફરતો, પરંતુ ઘરમાં સુખવિલાસની અપ-ટુ-ડેટ વસ્તુઓનો ઉપભોગ કરતો. મારા જીવનમાં હવે મોટું પરિવર્તન થઇ ગયું હતું. ભાષણ આપવામાં બહુ નિપુણ બની ગયો હતો, પરંતુ આંતરિક જીવન બહુ વિલાસી બની ગયું હતું.

અસ્તુ. હું હવે મારા એક પડોશીની વાત કહેવા ઇચ્છું છું. મારી પડોશમાંજ એક ગ્રેજ્યુએટ મહાશય રહેતા હતા. તેમની પત્ની ઉર્મિલા જાલંધર કન્યાવિદ્યાલયમાં શિક્ષણ પામેલી એક સુયોગ્ય મહિલા હતી. બંને પતિ-પત્ની ઘણાંજ સરળ અને મળતાવડા સ્વભાવનાં હતાં. અમારા મહોલ્લામાં તેમની ઘણીજ પ્રશંસા થતી. કોઇના ઘરમાં કંઇ પણ કષ્ટ હોય કે તરત આ પતિ-પત્ની તેમની સેવામાં પહોંચી જતાં. બંને ખાદીનાં વસ્ત્રો પહેરતાં. ઉર્મિલા ગામના સ્ત્રીસમાજની મંત્રીતરીકે કાર્ય કરતી હતી.

એક દિવસ મારૂં ભાષણ સાંભળી ઉર્મિલાના પતિ—રામનાથના હૃદય ઉપર ભારે અસર થઇ ગઈ. ઘેર આવી તેણે ઉર્મિલાને કહ્યું—"આજે મ. નવલકિશોરનું વ્યાખ્યાન સાંભળી મારા મનમાં ભારે ઉથલપાથલ થઇ રહી છે."

ઉર્મિલા—એવું તે કેવું વ્યાખ્યાન હતું?

રામનાથ—"ઉર્મિલા! શું કહું? નવલકિશોરજીની વાણીમાં જે ચમત્કાર હતો તે હું કેવી રીતે બતાવું? તેમણે મ. ગાંધીજીના ધર્મયુદ્ધમાં જોડાવા માટે સભાને એવા હૃદયભેદક શબ્દોમાં અપીલ કરી, કે જેથી અનેક લોકોએ સત્યાગ્રહમાં પોતાનાં નામ લખાવવા માંડયાં. મને પણ તેમાં જોડાવાની ઇચ્છા થઇ આવી, પરંતુ તારી સલાહ લીધા વિના તેમ કરવાનું ઉચિત ન લાગવાથી નામ લખાવ્યું નથી. બોલ, આ વિષયમાં તું શું કહે છે?"

**ઉર્મિલા**—"હું શું કહું? મહાત્મા ગાંધીજી દેશ માટે સહ-

કુટુંબ એટલું કષ્ટ વેઠી રહ્યા છે કે તે જોઇ પથ્થર જેવું હૃદય પણ પીગળી જાય. અનેક સ્ત્રી-પુરુષોને આ રાષ્ટ્રીય યજ્ઞમાં દીક્ષિત થએલાં જોઈ મને પણ ઘણી વાર તેમાં જોડાવાની મરજી થઇ જાય છે, પરંતુ જ્યારે આપણી આર્થિક સ્થિતિનો વિચાર કરૂં છું ત્યારે હિંમત હારી જવાય છે."

**રામનાથ**—"આર્થિક દશા કંઇ સઘળાનીજ સારી હોતી નથી. જે લોકો જેલમાં જાય છે, તેઓ લગભગ આપણા જેવીજ સ્થિતિના હોય છે. નવલકિશોરજીનીજ વાત જુઓને ! તેઓ જેલમાં જાય તો પાછળ કોણ કમાઇ લાવનાર છે? રામચંદ્ર ત્રિવેદી, ત્રિભુવન પટેલ વગેરે જેઓ આ સત્યાગ્રહમાં જોડાયા છે તેમની પાછળ કોણ છે કે જે તેમની સ્ત્રીઓની સંભાળ રાખે ?"

**ઉર્મિલા**—"તમે જે વાતો કરો છો તે ઠીક છે, પરંતુ નવલકિશોરની વાત તમે ભૂલી ગયા જણાઓ છો. ૧૯૨૨ માં જ્યારે નવલકિશોરના ઘરની સંભાળ કૉંગ્રેસ તરફથી રાખવામાં આવતી હતી. ત્યારે તેમની પત્નીને કોઇ પણ જાતનું કષ્ટ ન થાય તે માટે ઘણીજ કાળજી રાખવામાં આવતી હતી; પરંતુ આપણું ઘર તેમનીજ બાજુમાં છતાં મેં જે દુઃખમાં દિવસ વીતાવ્યા છે તે મારૂંજ મન જાણે છે. કૉંગ્રેસ તરફથી મારી કોઇપણ ખબર પૂછતું નહોતું. વળી અત્યારે જુઓ તો નવલકિશોરને શું દુઃખ છે ? તેમને માસિક ૨૦૦–૩૦૦ રૂ. ની આવક છે. જેલ ગયા પછી પણ કૉંગ્રેસવાળા તેમની સ્ત્રીની દેખરેખ રાખશે. રામચંદ્ર ત્રિવેદી વર્તમાનપત્રના તંત્રી છે. તેઓ જેલમાં જાય તો તેમની ઑફીસ તરફથી તેમની સ્ત્રીનો ખર્ચ ઉપાડી લેવાની ગોઠવણ છે, તે તો તમે પણ જાણો છો. પરંતુ આપણી સ્થિતિ તેથી જૂદીજ છે. તમારી ગેરહાજરીમાં બે બાળકો અને મારૂં પેટ ભરવાના પણ સાસાં પડે તેમ છે. જો તમારી કમાણી સારી હોત અને બે પૈસા ઘરમાં શિલિક પડયા હોત તો જરૂર હું આપને રાષ્ટ્રીય લડતમાં જોડાઇ જવાનું કહેત."

**રામનાથ**—"ઉર્મિલા ! તું જે કહે છે તે અવશ્ય વિચારણીય છે, પરંતુ દેશ પ્રત્યે આપણી ફરજનો પણ વિચાર કરવાનો છે. અત્યારે શું ગરીબ કે શું તવંગર—અનેક લોકો પોતાની માતૃભૂમિને માટે તન-મન-ધન ન્યોછાવર કરી રહ્યા છે. તેં હમણાંજ નહોતું વાંચ્યું કે, પં. મોતીલાલ નેહરૂએ પોતાનો લાખો રૂપિયાનો મહેલ "આનંદ ભુવન" કૉંગ્રેસને અર્પણ કરી દીધો ! વારૂ, ઉર્મિલા ! એક વિચાર કર કે, હું મરી જાઉં તો તું શું કરે ?"

રામનાથની આ વાત સાંભળી તે વિચારમાં ગરકાવ થઈ ગઈ. તે જોઈ રામનાથે કહ્યું-"તું વિચાર શો કરે છે ? હું કંઇ મરી ગયો તો નથી ? આ તો કેવળ એક વિચારવાની વાત કરૂં છું."

ઉર્મિલાની આંખોમાંથી ટપટપ આંસુડાં ટપકવા લાગ્યાં. તે ગદ્દગદ્દ કંઠે બોલીઃ–પૂર્વજન્મનાં પાપથી કદાચ ભગવાન એવા ભુંડા દિવસ બતાવે તો આ દેશની અનેક દુઃખિયારી વિધવાઓની જેમ હું પણ પતિનું નામસ્મરણ કરતાં જીંદગી ગુજારૂં!

**રામનાથ**—"બાળબચ્ચાંના પાલન પોષણ માટે તું શું કરે?"

**ઉર્મિલા**—"ઈશ્વરની દયાથી તેને પણ કડકો રોટલો મળી રહે!"

**રામનાથ**—"તો પછી આ પવિત્ર કાર્યમાં જોડાવા માટે મને શામાટે રોકો છો? તું આજથીજ પોતાને વિધવા સમજી લે." આજે દેશને એવી સ્ત્રીઓની આવશ્યકતા છે, કે જે સધવા છતાં વિધવા થવાનું ચાહે. પરમાત્મા તને ધૈર્ય આપે અને તું હા કહે તો હમણાં મારૂં નામ સત્યાગ્રહમાં લખાવી દઉં."

**ઉર્મિલા**—" ભલે આપની મરજી હોય તો હું ક્યાં ના કહું છું? જન્મભૂમિ માટે મારા પ્રાણાધારની ઈચ્છા માથે ચડાવીશ!"

ઉર્મિલાના અંતિમ શબ્દો સાંભળતાંજ રામનાથ મારા મકાન ઉપર દોડી આવ્યા. તેઓ મને એક મહાન દેશભક્ત માનતા હતા. મારી પાસે આવી તેમણે મીઠાના સવિનયભંગની લડતમાં પોતાનું નામ લખવા કહ્યું, અને કહ્યું કે " આપ મરજીમાં આવે તે સ્થળે મને મોકલી આપો."

રામનાથની વાત સાંભળી હું શુદ્ધ બુદ્ધ ભૂલી ગયો, અને તેમનો આવો ત્યાગભાવ જોઇ તેમનાં ચરણોમાં નમી પડયો. ક્યાં મારી નકલી દેશભક્તિ અને ક્યાં રામનાથનું આત્મસમર્પણ!

("પંજાબ કેસરી" ઉપરથી "આર્યપ્રકાશ"માં છપાયલો લેખ)

## १०३–हैदरअली की वीर माता

સન્ ૧૭૬૮ કી બાત હૈ. હૈદરઅલી ને મદ્રાસ પર અંગરેજોં કે વિરુદ્ધ આક્રમણ કિયા થા. હૈદરઅલી કા અઠારહ વર્ષ કા એક પુત્ર ફતહઅલી ટીપૂ અપની સરહદ સે, જેનરલ સ્મિથ કો નિકાલને કી ગરજ સે ૫ હજાર સવારોં સહિત દૂસરે રાસ્તે મદ્રાસ પહુંચા. વહ ઇતની તેજી સે મદ્રાસ કી ઓર બઢા કિ વહાં કા ગવર્નર ઔર ઉસકી કૌંસિલ ટીપૂ કો અચાનક મદ્રાસ કે સામને દેખ કર હક્કે–બક્કે સે હો ગએ. જિસ દિન પ્રાતઃકાલ ટીપૂ મદ્રાસ પહુંચા, ગવર્નર ઔર ઉસકી કૌંસિલ કે મેમ્બર તથા નવાબ મોહમ્મદ-અલી કિલે સે કુછ દૂર બગીચે મેં ટહલ રહે થે–દરખ્તોં કે નીચે ટેબિલોં પર કલેવા સજા હુઆ રકખા થા. ટીપૂ કા આના સુન કર યે લોગ ઇતની તેજી સે અપને પ્રાણ લે કર ભાગે કિ ગવર્નર કી

તલવાર ઔર ટોપી તક વહીં છૂટ ગઈ. સૌભાગ્ય સે એક છોટા-સા જહાજ સામને ખડા થા. ઉસમેં પહુંચ કર ઉન્હોંને અપની પ્રાણરક્ષા કી. એક અંગરેજ લિખતા હૈ--"યદિ જહાજ મૌકે પર ન હોતા, તો ટીપૂ ઉન્હેં અવશ્ય પકડ કર કૈદ કર લેતા.

ઇધર ત્રિજમલ્લી-સ્થાન પર હૈદરઅલી કા જેનરલ સ્મિથ સે મુકાબલા હો ગયા. નિજામ ને વિશ્વાસઘાત કિયા. વહ અંગરેજોં સે મિલા હુઆ થા. હૈદરઅલી કો વિવશ હો કર અપની ફૌજ કુછ પીછે હટાની પડી; પરંતુ હૈદર કે એક ભી સિપાહી કો અંગરેજ લોગ ગિરફ્તાર ન કર સકે, ઔર ન સ્મિથ કી હી આગે બઢ કર હૈદર પર આક્રમણ કરને કી હિંમત હુઈ. ઇસી ક્ષણિક પરાજય કી ખબરેં અંગરેજોં કી તરફ સે ખૂબ ચઢા-બઢા કર દૂર તક ફૈલા દી ગઈ.

હૈદર કી માઁ-જો ઉસ સમય યુદ્ધ કે મૈદાન સે લગભગ ૨૦૦ મીલ કી દૂરી પર હૈદરનગર કે મહલોં મેં થી—અપને બેટે કી હાર સુન કર ક્ષુબ્ધ હો ઉઠી. વહ પાલકી મેં બૈઠ કર ફૌરન્ હી અપને બેટે કો હિંમત બંધાને કે લિયે ચલ પડી. મૌસમ બરસાત કા થા. ઉસ જમાને મેં યાત્રા મેં કિતની મુસીબતેં હોતી થીં ! ઉસકે સાથ એક હજાર સિપાહી ઘોડોં ઔર ઉંટોં પર થે, તથા પાલકી કે આગે ૨૦૦ સ્ત્રિયેં બુર્કા ડાલે ઘોડોં પર ચલ રહી થી. બૂઢી માતા રાતદિન ચલ કર કુછ હી દિનોં મેં અપને પુત્ર કી સેના કે નિકટ આ પહુંચી. ખબર પાતે હી હૈદરઅલી અપને પુત્રોં સહિત આદર દેને કે લિયે આગે બઢા. ડેરે મેં પહુંચતે હી હૈદર ને આશ્ચર્યચકિત હો કર અપની માતા સે પૂછા—"ઇતની તકલીફેં સહ કર આપ યહાં કિસ લિયે આઇ ?" હૈદર કી માતા ને કહા—"બેટા ! મૈં યહ દેખના ચાહતી થી કિ તુઝમેં અપની પરાજય સહને કી કિતની શક્તિ હૈ." હૈદર ને હિંમત બંધાતે હુએ કહા—"માઁ ! વહ પરાજય તો કોઇ પરાજય નહીં થી, નિજામ કે ધોખે સે બચને કે લિયે મૈંને સ્વયં અપની ફૌજ પીછે હટાઇ થી." ઇસ બૂઢી માઁ ને ઉત્તર દિયા—"ખૂબ ! બહુત ખૂબ ! ! અગર યહી બાત હૈ તો શુક્ર હૈ ખુદા કા. મૈં અબ ફૌરન્ લૌટ જાઉંગી, તાકિ મેરે યહાં રહને સે તેરે કામ મેં કોઇ બાધા ન આવે." તીસરે દિન વહ બૂઢી માતા અપને વીર પુત્ર હૈદરઅલી કો દુઆ દે કર હૈદરનગર કો વાપસ લૌટ ગઇ. નિઃસંદેહ ઐસી વીર માતાએં હી હૈદરઅલી જૈસે વીર પુત્રોં કો જન્મ દે સકતી હૈં. જિસ દિન દેશ મેં ઐસી માતાએં હોંગી, ઉસી દિન ભારત સ્વતંત્ર હો સકેગા.

("માધુરી"ના એક અંકમાં લેખકઃ—શ્રી. ગણેશદત્ત શર્મા ગૌડ 'ઇંદ્ર' વિદ્યાવાચસ્પતિ.)

# ૧૦૪—सदुपयोग है या दुरुपयोग ?

(ભાઈ કે નામ પત્ર)

"સહોદર, પ્રણામ.

૧૫ વર્ષ પૂર્વ ભારત મેં સ્ત્રીશિક્ષા કી વહ ઉન્નત દશા ન થી, જૈસી આજ હૈ. દક્ષિણભારત કો છોડ કર અન્યત્ર સ્ત્રીશિક્ષા કો લોગ શંકા કી દૃષ્ટિ સે દેખા કરતે થે. ભિન્ન ભિન્ન પ્રકાર કી દલીલેં સામને લાઇ જાતી થી, તરહ તરહ કી શંકાએં ઉઠાઇ જાતી થીં ઔર ભાંતિભાંતિ કી ચેતાવનિયાં બૂઢે લોગ દિયા કરતે થે. પરંતુ આજ હિંદૂ સમાજ મેં અન્ય સુધારોં કે સાથ-સાથ કન્યાશિક્ષા કો ભી પ્રોત્સાહન દિયા જાતા હૈ. યહ શુભ ચિહ્ન હૈ. પરંતુ એક તો સ્ત્રીશિક્ષાકી-સંસ્થાએં અવ્વલ તો હૈં હી બહુત કમ; દૂસરે ઉનકા પાઠચક્રમ પાશ્ચાત્ય ઢંગ કે આધાર પર નિર્મિત હૈ; ઔર તીસરે જિસ પ્રકાર કી પાઠિકાઓં કી વાસ્તવ મેં આવશ્યકતા હૈ, વહ દુર્ભાગ્યવશ સુલભ નહીં. આજ શિક્ષા કી અધોગતિ જિન કારણોં સે હો રહી હૈ, ઉનમેંસે એક યહ ભી હૈ કિ લડકિયોં દૂસરે હી આદર્શ લે કર સ્કૂલ યા કૉલેજ મેં પદાર્પણ કરતી હૈં; અપની શિક્ષા કી અવધિપર્યંત વિચિત્ર સ્વપ્ન દેખા કરતી હૈં; ઔર લડકોં કી સંસ્થાઓં સે બહુતસી બાતેં લે કર અનુકરણ કરને તથા વિના સોચેવિચારે સમાન સ્વત્વોં કા ઉપયોગ કરને મેં અપના ગૌરવ માનતી હૈં.

ઇસકા સ્વાભાવિક પરિણામ યહ હોતા હૈ કિ લડકિયાં ઘર કે વાયુમંડલ કો પસંદ ન કર કે બંગલે મેં રહના ઔર ધોતી-કુરતા પહનનેવાલા પતિ ન ચાહ કર સૂટ-બૂટવાલા હસ્બૅંડ (સ્વામી) ચાહતી હૈં, તથા વિફલ હોને પર પતન કી ઓર ઝૂકને લગતી હૈં. લડકિયોં કો અધિક વજીફે, અધિક સુવિધાયેં, સાફ-સુથરે કમરે, છાત્રાલયોં કે આરામ, અધ્યાપકગણ તથા યુવક વિદ્યાર્થીયોં પર વિદ્યાર્થીનિયોં કે પ્રતિ વિશેષ આદર દિખાને કે સંબંધ મેં દબાવ, ઇન સબ બાતોં કી વજહ સે કન્યાયેં ઘર કે વાયુમંડલ કો ઘૃણા કી દૃષ્ટિ સે દેખને લગતી હૈં, આર યહી ચાહા કરતી હૈં કિ કિસી આઇ. સી. એસ. બૈરિસ્ટર યા પ્રેસ-મૈનેજર અથવા ચલતી હુઈ ડાકટરીવાલે ડાકટર સે વિવાહ હો, અન્યથા મિસ.........હી કહલાના ઉન્હેં અધિક પસંદ આતા હૈ.

પશ્ચિમ મેં આજ જો અનાચાર ફૈલા હૈ, જો તલાક-પ્રથા વહાં નઈ સમસ્યાયેં સામને લા રહી હૈં તથા જો અરુચિ વિવાહોં કે પ્રતિ વહાં કી કન્યાઓં મેં બઢ રહી હૈ, ઉસકી છાપ ભારતવર્ષ

કી આર્ય પુત્રિયોં પર ભી કુછ ન કુછ પડતી હૈ, ઔર વે ભી ફલતઃ ગૃહસ્થી કે પચડે સે બચના ઔર તિતલી કી ભાંતિ પત્તી–પત્તી પર બૈઠ કર ચમકના અધિક રુચિકર માન બૈઠતી હૈં.

સ્ત્રીશિક્ષા કો ફૈલાને કે ઉદ્યોગ મેં લગે હુએ સુધારક યદિ અભી સે ઇસ ઓર ધ્યાન દેને લગેં, તો શાયદ શિક્ષા કે પ્રચાર કી ગતિ મંદ પડ જાયગી––ઇસી કારણ અભી તો ઇસી નીતિ કા અનુસરણ કિયા જા રહા હૈ કિ અધિક સે અધિક સંખ્યા મેં લડકિયાં સ્કૂલી તાલીમ પાવેં. સંસ્થાઓં કે સંચાલક ભી ઈસી લિયે ‘ફીસ મુઆફ’, છાત્ર–વૃત્તિયોં ઔર કલાશાલા કા આકર્ષણ ઉનકે આગે રખતે હૈં––ઔર યહ ઠીક ભી હૈ; પરંતુ અંદરુની હાલત સે બેખબર રહના સ્વયં ઉન સંસ્થાઓં કે લિયે ભયાવહ હૈ. બુદ્ધિ કે વિકાસ ઔર સુવિધાઓં કે અસ્તિત્વ કા સ્વાભાવિક પરિણામ ચંચલ લડકિયોં કે લિયે યહ હોતા હૈ કિ ચતુર લડકિયાં સદાશય સે બનાયે હુએ નિયમોં કા ઉલ્લંઘન, અપને સ્વાર્થસાધન કે લિયે કરને લગતી હૈં. ચિટ્ઠિયોં પર નિયંત્રણ, રાત્રિ કો ઘૂમને જાને પર બંધન તથા યુવકોં સે નિષ્પ્રયોજન મિલને પર મનાઈ, ઈન તીન વિષયોં મેં વે સભ્યતા કી પાલિશ સે મિલા હુઆ છલ કામ મેં લાતી હૈં, તથા કરતી વહી હૈં જો ઉનકે મન ભાતા હૈ. નિયમોં ઔર ઉપ-નિયમોં મેં જહાં કહીં ગુંજાઇશ દેખી વહીં સહારા લે લિયા, ઔર સંરક્ષિકા કી આંખ મેં ધૂલ ઝોંકને કા મૌકા જિસ પ્રકાર હાથ આયા, ઉસકા ઉપયોગ કિયા !

જિસ લડકી મેં જિતની બુદ્ધિ ઔર ચતુરાઇ હોતી હૈ, ઉતની હી સફાઈ સે વહ અપના કામ કરતી હૈ; ઔર ઈસ પ્રકાર જબ વહ વિવાહિતા હોતી હૈ, તબ પતિ કે જીવન કો દુઃખમય બના દેતી હૈ. વજીફોં કી સહાયતા તથા કઇ વર્ષ પિતા કે અધિકાર સે બાહર રહ ચૂકને કે કારણ ઔર “શિક્ષિતા” હોને કે ફલસ્વરૂપ ઉસમેં અહંમન્યતા, આલસ્ય ઔર નિરંકુશતા કા પ્રાદુર્ભાવ હોને લગતા હૈ. “સમાન સ્વત્વ” કી દુહાઇ દે કર વે અપની મનોહર ગૃહસ્થી કે પવિત્ર કર્તવ્ય કી અવહેલના કરને લગતી હૈં, ઔર અંત મેં સ્વતંત્ર જીવન બિતાને મેં હી ઉન્હેં શાંતિ મિલતી હૈ. કમ–સે–કમ પાંચ સ્ત્રીશિક્ષા–સંસ્થાઓં કા અનુભવ ઇસ વસ્તુસ્થિતિ કા સમર્થન કરતા હૈ કિ આજકલ યહ કુપ્રવૃત્તિ બઢ રહી હૈ; ઔર યદિ યહ રોકી ન ગઇ, તો હિંદૂ–સમાજ કી ભારી ક્ષતિ હોના અવશ્યંભાવી હૈ. અંગ્રેજી–ઢંગ સે વક્ષઃસ્થલ કા ઉપરિભાગ ખોલ કર સડકોં પર નિકલના, ઉંચી એડી કે જૂતે પહન કર સમાજસેવા કરના, અપના મિત્રમંડલ અલગ બનાના, મિત્રોં ઔર બીસોં મુંહબોલે ‘ભાઇયોં’ સે જો પત્રવ્યવહાર હો, ઉસે પતિ તક ન ખોલે––ઈસ બાત પર

જોર દેના તથા પતિ કી થાલી એકદમ પરોસકર ઘૂમને નિકલ જાના, ૯-૧૦ બજે રાત તક લૌટના, પરપુરુષોં કો ઘર મેં નિમંત્રણ દેના ઔર પતિ કી જાનકારી કે વિના હી ઉન્હેં બિદા કર દેના, એતરાજ કરને પર વ્યંગ્ય બોલના, સાસ કે અનુશાસન સે દૂર ભાગના, સ્વયં ગરીબ હોતે હુએ પડોસિયોં પર યહ ભાસિત કરના કિ હમ બડે ધનાઢય કી પુત્રી હૈં, યા સ્વતંત્ર રૂપ સે સૌદા-સુલુફ લેને જાના, પતિ કી સ્થિતિ કી ઓર ધ્યાન ન દેતે હુયે અપની નઇ ફરમાઇશેં નિત્ય પેશ કરના, નૌકરોં સે ઠઠોલી કરના, દૂસરોં કે ઘરોં મેં જા કર ગાને ગાના, હારમોનિયમ બજાના, આગંતુક સે અકેલે મેં મિલના, ખાના પકાને સે જી ચુરાના, બચ્ચોં કો રોતે છોડ કર ભી સભા-સોસાઇટી મેં જાના, શરીર કી આકૃતિ ન બિગડને દેને કે ખ્યાલ સે કૃત્રિમ સાધનોં કા પ્રયોગ કરના, સિનેમા દેખના ઔર કભી-કભી સૈર સપાટે કે લિયે પિકનિક મેં બાહર જાના—બસ, ઉનકી યહી દિનચર્યા રહતી હૈ. જિનસે ઘૃણા કરના, ઉન્હીંસે સમય સમય પર તોહફે લેના, યહ ભી ઉન્હીં કા કામ હૈ.

દેખા યહાં તક ગયા હૈ (યદ્યપિ ઐસી ઘટનાયેં અભી કમ હોતી હૈં) કિ પતિ કી અસામયિક મૃત્યુ મેં સહાયતા પહુંચાને તથા મનચાહે યુવક સે પ્રેમ બઢાને, કિસી કન્યાવિદ્યાલય મેં શિક્ષિકા હો કર ઉસકી સંચાલન કમેટી કે દો ચાર સદસ્યોં સે ઘનિષ્ટતા બઢાને ઔર અપની વ્યક્તિગત સફલતા કી ઉધેડબુન મેં વે સારી યોગ્યતા સર્ફ કર દેતી હૈં. પતિ ચાહે જિતના ભોલા ઔર સાહિત્યસેવી ક્યોં ન હો, વે અપને વિકરાલ માયાજાલ મેં, પહલે ઉસ પર નિસાર હો કર બાદ કો વિષ દે કર, ઉસકા જીવન સમાપ્ત કરતી હુઇ ભી દેખી ગઇ હૈં. પતિ સે અલગ રહ કર અપને મિત્રમંડલ મેં સુખી રહને તથા સંતોષ માનને કા તો આજકલ ફૈશન ચલ પડા હૈ. ઇસે અભી વહી જાનતે હૈં, જો સ્ત્રિયોં કે સ્કૂલ યા કાલેજ ચલાતે હૈં, યા જો કિસી સ્ત્રીશિક્ષા-સંસ્થા કી બાગડોર થામે હુએ હૈં. ઉનકા યહ સ્થિર મત હૈ કિ યહ રોગ બઢતા જા રહા હૈ.

ઇસે આપ સ્વત્વ, ન્યાય ઔર ઉદારતા કા સદુપયોગ કહેંગે યા દુરૂપયોગ ? ભાઈ! જિસ દિન કલાસ કી છુટ્ટી હોતી હૈ, ઉસ દિન નિત્ય નઈ બાતેં ઇસી પ્રકાર કી માલૂમ હોતી રહતી હૈં.

આપકી **અનુજા**"

( "માધુરી"ના એક અંકમાં લેખકઃ-શ્રી. પરશુરામ મેહરોત્રા બી.એ.)



# ૧૦૫–अंतिम निःश्वास

ઝાંક–ઝાંક લે અંતર–જગ મેં, ઓ દુનિયા દિવાની !
'ઉસ' અસીમ પીડા કી કર લે, જરા આજ નિગરાની !
જીવન કે પ્રત્યેક કણોં પર અંકિત અમર કહાની;
પઢ લે—પઢ લે, એક બાર ઉન્મત્ત હૃદય કી રાની.

* * *

ઉઠતે હૈં તૂફાન પ્રલય કે નિત્ય નએ ઉફ્ કૈસે !
નન્હે જીવન પર પડતે આઘાત હંત ! હા, ઐસે !
( "માધુરી"ના એક અંકમાં લેખિકાઃ–શ્રીમતી રામપ્યારીદેવી વર્મા )

# ૧૦૬–समर विजयी राजा कुंवरसिंह

વિકરાળ દાઢી, મારકણી આંખો, પીસેલ જડબાં, એંશી વર્ષના કુંવરસિંહનું લોખંડી શરીર જમને ડરાવે એવું હતું. તેનો જન્મ ૧૭૮૨માં જગદીશપુરની નાનીશી જાગીરમાં થયો હતો. શહેનશાહ શાહજહાંના વખતમાં તેના બાપદાદાને 'રાજા'ના ઇલ્કાબ સાથે મળેલી આ જાગીર ૧૮૫૭ની સાલમાં જપ્ત થઇ. કુંવરસિંહે તલવાર તાણીને કેડ બાંધી. પોતાની ભૂમિને પરહાથે જતી અટકાવવા એણે એંકાશીમેં વર્ષે છાતી સુધી ભેટ બાંધીને અંદર બબ્બે જમૈયા ધરબ્યા. દાનાપુરના સૈન્યની સરદારી લઇને આરાની છાવણી પર હલ્લો કર્યો. ખજાનો લૂંટ્યો ને જેલ તોડી. આરાના કિલ્લામાં થોડું શીખ અને અંગ્રેજી સૈન્ય હતું. ગઢને ઘેરીને કુંવરસિંહે તોપો માંડી. ત્રણ દિવસ ઘેરો ચાલ્યો. ચોથે દિવસે આરા છાવણીની મદદે દાનાપુરથી કપ્તાન ડનબર ત્રણસો ગોરા ને સો શીખ લઇ નીકળ્યો. કુંવરસિંહને ખબર પડી. રસ્તામાં આંબાવાડિયાની ઘટામાં કુંવરસિંહે ચારસો માણસો સંતાડી દીધાં. જેવી ડનબરની સેના બાગમાં પડાવ નાખી પડી તેવીજ ઉપરથી ગોળીઓ છૂટી, ચારસોમાંથી સાડાત્રણસો સૈનિકો ત્યાં ને ત્યાં રાત રહી ગયા. કપ્તાન ડનબર પણ ખલાસ થઇ ગયો.

પણ જબરી સેના અને તોપો સાથે આરાની મદદે મેજર આયર આવી પહોંચ્યો. મૂઠીભર સૈન્યથી કુંવરસિંહે આઠ દિવસ તેની સામે ટક્કર ઝીલી, પણ છેવટ હઠવું પડયું. કુંવરસિંહ જગદીશપુર પાછો ફર્યો. હવે મેજર આયરે જગદીશપુરને ઘેર્યું. કુંવરસિંહ રાજકુટુંબસહિત ત્યાંથી નીકળીને અતરોલિયા પહોંચ્યો. કુંવરસિંહ આવ્યાની ખબર પડતાંજ સરદાર મિલમૈન અતરોલિયા

ચાલ્યો. બંને સેના વચ્ચે જંગ મચ્યો. બુઢ્ઢો કુંવરસિંહ તો લડાઇ-માં જ ઉછર્યો હતો. એણે મિલમૈનને ચારે કોરથી ઘેર્યો. ચાર કલાકમાં તો મિટ્ટી દાણાદાણ કરી નાખી. મિલમૈનનું લશ્કર જીવ લઇને નાઠું ને મિલમૈન મરતાંમરતાં આઝમગઢ પહોંચ્યો. કુંવરસિંહ જેવા કાળા રાજાથી ભાગવા માટે મિલમૈનની મશ્કરી કરતો હવે કર્નલ ડેમ્સ સામે આવ્યો. આઝમગઢ પાસે યુદ્ધ જામ્યું. કુંવરસિંહે ઉપરાઉપરી એવા તો હલ્લા કર્યા કે ડેમ્સ ચકિત થઇ ગયો અને છેવટે એ પણ રણ મૂકીને ભાગ્યો. આઝમગઢ પહોંચતાં તો એને ભોં ભારે થઈ પડી.

આઝમગઢના ઘેરા માટે થોડું સૈન્ય રાખી રાજા કુંવરસિંહ બનારસ ચાલ્યો. કુંવરસિંહના ઉપરાઉપરી વિજયની જાણ થતાં લૉર્ડ કેનિંગની છાતી ધડકવા માંડી. તુરત સેનાપતિ માર્કને મોટા લશ્કર સાથે કુંવરસિંહ ઉપર મોકલ્યો. માર્ક મૂછે તાલ દેતો આવ્યો. કુંવરસિંહ જેવા મગતરાને મસળતાં કેટલી વાર ? એકદમ હુમલો કરવાનો હુકમ છોડયો. બંને સેના ભેટી પડી, ઘમસાણ યુદ્ધ થયું, એકાશી વરસનો બુઢ્ઢો કુંવરસિંહ પોતાના ધોળા ઘોડાપર વિજળી-વેગે ઘૂમવા માંડયો. જોતજોતામાં તો માર્કની સેના પાછી પડી. માર્ક આઝમગઢ તરફ ભાગ્યો. કુંવરસિંહ પાછળ પડયો. માર્ક આઝમગઢના કિલ્લામાં પેઠો એવોજ કુંવરસિંહે ગઢને ઘેરી લીધો.

ગોરો સેનાપતિ લગર્ડ માર્કની મદદે આવવા નીકળ્યો. લગર્ડ આવવાની ખબર મળતાં કુંવરસિંહે ઘેરો ઉઠાવ્યો અને પોતાની બાપુકી જાગીર જગદીશપુરમાં હતી ત્યાં પહોંચવા વિચાર કર્યો. રસ્તામાં આડી ગંગા નદી હતી. સેનાસહિત ગંગા પાર કરવા માટે કુંવરસિંહ ઝપાટાબંધ નીકળ્યો. રસ્તામાં લગર્ડની સેના મળી. તાશેરો મચ્યો, લગર્ડ હારીને પાછો હટયો. ત્યાં ડગલસ સામે આવ્યો. એની પણ એજ દશા. કુંવરસિંહના થોડા હાથી ડગલસને હાથ પડયા, પણ કુંવરસિંહ આબાદ છટકી ગયો.

કુંવરસિંહે અફવા ઉડાવી કે, પોતે સેનાસહિત બાલિયાઘાટ પાસે હાથીઓ ઉપર સેના ઉતારશે. અંગ્રેજ સેના બાલિયાઘાટ ઉપર મોરચા માંડીને પડી. યુક્તિ આબાદ પાર પડી અને અહીં કુંવરસિંહે બાલિયાઘાટથી સાત માઇલ દૂર શિવપુરઘાટ ઉપર રાતો-રાત સેના હોડીઓમાં ઉતારવા માંડી. અંગ્રેજ અમલદારોને ખબર પડતાં તેઓ દોડતા શિવપુરઘાટ આવ્યા. ગંગાના શાંત જળમાં છેલ્લી હોડી મધ્યવહેણમાં ચાલી જતી હતી. એ છેલ્લી હોડીમાં સેનાનો પ્રાણ કુંવરસિંહ હતો. આ પારથી ગોરા સેનાપતિએ ગોળીઓ છોડી. સનનનન એક ગોળી આવીને કુંવરસિંહના જમણા હાથમાં પેઠી. ઝેરીલી ગોળીનું વિષ સારા શરીરમાં વ્યાપી જાય તે પહેલાં કુંવર-

સિંહે ડાબે હાથે તલવાર ખેંચીને પોતાનો જમણો હાથ કોણીમાંથી કાપીને ગંગામાં ફેંકી દીધો ! તથા સામે પાર જઇને હાથે પાટો બાંધી દીધો. અંગ્રેજ સેના અંધારામાં આંખો ફાડીને આ સાહસ જોઈ રહી!

જગદીશપુરને પાદર જઇ જનરલ લીગ્રૅન્ડની સેના સામે ધવાયેલા કુંવરસિંહે બાથ ભીડી. લીગ્રૅન્ડની સજ્જ, તાજી ને પ્રમાણમાં બમણી સેના ઉપર તે વરુની જેમ તૂટી પડયો. બે ઘડી પૂરી ન થઇ ત્યાં તો અંગ્રેજ સેના ભાગવા માંડી. ભોઇ લોકો ડોળીઓ મૂકીમૂકીને નાસી છૂટયા. તરસ્યા સવારો પાણી પાણી કરીને મર્યા; અને જનરલ લીગ્રૅન્ડ પણ રણમાં સૂતો. ૧૯૯ ગોરામાંથી માત્ર એંશી જીવતા રહ્યા. બધી તોપો કુંવરસિંહને હાથ પડી.

કુંવરસિંહનો આ અદ્દભુત વિજય ભારતીય ઇતિહાસમાં સોનાના અક્ષરે લખાયો છે. ફરી એક વાર કુંવરસિંહે પોતાના પિતાની જાગીરમાં સ્વાધીનતાનો ઝંડો ફરકતો કર્યો, પણ એના હાથનો ઘા રૂઝાયો નહોતો. વૃદ્ધાવસ્થા, વ્યાધિ અને થાકને લીધે ૧૮૫૮ની ૨૬મી એપ્રિલે રાજા કુંવરસિંહ પોઢી ગયો; પણ પોતાની માતૃભૂમિને સ્વતંત્ર કર્યાનો સંતોષ એના ભવ્ય મુખ ઉપર જળહળી રહ્યો હતો.
("કુમાર" ના એક અંકમાં લેખકઃ-શ્રી.રામનારાયણ નાગરદાસ પાઠક)

---

## १०७-सत्ता के सत्त्व ?

હરકોઇ તરેહના અધિકાર કે હોદ્દાની પ્રાપ્તિ એ કંઈ ખાસ મહત્ત્વનો વિષય નથી. અધિકાર કે અધિકારીઓનો કયાં તોટો છે? લાગથી કે લાયકાતથી, બળથી, કળથી કે વગસગથી, હિંમત કે હિકમતથી કોઇ ને કોઇ પ્રકારે અધિકાર તો મળી રહે. પણ સવાલ તો એ રહે છે કે, અધિકાર ઉપર આવતાં પહેલાંની માણસની તત્પરતા, નિષ્ઠા, તેની ધગશ, તેનો તનમનાટ ને તાલાવેલી કેટલાં ટકી રહે છે? બાકી તો કંઇક માણસો અધિકારપદે આવે છે ને જાય છે. અનેક અમલદારો ઉગ્યા અને આથમ્યા; પણ તેમની ઑફિસનાં—તેમના ખાતાનાં અજવાળાં કે અંધારાંના ઓળા જેમના તેમ પડયા રહ્યા છે. કોઇ દિલથી તો કોઇ દગડાઇથી, કોઈ પ્રમાદથી તો કોઇ પ્રમોદ ને પ્રેમથી પોતાની અમલબજાવણી કરીને આવ્યા તેવા જાય છે. અમલદારી, એ સેવા કરવાની ઉત્તમ તક છે. સત્તા એ સેવાની સોનેરી પળ છે, એટલુંજ જો માત્ર તેમના દિલ ઉપર કોતરાઈ રહે તો તેઓ તેમના ગમે તેવા નિર્જીવ, શુષ્ક ને યંત્ર જેવા જડ અને અવડચવડિયા ખાતામાં પણ પ્રેમ અને ચેતન આણી શકે.

પરંતુ તેમાંના કોઇકજ—ગણ્યાગાંઠ્યા અમલદારોજ માત્ર જીવ જેવું, તેમની પાછળ સંભારવા જેવું કામ કરતા જાય છે. એવા કેટલાકની ઑફીસ, કારકુનોનું કબુતરખાનું મટી જાય છે અને તેમની ઑફીસ કાગળનાં કફન, કબાટનાં કબ્રસ્તાન અને દરગાહની શાંતિનાં દશ્ય રજુ કરવાને બદલે પ્રેમ અને પ્રગતિનું કાર્યાલય બની રહે છે.

બાકી બીજાને તો અમલ આવ્યા પહેલાંની ધગશ અને આતશ, અમલ મળતાં ઘણી વાર કજળાઇ જાય છે. એની ઉપર નિરાશા અને પ્રમાદની રાખ બાઝી જાય છે. એ અમલદાર બને એટલો એના ઉપર અમલ ચલાવવા લાગે છે, અને ત્યારપછી તે ધીકીને કાંઇ વિશેષ કરતો નથી—કરી શકતો નથી. તે ઘરડાઇ જાય છે, ડવાઇ જાય છે, તેના બધા અભિલાષ ઓસરી જાય છે ને તેના જુસ્સાનાં જળ થંભી જાય છે. માત્ર કોઈ વિરલાજ એવા અપવાદ નીકળે છે કે જે સંયોગો સામે ટક્કર ઝીલીને ઉત્સાહ ટકાવી રાખીને કંઇક કરી જાય છે. પણ તે બધાનો આધાર એકજ વસ્તુ પર છે; અને તે દાનત ને ધગશ. મૂળે ધગશ જોઇએ. ધગશમાંથીજ સૌ કંઇ નીપજે છે. પણ એવી ધગશ ક્યાં ?

અલ્લાહાબાદની નૈનીની જબરદસ્ત સેંટ્રલ જેલના સુપરિન્ટે-ન્ડેન્ટનો આ દાખલો છે. એનું નામ કર્નલ હડસન. એનો અધિકાર તો માત્ર જેલની વ્યવસ્થા જાળવવાનો હતો; પણ પોતાના કાર્ય ઉપરાંત કાંઇક વધુ કરવાનો, પોતાના પુરોગામી કરતાં કંઇક અનોખુ ને સરસ કરવાની તેને ઉલટ હતી. તેનામાં હજી ધગશ અનામત રહી હતી. જેલની અમલદારીથી, કેદીઓના અને ગુન્હેગારોના જીવનથી એનું જીવન બીજા જેલ સુપરિન્ટેન્ડેન્ટની જેમ નિષ્ઠુર, ક્રૂર ને અર્થશૂન્ય નહોતું બની ગયું. માણસાઇ તેનામાંથી હજી નીચોવાઇ ગઇ નહોતી. એના જીવનમાં પ્રેમ ને પ્રગતિનાં પૂર હજી ચઢયે જતાં હતાં.

તેના હાથમાં અમલ આવતાં, તેના અંતરમાં એ કંગાલ કેદીઓનાં જીવન અને કેદખાનાના વાતાવરણમાં સુધારણા કરવાના કોડ જાગ્યા. એનામાં દીનવત્સલતા અને માનવપ્રેમ સભર ભર્યાં હતાં એમ જણાઈ આવે છે. એણે જેલના બગીચા, જેલની ખેતી, જેલના ઢોર અને જેલનું રસોડું એ બધું સુધાર્યું. એણે ઘણી દિશામાં સુધારા કરી નાખ્યા. એ સુધારા તેની ફરજરૂપે, પગાર પેટે કે વેઠરૂપે તેણે નહોતા કર્યા. એ તો તેણે કેવળ પ્રીતિકાર્ય-રૂપે કર્યા હતા. એના એ પ્રીતિકાર્યનું પરિણામ પ્રિ. હીગન બોટમ-ના ‘ ગૉસ્પેલ એન્ડ ધ પ્લાઉ’માંના શબ્દોમાંજ તપાસીએ:—

‘ એની જેલનાં ખેતરોમાં એ મણમણ અને દોઢદોઢ મણ

(૪૦-૬૦ રતલ ) કોબીના ગોટા વર્ષોનાં વર્ષો સુધી લાગટ નીપજાવતો તથા પાંદડાં ને ડીંટિયાં કાઢી નાખતાં બાકી રહેલા ધોળા બાસ્તા જેવા પંદર પંદર શેર ને અધમણ અધમણના કોબી ફ્લાવરના દડા તેના ખેતરમાં એ પકવતો ! તેની જાર અને બાજરીના સાંઠા ૧૭ થી ૧૮ ફુટ ઉંચા ઉગતા અને દર એકરે ૨૫ થી ૩૦ ટન ( ૧૪૦૦થી ૧૭૦૦ રતલ ) લીલો ચારો તે પોતાના ખેતરપર નીપજાવતો. અને તેનું સાઇલેજ પણ આ વર્ગનું એટલે કે સર્વોત્કૃષ્ટ ને સફળ થતું !

કેદીઓ ચોમાસાના દિવસોમાં કાચોપાકો ખોરાક ખાઇને મરડા અને તાવથી મરતા અગર હેરાન થતા એ જોઇને એનું દિલ દ્રવ્યું. એણે નવાજ પ્રકારનો લોખંડનો ચૂલો (સ્ટવ) બનાવ્યો. એ સગડી ઉપર રેલ્વેના ખાણના કોલસા બાળીને આપણી રોટલીઓ અને ફુલકા બનાવી શકાતાં એ સગડીથી કેદીઓની માંદગી અને હેરાનગતિ ટળી; એટલુંજ નહિ પણ એ ઉપરાંત જેલને ૫૦ રસોઇયાનું કામ ઓછું થયું અને વર્ષે દહાડે વીસ હજાર રૂપિયાનો તો કેવળ બળતણનોજ ફાયદો થયો !

આ બધું તેણે કેમ કર્યું ? શાને કર્યું ? એ ખેડુત નહોતો છતાંયે એ સમૃદ્ધ પાક નીપજાવી શક્યો. એ ઇજનેર નહોતો છતાંયે એ સગડી શોધી શક્યો; આ બધું શાથી ? તેનામાં કાર્યગૌરવ અને પ્રેમ હતાં તેથી. તેણે જેલનું જીવન મધુર, સુખી ને સંસ્કારી કરવા પ્રયાસ કર્યો; જ્યારે કાર્યગૌરવ વગરના કેટલાય અમલદારો ને અધ્યાપકો તેમનાં ખાતાં અને પાઠશાળાઓને ઉલટાં જેલથી પણ અકારાં ને આકરાં કરી નાખે છે ને !

ખેતી ખાતાના અમલદારો, ખેતીની પાઠશાળાના શિક્ષકો, અધ્યાપકો અને વિદ્યાર્થીઓ--અર્થાત્ આપણને સૌને કર્નલ હડસનનો આ દાખલો કર્તવ્યપરાયણતાનો અને પ્રેમનો કેવો ઉંચો બોધપાઠ પૂરો પાડે છે !

આવા હડસનો આપણે જોઇએ છે ને ? એ માટે ધગશ ટકાવવાથી તથા સાચી દિશામાં તેને વાળવાથી એવા હડસનો પાકી શકશે. ખુબી અમલ મેળવવામાં હોય તે કરતાં તેને જીરવવામાં સવિશેષ છે. ધગશ વગરના અમલથી શોભતા અમલદારો કરતાં ધગશથી અમલને શોભાવનાર અધિકારીઓજ કંઇક લીલું કરશે. આપણે એવા અધિકારીઓ જોઈએ છે. અધિકારી બનો તો એવા બનો.

(હસ્તલિખિત 'કૃષિવિજ્ઞાન'માંનો શ્રી. ડાહ્યાલાલ હ. જાનીનો "કુમાર" માં છપાયેલો લેખ)

# ૧૦૮–ગામડાંનું ભૂષણ–થોર

ગ્રામ્યભૂષણ થોરની કુળકથા અનેક દૃષ્ટિએ મનનીય છે. આ દુનિયામાં આશરે ૩૦ કરોડ એકર જમીન ખડકાળ અને નાપીક છે. બીજા કોઈ પણ કામમાં નિરૂપયોગી એવા આ અતિ વિસ્તીર્ણ જમીનમાં માત્ર થોરજ ઉગી શકે છે–ઉગીજ નહિ, ખૂબ જોરથી ફૂલે છે અને ફળે છે પણ ખરો. ગોરા લોકોને ગમો યા ન ગમો પણ ઉત્તર અને દક્ષિણ અમેરિકામાં તો થોરે પોતાનો અડ્ડો અદ્યાપિ કાયમ જમાવ્યો છે. આખા આફ્રિકા ખંડમાં પણ આ થોરનુંજ સામ્રાજ્ય છે. મહાયુદ્ધ થયું, જર્મનો આવ્યા અને ગયા, તહનામાં થયાં અને થાય છે; તથાપિ કોઇ પણ પ્રબળ કે પરોપકારી યુરોપીયન રાષ્ટ્રનું મુખ્યાધિકારિત્વ (મેન્ડેટ) આ વજ્રધારી થોરે માનેલું નથી. પણ પશ્ચિમના લોકો તો ભારે બુદ્ધિમાન છે. આ અણનમ વનસ્પતિને મ્હાત ન કરી શકાઇ એટલે એમણે તેનો ઔદ્યોગિક દૃષ્ટિએ સદુપયોગ કરી લેવાના માર્ગો શોધવા માંડ્યા. છેલ્લાં કેટલાંયે વર્ષોથી દક્ષિણ આફ્રિકામાં સાહસિક મુડીવાળાઓ અને પ્રયોગકુશળ રસાયનશાસ્ત્રજ્ઞોના પ્રયત્નો તે વિષે ચાલુ છે, અને થોડાજ વખતમાં તેમને સ્પૃહણીય યશ મળશે.

કેટલાક વનસ્પતિજ્ઞોએ થોરનું જન્મસ્થાન અમેરિકાને માન્યું છે, તથાપિ આસ્ટ્રેલિયા અને એશિયા—અને તેમાંયે મુખ્ય હિંદુસ્તાનજ આ થોરની જન્મભૂમિ દેખાય છે. આપણા વૈદિક નવનવોત્સાહશાળી ઇંદ્રે થોરનેજ ગુરુ કરીને પોતાનું અજસ્ર શસ્ત્ર વજ્ર તૈયાર કર્યું. ને શો એ વજ્રનો ફટકો! જેવો થોરનો તેવોજ વજ્રનો બીનચૂક ઘાવ! પુરાણો કહે છે કે, વજ્રવડે પર્વતો ભસ્મ થયા. અને અર્થ સમજીએ તો ખરી વાત છે. પર્વતોનો કિંવા ખડકાળ જમીનનો ભેદ કરવો હોય તો તેના પર નિઃશંક થોરનુંજ વાવેતર કરવું. ગમે તે જમીનમાં, ઉત્તરધ્રુવ પર, હિમાલય પર્વત પર સુદ્ધાં, પાંચ હજાર ફીટની ઉંચાઇએ, થોરજ ખૂબ વધેલો નજરે પડે છે. હિંદુસ્થાનનાં ૭ લાખ ગામડાંઓમાં એક પણ એટલું દરિદ્રી ગામડું નહિ મળે કે જેની કમરે થોરનો અમૂલ્ય કમરપટો ન હોય. હિંદના કંગાલમાં કંગાલ ગામડામાં વ્યવસ્થિત ઘર નહિ હોય, કારીગર નહિ હોય, ખેતીવાડીની જમીન નહિ હોય, ખેડુત પણ નહિ હોય, ધંધાએ નહિ હોય, ખાવાને અન્ન અને પીવાને પાણી સુદ્ધાં નહિ હોય, પણ થોર–ધનચક્કર થોરિયો તો અવશ્ય હશે. આજ હજારો વર્ષથી હિંદી ગામડાંઓનું–ગામડાંના વિત્તજીવિતનું અને ગામડાંની ખેતીવાડીનું વિનાખર્ચે પણ

બીનચૂક સંરક્ષણ એ થોરની અભેદ્ય તટબંધીએ કર્યું છે. આર્ય ચાણક્યના કહેવા પ્રમાણે પૂર્વકાળમાં કિલ્લાઓ અભેદ્ય બનાવવામાં અને દુશ્મનોને હઠાવવામાં આ થોરે પુષ્કળ કામગીરી બજાવી છે. આજે પણ થોર આપણા હિંદી લોકોનો એકનો એક વૈભવ થઇ પડયો છે. અને ખરેખરજ, જો હિંદી બુદ્ધિમત્તાનો, હિંદી ઉત્સાહનો અને કાર્યક્ષમતાનો શકય તેટલો કુશળતાથી સતત ઉપયોગ કરવામાં આવે તો આજ કંટકમય અને કદી પણ ક્ષીણ ન થનાર થોરની સંપત્તિ હિંદુસ્તાનનાં ગરીબ ગામડાંઓનું **'समृद्धं सौभाग्यम्'** જલદીથીજ ઉદિત કરશે.

થોરનો નાનામાં નાનો છોડ ૨ ઇંચ ઊંચો ને ૧ ઇંચ ઘેરાવાનો થાય છે, જ્યારે કેટલાક પ્રચંડ ઉંચા અને ૨॥ ફૂટ ઘેરાવાના વધે છે. આ રાક્ષસી થોરનાં ફળ બહુજ મધુર અને સાત્ત્વિક હોય છે. થોર સુંદર દેખાય છે એમ કહેવું એ હાસ્યાસ્પદ લાગશે, પરંતુ કોસના કોસ નિર્વૃક્ષ અને ઉજ્જડ પડેલી ખડકાળ નાપીક જમીનમાં વિસ્તીર્ણ અને જોરથી વધેલી, કેસરી ફૂલોથી રંગાયેલી અને કંટકમય પણ મધુર ફળોવડે ઉભરાઇ રહેલી ગાઢી ને લીલીછમ થોર-રાજીઓ નેત્રોને નિઃસંશય જે આનંદ આપે છે તે જોયો હોય તેજ જાણે. મેક્સિકોનું રાષ્ટ્રીય નિશાન થોરના ચિત્રથી વિભૂષિત થયેલું છે. જાણે એ પ્રજાને થોરના વજ્ર કાંટાનું, સૌંદર્યનું અને દૃષ્ટાદૃષ્ટ ઉપયોગિતાનું પૂર્ણ ભાન થયેલું છે.

શરીર અને મનને ટોચનારૂં કાંટાનું કલંક થોરને હોય છેજ, એમ પણ નહિ. થોરની કેટલીક જાતો કુદરતીજ નિષ્કંટક હોય છે. એજ નિષ્કંટક જાતોની કલમો કાંટાવાળી જાતને લગાડીને કંટકપૂર્ણ જાતોને પણ સુંદર, નરમ મખમલ જેવી, સુંવાળી, ઠંડી, લીલીછમ, રસપૂર્ણ ફણા ને ફળોવાળી ઉત્પન્ન કરી છે. આનું તમામ શ્રેય અમેરિકન વનસ્પતિશાસ્ત્રી લ્યૂથર બુરબેન્કને છે.

સૃષ્ટિમાતાએ બનાવ્યો, સૃષ્ટિના અત્યંત નામાંકિત વિદ્યાર્થી ને કિમિયાગર લ્યૂથર બુરબેન્કે અત્યંત પરિશ્રમ તેમજ અખંડ પ્રયત્નપ્રયોગો વડે સુધાર્યો; પણ હિંદુસ્તાનના પ્રચંડ ખેતીવાડી ખાતાએ અને તેમાંથી બહાર પડનારા હજારો વિદ્યાર્થી પૈકી એક પણ જણે આપણા કાંટાવાળા થોરને નિષ્કંટક બનાવીને ગામડાંઓને, ગામડાંમાંની સામાન્ય જનતાને પોતાના ઉચ્ચ શિક્ષણની વ્યવહાર્યતા અને ઉપયુક્તતાની હજી ખાત્રી કરી આપ્યાનું દેખાતું નથી. કરંજીનો ને થોરનો પ્રશ્ન એ ગામડાંઓનો અત્યંત આવશ્યક પ્રશ્ન છે. આંબાના ઝાડપર કિંવા વિલાયતી આંબલીપર કે બીજા ઝપાટાથી વધનારા એકાદા, નિર્દોષ, યોગ્ય ઝાડપર કરંજીની કલમ કરવામાં આવે તો ત્રણ ચાર પેઢીમાં કરંજીનો બધો દુર્ગંધિદોષ જતો રહેશે,

તેલ નિર્ગંધ અને મધુર બનશે અને તેનાં કડવાં બીયાં 'આંબા' જેવાં મધુર બની ગામડાંના બાલ–તરુણ લોકોને ઘરઆંગણે ખાવા સારૂ એક મીઠો ને સાત્ત્વિક ખોરાક બનશે. આ કરંજીની ગોટલી ખાઇને ગામડાંનાં ઘણાં છોકરાંઓ પઠાણના જેવા કિંવા યૂરોપીયન સોલ્જરોના જેવા પ્રચંડદેહી અને દુર્દમ થશે. આ કરંજી—થોરના પ્રશ્નને કેટલાક ખેતીવાડીના પદવીધરોએ ખાસ પ્રશ્ન બનાવવો જોઇએ. રસાયનશાસ્ત્રના સહસ્રાવધિ વિદ્યાર્થીઓમાં બુદ્ધિમત્તાથી તેમજ કર્તવ્યક્ષમતાથી સંપન્ન એવા પાંચ દશ વિદ્યાર્થી શું આજ છેલ્લાં પચીસ વર્ષમાં ન નીકળે, કે જેમણે હિંદી રાષ્ટ્રની એક મોટી આવશ્યકતાતરીકે સ્વયંપ્રેરણાથી 'કૃષિસંશોધન'નો વિષય પોતાના જીવનનો વ્યવસાય બનાવી લીધો હોય અને એજ કરંજી ને થોરની સંપત્તિ નિર્દોષ બનાવીને તેને ગામડાંઓમાં વિપુલતાથી ઉછેરી ગરીબ ખેડુતોનું તેમજ સામાન્ય જનતાનું જીવન નિરંતરનું સુખાવહ બનાવ્યું હોય ?

ગમે તે જમીનમાં—બીજા કોઇ પણ કામને માટે નાલાયક એવી જમીનમાં પણ પાણી વિના, વાવેતર વિના, થોર અતિશય જોરથી વધે છે. તેમાંયે વગરકાંટાના તો ઉત્તમજ; પણ કાંટાઓથી ભરેલો થોર પણ ઔદ્યોગિક દૃષ્ટિએ બહુ કિંમતી છે. પ્રયત્નપ્રયોગ વડે તેમજ કૌશલ્યથી થોરને 'ગામડાંઓનું ભૂષણ' અને સંપત્તિ તેમજ ઉદ્યોગનું સાધન અવશ્ય બનાવી શકાય. ગણતરી એવી છે કે, પૃથ્વીની અગણિત લોકસંખ્યાને એકલો થોરજ ધારે તો અન્ન પૂરૂં પાડી શકે. આ વિધાનમાં અતિશયોક્તિ બિલકુલજ નથી. થોરના ફળમાં વિશેષ માધુરી છે, એટલુંજ નહિ પણ રસમાં પુષ્કળ સ–રસ અન્નસત્ત્વો ભરેલાં છે. આ માત્ર રાસાયણિક પૃથક્કરણ નથી, પ્રત્યક્ષ વ્યવહારથી પણ એજ બીના સિદ્ધ થયેલી છે. મેક્સિકોમાંના તો કાંટાવાળા થોરનાં પાકેલાં ફળોનો રસ સ્વચ્છ રીતે ગાળી લે છે. દાડમના રસની રુચિ અને સત્ત્વગુણો સાથે બરાબરી કરનારા આ નાગફણી રસની લક્ષાવધિ બાટલીઓ અમેરિકાનાં બજાર હૉટેલોમાં દર વર્ષે ખપે છે. આ અમૃતરસનો રંગ, સ્વાદ, માધુરી, શીતતા અને ગુણકારી તૃષાહારકતા ખરેખર અપ્રતિમ છે. ત્યાં એજ ઉષ્ણ ઋતુમાંનો મોટો વેપાર થઇ પડયો છે. હિંદુસ્તાનમાં પણ નિરનિરાળાં સુંદર નામોથી શણગારાઇને આ અમેરિકન નાગફણી રસની બાટલીઓ જલદીથીજ આવશે, અને આપણે તે હોંશેથી લેવાના; પણ પોતાને કશું સુઝવાનું નહિ. મેક્સિકન ગામડાંઓએ શરૂ કરેલું કાર્ય માત્ર હિંદી ગામડાંઓએ વ્યવસ્થિત રીતે શરૂ કરવું જોઇએ. આશ્ચર્ય લાગશે, પણ ખરી વાત છે કે, બરાબર સંભાળપૂર્વક ઉછેરેલો ત્રણ વર્ષના થોરનો એક રોપ, છસો

પૌંડ વજનની અન્નસામગ્રીની કિંમતનાં ને અન્નસત્ત્વો તથા મધુર રસથી ભરેલાં ફળો ઉત્પન્ન કરી શકે છે.

એક ટન થોરમાંથી આશરે ૧૫૦ પૌંડ સારો શુદ્ધ મદ્યાર્ક નીકળે છે. જે પ્રમાણે ગંધકામ્લમાંથી તે પ્રમાણેજ મદ્યાર્કમાંથી ફાયદાવાળા થઇ પડે એવા સેંકડો ધંધા ક્રમેક્રમે ગામડાંઓમાં ઉત્પન્ન કરી શકાય એમ છે. થોરના રસમાંથી વેદનાહીન ને યશસ્વી શસ્ત્રક્રિયા કરી બતાવનારો અસલ 'ક્લૉરોફૉર્મ' પણ એકદમ તૈયાર કરી શકાય છે. એજ રસમાંથી ક્રમેક્રમે 'મેલિક ઍસિડ' 'ઍસેટિક ઍસિડ' 'કાર્લિક ઍસિડ' ઇત્યાદિ બહુમૂલાં આમ્લો અને વ્યાધિ-નિવારણ 'ટિંક્ચરો' પણ તૈયાર કરી શકાય છે.

થોરનાં ફળ ઉપર કીરમજી રંગ અને તેમાંથી પછી નાનાવિધ રંગોની પાકી અને સુંદર છટા ઉત્પન્ન કરનારા સૂક્ષ્મ કૃમિ હોય છે. એ એટલા સૂક્ષ્મ હોય છે કે તેમાંથી ૧ પૌંડ રંગ તૈયાર થવાને એવા ૭૦ હજાર કૃમિ જોઇએ. આ રંગની સંપત્તિની શોધ સન ૧૭૦૩માં લ્યુ બેન હૉક નામના રસાયણશાસ્ત્રજ્ઞે પ્રથમ કરી એમ કહેવાય છે. પરંતુ હિંદુસ્તાનમાં તો એ બહુ પ્રાચીન શોધ છે. આપણા કેટલાયે જૂના રંગરેજો થોરના રંગમાંથી રેશમ અને ઊનને સુંદર રીતે રંગતા. જોકે તેઓ તો આજ મરી ખૂટ્યા છે, પણ સુદૈવે થોર હજી જીવતા છે. માત્ર ખરૂં કામ કરનાર લોક જોઇએ.

થોરની ફણાનું રાસાયણિક સ્વરૂપ નીચે પ્રમાણે હોય છેઃ– આશરે ૧૭ ભાગ પાણી, ૬૦ ભાગ વનસ્પતિજન્ય રસાયનદ્રવ્યો અને ૨૩ ભાગ રાખ. થોર નિષ્કંટક હોય તો ઉત્તમજ; ન હોય તો બરાબર કાળજીપૂર્વક કાંટા કાઢી નાખી તે ફણામાંથી અથાણું, મુરબ્બા ઇત્યાદિ પદાર્થ સારી રીતે તૈયાર કરી શકાશે. આ અથાણાં અને મુરબ્બામાં ઉત્તમ ઔષધિગુણ હોય તે શરીરને સારી રીતે માફક આવે છે; પણ અથાણાં અને મુરબ્બા કરતાંએ વધુ મહત્ત્વની તો તેની રાખ છે. આ સેંકડે ૨૩ ટકા રાખમાંથી ઘણોખરો બધોજ 'પોટાશ કાર્બોનેટ' નામનો અમૂલ્ય ક્ષાર મળે છે. આ પોટાશ કાર્બોનેટ તો બહુજ ખપનો છે. કાચનાં કારખાનાંઓમાં તથા સાબુની બનાવટમાં પોટાશ કાર્બોનેટ મુખ્ય અંગ હોય છે. ઉત્તમ સાબુ પોટાશ કાર્બોનેટ સિવાય બનતો નથી. મોટા પ્રમાણમાં રેશમને સ્વચ્છ રીતે ધોવામાં પોટાશ કાર્બોનેટ અપ્રતિમ કામ કરે છે. ચીની માટીનાં સુંદર વાસણોને ભઠ્ઠીમાં સુલભ રીતે તપાવવામાં પોટાશ કાર્બોનેટ પ્રમુખ સહકારી છે. એન્ગ્રેવિંગ અને લીથો કામમાં, પોટાશ કાર્બોનેટ બહુ ઉપયોગી થાય છે. સોનારૂપાના ગીલ્ટ કરવાની વિદ્યુત્કૃતિમાં પોટાશ કાર્બોનેટ અગત્યનું કામ કરે છે. ચામડાં કમાવવાના કામમાં ને રંગવાના વ્યવસાયમાં પોટાશ કાર્બોનેટ અવશ્ય

જોઇએ છે. ઉપરાંત તમામ પ્રકારના મધુર ખાવાપીવાના પદાર્થો ને ઔષધો તૈયાર કરવામાં પણ પોટાશ કાર્બોનેટની મહત્ત્વની કામગીરી છેજ. ક્યાં ગામડાંઓને દુર્દર્શનીય ને દુઃસહ કાંટાળો થોર અને ક્યાં એનીજ રાખમાંથી સહજ વિપુલતાથી નીકળનારો અને ઉપર જણાવેલા નાનાવિધ બહુમૂલા ધંધામાં સુંદર રીતે ઉપયોગી થઇ, લક્ષાવધિ કારખાનાંઓ અને મજૂરોનાં વ્યવસ્થિત યોગક્ષેમ ચલાવનારો પોટાશ કાર્બોનેટ ! અને સહેલું કેટલુંક ! હાથલા થોરની ફણા તોડીને કાપીને સૂકવવા, અને તેને બાળીને તેની રાખમાંથી પાણીની સહાયતાવડે પોટાશ કાર્બોનેટ કાઢી લેવો ! કેટલી સાદી કૃતિ ! સૃષ્ટિમાતા પોતાનાં ગરીબ હિંદી ગામડાંઓ પર આથી વધુ કેટલીક પ્રસન્ન થાય !

થોરના દેહના લગભગ સેંકડે ૩૨ ટકા ભાગ તંતુજાળથી (સેલ્યુલોસથી) બનેલા હોય છે. આ તંતુજાળ પણ એટલીજ ઉપયોગી છે. નાના પ્રકારના કાગળ, પૃષ્ઠપત્રો, રમકડાં, વાર્નિશો, છત્રીઓનું કાપડ, દોરડાં, એંજિનોના પટ્ટા, બનાવટી ચામડું, ફોટો તથા સીનેમા ફિલ્મ, જ્વાલાગ્રાહી દ્રવ્યો, કૃત્રિમ રેશમ; આ બધા રાષ્ટ્ર–સંપત્તિ–સામર્થ્ય ઉત્પન્ન કરનારા ધંધાઓનું જીવિત બધી રીતે આ તંતુજાળમાં ગુંથાયેલું છે.

થોરની ફણાના સંપત્તિગર્ભનું રાસાયણિક સ્વરૂપ ઉપર જણાવ્યું છે. હવે તેનાં ફળોનું રાસાયણિક સ્વરૂપ જોઇએ. દરેક ફળમાં આશરે ૪૨ ભાગ કાર્બો–હાઇડ્રેટ્સ (કૃષ્ણાસિકો) હોય છે. (જેમા ૧૦થી ૧૬ ભાગ શુદ્ધ સાકર હોય છે;) ૩૨ ભાગ તંતુજાળ દ્રવ્યો, ૬ ભાગ અન્નાદિ સત્ત્વો, ૪ ભાગ તૈલાદિ દ્રવ્યો, ૬ ભાગ પાણી અને ૧૦ ભાગ રાખ હોય છે, જેમાં પોટાશ કાર્બોનેટ મુખ્ય અને પોટાશ આયોડાઇન અને મૅગનીઝના સૂક્ષ્મ ખાર હોય છે.

આ રાસાયણિક સ્વરૂપ સ્પષ્ટ કહે છે કે, અન્ન સત્ત્વની, સ્નિગ્ધ દ્રવ્યની અને ગુણકર ઔષધોની દૃષ્ટિએ થોરનાં ફળોની બહુજ મોટી કિંમત છે. મેક્સિકોમાંના ને સિસિલી બેટોમાંના સુધરેલા લોક પણ થોરનાં ફળો સારાં સાત્ત્વિક અને સામર્થ્યપ્રદ હોવાથી અત્યંત પ્રેમથી ખાય છે. મહાયુદ્ધના કાળમાં અહમદનગરમાં જર્મન કેદીઓને રાખવામાં આવ્યા હતા. આ કેદીઓમાંના ઘણાખરા ત્યાંનાં સંપન્ન કારખાનાંવાળાઓ, વેપારીઓ અને નામાંકિત રસાયનશાસ્ત્રજ્ઞો તેમજ કારીગર લોકો હતા. આ કેદીઓ હમેશાં મળે તેટલાં થોરનાં પાકેલાં ફળો રોજ સવારે નાસ્તા પછી કાંટા કાઢી નાખીને ખાતા હતા. એનું સુપરિણામ તે કેદીઓની લાલચોળ શરીરપ્રકૃતિ ને નિઃસીમ ઉત્સાહ ઉપરથી સ્પષ્ટ દેખાઇ આવતું હતું. આપણે સાફ, સ્વચ્છ ધોયેલા ચોખાનો નિઃસત્ત્વ ભાત દિવસમાં બે વખત ખાનાર દરિદ્રી અને સર્વ પ્રકારે નિરુત્સાહી લોક, આવા થોરનાં ફળો ખાનાર

સંપન્ન અને ખરેખરજ સમર્થ જર્મન કેદીઓને જોઇને ખડખડ હસતા હતા !

થોરનાં ફળમાં બી હોય છે. આ બીમાંથી મધના જેવું ઘટ્ટ અને ઉત્તમ મીઠું તેલ સેંકડે ૩૫ થી ૪૦ ટકા નીકળે છે. આ તેલનો ઉપયોગ ખાવામાં, દીવો બાળવામાં, સાબુ બનાવવામાં અને મહારોગ ઉપર દર્દભેદી ઔષધતરીકે પણ સારો થાય છે. થોરનાં મૂળિયાંના રસની સર્પના ભયંકર વિષ ઉપર ગુણકારી અસર થાય છે, એમ જણાઈ આવ્યું છે. આ બાબતમાં પણ ઘણી કિંમતી લોકસેવા કરી શકાય એમ છે.

આ પ્રમાણે થોરનાં પાંચે અંગોનો–મૂળનો, ફૂલનો, ફળનો, ફણાઓનો તથા કાંટાઓનો–અને બધાને બાળ્યા પછી બાકી રહેલી રાખનો સુદ્ધાં–બહુમોલ ઉપયોગ થાય છે; પણ તે ઉપયોગ થવો માત્ર શાસ્ત્રશુદ્ધ અખંડ પ્રયત્ન પ્રયોગપર અવલંબી રહે છે. રાષ્ટ્રનાં સુખ, સંપત્તિ ને સામર્થ્ય વધારનારા કેટલાય મોટામોટા ધંધા આ દરિદ્રી ગણાતા કાંટાવાળા થોરમાંથી કાઢી શકાશે. એકલી રાખનો અને તેમાંથી સુલભ રીતે નીકળનારા પોટાશ કાર્બોનેટનો યોગ્ય ઉપયોગ અને વેપાર કર્યો હોય તોપણ ગામડાંઓનાં કેટલાં બધાં કુટુંબોનો અચ્છી રીતે યોગક્ષેમ ચાલે અને કેટલાયે નવીન હિંદી ધંધાના સંવર્ધન સાધનનું કાર્ય કરવા જેવું થાય.

તો કહો હવે, ગામડાંઓનું ભૂષણ કોણ ? હું કે તમે ? પટેલ કે તલાટી ? એ પૈકી કિંવા એવા પૈકી કોઇ પણ નહિ. ગામડાંઓનું ખરૂં ભૂષણ થોરજ. ઉચ્ચ ધ્યેયથી યોગ્ય કાર્ય અખંડ રીતે કરવામાં આવે તો તમામ ગામડાંઓનો ઉદરનિર્વાહ એકલો આ થોરજ ચલાવે.

("ચિત્રમય જગત"માં લખનાર—શ્રી. મોહિનીરાજ શંકર મૂળે)



# ૧૦૯–કુતિયાણામાં ચક્ષુદાનયજ્ઞ

કચ્છ, કાઠીઆવાડ અને ગુજરાતના આંખના દર્દીઓની મુંગી સેવા બજાવનાર એ સખી દિલના સમાજસેવક ડૉકટર રતીલાલ શાહ એકાએક કુતિયાણે જઈ ચઢ્યા તા. ૬–૩–૩૦ ના રોજ.

× × × ×

કુતિયાણા અન્જુમન ઈખ્વતુલ ઇસ્લામ અને મેમણ સોસાઇટીના સભ્યોએ ડૉકટર શાહને વિનતિ કરી કે, અમુક ગરીબ દર્દીઓની આંખ તપાસી યોગ્ય ઉપચારની સલાહ આપશો તો અમે આપની ફી બાબત જેમ કહેશો તેમ બંદોબસ્ત કરશું. ડૉ. શાહ કહે છે "કેમ તમે ડૉ. રતીલાલ શાહને હજુ નથી ઓળખતા તે ફીની વાત કરો છો? મને લાગે છે કે મારે હવે તમને મારી પાકી ઓળખાણ આપવી પડશે"–એમ કહી કંઇ ફી લીધા વગર સવાસો દર્દીઓની આંખની તપાસ કરવામાં આવી. દરેકને યોગ્ય ઉપચારની સલાહ લેખિત આપવામાં આવી. પાંત્રીસ દર્દીઓ ઑપરેશન કરવા લાયક નીવડ્યા; પણ એવા ગરીબ કે જે રાજકોટમાં ડૉ. શાહની હૉસ્પિટલ સુધી પણ પહોંચવા મુશ્કેલ. મેમણ યુવકોના દિલમાં વિચાર થયો કે શું કરવું? ત્યાં તો ડૉકટર શાહ કહે કે "હું થોડા દિવસમાં રાજકોટનું કામકાજ પતાવીને અહીં કુતિયાણે આવીને આ લોકોનાં ઑપરેશનો કરી આપીશ, જેથી તમને મારી પાકી ઓળખાણ થાય."

* * * *

મેમણ યુવકોએ દવાદારૂ, ડ્રેસિંગ, ખાધાખોરાકી વગેરેના ખર્ચને પહોંચી વળવા માથે લીધું. કુતિયાણાનાં સદ્ભાગ્યે સીલોનમાં મોટા વેપાર ખેડનાર અનેક શ્રીમંતો છે; એટલુંજ નહિ પણ જેવો મોટો વેપાર તેવું મોટું જીગર. થોડા યુવકો પહોંચ્યા શેઠ હાજી અબ્દુલ કરીમ હાજી વલીમામદ ઢેઢી પાસે. એક મિનિટમાં એમણે બધું ખર્ચ ઉપાડી લેતાં કહ્યું "દોસ્તો! તમે તો તનતોડ મહેનત કરી આવાં આવાં સમાજના લાભનાં કામ કરતા રહો. ઈન્સાનને ફેઝ પહોંચાડો;–દ્રવ્યસહાય માટે કદી મુંઝાવું નહિ. પણ એક વાત ધ્યાનમાં રાખવી કે, દૃષ્ટિ વિશાળ રાખજો. એટલે કે હિંદુઓને પણ આ લાભ અપાવજો. આપણે હિંદુ–મુસ્લીમ એક–દિલીને ચાહનારા છીએ." બસ થયું. ડૉકટરને તાર મૂકાયો. તારીખ માગી. જવાબ આવ્યો ૧૭–૩–૩૦. તડામાર તૈયારી થઈ. દશ દહાડામાં તો બધું તૈયાર. કુતિયાણામાં જાણે મોટો મેળો ભરાયો.

× × ×

ડૉકટર શાહે આ વેળા નવી યોજના ઘડી. તે અનુસાર કુતિયાણાના યુવકોએ માત્ર ફરતા ૧૦–૧૦ માઇલના ઘેરાવામાંથીજ દરદીઓ એકઠા કર્યાં, કે જેથી "કામ થોડું ભલે થાય, પણ વધારે સંગીન થાય."–દરદીઓની પૂરતી કાળજી લેવાય.

× × ×

અને થયું પણ તેમજ–માત્ર ૭૦૦ દરદીઓ એકઠા થયા–તપાસવામાં આવ્યા. દવા તથા સલાહ અપાઇ–માત્ર ૮૭ ઑપરેશન થયાં, જેમાં અડધોઅડધ મોતીઆના કેસો હતા. કુતિયાણાના જમાતખાનામાં ચક્ષુદાન યજ્ઞનો મંડપ રોપાયો. હિંદુ અને મુસ્લીમ–સ્ત્રી અને પુરુષ એમ જૂદા જૂદા વૉર્ડ ગોઠવાયા. દરદીઓને રહેવાનું, ખાવાનું, પીવાનું દવા ડ્રેસિંગ વગેરે તમામ માવજત રાતદિન ઉજાગરા વેઠી, અથાગ શ્રમ વેઠી મેમણ સોસાયટીના સ્વયંસેવકોએ ખંતથી કરી અને ખાસ કરીને મુસ્લીમ દરદીઓ કરતાં પણ હિંદુ દરદીઓ તરફ વિશેષ ભાવ તથા કાળજી રાખી હૃદયની ઉદારતા બતાવી કુતિયાણાના ઇતિહાસમાં અમર રહે તેવો દાખલો બેસાડયો.

× × ×

કુતિયાણાના ચક્ષુદાન યજ્ઞની વિશેષતા તો એ હતી કે, જુનાગઢ સ્ટેટના અમલદારવર્ગનો પૂર્ણ સહકાર અને સહાય હતી. ખુદ નામદાર દિવાન સાહેબે સહાનુભૂતિ દર્શાવી અને સ્થાનિક અમલદારો, મુનસફ સાહેબ, વહીવટદાર સાહેબ, સરકારી ડૉ. સાહેબ તથા દરબાર બુઢ્ઢુખોખર અવારનવાર હાજરી આપી ઉત્સાહ પ્રેરતા અને વિઝીટબુકમાં ડૉ. શાહ તથા મેમણ સોસાયટીના વોલન્ટિયરોની ઉચ્ચ પ્રશસ્તિ લખતા જતા.

× × × ×

લાખો રૂપિયાને ખર્ચે ઉભી કરેલી અનેક અપટુડેટ હૉસ્પીટલો પણ આ ગરીબ દેશના દુઃખી દર્દીઓને પહોંચી વળી શકે નહિ, એમ ડૉકટર શાહની માન્યતા છે. ગરીબોને ખરેખરી રાહત આપવા માટે તો અડધો ડઝન ડૉકટર શાહે ગામડે ગામડે–ઘેરઘેર જાતે જઇને મીસ્કીન આંખના દર્દીઓને સેવાભાવે ઑપરેશનો કરી આપવા કટિબદ્ધ થવું જોઇએ.

× × × ×

એક દર્દી જાતે ભિસ્તી આંખ દેખાડવા આવ્યો. ડૉકટરે કહ્યું "તુમ્હારા આંખ કા મોતીઆ પકડા ગયા હય" કલ આના. ખાટ ઔર ધડકી લાના. તુમ્હારી આંખકા ઑપરેશન હો સકેગા–"–ત્યારે દર્દીએ કહ્યું "ઑપરેશન કરના હો તો અભી કરો. ખુદા આપકા ભલા કરેગા. મગર મેરી પાસ કુછ ખાટલા ઔર ધડકી કુછ નહીં હય." કહો જોઉં, આ પ્રકારના ગામડાના દુઃખી દર્દીઓ માટે મોટાં

શહેરોમાં આવેલી મોટી હૉસ્પીટલો કેટલી ઉપયોગી?

× × × ×

જાન્જી નામની એક કણબીની ૨૨ વરસની ઉંમરની બાઇ આવેલી. તેની બંને આંખમાં મોતીઆ હતા. તેણે વૉલન્ટિયરોનું તથા ડૉ. સાહેબનું લક્ષ ખેંચ્યું. તેણે કહ્યું કે, મને–આંધળીને દેખતી કરવામાં તમે બધાએ મોટું પુણ્ય કર્યું છે. મારે ત્રણ નાનાં બચ્ચાં છે અને ધણીએ અંધાપો આવતાં કાઢી મૂકી છે. મારે અને મારાં બચ્ચાંને ઉપર આભ ને નીચે ધરતી સિવાય આરોવારો નહોતો. તમે મને દેખતી કરી એટલે હવે મારું ઘર સંધાશે, મારાં બચ્ચાં રઝળતાં મટશે અને અમે બધાં જીવીશું ત્યાંસુધી આશિષ દેશું. નહિ તો અમ જેવા ગરીબ માણસ જેને ઘરના ધણીએ પણ અંધાપા-ને લીધે કાઢી મૂકેલ તે ક્યાં જાત? ઇશ્વર તમારૂં સારૂં કરો. ડા. સાહેબને રમૂજ પડી–તેના ધણીને તેડાવી બોલાવ્યો. દેખતી થયેલી જાન્જીને તેને સોંપી–ગમે તેવી તોય પોતાની ધણિયાણી–હર્ષઘેલો કણબી પોતાનું આખું કુટુંબ સંભાળી લઇ ઘેર ગયો.

× × × ×

આમ આવા ચક્ષુદાન યજ્ઞોમાં સ્થૂળ આંખે આંધળા હોય તેજ દેખતા થાય છે તેમ નહિ, પણ ઘણાની સૂક્ષ્મ આંખનો પણ અંધાપો દૂર થાય છે. અને સમાજની મહાન સેવા સધાય છે. અને સ્વયંસેવકો પણ કેવી તાલીમ પામે છે. એક દહાડો ડૉક્ટરને સોલો ચઢ્યો કે શ્રીમંત માબાપનાં ફરજંદો હોવા છતાં આ વૉલન્ટિયરો રાત્રે પહેરા ભરે છે, દર્દીઓની અંગત સારવાર ઉઠાવે છે; ખાસ કરીને બે કેપ્ટન હાજી ગની ચલચલ અને હાજી મામદ ચના—દર્દી-ઓની સેવા ઉઠાવવા ખાતર કોઇ પણ કામ કરવા તૈયાર છે, તો જરા કસોટીએ ચઢાવીએ. બસ, હુકમ કાઢ્યો કે, તમામ પુરુષદર્દી-ઓને હજામત કરાવી–ગરમ પાણીથી કારબોલિક સાબુથી નવરાવી-ને કપડાં બદલાવો. દરેક સ્ત્રી દર્દીને ગરમ પાણીથી સાબુથી નવરાવી માથામાં આમળાનાં તેલ નાખી કપડાં બદલી ચોટલા હોળાવો. થયું–કહેવાનીજ વાર–તડામાર તૈયારી–પાણીના મોટા દેગડા ચૂલે ચઢ્યા. વાળંદોને બોલાવ્યા. તેલના શીશા આવ્યા અને છ કલાકમાં તમામ શુશ્રૂષા અક્ષરશઃ ખરા દિલથી પૂરી થઇ. ડૉ. સાહેબથી બોલાઇ જવાયું કે "મેં કદી નહિ કલ્પેલું કે ઇસ્કી જેવા દેખાતા મેમણોના જુવાન છોકરાઓમાં આવો સેવાભાવ હોય–શાબાશ."

× × × ×

પખવાડિયું થવા આવ્યું–કામ આટોપાવા લાગ્યું. કુતિયાણાની જાહેર પ્રજાએ ડૉ. શાહની સેવાભાવનાની માનપત્રનો મેળાવડો કરી

કદર કરી. માનપત્રના મેળાવડામાં બાંટવાથી અંજુમને હીમાયતી ઈસ્લામના સેક્રેટરીઓ, પોરબંદરથી શેઠ હરખચંદ વેલજી તથા વણથલીથી શેઠ મામદ પટેલ અને શેઠ કરીમ વકીલે હાજરી આપી પ્રસંગને દીપાવ્યો.

**નેત્રવિદ્યાવિશારદ ડૉકટર રતિલાલ એસ. શાહ.**

ડી. ઓ. (ઓકસ્ફર્ડ) ડી. ઓ. એમ. એસ. (લંડન) એમ. બી. બી. એસ (બોમ્બે)

કુતિયાણા અંજુમન ઈખ્વતુલ ઈસ્લામ અને
મેમણ સોસાયટીના નિમંત્રણે આપ અહીં પધાર્યા.

ભાદરને કાંઠડે માંડયો ચક્ષુદાન યજ્ઞ નવા જમાતખાનામાં. આપના વિશાળ જ્ઞાનનો લાભ ઉઠાવવા હિંદુ–મુસ્લીમ અવિભક્તપણે એકઠા થયા.

લાભ લીધો એ ચક્ષુદાનયજ્ઞનો આપના વરદ હસ્તેઃ—૭૦૦ સાતસો દર્દીઓએ અને ઑપરેશનો થયાં અસહ્ય નેત્રવ્યાધિનાં ૮૭ સીત્તાસી.

પરિણામ સુંદરજ હોય નિઃસ્વાર્થ સેવાભાવનું.

વિજય આપને અને સફળતા પ્રાપ્ત થયાં એ યજ્ઞે ૯૬ ટકા દર્દીઓને.

અભેદભાવી કુતિયાણાના હિંદુ–મુસ્લીમોએ આ મહા અવસરને વધાવી લીધો.

આથીએ અધિક બળ, અધિક લાગણી અને અધિક સેવાભાવનાઓ અવિરતપણે પ્રાપ્ત થવા અહર્નિશ ઈચ્છીએ પરમકૃપાળુ પરમાત્મા પ્રત્યે.

આ બધુંયે કોને આભારી?

બહાદૂર સ્વયંસેવકો, ગર્ભશ્રીમંત માબાપનાં સંતાનો, નસેનસમાં અતુટ સેવાની ધગશવાળા યુવાનોને કેમ વિસરાય? આ બધાય બહાદૂરો કાર્યકરો–કુતિયાણા અંજુમન ઈખ્વતુલ ઇસ્લામ અને મેમણ સોસાયટીના સભાસદો ઉભય સંસ્થાને પ્રગતિના પંથે ચલાવી રહ્યા છે; જે સંસ્કારિતા અને સેવાનો લાભ આજનો ચક્ષુદાન યજ્ઞ.

પાક પરવરદિગારના અહેશાનમંદ "શેઠ હાજી અબ્દલકરીમ હાજી વલીમહમદ ઢેઢી"એ આ મહાન ચક્ષુદાન યજ્ઞના તમામ ખર્ચને નિઃસંકોચપણે વધાવી લીધું.

શારીરિક, આર્થિક સુખ અને ચિરાયુ સમર્પે દયાઘન દિનેશ, આથીએ મહાન યજ્ઞો આરંભો "શેઠ હાજી અબ્દુલ કરીમ હાજી વલીમહમદ ઢેઢી" ભવિષ્યમાં!

નિઃસહાય અને પ્રજ્ઞાચક્ષુ દશામાં દુનિયાથી નિરાળા દર્દીઓના આપને આશિષો અમે પરમ કૃપાળુ પરમાત્મા પાસે ઇચ્છીએ

છીએ કે આથીએ અધિક બળ અને સેવાભાવનાઓ સમર્પો આપને.

તા. ૩૧-૩-૧૯૩૦ અમો છીએ,

**કુતિયાણાના પ્રજાજનો**

શેઠ અબદુલ્લા હાજી દાદા ચલચલ. શેઠ અલીમામદ મોતી ઢંઢ. શેઠ આદમ હાજી વલીમામદ ઢેઢી. શેઠ હાજી અ-ગની ગીગા પરદેશી. શેઠ હાજી આમદ મોતી લાખાણી. શેઠ હાજી જમાલ આગની બંદુકડા. શેઠ ઇસ્માલ હાસમ અમરાપુરવાલા. દરબાર હયાતખાં સરદારખાં સરવાણી. દરબાર બુદ્ધ ખોખર સાભાઈ ખોખર. શેઠ હરિદાસ કરમશી. શાહ નરભેરામ જમનાદાસ. શાહ પરશોતમ ચકુ. શાહ સુંદરજી ગિરધર. વોહરા હસનઅલી વલીજી.

માનપત્રના જવાબમાં ડૉ. શાહે બાંટવા તથા વણુથલીના હાજર રહેલા ગૃહસ્થોની મૌલિક માગણીનો સ્વીકાર કરતાં જણાવ્યું કે, સેવક તો કોઇ પણ વખતે કોઈ પણ સ્થળે આવા પ્રકારની સેવા અર્પવા તૈયારજ છે તેમ ખાત્રીથી માનવું. મને તો બારે મહીના ક્યાંય ને ક્યાંય કચ્છ-કાઠીઆવાડ અને ગુજરાતમાં આ પ્રમાણે જવાનું હોય તો હું મને મહાન ભાગ્યશાળી ગણું.

શાબાશ! ડૉકટરો હો તો આવા સેવાભાવી હજો; ઈશ્વર આવા પ્રજાસેવકોને લાંબું આયુષ્ય બક્ષે. આમીન આમીન આમીન.

(જૂન ૧૯૩૦ ના "શારદા"માં લેખકઃ-રા. અભ્યાસી)

# ૧૧૦-ક્ષયરોગીઓને પુનર્જન્મ આપનારૂં પુણ્યધામ

## (ધી કીંગ એડવર્ડ સેનીટેરિયમ-ધરમપુર)

(સીમલા પાસે આવેલા ધરમપુરના એક સેનેટેરિયમનું આ રસિક પણ ઉપયોગી વર્ણન રા. ભાઈ પ્રવાસીએ અમોને મોકલ્યું છે. ક્ષયના ભયંકર અને જીવલેણ રોગથી પીડાતા અને જીવનની આશા છોડેલા દર્દીઓને પ્રસ્તુત લેખ કંઇક સૂચક અને માર્ગદર્શીય થઇ પડશે એવી અમારી દૃઢ માન્યતા છે. **સહતંત્રી "કલાપિ"**)

મારા મિત્ર નલીનકાન્ત ઘણા વખતથી ક્ષયની બિમારીથી પીડાતા હતા. મુંબઇના ઘણાખરા હોશિયાર ડૉકટરોની સલાહ લીધી. કેટલાકની સૂચના મુજબ કાઠિયાવાડમાં રાજકોટ, જામનગર, વઢવાણ ઇત્યાદિ સ્થળોએ પણ હવાફેર માટે જઈ આવ્યા. તે ઉપરાંત પંચગની અને દેવલાલી જ્યાંની સૂકી હવા આ દર્દ ઉપર અકસીર ગણાય છે ત્યાં પણ પ્રયત્ન કરી જોયો; પરિણામે દર્દ આગળ વધતું અટકી જતું, પણ જીંદગી સુધીની ફરિયાદ દૂર થતી નહિ. થોડો સમય સારી તંદુરસ્તી ભોગવ્યા પછી પાછું એનું એ!

ખાંસી યા તો તાવની ફરિયાદ ફરી આવી ઉભી રહેતી. આવી બિમારીથી નલીન કંટાળ્યો હતો; પણ શું કરે, એજ સૂઝતું નહિ.

એક દિવસ મારા કોઈ સ્નેહીને આ વાત ઉપસ્થિત થતાં તેમણે સૂચવ્યું કે "ધરમપુરમાં એક સેનીટેરિયમ છે, જેને માટે બહુ સારૂં સંભળાય છે, જ્યાં દર્દીઓ ઘણાખરા સારાજ થઇને આવે છે. જો કે ઘણું દૂર આવેલું છે તોપણ જીવતાં સુધી આમ રીબાવા કરતાં એ એક વધુ અજમાવી જોવું ખોટું નથી." મેં આ વાત તુરતજ નલીનને જઇ કરી, પણ એટલે બધે દૂર અજાણ્યા વાતાવરણમાં એકલાજ જવું એને ઠીક લાગ્યું નહિ. મેં એની સાથે જવા કબૂલાત આપી અને ત્યાં જવાનું તો ઠર્યું, પણ જવું શી રીતે?

આ સેનીટેરિયમ મુંબઇથી લગભગ ૧૨૦૦ માઇલ દૂર હીમાલયના પ્રદેશમાં સીમલા જતાં ધરમપુર નામે ગામડામાં આવેલ છે. આ પ્રદેશમાં પાઇનવુડનાં ઝાડો એટલા બધા જથ્થામાં આવેલાં છે કે આવા દર્દને માટે એ ઉત્તમ છે. કાઠિયાવાડ, ગુજરાત અને મુંબઈ તરફના લોકો ભાગ્યેજ આ સેનીટેરિયમના નામથી પણ પરિચિત હશે. ઉત્તર હિંદુસ્તાનમાંથી ઘણાખરા દર્દીઓ અહીં વધુ આવે છે. અમો પણ એ સંબંધમાં અજાણ હતા, એટલે પ્રથમથી પત્રવ્યવહાર યા લાગવગે કંઈ પણ ગોઠવણ કર્યા પછીજ ત્યાં જવાને ઉપડવું, એ વિચારપર આવ્યા.

તપાસ કરતાં ખબર પડી કે, મુંબઇમાં ગામદેવી પર આવેલ "સેવા સદન" નામની સંસ્થામાંથી મજકુર સેનીટેરિયમનાં અરજીનાં ફોર્મ મળે છે. એક ફોર્મ મે મંગાવી વાંચી જોયું, જે પરથી હું દરેક વિગતથી વાકેફ થયો. આ ફૉર્મ સાથે ત્યાં રાખવામાં આવેલી દરેક વર્ગોની સગવડ, જૂદી જૂદી સીઝનમાં જરૂર પડતાં કપડાં તથા ઓઢવા વગેરે દરેક જરૂરિયાતની વસ્તુઓની સંપૂર્ણ માહીતી આપવામાં આવી છે. અમારા ફેમીલી ડૉકટરના રિપોર્ટ સાથે મજકુર અરજીનું ફોર્મ સહી કરીને સેનેટેરિયમના "મેડીકલ સુપરિન્ટેન્ડેન્ટ" પર મોકલી આપ્યું. એકાદ અઠવાડીઆ બાદ અમોને પરવાનગીનું કાર્ડ ત્યાંથી આવી ગયું અને દરેક તૈયારી કરી અમોએ જવાનો દિવસ નક્કી કર્યો! બોરીબંદરથી ૩-૧૫ કલાકે ઉપડતા પંજાબમેલમાં બે સેકન્ડ કલાસ ટિકિટ રીઝર્વ્ડ કરાવી હતી. ગાડી ઉપડવાની સીટી થઈ અને સર્વ સગાંસંબંધી અને સ્નેહીઓથી વિખૂટા પડતાં દુભાતે હ્રદયે અને આંસુભીની આંખે અમે મુંબઇ છોડયું.

મુંબઈથી કાળકા સુધી જતી ડાઇરેક્ટ કારમાં અમારી સીટસ હોવાથી અમારે કોઇપણ સ્ટેશને વચ્ચે બદલી કરવાની જરૂર નહોતી, એટલે અમો નિશ્ચિંત હતા. રવિવારે બપોરના નીકળેલા

મંગળવારે સવારે ૫–૩૦ વાગે અમો કાળકા ઉતર્યા. અહીં ગાડીની બદલી કરવાની હોવાથી અમોએ અમારો સામાન સીમલા જતી બીજી ટ્રેનમાં બદલી નાખ્યો અને ૭–૩૦ વાગે અમોએ આગળ મુસાફરી શરૂ કરી. આ ટ્રેન પણ બહુ નાજુક તેમજ સગવડ-વાળી છે. ધીમે ધીમે અમો ઉંચે ઉંચે આવતા ગયા, તેમ નીચે કાળકા ગામ રેલ્વે સ્ટેશન વગેરે બહુજ રમકડા જેવાં દેખાવા લાગ્યાં. તે ઉપરાંત હરિયાળાં ખેતરો અને અન્ય ઘણાં ઘણાં સુંદર દૃશ્યો અમારી નજર સામેથી પસાર થવા લાગ્યાં! અનેક પહાડોની હારો ઓળંગી અમો આગળ જતા ગયા અને આખરે બે કલાકની મુસાફરી પછી ૯–૩૦ કલાકે ધરમપુર આવ્યું.

આ સ્થળ દરીઆઈ સપાટીથી ૪૫૦૦ ફીટ ઉંચે આવેલું છે. જો કે એક બહુજ નાનું ગામડું છે, તોપણ અહીંઆં ક્ષયના દર્દ માટે બે ત્રણ હૉસ્પિટલ બાંધવામાં આવી છે; કારણ કે અહીંની હવા એ દર્દ માટે ઘણી ઉત્તમ છે. હું અને નલીન સ્ટેશનપર ઉતર્યાં કે કોઈ અમને તાકીને જોવા લાગ્યા! અમારી અજાયબીનો પણ પાર નહોતો. પરાયા પ્રદેશમાં પહેલાંજ વાર પગલાં કર્યાં હોવાથી અમને બધું નવું નવું લાગવા માંડયું. સૂચના મુજબ નલીન માટે તો એક રીક્ષા ભાડે કરી લીધી, અને સેનીટેરિયમમાં અમને લઇ જવા મેં સૂચના કરી. પાંચેક મિનિટ પછી એક ટેકરીપર આવેલ મકાનો તરફ જતા એક રસ્તા પર 'ધ કિંગ એડવર્ડ સેનીટેરિયમ'નું પાટીઉં અમારી દૃષ્ટિએ પડયું. અમો વધુ ઇંતેજારીથી તે તરફ જોવા લાગ્યા. એટલામાં અમે સેનીટેરિયમના કંપાઉન્ડમાં દાખલ થયા અને રીક્ષા ઉભી રાખવામાં આવી. ત્યાંના મેનેજરે અમારે માટે મુકરર કરેલ કૉટેજ-માં લઇ જવા રામોસીને ફરમાવ્યું. તે મુજબ અમો અમારા કૉટેજ-માં આવી પહોંચ્યા. બાજુમાં રહેતા બીજા સિંધી દર્દીઓ માંહેના એકાદ બે અમોને અજાણ્યા સમજી, અનેક સૂચનાઓ આપી પરિ-ચિત કરવા લાગ્યા. એક તો બિલકુલ નવીન વાતાવરણમાં આવી અમારી બુદ્ધિ બહેર મારી ગઇ હતી; તેમાં બે દિવસથી ટ્રેનના કંટા-ળેલા અને ભૂખ્યા હતા એટલે વિવેક ખાતર ડોકું ધૂણાવી અમોએ તો હા એ હા કરી.

એ. બી. સી. એમ ત્રણ વર્ગોના બ્લૉકસ અહીં છે, જેમાં સગવડ પ્રમાણે ઓછાવત્તા દર રાખવામાં આવ્યા છે. એ ઉપરાંત એક વર્ગ એવો પણ છે કે જેમાં બિલકુલ આધારવગરના કોઇ દર્દીઓ હોય તેમનેજ દાખલ કરે છે. ખાણું, દવાદારૂ, ઇંજેકશન અને રે–ફોટો વગેરે જે ટ્રીટમેન્ટો અન્ય ઉપલા વર્ગોના દર્દીઓને આપવામાં આવે છે તેવીજ એમને માટે પણ છે.

દરેક રૂમમાં એક ખાટલો, ડ્રેસિંગ ટેબલ, ટીપાઈ, બે ખુરસી,

એક ઇઝી ચેર, બે બાંક અને એક નાનું કબાટ, એટલી ચીજો દર્દીના વપરાશ માટે રાખેલ છે. દરેક દર્દીને માટે જૂદોજ રૂમ રાખે છે. મજકુર બ્લૉકસને જૂદાં જૂદાં નામોથી ઓળખવામાં આવે છે. અમારો બ્લૉક કોઈ સદ્‌ગૃહસ્થના નામપરથી "પટેલ કૉટેજ" તરીકે ઓળખાતો. આ કૉટેજમાં એક રૂમ નલીન માટે અને એની બાજુમાં એક રૂમ મારે માટે હતો. ઉપરાંત એક રસોડા માટે જૂદો રૂમ તથા બાથરૂમ અને વૉટર કલૉઝેટની સગવડ પણ હતી.

સવારે સાત વાગે દરેક દર્દીને દૂધ અને પાંઉ સાથે માખણ આપવામાં આવતું. બપોરે બાર વાગે ખાણું. ત્યારબાદ સાંજે ચારને સુમારે ફરી દૂધ સાથે બીસ્કીટ અથવા ફ્રુટ મોકલવામાં આવતું. રાતે ૬-૩૦ થી સાતની વચ્ચે રાતનું ખાણું આવી જતું. દર્દીઓ પોતાના ખાણા માટે જૂદાંજ વાસણો રાખે છે. ખોરાકમાં પણ ડૉકટરી સૂચના મુજબજ ખાણું આપવામાં આવે છે, અને એ માટે ઉત્તમ પ્રકારનું અનાજ અને શાકભાજી વપરાશમાં લેવાય છે. સવારસાંજ જૂદી જૂદી વાનગીઓ તૈયાર કરાવવામાં આવે છે, જેથી દર્દીને ખાવાનું રૂચે. આ રીતે દર્દીઓને કયી ચીજો રુચિકર થઇ પડશે તે માટે ખાસ ધ્યાન આપવામાં આવે છે. માફી દર્દીઓ તેમજ ફીવાળા દર્દીઓ વચ્ચે કોઇ પણ ભેદ રાખવામાં આવતો નથી. એવુંજ ખાણું અને એવીજ સગવડ એમની પણ સચવાય છે જે સર્વ અત્રેના મેડીકલ સુપરિન્ટેન્ડેન્ટની સંપૂર્ણ કાળજીને આભારી છે. આ તરફ ઉત્તરહિંદુસ્થાનના લોકો વધુ આવતા હોવાથી તેજ પ્રકારનું ખાણું પકાવવામાં આવે છે, જે આપણે ગુજરાતી રાંધણ પદ્ધતિથી બીલકુલજ જૂદું પડી જાય છે. ડૉકટરની પરવાનગીથી મને જૂદું કરી લેવાની સગવડ હતી, જેથી હું મારૂં ખાણું રોજ જાતેજ પકાવી લેતો !

જે દર્દીઓને ચાલવાની છૂટ ન હોય તેઓ પોતાના રૂમ યા વરંડામાંજ આરામ લેતા, પણ જેમને ડૉકટર તરફથી ફરવાની છૂટ આપવામાં આવે છે તેમને માટે સેનીટેરિયમનું કૅામ્પાઉન્ડ અને બગીચો પૂરતા થઇ પડે એટલા વિસ્તારમાં છે. ખાસ દર્દીઓને ફરવાને માટે રસ્તાઓ બનાવેલ છે, જ્યાં સવારસાંજ ડૉકટરની સૂચના મુજબ દર્દીઓ ફરવા જાય છે. ઉપરાંત રમત-ગમતનાં પણ સાધનો અહીં પૂરતાં રાખવામાં આવ્યાં છે. પીંગપોંગ, ટેનીસ, બેડમિંગ્ટન, કેરમ, ડ્રાફ્ટ, ચેસ, ઇત્યાદિ અનેક પ્રકારની રમતોનો લાભ દર્દીઓ લે છે. સંગીતના શોખીનો માટે હારમો-નિયમ તથા ગ્રામોફોન પણ છે. સીઝનમાં કયારેક કયારેક દર્દીઓ કોઇ નાટક યા ફારસના જૂદા જૂદા મેળાવડાઓ કરે છે, જેને માટે

એક સ્ટેજ, પડદાઓ અને સીનરીની પણ સગવડ કરવામાં આવી છે. મજકુર રમતગમત માટે સૌને મળવા રાખેલ હૉલને (રીક્રીએશન હૉલ) નામ આપવામાં આવ્યું છે.

દર પંદર દિવસે દરેક દર્દીનું વજન લેવામાં આવે છે. દાખલ થયા પછી તે પાછો જાય ત્યાંસુધી એની નોંધ રાખવામાં આવે છે, જેથી વધઘટનું પ્રમાણ ખબર પડે. તેમજ દર ત્રણ માસે જે દર્દીઓની ફેફસાંની ફરિયાદ માટે ' રે-ફોટો ' લેવાની જરૂર હોય તેમનો ફોટો લેવામાં આવે છે.

આરોગ્યતાના નિયમો બહુ સારી રીતે અહીં જાળવવામાં આવે છે. બાથરૂમ અને વૉટર ક્લોઝેટ રોજ ફીનાઇલથી સાફ રાખવામાં આવે છે. દર્દીઓને થુંકવા માટે ખાસ એમના રૂમમાં સ્પીટીંગ પોટ રાખવામાં આવે છે, તેમજ બગીચામાં અને દરેક થોડે થોડે અંતરે એવાંજ સાધનો રાખેલ છે. અન્ય કોઇ સ્થળોએ ગમે ત્યાં થુંકવાની સખત મનાઇ છે. કોઈ પણ રીતે ગંદકી ન થતાં તબિયતને નુકસાનકર્તા ન થાય એ માટે સખત કાળજી રાખવામાં આવે છે.

ઑફિસરોથી તે અન્ય કામ કરનારા સર્વ માણસો પ્રમાણિક અને ઘણા સારા છે. દર્દીઓની સગવડ દરેક રીતે સચવાય એ પર પૂરતું ધ્યાન આપે છે. ફરવા ગયા પછી દર્દીઓના રૂમ ભલે ઉઘાડા હોય તોપણ એમની કોઇપણ વસ્તુ ચોરાઇ જવાની ધાસ્તી રહેતી નથી. રાત્રે પણ ચોકીદારો અવારનવાર બ્લૉક્સ પાસે ફરતા રહે છે, જેથી દર્દીઓને કોઇ પણ પ્રકારનો ભય રાખવાનું કારણ રહેતું નથી.

આ સેનીટેરિયમના મેડીકલ સુપરિન્ટેન્ડન્ટ ડૉ. માસ્તર એક પારસી ગૃહસ્થ છે. એમનો હસમુખો ચેહરો, મળતાવડો રમુજી સ્વભાવ, દર્દીઓપ્રત્યેનું એમનું માયાળુ વર્તન અને સર્વ તરફની સંપૂર્ણ દિલસોજીથી એમના સહવાસે સર્વને આનંદ થતો !

શ્રીમંત અને ગરીબ, બધાજ દર્દીઓ માટે એકસરખીજ લાગણી અને કાળજી રાખનાર અને દુઃખી દર્દીઓના દુઃખમાં દિલાસારૂપ થનાર આ એક સાચા પરમાર્થી સજ્જન છે.

એમની સાથે કામ કરનાર મદદનીશ ડૉક્ટર ડોંગરે પણ તેવાજ ઉત્સાહી અને ખંતીલા છે. દરરોજ સવારે દર્દીઓના રૂમમાં જાતે જઈ તેઓ એમની જરૂરિયાતો અને ઘટતો બંદોબસ્ત કરી આપવાને ચૂકતા નથી. પોતાના મીલનસાર સ્વભાવને કારણે આ ડૉક્ટરે પણ ટુંકા વખતમાંજ દર્દીઓનો ચાહ બહુ સારો મેળવી લીધો છે.

આ બંને સદ્‌ગૃહસ્થોની દર્દીઓ પ્રત્યેની સેવા કદી ભૂલાય

એવી નથી. સંભાળપૂર્વક સારવાર કરવાની અને દર્દીઓને દિલાસો આપવાની એમની ખંત માટે તો એઓ ખરેખર ધન્યવાદને પાત્ર છે. આવા ભયંકર દર્દ ભોગવતા દર્દીઓના ચેહરા પર ગ્લાનિને બદલે ઉલ્લાસ નજરે પડે છે. સર્વત્ર આનંદી વાતાવરણ હોય એવુંજ લાગે છે. સંબંધીઓથી વિખૂટા પડેલા દર્દીઓને જ્યારે એમના ઘરના માણસો જેટલો સંતોષ એમના તરફથી મળતો હોય તો પછી ગ્લાનિ રાખવા જેવું શું કારણ હોય ?

આયુષ્યની દોરી તો પ્રભુને હાથ છે. પ્રયત્નો કરી મનુષ્ય-માત્ર નિમિત્ત થાય છે. આ સેનીટેરિયમમાં સારવાર માટે આવતા ઘણાખરા દર્દીઓ અહીંથી સારાજ થઇને જાય છે. અહીંનો શિયાળો તો બહુજ ઉત્તમ ગણાય છે. એવા દાખલા પણ અહીં બન્યા છે કે ડૉકટરની સલાહ મુજબ અહીંની સીઝનનો પૂરો લાભ લેનાર અણધાર્યાં પરિણામ લાવી શક્યા છે. દાખલાતરીકે ૭૦ રતલ વજન લઇ આવેલ દર્દી ૧૫૦ રતલ વજન લઈ બિલકુલ નિર્ભય હાલતમાં પોતાને વતન પાછો ફરે છે. આ સંસ્થાને યશ છે અને તે પણ એવા કામ કરનાર ડૉકટરોને અંગેજ ! એમનાં સત્કાર્યોમાં ઇશ્વર એમને સહાય થઇ યશ આપે છે એમના શુદ્ધ અંતઃકરણની સેવાને કારણે ! જીવનની આશા મૂકી દેનારને આ સંસ્થા તો ખરેખર પુનર્જીવન બક્ષે છે, એમ કહું તો કંઇ પણ અતિશયોક્તિ નથી.

આ સંસ્થાને એક **સેનીટેરિયમ** નહિ પણ **સેવાસદન** કહી શકાય બંને આ સેવાભાવી સજ્જનોને કારણે ! એમની સેવાના બદલા-માં પ્રભુ એમને દીર્ઘાયુષી કરી સંપૂર્ણ યશ આપી સુખી રાખે એજ પ્રાર્થના.

દરેક સહાયતા આપવા યોગ્ય આ સંસ્થા છે. શ્રીમંત દાન-વીર સજ્જનો આ સંસ્થા પ્રત્યે રહેમનજર રાખી યથાયોગ્ય મદદ કરવા ચૂકશે નહિ, એવી આશા છે. જીંદગી હારી બેઠેલા અનેક મનુષ્યોને આયુષ્ય અર્પવાનું પુણ્યકાર્ય આ સંસ્થા કરી રહેલ છે, એમ કહું તો કંઇ ખોટું નથી. હિમાચળની પુણ્યભૂમિમાં આ "પુનર્જન્મનું પુણ્યધામ છે." અસ્તુ !

("કલાપિ" ત્રૈમાસિકના વૈશાખ–૧૯૮૬ના અંકમાં લેખકઃ–શ્રી.પ્રવાસી)

# ૧૧૧—शांति की खोज

શાંતિ સે સૂના હૈ સંસાર;
ખોજા સારા વિશ્વ, ન પાયા કહીં શાંતિ કા સાર. શાંતિ૦
આશા તૃષ્ણા કે લગતે હૈં, રોજ યહાં બાજાર;
સ્વાર્થ પાપ કે સૌદે હોતે, મન મેં દેખ વિચાર. શાંતિ૦
દંભ કપટ પાખંડ–જાલ કે, ખુલે હુએ હૈં દ્વાર;
લાખોં હી જીવન બનતે હૈં, જિનકે રોજ શિકાર. શાંતિ૦
કલેશ દુઃખ સે ભરે હુએ હૈં ઈસ જગકે વ્યવહાર;
જાન–બૂઝ કર ફૅંસતા ફિરતા મૂરખ વારંવાર. શાંતિ૦
ઢૂંઢો જિધર મિલેગા કેવલ ભીષણ હાહાકાર;
ચાહો જો કલ્યાણ ભજો મન ! માધવ કરુણાગાર. શાંતિ૦
("માધુરી"માંની શ્રીમતી સુશીલાદેવી ત્રિપાઠીની કવિતા
થોડા સંશોધન સાથે )

# ૧૧૨—स्वधर्म और स्वदेश

વૈસે તો ભૂમંડલ કે પ્રત્યેક ધર્મ ને કિસી–ન–કિસી રૂપ મેં સ્વદેશસેવા કો હી ધર્મ માના હૈ; પર હમારે પ્રાચીન મહર્ષિયોં ને આર્ષ ગ્રંથોં મેં ઇસ વિષય કા સ્પષ્ટીકરણ કર, ઈસકા પ્રત્યક્ષ દિગ્દર્શન કરાયા હૈ, ઔર સ્વદેશપ્રેમ કી ભિત્તિ પર ધર્મ કે મંદિર કી સુસ્થાપના કી હૈ. ઇસ લિયે સત્ય સનાતન–ધર્મ કી દીક્ષા સે દીક્ષિત પ્રાણી ઈસ બાત સે કદાપિ નહીં મુકુર સકતે કિ સ્વદેશપ્રેમ હી ધર્મ હૈ, યા ધર્મ હી સ્વદેશપ્રેમ હૈ. ક્યોંકિ સત્ય સનાતન–ધર્મ ઈતના વિશાલ હૈ કિ યહાં પ્રત્યેક પ્રાણી કી પ્રત્યેક દૈનિક પરિચર્યા ભી ધર્મ કી સીમા સે બાહર નહીં હૈ. ઇસ પરમ ઉદાર સનાતનધર્મ મેં સ્નાન, ભોજન, શયનાદિ સાધારણ કાર્યોં સે લે કર ઇસ લોક કી સબ પ્રકાર કી ઉન્નતિ પરલોક મેં ઉન્નતિ તથા પરમપિતા પરમાત્મા કા સાક્ષાત્કાર–સભી કુછ ધર્મ–કર્મ કે અંતર્ગત હૈં. અતઃ દેશસેવા યા જાતીય સેવા ધર્મસેવા સે વિભિન્ન કદાપિ નહીં હો સકતી, બલ્કિ ઇન દોનોં સરસ અમૃત–ધારાઓં કા ઉદ્દગમસ્થાન એક હી હૈ, ઔર દોનોં એક હી દિશા કો સદા પ્રતિધાવિત હોતી હૈં. હમારે ધર્મધ્વજિયોં ને ઇસી આધાર પર અનેક સ્થાનોં મેં કહા હૈ કિ કેવલ ધ્યાનાદિ કે દ્વારા હી ઉપાસના નહીં હુઆ કરતી હૈ, અપિતુ પ્રાણિસેવા કે દ્વારા, શરીરસ્થિત નારાયણ કી પૂજા સે હી, સારી ઉપાસનાએ પૂર્ણ

હોતી હૈં; ઔર હૃદયવિહારી ભક્તવત્સલ ભગવાન્ પ્રસન્ન હોતે હૈં. ઇસકા સ્પષ્ટ પ્રમાણુ શ્રીમદ્ભાગવત મેં મિલતા હૈ; પર હમારે કતિપય મહાનુભાવોં કે વિભ્રાટ્ મસ્તિષ્ક મેં યહ આક્ષેપ અવશ્ય ઉત્પન્ન હોગા કિ જબ આર્ય શાસ્ત્ર યહ નિર્ણય કરતા હૈ કિ પરમાત્મા સબ જીવોં મેં ભૂતાત્મારૂપ સે સદા વિદ્યમાન હૈ, ઇસ લિયે પ્રાણીસેવા કે પ્રતિ ઉપેક્ષા કર કે અન્ય પ્રકાર કી ઉપાસના કરના વ્યર્થ કી પૂજા હૈ, તો કેવલ સ્વદેશપ્રેમી હોના ધર્મપ્રેમી હોના કૈસે કહા જા સકતા હૈ ? ઉપર્યુક્ત કથન કા આશય ઇતના સંકુચિત કદાપિ નહીં હો સકતા, પર ઇસકા અથ અપને હી દેશ કે લોગોં તક ભી કભી નહીં પરિમિત રહ સકતા. યહ તો ભૂમંડલ કે પ્રત્યેક જીવ કે લિયે કહા જા સકતા હૈ. ઉન મહાશયોં કી શંકા નિર્મૂલ નહીં હૈ, ઔર ન મૈં ઉનકે વિચાર સે અસહમત હૂં, ન મેરા શાસ્ત્ર હી. ઔર હો ભી કૈસે સકતી હૂં, જબ કિ શાસ્ત્ર બતાતા હૈ કિ—

अहं सर्वेषु भूतेषु भूतात्माऽवस्थितः सदा।
तमवज्ञाय मां मर्त्यः कुरुतेऽर्चाविडंबनम्॥

પર ઇસકા અર્થ યહ કદાપિ નહીં કિ મૈં સંસારવ્યાપ્ત સમસ્ત ધર્મોં મેં યોગ દૂં, કિંતુ ઇસકા અર્થ યહ હૈ કિ મૈં જગત કે પ્રત્યેક પ્રાણી સે પ્રેમ કરૂં. બાઇબલ કા ભી યહી મત હૈ કિ ઈશ્વર ને મનુષ્ય કા ઢાંચા અપને ઢાંચે સે તૈયાર કિયા હૈ, ઇસ લિયે સબસે પ્રેમ કરના માનો ઈશ્વર સે પ્રેમ કરના હૈ. યદ્યપિ ઇસાઇ-ધર્માવલંબી આજ ઈર્ષ્યા સે ઉદ્વેજિત હો કર, વિદેશિયોં કો કષ્ટ દે કર, સ્વદેશ કા કલ્યાણુ કરના ચાહતે હૈં. યહ વિદ્વેષમૂલક દેશપ્રેમ ઉનકે ધર્મ કે પ્રતિકૂલ હૈ. ધાર્મિક દૃષ્ટિ સે હમ ઉનસે પ્રેમ કર સકતે હૈં, પર ઉનકે પ્રચલિત ધર્મકાર્ય મેં યોગ નહીં દે સકતે. ક્યોંકિ અન્ય બહુતસે ધર્મ હમારે ધર્મ સે એકદમ વિપરીત હૈં. અતએવ વે ધર્મ હમારે લિયે જઘન્ય અધર્મ હૈં.

અબ સ્વદેશધર્મ કો લીજિયે. ધર્મ કા શ્રીગણેશ શરીર સે હોતા હૈ. અતએવ પ્રથમ શારીરિક ધર્મ હૈ. ઈસમેં '**शरीरमाद्यं खलु धर्मसाधनम्**' વાલે સિદ્ધાંત કે અનુસાર શરીરસેવા તથા અપની રક્ષા કરના હી ધર્મ હૈ. કિંતુ ઈસ ધર્મ મેં ઉદારતા કેવલ અપને શરીર તક હી સીમિત હૈ, યહ સોચના નિતાંત ભ્રમ હૈ. ક્યોંકિ પરિપુષ્ટ કલેવર રખના ઇસી કારણુ ધર્મ કી ગણુના મેં આ સકતા હૈ કિ કાયા-કલ્પતરુ કે હરે-ભરે રહને સે હી વહ સમાજ તથા સ્વદેશ કે લિયે હિતકર હો સકતા હૈ. મોક્ષાદિ ઇસી પર સુદૃઢતાપૂર્વક અવલંબિત હૈં, એવં મનુષ્ય અપને-અપને વ્યક્તિત્વ કો ભૂલ કર સમાજમંદિર કી સ્થાપના કરતે હૈં. સમાજધર્મ કે વ્યવસ્થા-

પક ભી ઐસી હી વ્યવસ્થા કરતે હૈં, જિસસે જાતિ તથા દેશ કા ઉત્થાન હો. ઐસે નિયમ કે નિયામક કો વ્યક્તિત્વવિશેષ કે સુખ-દુઃખ પર ધ્યાન ન દે કર સાર્વજનિક ઉન્નતિ તથા અવનતિપર ધ્યાન દેના પડતા હૈ. યહી સ્વદેશધર્મ હૈ. સમાજ કા શિરોમણિ હી તો દેશ કા શિરોમણિ હોતા હૈ. સ્વદેશ કા જિસમેં સદા કલ્યાણ હો, વહી તો ધર્મ હૈ. યદિ હમ હવન, પૂજા, અર્ચના કો ભી લેં, તો યહ ભી દેશ કે લિયે કલ્યાણકારક હૈ. અતએવ હમ સબ દૃષ્ટિયોં સે સૂક્ષ્મ પરીક્ષા દ્વારા અવલોકન કરેં, તો તત્કાલ પતા ચલ જાયગા કિ સારા ધર્મ દેશકલ્યાણ હી કે લિયે હૈ. ઔર ઇસી ભાવના સે પ્રેરિત હો કર સર્વપ્રથમ હમારે નિષ્કામ કર્મયોગ કે આશ્રયદાતા સ્વદેશ કો શ્રીભગવાન કી વિરાટ્ મૂર્તિ કા શ્રેષ્ઠ અંગ સમઝતે થે, તથા ભારત-જનની કો જગજ્જનની કી પ્રતિમૂર્તિ, ઔર ઇસ પ્રકાર સ્વદેશસેવા દ્વારા વિષ્ણુ તથા લક્ષ્મી કી પૂજા કરતે થે. ઇસીકો આશ્રય માન કર બડે-બડે યોગીશ્વર અપની યોગમાયા કો દેશહિત કી વેદી પર હંસતે-હંસતે તિલાંજલિ દેતે થે. યોગસાધન દ્વારા મોક્ષ પ્રાપ્ત કરને કી આશા કો ત્યાગ કર, હમારે ઋષિપુંગવોં ને દેશ કી માંગ પર અપના અસ્થિ-પિંજર અર્પણ કર તત્કાલ હી સ્વર્ગારોહણ કિયા. હમારા ઇતિહાસ ઇન મહાનુભાવોં કે ઉજ્જ્વલ દૃષ્ટાંત સે ભરા પડા હૈ. અતઃ યહ સિદ્ધ હૈ કિ સ્વધર્મ કે સાથ સ્વદેશ તથા સ્વજાતિસેવા કા પૂર્ણ સંબંધ હી નહીં હૈ, વરન્ વહ ઉસકા પ્રધાન અંગ હૈ અથવા યહ ઉસકા ઉપનામ હૈ. યદિ આજ ભારતવર્ષ કે સાધુ, જો દેશ કે ઉપર બોઝ સમઝે જાતે હૈં, ગાંજે કી ચિલમ હી મેં ભગવાન ભૂતનાથ કા દર્શન કર મોક્ષ પ્રાપ્ત કરતે હૈં, વો ભગવાન મનુ કે ઇસ વાકય પર વિચાર કરેં કિ "ધર્મયુદ્ધ મેં પ્રાણ દેને પર ઉત્તરાયણ-ગતિ દ્વારા અત્યંત સુખમય લોક મેં ધર્મસેવી કી ગતિ હોતી હૈ. ધર્મસેવી કો સ્વજાતિસેવા તથા સ્વદેશ-ધર્મ કે ફલ સે પુણ્યમય સ્વર્ગ આદિ પ્રાપ્ત હોતે હૈં, જહાં શાંતિ તથા આનંદ કા આગાર હૈ. અતઃ સ્વદેશસેવી કે લિયે પ્રાણ દેના કોઇ કઠિન બાત નહીં હૈ, બલ્કિ સ્વર્ગ કા દ્વાર ખોલના હૈ." તો આજ હી ભારત કા ઉત્થાન હો જાય. ઇસ્લામ-ધર્મ કે અનુયાયી બાત-બાત મેં "ઇસ્લામ ખતરે મેં હૈ" યહ પુકાર સુનતે હી અપના ધર્મ બચાને કે લિયે અપને અમૂલ્ય પ્રાણોં કો હથેલી પર લિયે આ જુટતે હૈં, ઉસી પ્રકાર યહી બાત ભારત કે પ્રાચીન રાજપૂતોં મેં થી. ઇસી કારણ રાજપૂત વીર ધર્મયુદ્ધ મેં પ્રાણ દેને મેં અપના પરમ સૌભાગ્ય સમઝતે થે, ઔર ઉનકી ધર્મપત્નિયાં ભી ઉનકે સાથ સતી હો કર પતિલોક કા આનંદ ચાહતી થીં. યદિ ઇસ પ્રકાર કા પૂર્ણ વિશ્વાસ સ્વદેશધર્મ કે પ્રતિ આજ ભારતિયોં કો હો જાય, તો બસ બેડા પાર હો જાય. જિસ દિન ભારતવાસી

સનાતન ધર્મ કે ઇસિ ઉદાર સિદ્ધાંત કો હૃદયંગમ કરેંગે, ઉસી દિન ભારતમાતા કી મલિન મુખચંદ્રિકા પુનઃ ઉજ્જ્વલતા પ્રાપ્ત કરેગી, ભારત કા ભાગ્ય સંપૂર્ણ આકાશ કો આલોકિત કરેગા ઔર ભારતવાસી આર્યપુત્ર પ્રાણીસેવા દ્વારા જીવરૂપી નારાયણ કી પૂજા કર કે અંત મેં અનંતાનંદમય બ્રહ્મધામ કો પ્રાપ્ત હો સકેંગે.

("માધુરી"માં લેખિકા:–શ્રીમતી વિમલાદેવી "રમા")

# ૧૧૩–જમવાનો અને શાળાનો વખત*

(૧)

એ પ્રશ્ન સ્વાભાવિકજ છે કે, જમીને તરત નિશાળમાં જવાથી કાંઇ નુકસાન છે કે નહિ? આનો ઉત્તર આપતાં પહેલાં કેટલીક બાબતનો વિચાર કરવો ઘટે છે. જેને નૈસર્ગિક જીવન જીવવું હોય તેણે જીવનશાસ્ત્ર સમજવાની જરૂર છે. જીવનનાં બધાં કાર્યો કયારે, કેવી રીતે ને કેટલા સમયમાં થવાં જોઇએ તે જાણી લેવાની ખાસ જરૂર છે. ઉપરના પ્રશ્નનો ઉત્તર આપતા પહેલાં "જમવાના કાર્ય" વિષે કાંઇક કહેવું જરૂરનું છે.

સંસારમાં જીવનકલહમાં સફળતા મેળવવા માટે મનુષ્યે પોતાના જીવનને વ્યવસ્થિત કરનારા પ્રયાસો કર્યા છે. પોતાના દૈનિક જીવનનો સમય ત્રણ–ચાર વિભાગોમાં વહેંચી નાખ્યો છે; શારીરિક મહેનતનો સમય, શરીરને પોષણ આપવાનો સમય, માનસિક શક્તિઓ ખીલવવાનો સમય વગેરે. આ બધાંયે કાર્યો તરફ મનુષ્યે પૂરું લક્ષ આપવું જોઇએ, ને એ હેતુથીજ આપણે રાત્રિદિવસના ચોવીસ કલાકને અમુક ભાગોમાં વહેંચી આપણા જીવનને અનુકૂળ પડે એવી વ્યવસ્થા કરી મૂકી છે. જે વ્યવસ્થાથી આજે આપણે આપણું જીવનકાર્ય ચલાવી રહ્યા છીએ તે સુવ્યવસ્થિત છે કે નહિ તેના ઉપર વિચાર કરવાની જરૂર છે.

શારીરિક મહેનત, પોષણ, આરામ અને માનસિક શક્તિઓને ખીલવવા માટે આપણે જે વ્યવસ્થા કરી છે અને જે રીતે આપણે સમયની ગોઠવણ કરી છે તે દોષિત છે; સારાએ સમાજને દરેક રીતે અહિતકર છે; પરરાજ્ય અને પાશ્ચાત્ય સભ્યતાએ આપણો

* ભાઈ સ્વામી રાવ કાઠિયાવાડની વ્યાયામપ્રચારની પ્રવૃત્તિના પ્રાણ છે. ભાવનગર અને બીજે ઠેર ઠેર જઈ તેમણે અખાડા અને શરીરસુધારણાની પ્રવૃત્તિને ચેતન આપેલું છે. તેમણે 'ખોરાક અને પોશાક'ને લગતું એક નાનકડું પુસ્તક હાલ બહાર પાડયું છે. તેનું ૧ લું પ્રકરણ લોકોની વિશેષ જાણ માટે ઉતાર્યું છે.

ના ખર્ચે આવી ગોઠવણ કરનાર ઉદાર શેઠ ચંદુલાલને તથા સેવાભાવે મફત કામ કરનાર ડૉકટર રતીલાલ શાહને અંતઃકરણપૂર્વક કેવી આશિષો આપતા હશે !

આ બંને ગૃહસ્થોના સત્કાર્યની કદર કરવા માટે પેટલાદના નાગરીકોએ તા૦ ૪ સોમવારે સાંજે પેટલાદ કલબના વિશાળ ચોગાનમાં માનપત્રનો મેળાવડો કર્યો હતો, જેનું પ્રમુખપદ પેટલાદના વતની કલકત્તાવાળા શેઠ મણિલાલ હરગોવનને આપવામાં આવ્યું હતું.

(દૈનિક "હિંદુસ્થાન"માંથી)

# १२३—चा विरुद्ध छाश

હિંદુસ્તાનનો નાનો ગામડીઓ પણ હવે ચાથી અજાણ્યો નથી. આપણી માયાળુ બ્રિટિશ સરકારની મહેરબાનીથી આ ઇલાકાના કેળવણી ખાતાને પણ ચાનો લાભ જણાવાથી ગુજરાતી શિક્ષણમાળાની બાળપોથીમાં પહેલાં જ્યાં "બા બૂ પા" હતું તેને બદલે હવે નવી આવૃત્તિમાં "મા ચા પા" એવું શરૂઆતથીજ નાનાં કુમળાં મગજનાં બાળકોના મનમાં ચાહના મહત્ત્વનાં બીજ રોપવાને આ નવીન ગુજરાતી પાઠ્ય પુસ્તકો તૈયાર કરનાર કમિટિના સભ્યોને સુઝયું હોવું જોઇએ. ચા એ ચીનની મૂળ પેદાશ છે, અને હવે તે સીલોન અને હિંદુસ્તાનમાં પણ સારી રીતે પેદા થાય છે, અને તેનો મોટો ઉદ્યોગ ચાલે છે. આ ઉદ્યોગમાં મોટે ભાગે અંગ્રેજ થાપણદારો બહુજ સારો નફો પેદા કરે છે. હિંદુસ્તાનમાં આસામ, દાર્જીલીંગ, નીલગીરી અને કાંગરા ખાતે ચાહના બગીચા છે, અને તે ઘણા ખરા સર્વે પરદેશી મુડીદારોની માલેકીના છે.

ચાહના છોડ નાના રોપા જેવા હોય છે. તેના ઉપરનાં છેવાડેનાં કુણાં પાંદડાંઓ વીણી તેની ટોપલીઓ ભરીને ચાહ બનાવવાનાં કારખાનાં, જે દરેક ચાહના બગીચામાં હોય છે ત્યાં લઈ જાય છે, અને તે પાંદડાં એક કાચના બંધીઆર ઓરડામાં કંતાનની બનાવેલી અભરાઇઓ ઉપર છૂટાં પાથરી દે છે. એ ઓરડામાંની શરદી ખેંચી લેવા માટે એક જાતના યાંત્રિક પંખા ગોઠવેલા હોય છે. આશરે ચોવીસથી અડતાલીસ કલાક એવી રીતે આ પાંદડાં રાખ્યા બાદ તેને ત્યાંથી કાઢી લઇને એ પાંદડાં એક વીટલા વાળવાના યંત્રમાંથી ધીરે ધીરે પસાર કરાય છે, જેથી પાંદડાં સળીઓ જેવાં વળાઈ જાય છે. બાદ એ સળીઓને મોટા લોખંડી ખુમચાઓમાં પાથરી તે ખુમચા બીસ્કીટ ભુજવાની ભઠ્ઠી જેવી બંધીઆર ભઠ્ઠીઓમાં

સરકાવી દે છે. અને તે ખાસ ભઠ્ઠીમાંની ધીમી આંચથી સેકાઇ જાય છે અને કાળાશ પડતા રંગની સળીઓ થતાં, એ ફુમચા એમના એમ કાઢી લઇને પેલી સળીઓને પાસેનીજ બીજી યાંત્રિક ચાળણી-ઓમાં નાખે છે. એ ચાળણીઓમાં ઝીણી જાડી એવી જાળીઓ હોતાં તેમાંથી ચાહની જૂદી જૂદી જાતો ચળાઇને જૂદી પડે છે. જેવી કે બારીક ભૂકો, ફીરકચ અને મોટી સળીઓ, જેને બગીચાવાળાઓ અંગ્રેજીમાં ડસ્ટ, પેકો, ઑરેન્જ પેકો એવા નામે સંબોધીને મોટી પેટીઓમાં કે દાબડાઓમાં ભરીને બજારમાં વેચવા મોકલે છે. ચાહની બનાવટની ઉપલી ટુંક હકીકતથી તેનો કાંઈક ખ્યાલ વાચકને આવે તેમ ધારી ઉપલું વર્ણન કરેલ છે. આવી રીતે બનેલી ચાહ આપણા હિંદુસ્તાનના વતનીઓ પ્રેમથી પોતાના પેયતરીકે ઉપયોગમાં લે છે.

સો કે સવાસો વર્ષ પહેલાં આ દેશમાં ચાહનું નામ પણ કોઇ જાણતું ન હતું ત્યારે લોકોને તેની ખૂટ કે જરૂર જણાઇ નથી. લોક પણ તે સમયે વધારે તંદુરસ્ત, મજબૂત અને નિરોગી હતા. હિંદુસ્તાનમાં સામાન્ય રીતે ગરીબ તેમજ તવંગરનું મુખ્ય પીણું તે સમયે છાશ હતી, અને તેથી તબિયતને પણ અનેક લાભ હતા. કચ્છ-કાઠીઆવાડનો ખેડુતવર્ગ તેમજ મજુરીઆત વર્ગ સવારના શીરામણમાં છાશની રાબડી કે કાંજી બનાવીને ઘણે ભાગે પીતો ત્યારે તેમના ચેહરા લાલચોળ અને શરીર હૃષ્ટપુષ્ટ હતાં. જ્યારથી આ દેશમાં આ ચાહરૂપી ચેપી રોગ લાગ્યો છે, ત્યારથી તેના વગર કોઇને ચેન પડે નહિ. કોઈનું માથું દુઃખે તો કોઇનો પગ દુખે ને કેટલાકને તો એ પીધા વગર પેટ સાફ ન આવે. આવાં અનેક ઓથાં-બહાનાં હેઠળ આ ચાહનું ઝેર વાયુને વેગે ફેલાઈ ગયું છે. કચ્છ, ગુજરાત, કાઠીઆવાડ અને કોંકણને ચાહનો ચેપ એટલો બધો લાગ્યો છે કે જમવા વગર ચલાવી લેવાય, પણ ચાહના સ્ટ્રૉંગ કપ વગર ન ચાલે. હવે આનો મજબૂતીથી અટકાવ કરવાની જરૂર છે. તેવી પહેલ બારડોલી તાલુકાના રાયણ ગામના લોકોએ કરી છે. આ ગામના લોકો દરવર્ષે લગભગ રૂા. ૫૦૦) ચા-કૉફી પાછળ ખર્ચતા, તેનો તેઓએ સદંતર અટકાવ કરવાનું શુભ પગલું લીધું. ગામમાં જે પણ ચા-કૉફી હતી તે સર્વે કઢાવીને ગામને પાદરે લઈ જઇ પાણીના ખાબોચિયામાં નાખી અને હવેથી ચા-કૉફી ન પીવાની પ્રતિજ્ઞા લઇ જે પહેલ કરી છે, તે માટે તેઓ ધન્યવાદને પાત્ર છે. વળી હાલમાં મુંબઈમાં મહારાષ્ટ્રવાસીઓએ છાશની પ્રગતિ વધારવાના પ્રયત્નો કરવા એક મંડળી ઉભી કરી છે, અને ચાહ વગેરે પીણું નહિ પીવાના તેના સભ્યો પાસે સોગંદ લેવરાવે છે. તેથી મુંબઈમાં અને મુખ્યત્વે દક્ષિણીઓથી વસાયલા ગીરગામના

લત્તામાં છાશ-દૂધની આઠ દશ નવી દુકાનો ચાલુ પણ થઈ ગઇ છે. તેજ રીતે કચ્છ, ગુજરાત અને કાઠીઆવાડના લોકોએ પણ છાશ-દૂધનો પ્રચાર વધારી ચાહને નાબુદ કરવાનાં તાકીદે મજબૂત પગલાં ભરવાં આવશ્યક છે. નાનાં મોટાં દેશી રાજ્યો આ બાબતમાં તુરત અસરકારક પગલાં લઇ શકે તેમ છે. ચાહની દુકાન રાખનાર ઉપર પરવાનો લેવાનું ફરજીઆત ઠરાવી, તેવા પરવાના માટે ઓછામાં ઓછા માસિક રૂ. ૫૦) નું લવાજમ ઠરાવીને ચાહને પોતાની હદમાંથી સહેલાઇથી દેશપાર કરી શકીશું. આથી છાશ-દૂધનાં પીણાંઓને ઉત્તેજન આપવા બંધબેસતા અનુકૂળ નિયમો કરીને ગાય-ભેંસોની ઉછેરને આડકતરો ટેકો આપવાનું પુણ્યકારક કાર્ય કરી શકાશે.

( ૨૩-૮-૨૮ ના "પ્રગતિ"માંથી )

# १२४—एक सच्चा वीर मुरली मनोहर

(१)

વીર હકીકતરાય કી શહાદત કો હાલાં કિ એક જમાના ગુજર ચૂકા થા; લેકિન હિંદુઓં કા ચોટ ખાયા હુઆ દિલ અભી કરવટ બદલને ન પાયા થા—જખમ તાજા થા. પંજાબ કે રહનેવાલોં કી આંખોં સે બહતા હુઆ ખૂની આંસુઓં કા દરિયા અપની તેજ રફતાર કે સાથ હિંદુસ્થાન કી સરસબ્જ જમીન કો પૂરે તૌરપર સુર્ખ રંગ મેં રંગને ભી ન પાયા થા, કિ કંદહાર સે ખબર આયી "બહાદૂર મુરલી મનોહર ગોલિયોં કા નિશાના બના દિયા ગયા!" લોગોં ને સુના ઔર કલેજે પર પથ્થર રખ કર સુના, કિ વીર મુરલી મનોહર—ભગવાન્ કૃષ્ણ કા સબ સે પ્યારા ભક્ત મુરલી મનોહર, ગીતા કા સચ્ચા ઉપાસક મુરલી મનોહર, મુરલી કી તાન મેં તલ્લીન હો જાનેવાલા મુરલી મનોહર, હિંદુ ધર્મ કી બલિવેદીપર હંસતે હંસતે કુર્બાન હો ગયા. કંદહાર કે ખુંખ્વાર પઠાનોં ને દીન-ઇસ્લામ કે ઉપાસકોં ને ઉસ વીરાત્મા કો તીન ગોલિયોં સે કજા કે ઘાટ ઉતાર દિયા!

આહ! મુરલી મનોહર! આલમે શબાબ મેં હલાક હો જાનેવાલે મનોહર!! તેરા પવિત્ર નામ તવારીખ હિંદ કે પહલે વર્ગ મેં સ્વર્ણાક્ષરો મેં લિખા હોગા. અહલે હિંદુસ્થાન કે દિલોં પર તાકયામત નકશ રહેગા. લોગ તુઝે યાદ કરેંગે; લેકિન તેરા વહ કંદહારી અનાર-સા સુર્ખ ચેહરા અબ કહાં દિખલાઇ દેગા? હમારે બાલકબચ્ચે તેરા પવિત્ર નામ લે લે કર ધર્મ કા સચ્ચા સબક સીખેંગે. માતાએં બચ્ચોં કો તેરી શહાદત કી કહાની સુના

કર ઉનકે કોમલ હૃદયોં મેં ધર્મ કે પ્રતિ નયા અનુરાગ પૈદા કરેંગી. વીર હકીકતરાય કી હકીકત ઔર તેરી જાં-ફરોશી હિંદુસ્થાન કે લિયે કાબિલે સહિત હોગી; લેકિન તૂ કહાં ? તૂ તો ઇસ દુનિયાયે નાપાયદાર સે દૂર ઔર બહુત દૂર આરામ કી નિંદ સોતા હોગા !

બચ્ચે મૈં સે પૂછેંગે—"માઁ ! મુરલી મનોહર કૌન થા ?"

માતાએં તેરી યાદ મેં આબ દીદા હો કર કહેંગી—"બેટા! મુરલી મનોહર માદરે હિંદ કા નૌનિહાલ, કંદહાર કે હિંદુઓં કી શાન, માઁ કા દુલારા, બૂઢે બાપ કા સહારા ઔર વિધર્મિયોં કી આંખોં મેં ખટકતા હુઆ કાંટા થા. ઉસકી નસોં મેં આર્ય જાતિ કા ગર્મ લહૂ બહતા થા. હૃદય મેં ભગવાન કૃષ્ણ કી અટૂટ ભક્તિ થી ! !"

(૨)

બહાદૂર મુરલી મનોહર કંદહાર કા રહનેવાલા થા. ઉસકે બાપદાદે હિંદુસ્થાન સે જા કર તિજારત કે લિયે વહાં બસ ગયે થે. ઉસકા જન્મ કપૂર ખત્રિયોં કે કુલ મેં હુઆ થા. ઉસકી નસોં મેં આર્ય જાતિ કા ખૂન બહ રહા થા. વહ કૃષ્ણ કા સચ્ચા ભક્ત થા. ઉસને બાલ્યકાલ મેં હી ગીતા કે સારે શ્લોક કંઠ કર લિયે થે. પ્રાતઃકાળ ઉઠ કર નિત્ય કર્મ સે ફારિગ હો કર ઉસકા સબ સે પહલા કામ હોતા થા—ગીતાપાઠ ! ઉસકી આત્મા મેં રગ રગ મેં કૃષ્ણ કા ઉપદેશ ભર ગયા થા. વહ જિસ તરહ બાહર સે કંદહારી અનાર જૈસા સુર્ખ ઔર ખૂબસૂરત થા, વૈસા હી અંદર સે ભી સુંદર ઔર ભક્તિ કે રંગ મેં રંગા હુઆ થા. ધીરે ધીરે બચપન કા જમાના ગુજર ગયા. માઁબાપ ને દેખા કિ મુરલી મનોહર અબ ઉનકા હાથ બંટાને કે કાબિલ હો ગયા હૈ. શહર મેં હી એક છોટી સી બજાજે કી દૂકાન ખુલવા દી ઔર વહ ધર્મવીર ભક્તિ કે સાથ સાથ સાંસારિક કર્મક્ષેત્ર મેં કર્મ-વીર કી તરહ ઉતર પડા.

મુરલી મનોહર અપની ઉમ્ર મેં તેઇસ ગરમિયાં ઔર સર્દિયાં દેખ ચૂકા થા. બલાકા હસીન, શુદ્ધ આચરણ, બારોજગાર ઔર તંદુરસ્ત થા. માઁબાપ કો શાદી કી ફિક હુઇ; લેકિન અફ-ગાનિસ્તાન મેં એક તો હિંદુઓં કી આબાદી હી બહુત કમ થી; દૂસરે ઢાઇ ઔર ચાર ઘર કા ઝઘડા. ફિર ભી ઐસે હોનહારે નૌનિહાલ કો કૌન ન ચાહેગા ? હરએક કી યહી ખ્વાહિશ થી કિ યહ મેરા જમાઇ બને—ઇસે અપની લડકી દેને કા ગૌરવ હાસિલ હો. ગરજ યહ, કિ ચારોં તરફ સે નિસ્બત કે પૈગામ આને લગે. માઁબાપ અભી તય કર હી રહે થે, કિ કહાં ઔર જિસકે યહાં

નિસ્બત ઠહરાયી જાયે, કિ ઇતિને મેં હી એક ઐસી ઘટના ઘટી જિસને સારે મન્સુબે ખાક મેં મિલા દિયે !!

(૩)

મુરલી મનોહર રોજ કી તરહ આજ ભી સુબહ ઉઠ કર ચશ્મે કે કિનારે નહાને ગયા. સવેરા હો ચૂકા થા સૂર્ય ભગવાન કી સુર્ખ કિરણોં પાની કે સાથ રંગરેલિયાં કરને લગી થીં. કુછ મુસલમાન પઠાન ભી વહાં નહા રહે થે. મુરલી મનોહર ને આસની ઔર ધોતી કિનારેપર રકખી ઔર કમર તક પાની મેં જા, ઇષ્ટ-દેવ કા સ્મરણ કર તીન ગોતે લગાયે. વહ ભગવાન્ સૂર્ય કી ઓર મુંહ કર કે જપ કરને લગા. બદમાશ પઠાનોં ને છેડને કી ગરજ સે પાની ઉછાલના આરંભ કિયા. પહલે તો વહ બેચારા સહન કરતા રહા. યહાંતક કિ જપ પૂરા કરના ભી ઉસકે લિયે મુશ્કિલ હો ગયા. આખિર ન રહા ગયા, તો ઉસને એતરાજ કિયા. વહાં તો ગરજ હી છેડને કી થી. બાતોં હી બાતોં મેં તકરાર શુરૂ હો ગયી. બઢતે બઢતે ગાલી ગલૌજ તક કી નૌબત આ પહુંચી. પઠાનોં ને મુરલી મનોહર કે રિશ્તેદારોં કો ગાલિયાં દેની શુરૂ કી. વહ ભી શુમ્બદકી સદા સાબીત હુઆ. ઇસ પર શૈતાનોં ને ઉસકે મુંહપર થૂંક દિયા ઔર લગે ઉસકે દેવી દેવતાઓં કો ગાલિયાં દેને. મુરલી મનોહર સબ કુછ બરદાસ્ત કર સકતા થા; લેકિન યહ આખિરી કલામ ઉસકી સહનશક્તિ કે બાહર થા. આખિર વહ ભી ઇન્સાન હી થા. ઉસકે ભી સીને મેં દિલ થા, ઉસકે ભી બાજુઓં મેં તાકત થી, રગોં મેં જોશ થા ઔર સબ સે બઢ કર તો યહ કિ હૃદય ભક્તિરસ સે પૂર્ણ થા. વહ ભલા કબ વિધર્મી કી ગાલિયાં—વહ ભી અપને દેવી-દેવતાઓં કે પ્રતિ—સહન કરતા ? ઉસને મુસલમાનોં કે હુજૂમ કી પરવાહ ન કી; ક્યોંકિ વહ ભી તો કંદહાર કી આબોહવા મેં પલા થા. ઉસને ઉનકે સાથ વહી સલૂક કિયા, જો ઉન્હોંને કિયા થા. મુસલમાનોં ને દેખા, કિ યહ કાફિર યોં ન માનેગા. ઉસ વકત તો વે વહાં સે ખિસક ગયે; લેકિન દૂસરે દિન ઉન્હોંને એક ભારી આફત સામને ખડી કર દી.

(૪)

બેચારે મુરલી મનોહર ને યહ ખ્યાલ કિયા થા, કિ કિસ્સા પાક હો ગયા. ઔર ઉન શરારત પસંદોં કો મુંહતોડ જવાબ દે દિયા ગયા. અબ કભી વે ઇસ કિસ્મ કી શરારત કરને કી જુર્રત ન કરેંગે. લેકિન આહ ! ઉસે ક્યા માલૂમ થા, કિ અભી દિન નિક-લતે ન-નિકલતે ઉસકે સિરપર મુસીબતોં કા પહાડ ટૂટ પડેગા ! હસ-રતોં કા પૌદા દમ કે દમ મેં કુચલ દિયા જાયેગા ! ઔર બાગે

આરજૂ કે ખુશનુમા ફૂલ બિના ખિલે શાખ પર હી મુરઝા જાયેંગે!

આહ! મુરલી મનોહર! તૂને ઉસ જહરીલે નાગ કા ફન અપને સખ્ત અલફાજો' કી લાઠી સે ઐસા કુચલ દિયા હૈ, જિસકે ડસને કા ઇલાજ કરના કમ સે કમ તેરે યા તેરે હિમાયતિયોં કી તાકત કે બાહર થા.

અભી મુરલી મનોહર ઘાટ સે આ કર કપડે ભી બદલને ન પાયા થા, કિ મકાન કે ચારોં તરફ અફઘાની સિપાહિયોં ને ઘેરા ડાલ દિયા. મુરલી મનોહર કો બાહર નિકલને કે લિયે મજબૂર હોના પડા; કયોંકિ અગર વહ મકાન કે બાહર ન નિકલતા, તો તાજ્જુબ કયા થા કિ સિપાહી ઘર કે અંદર ઘુસ પડતે ઔર જનાનખાને મેં પહુંચ કર ઔરતોં તક કો અપમાનિત કરતે? બાહર આતે હી મુરલી મનોહર ગિરફતાર કર લિયા ગયા ઔર સૈંકડોં અફઘાનિયોં કી તલવાર કે જેરસાયે શહર કે હાકિમ કે રૂબરૂ પેશ કિયા ગયા. ઇસ ઘટના કો હુએ આજ કરીબ ૧૯–૨૦ વર્ષ ગુજર ચૂકે હૈં. ઉસ વક્ત શાયદ કાબૂલ કી ગદ્દીપર અમીર અમાનુલ્લા કે પિતા અમીર હબીબુલ્લાખાં સાહબ રાજ્ય કરતે થે. મગર વહ જમાના કુછ ઔર થા. ઇસ્લામ ધર્મ કી કટ્ટરતા ઔર મજહબી જોશ ખરોશ કા જોર ઇસ કદર બઢા ચઢા થા, કિ ખુદ અમીર ભી ઉસકે ખિલાફ જરા ભી ચૂં ન કર સકતે થે. કહને કે લિયે તો વહ થે બાદશાહ મુલ્ક; લેકિન સચ તો યહ કિ વહ મૌલવી ઔર મુલ્લાઓં કા જમાના થા. અફઘાનિસ્તાન મેં પૂરબ સે પશ્ચિમ તક ઔર ઉત્તર સે દક્ષિણ તક મુલ્લાઓં કી તૂતી બોલતી થી. અમીર ઉનકે હાથ કી કઠપૂતલી થે. શહર કે હાકિમ મુલ્લાઓં કે માતહત થે. સારે મુકદ્દમાત કા ફૈસલા મુલ્લાઓં કે ફતવોં સે હોતા થા. અસ્તુ. જબ મુરલી મનોહર કો કંદહાર કે ગવર્નર કે સામને લાયા ગયા, તબ કચહરી કે બાહર હજારોં પઠાન ખડે શોરોગુલ મચા રહે થે; ઔર ચાહતે થે, કિ મુરલી મનોહર ફૌરન કત્લ કર દિયા જાયે. પઠાનોં કી આંખોં સે આગ કી ચિનગારિયાં નિકલ રહી થીં ઔર વે ઉસ નૌજવાન રશ્કે–કમર કે ખૂન કે પ્યાસે હો રહે થે. હાકિમ ને દેખા, હાલત બહુત નાજુક હો ચૂકી હૈ. અગર ઇસ વક્ત કાજી કે ફતવોં કે મુતાબિક ફૈસલા ન દિયા ગયા, તો કોઇ તઅજ્જુબ નહીં કિ બગાવાત હો જાયે. પઠાનોં કા જોશ બગૈર ઇસ નામુરાદ કા ખૂન બહાયે ઠંડા ન પડેગા. મુકદ્દમે કી જાંચ શુરુ હુઇ. મુરલી મનોહર પર ઇલ્જામ લગાયા ગયા કિ ઉસને પીર કો ગાલિયાં દી હૈં. અબ ગવાહોં કે બયાનાત શુરૂ હુએ. સફાઇ મેં ગવાહોં ને બતલાયા કિ ગાલી–ગલૌજ કા સિલસિલા પહલે મુસલમાનોં કી તરફ સે આરંભ હુઆ ઔર મુરલી મનોહર ને સિર્ફ ઉનકી બાતોં કો દુહરાયા ભર

થા. મુસલમાનોં કી તરફ કે ગવાહોં ને ભી ઉપર્યુક્ત બાતેં દુહરા દીં; લેકિન શરારત ચાહે જિધર સે શુરૂ કી ગયી થી—ઝગડે કી ઇબ્તિદા ચાહે જિસકી તરફ સે હુઇ હો; વહાં સવાલ તો યહ થા કિ મુરલી મનોહર કો યહ હૌસલા ક્યોં કર હુઆ કિ ઉસને પીર કો ગાલિયાં દે ડાલીં ? યહ જુર્મ ઐસા નહીં, કિ વહ જિંદા રક્ખા જાયે યા ઉસકી રિહાઈ હો સકે.

હાકિમ ને તમામ ગવાહોં કી ગવાહિયાં કલમ—બંદ કીં ઔર એક બાર મુરલી મનોહર કે ખૂબસૂરત, લાજબાબ નૂરાની ચેહરે કી ઓર દેખા. ઉસકે દિલ મેં તૂફાન મચ રહા થા. ઇસ્લામી કાનૂન કહતા થા, કિ ઉસે ફૌરન ફાંસી કે તખ્તે પર લટકા દિયા જાયે. હાલાત કહતે થે કિ ઇસકા કોઇ કસૂર નહીં, ઉસકી નૌજવાની અપની માસૂમિયત જાહિર કરતી થી ઔર ઉસકે ચેહરે કા જલાલ ઉસે બેગુનાહ સાબિત કરેને કી કોશિશ કર રહા થા. હાકિમ કા દિલ કહતા થા—"યહ માહે મુનીર, રશ્કે—કમર ચાંદ કા ટુકડા ક્યા ફાંસિ કે તખ્તે પર લટકાયે જાને કે કાબિલ હૈ ?" લેકિન શરિયત કહતી હૈ "કત્લ કર દો !" ઉફ ! ગવર્નર કા દિલ ચીખ ઉઠા— "અરે—અરે જાલિમોં ! તરસ ખાઓ—ખુદા કે લિયે તરસ ખાઓ, ઇસ વહશિયાના હરકત સે બાજ આઓ ! ! લેકિન આહ શરિયત ! ગવર્નર પરેશાન થા. વહ સોચ રહા થા કિ ક્યોં કર ઇસ નૌજવાન કી જાન બખ્શી જાયે ? આખિર બહુત ગૌર કરને પર એક હી સૂરત ધ્યાન મેં આયી, જિસસે ઉસકા છુટકારા હો સકતા થા ઔર વહ સૂરત થી, ઇસ્લામધર્મ ઇખ્તિયાર કર લેના. ઉસને મુરલી મનોહર કે ચેહરે કી જાનિબ દેખા. મુરલી મનોહર કે ચેહરેપર શાંતિ થી, જલાલ થા ઔર થી હિંદૂ ધર્મ કી કટ્ટરતા ! ગવર્નર કી જુર્રતન ન હુઇ, કિ વહ અપના ફૈસલા જબાનપર લાયે. ઇધર તો યહ હાલ થા, ઉધર મુરલી મનોહર કે વાલિદ તથા ઔર કરીબી રિશ્તેદાર અદાલત મેં હાજિર થે. સબકે ચેહરે ઉતરે હુએ થે. બાપ કા તો બૂરા હાલ થા. ઉસે માલૂમ હોતા થા, કિ કોઈ ઉસકે દિલ કા ટુકડા ઉસસે જબર્દસ્તી છીન લિયે જાતા હો. કલેજા મુંહ કો આ રહા થા, લબ ખુશ્ક થે, આંખોં સે બેઇખ્તિયાર આંસુ બહ રહે થે. ઘર મેં માઁ ભગવાન કી મૂર્તિ કે સંમુખ બૈઠી રો રો કર પ્રાર્થના કર રહી થી, કિ ઉસકા બેટા સહીસલામત ઘર વાપસ આ જાયે. વહ દરવાજે કી ઓર ટકટકી લગાયે થી ઔર રહ રહ કર યહી આવાજ ઉસકે મુંહ સે નિકલતી થી—"ક્યા અબ તક મુરલી મનોહર નહીં આયા ?"

હાં ! તો અદાલત મેં ચારોં તરફ સન્નાટા થા, માનો કિસીકે મુંહ મેં જબાન હી ન થી. ગવર્નર ને સન્નાટે કા આલમ

તોડતે હુયે આહિસ્તા આહિસ્તા કહના આરંભ કિયા—

"મુરલી મનોહર ! જો કસૂર તુમને કિયા હૈ, વહ કાબિલે રહમ નહીં. ખુદા કી શાન મેં જો અલફાજ તુમને ઇસ્તેમાલ કિયે હૈં, વહ કિસી તરહ ભી મુઆફ નહીં કિયે જા સકતે; લેકિન તુમ્હારી કમસિની ઔર જવાની પર તરસ ખા કર સિર્ફ ઇતના હી કિયા જા સકતા હૈ, કિ અગર તુમ અલ્લાહતાલા સે અપને ગુનાહાં કી માફી માંગતે હુયે દીન ઇસ્લામ કબૂલ કર લો, તો તુમ્હેં રિહાઈ મિલ સકતી હૈ ઔર સાથ હી કિસી ઉંચે ઓહદે પર બિઠાયે ભી જા સકતે હો. બસ ! અગર તુમ જિન્દા રહના ચાહતે હો ઔર અપની બકાયા જીંદગી કે દિન ઐશો-ઇશરત સે ગુજારને કી ખ્વાહિશ રખતે હો, તો ઇસ્લામ ધર્મ કી ખિદમત કરને કે લિયે તૈયાર હો જાઓ."

ફૈસલા સુનતે હી તમામ લોગોં કી આંખેં મુરલી મનોહર કી તરફ ઉઠ ગયીં ઔર સબ ઉસ મજલૂમ કા મુંહ તાકને લગે; લેકિન મુરલી મનોહર કી પેશાની પર બલ ભી ન આયા. ઉસકી આંખેં ચમકને લગીં. ચેહરા તમતમા ઉઠા. ઉસને ઘૃણાસૂચક હંસી હંસ કર મુંહ ફેર લિયા !

ઉસકો ખામોશ દેખ કર ગવર્નર ને કહા—"કયોં ! કયા ઇરાદા હૈ?"

મુરલી મનોહર ને હંસ કર જવાબ દિયા—"હુજૂર ! મૈં હિંદૂ ભગવદ્દગીતા કા પાઠ કરતા હૂં; શ્રીકૃષ્ણ કા પરમ ભક્ત વૈષ્ણવ હૂં. મૈં ભલા મુસલમાન કૈસે હો સકતા હૂં ? જિસ મોહિની મૂર્તિ ને મેરે દિલપર કબ્જા કર લિયા હૈ, ઉસે અબ ઇસ સિંહાસન સે કૈસે ઉતાર સકતા હૂં ?"

ગવર્નર—"બેવકૂફ ! કિસ વહમ મેં પડા હૈ ? દીને-ઇસ્લામ કબૂલ કર લેને સે જિંદગી રહતી હૈ ઔર જિંદગી રહને સે ઇશરત ઔર બહિસ્ત દોનોં મિલતે હૈં."

મુરલી મનોહર—"મેરા ધર્મ તો યહ કહતા હૈ, કિ જો જૈસા કર્મ કરતા હૈ, ઉસે વૈસા ફલ મિલતા હૈ. દોજખ યા બહિસ્ત કિસીકે દિયે સે નહીં મિલતે."

ગવર્નર—"માલૂમ હોતા હૈ, કિ કુફ્ર ને તુમ્હારે દિલ પર પૂરા સિક્કા જમા લિયા હૈ. તુમ્હારી આંખોં પર કુફ્ર કા કાલા પરદા પડા હુઆ હૈ. ઇસ લિયે અબ તુમ્હારે લિયે મૌત કે સિવાય ઔર કોઇ દૂસરી સજા નહીં દિખાઇ દેતી."

મુરલી મનોહર—"હુજૂર ! જો પૈદા હુઆ હૈ, વહ જરૂર એક દિન મરેગા. ફર્ક સિર્ફ ઇતના હી હૈ, કિ કોઇ આગે મરતા હૈ, કોઇ પીછે. ઇસ લિયે આગે-પીછે કા કયા ભરોસા ? અગર આપ મુઝે મૌત કી સજા ન દેં, તો કયા મુઝે મૌત ન આયેગી ? યા અગર

મેરી જિંદગી હૈ તો આપ મરવા સકતે હૈં ? હાં, યહ જરૂર હૈ, કિ ઇસ તરહ આજ મરતા હૂં ઔર યોં ચંદસાલ બાદ મરૂંગાઃ—

જબ ફના ઠહરી તો ફિર, કયા સૌ બરસ યા એક દિન;
જો યહાં આયા હૈ ઉસકો, હોગા જાના એક દિન.
કયા હુએ દારા સિકન્દર, કયા હુએ શાહે જહાં;
સબકો હોગા ખાક મેં આખિર કો મિલના એક દિન.
યહ તયશુદા બાત હૈ કિઃ—
"મૌત આને કે લિયે હૈ, જાન જાને કે લિયે."

તો ફિર આપ હી બતલાઇયે, કિ મૌત સે ઘબરાના કયા નાદાની નહીં, દાનાઈ હૈ ? ઇસ ચાર દિન કી જિંદગી મેં, અપના ધર્મ છોડ કર ગૈર–મજહબ કબૂલ કરૂં ઔર ઇસ લોક કે સાથ–સાથ પરલોક ભી બિગાડું ?"

ગવર્નર—"તુમ ગલતી કર રહે હો. ખૈર, આજ કે દિન તુમ્હેં મુહલત દેતા હું. ઇસ દરમિયાન મેં ખૂબ સોચ લો, ગૌર કર લો ઔર કલ ફિર હાજિર હો કર જવાબ દેના. યાદ રકખો, તુમ્હારે ઉસ જવાબ પર તુમ્હારી જિંદગી કા આખિરી ફૈસલા હોગા. આજ રાત કી રાત ગૌર કર લો ?"

ઇતના કહ કર હાકિમ ઉઠ ગયા ઔર અદાલત બરખાસ્ત હો ગયી. મુરલી મનોહર બેડિયોં કી ઝનકાર કે સાથ આહિસ્તા–આહિસ્તા અદાલત કી સીઢિયોં સે નીચે ઉતરા—પથ્થર કી સીઢિયોં સે લગ કર બેડિયાં પુકાર ઉઠીં:—

" પાય કોવાં કોઇ જિન્દાં મેં, નયા હૈ મજનૂં;
આતી આવાજે સલાસલ, કભી ઐસી તો ન થી."

(૫)

સિપાહિયોં કી હિરાસત મેં જિસ વક્ત મુરલી મનોહર જેલખાને કી બંદ ગાડી મેં સવાર હોને લગા, ઉસ વક્ત સારા આલમ પૈકરે તસ્વીર બન ગયા. પઠાનોં કા દલ ચિલ્લા ઉઠા—"કત્લ કર દો !!" શામ હોતે–ન હોતે મુરલી મનોહર જેલખાને પહુંચા. ઉસ રાત કો ઉસને કુછ ન ખાયા ઔર સારી રાત ગીતા કા પાઠ કરતા રહા. ગીતા કે શ્લોક નિહાયત મીઠી ઔર સુરીલી આવાજ મેં ગાતે–ગાતે મુરલી મનોહર કો ઐસા માલૂમ હોને લગા, ગોયા ખુદ કૃષ્ણ ભગવાન્ ઉસે ઉપદેશ દે રહે હોં ! ઉસને ભગવાન કે ચરણોં મેં શીશ નવા કર ભક્તિ–ભાવ સે હાથ જોડ પ્રાર્થના કી—"પ્રભો ! બલ દો, હૃદય મેં શક્તિ દો. ઇસ અન્યાય કે સમ્મુખ છાતી તાન કર ખડે હોને તથા હિંદૂ ધર્મ કી સમ્માન–રક્ષા કે લિયે હંસતે–હંસતે ફાંસી કે તખ્તે પર ચઢ જાને કી શક્તિ દો."

અસ્તુ. ઈસી આનંદ મેં રાત્રિ વ્યતીત હો ગયી. સવેરા હોતે હી મુરલી મનોહર ને નિત્યકર્મ સે ફારિગ હો કર સ્નાન કિયા ઔર એકાગ્ર મન સે ભગવાન શ્રીકૃષ્ણ કી ઉપાસના મેં લીન હો ગયા. આજ ઉસકે હ્રદય મેં નવીન સ્ફૂર્તિ થી—ચેહરા જલાલ સે ચમક રહા થા. ઇતનેમેં ઉસકે માતા પિતા તથા ભાઇ–બહિન જેલ કે દરવાજે પર પહુંચ ગયે. ઉનકે રોને ચિલ્લાને કી આવાજ સુન કર મુરલી મનોહર જેલ કે દરવાજે પર આ ગયા. રોનેવાલોં કી સદાઓં સે સુનનેવાલોં કે દિલ પસીજ ગયે. ઉફ! કિતની દર્દનાક દિલ-સોજ ઔર દિલ કો હિલા દેનેવાલી સદા થી—કૈસા ગમનાક નજારા થા! ઉનકી સદાએં પથ્થરોં મેં સૂરાખ કર રહી થીં. ઐસી કોઇ ભી આંખ નથી, જો આબ–દીદા ન હો; લેકિન મુરલી મનોહર, ઇશ્વર કા ભકત મુરલી મનોહર, કૃષ્ણ કા પ્યારા મુરલી મનોહર, કયા મજાલ કિ જરા ભી પેશાનીપર બલ આયા હો! ચેહરે કા જલાલ જરા ભી કમ હુઆ હો!–બલ્કિ ઔર દોચન્દ હો ગયા થા. લેકિન ઉસકે સીને મેં એક છોટાસા દિલ થા. માઁ કા રોના, બાપ કા તડપના ઔર બહિનકે આહોજારી દેખ કર આંખેં નમ હો હી ગયીં. લડકે કી આંખોં મેં આંસૂ દેખ કર માઁ ને કહા,—"બેટા! કયા હુઆ, કિ હમ એક હી ઘર મેં એકસાથ ન રહ સકેંગે; લેકિન તૂ જિંદા તો રહેગા? કભી કભી તુઝે દેખ તો લિયા કરૂંગી! કલેજા તો ઠંડા હો જાયા કરેગા? બેટા! કાજી કી બાત માન લે."

મુરલી મનોહર—"માઁ! મોહ ઔર મમતા ને તુમકો યહ કહને પર મજબૂર કિયા હૈ. અગર ઇસ આખિરી વખ્ત મેં મુઝે યહ ભી ઉપદેશ દેના થા, તો ફિર મુઝે હિંદૂ ધર્મ કા યહ અમૃત કયોં પિલાયા થા? મેરે હ્રદય મેં ધર્મ કી જ્યોતિ કયોં જગાયી થી? ભગવાન્ શ્રીકૃષ્ણ કી ભક્તિ કયોં ઉપજાયી થી? મુઝે સાંસારિક ભોગોં કી ઓર કયોં ન લગાયા થા? ફિર તો મૈં સંસાર કે મિથ્યા–ભોગોંપર ધર્મ, ઈમાન, ભક્તિ ઔર માતા પિતા સબ કુછ નિછા-વર કર દેતા. પરંતુ અબ, અબ તો મેરે દિલપર ગીતા કે પવિત્ર પ્રવચન નકશ હો ચૂકે હૈં. ભગવાન્ કૃષ્ણ કી વહ મોહિની મૂર્તિ હ્રદયમંદિર મેં વિરાજમાન હો ચૂકી હૈ. ઇન્સાન કઈ બાર મરતા હૈ ઔર કઇ બાર જીતા હૈ. લેકિન ધર્મ હી એક ઐસી વસ્તુ હૈ, જો સાથ જાતી હૈ. સંસાર કે ધન વૈભવ—યે સારે એશો ઈશરત કે સાજો સામાન સિર્ફ યહીં કી શોભા કે લિયે હૈં–સાથ જાને કે લિયે તો સિર્ફ ધર્મ હી હૈ. ફિર અબ તુમ્હીં બતલાઓ, કિ નાશ-વાન્ વસ્તુ કો ગ્રહણ કર ધર્મ કો, જો પરલોક તક સાથ દેગા, કયોં કર છોડ દૂં? અંતિમ સમય મેં મુઝે ગન્દી નાલિયોં મેં મત ફેંકો—મુઝે ખુશી સે મરને દો. મુઝે ભગવાન્ કે ચરણોં મેં

અપને કો અર્પણ કરને દો. કાજી મેરે જિસ્મ કો કાટેગા—તુમ મેરી આત્મા કો ન કાટો.''

મુરલી મનોહર કી યહ બાતેં માતા પિતા ને સુની—ઔર આગે સુનને કી જુરૂરત ન કર સકે. મુરલી મનોહર કે ચેહરેપર જલાલ થા, નૂર કા અભ્ર બરસ રહા થા. ઉસકે જ્યોતિપૂર્ણ ચેહરે કી ઓર તાકને કા કિસીકો સાહસ નહીં હુઆ. સબ ખામોશ હો ગયે. અબ કિસીકી આંખ મેં આંસુ ન થે.

(૬)

જબ જેલ કે અફસરોં કો માલૂમ હુઆ, કિ મુરલી મનોહર મુસલમાન હોને કે લિયે તૈયાર નહીં હૈં, તો ઉન્હોંને ઉસી વક્ત ગવર્નર કો ખબર દી, કિ હુજૂર! કાફિર મુરલી મનોહર સે જબ પૂછા ગયા, કિ ઉસને કલ કી રાત ગૌર કર કે અપની જિંદગી કે મુતાલ્લિક ક્યા ફૈસલા કિયા? તો ઉસને બડી બેખૌફી ઔર ગુસ્તાખ ખાના તરીકે સે જવાબ દિયા, કિ મેરી નસોં મેં હિંદૂ જાતિ કા રક્ત પ્રવાહિત હો રહા હૈ—મુઝે મુસલમાન બનાને કા ખયાલ અપને દિમાગ મેં લાના મહજ બેવકૂફી ઔર અપની બુજદિલી કા સવૂત દેના હૈ. ગવર્નર ને તૈશ મેં આ કર ફૌરન આખિરી હુકમ સુનાયા—''આજ હી દો પહર કો ઉસે કત્લ કર દો!!''

એક ચૌડે મૈદાન મેં ઇલાકે ભર કે લોગ જમા હો ગયે. દો પહર તક હજારોં કી તાદાદ મેં લોગ જમા હુએ. પઠાનોં કો યહી શૌક થા, કિ આજ અપની આંખોં સે એક કાફિર કો મૌત કે ઘાટ ઉતારે જાતે હુએ દેખેંગે. મુરલી મનોહર કો ઊંચી જગહપર ખડા કર દિયા ગયા ઔર ગવર્નર કે આને કા ઇંતજાર કિયા જાને લગા. વક્ત પર ગવર્નર આયા ઔર હુકમ દિયા,—''સર ઊંચા કરો!'' મુરલી મનોહર ને હુકમ કી તામીલ કી.

ગવર્નર ને પૂછા—''ક્યા તૈયાર હો?''

મુરલી મનોહર ને ઉત્તર દિયાઃ—

''તૈયાર હૂં મૈં ધર્મપર બાશોક મરને કે લિયે;
તૈયાર હૂં મૈં દબ કે દુનિયા મેં ઉભરને કે લિયે.
તૈયાર હૂં મૈં ખાક મેં હી ફિર સે મિલને કે લિયે;
બીજ બોતા હૂં જહાં મેં ફિર સે ખિલને કે લિયે.

ભગવન્! તુમ્હારી શરણ મેં આતા હૂં. ઇધર મુરલી મનોહર કી જબાન સે યહ શબ્દ નિકલે ઔર ઉધર બંદૂક કી તીન ગોલિયાં સીને કે પાર હો ગયીં!!

ગવર્નર ને લાશપર એક હસરતભરી નિગાહ ડાલી ઔર ચલ દિયા.

જાલિમ પઠાનોં ને મુરલી મનોહર કી લાશ કો પથ્થર માર માર કર ટુકડે ટુકડે કર દિયા.

હિંદુ જનતા બેબસ થી. ઉસને દેખા ઔર સબ કુછ દેખા; લેકિન હાથ મલ કર રહ ગયી. જબાન ખામીશ થી; લેકિન દિલ રો રહા થા. સાથ હી ફખ્ર સે છાતી ફૂલ ઉઠી થી. ઉનકી આંખો કે સામને સ્યાલકોટ કે હકીકતરાય કી એક નયી જ્યોતિ કંદહાર કે મુરલી મનોહર મેં દિખલાઈ દી. લબ બંદ થે. જબાને ચૂપ થી; લેકિન રહ રહ કર હવા મેં એક ગુંજ સુનાઇ દેતી થી

"મુરલી મનોહર કી જય!!"

("હિંદૂપંચ"માં લેખક—શ્રી. રાજનારાયણ ચતુર્વેદી "આઝાદ")

---

# ૧૨૫—ગરીબની સૃષ્ટિ

સંધ્યાના બદલાતા રંગ સામે એ જોઇ રહ્યો હતો. વૃદ્ધત્વથી સફેદ થયેલા વાળ હવામાં આમતેમ વીંઝાતા હતા; એની આંખોમાં દીનતા ભરી હતી. એના વૃદ્ધ ચેહરા પર વૃદ્ધત્વની સ્પષ્ટ છાયા તરવરતી હતી.

સંધ્યા રંગ બદલતી હતી. આ વૃદ્ધના જીવનમાં કેટલાયે રંગ બદલાયા હતા. આજે મધુમતિને કાંઠે એ ઉભો હતો, સંધ્યા સાથે પોતાના જીવનની સમીક્ષા કરી રહ્યો હતો. ઘડીમાં એ દૂર દૂર તાકીને રોતો હતો, તો ઘડીમાં કોઇ સંસારના સમ્રાટ્ સમી મગરૂરી અનુભવતો હતો.

એક દિવસ તેને ત્યાં લીલાલહેર હતી. શ્રી અને સમૃદ્ધિ તેને ત્યાં ઉભરાતી. મધુમતિની પેલી પારનાં લીલાંછમ ખેતરો એક દિવસ તેની માલિકીનાં હતાં. આઠ આઠ ભગરી ભેંસો અને હૃષ્ટ-પુષ્ટ ગાયો, ચાર ચાર બળદની જોડો તેને આંગણે ઝૂલતી.

શ્રમજીવી ગ્રામ્યજીવન ગાળી તેણે કેટલાંયે વર્ષો સુખચેનમાં વીતાવ્યાં હતાં. એનો યુવાન દેહ આજની કેટલીયે રોતી સુરતો અને માયકાંગલાને નવચેતન અર્પે તેવો હતો, અને તેથીજ આજે એંશી વર્ષની ઉંમરે એ વૃદ્ધ ખડતલ દેખાતો હતો.

મધુમતિનાં છબછબતાં નીર અને શહેરી ઇમારતોને મુકાબલે ઝુંપડા જેવા લાગતા તેના ગ્રામ્ય ઘરને આંગણે ઓસરતાં તેજ, તડકા અને પ્રભાતનો ઉગતો પહોર આજની વૃદ્ધ અને ગત કાલની એ યૌવનભરી આંખોએ તેણે નિહાળ્યો હતો.

આજે એ દિવસ નહોતો; એ શ્રી અને સમૃદ્ધિ નહોતી. એ ગૌરવભર્યું ગ્રામ્ય જીવન પણ તેના નસીબે જીવવાનું નહોતું.

એનું કાલનું શ્રી અને સમૃદ્ધિથી ઝળહળતું—આંખો આંજતું ગામ આજે ભયાનક અને વિકરાળ લાગતું હતું.

એ ગામની શ્રી આજે પલાયન કરી દૂરદૂરના પેલા શહેરમાં ઉભેલી ભયાનક આકાશ સાથે વાતો કરતી ઇમારતોમાં ખડકાઇ હતી.

એ 'શ્રી' અને 'સમૃદ્ધિ' સમસ્ત મનુષ્યની 'માતા' મટી આજે થોડા ગણ્યાગાંઠ્યા મુડીવાદીઓની 'દાસી' બની હતી.

વૃદ્ધની આંખો આગળથી એ બધાં દશ્યો ચિત્રવત્ પસાર થતાં હતાં, અને સંધ્યાના ઓસરતા પૂર સમા આ જીવનનાં પૂર દુઃખ, ગ્લાનિ અને નિઃશ્વાસથી અનંત પવનની લહેરો સાથે દોડી જતા હતા.

સંધ્યા આવી, અને ગઇ......રાત્રિનો અંધકાર ચોપાસ ફેલાઇ રહ્યો હતો. વૃદ્ધના જીવનની ચારે તરફ અંધકાર જામતો હતો.

ઓહ! એ અંધકાર! અને ખરેખર તેના જીવનને એ અંધકાર ઝડપી લેતો હોય તેવું તેને લાગ્યું. તેના મગજને સખત આચકો લાગ્યો. એકાએક એ યાદીએ—હા! તેના વહાલા પુત્રની બિમારીની એ યાદીએ તેને ટટાર કર્યો!

એકાએક સવારે સાંભળેલા સમાચાર તેની આંખ સામે તરવર્યા. તેનો એકનો એક લાડકવાયો પુત્ર—હા! તેના જીવનનું નૂર—તેની સમૃદ્ધિનો છેલ્લો અવશેષ ભયંકર બિમાર છે—અને હજુ સુધી પોતે અહીં બેઠો છે. ઓહ વૃદ્ધત્વ! સવારે સાંભળેલા આવા ભયંકર સમાચારને પણ વિસ્મરણ કરાવે એટલું ભયંકર!

વૃદ્ધે હાથમાં ડાંગ લીધી, એ ડાંગના ટેકાથી લથડતે પગે પ્રયાણ કર્યું.

જે શહેરમાં તેનો પુત્ર રહેતો તે તેના ગામથી બાર માઇલ દૂર હતું. તેનો પુત્ર રામો અને પુત્રવધૂ 'કુમારી' છેલ્લાં છ વર્ષ થયાં આ શહેરમાં રહેવા આવ્યાં હતાં.

એક નાનીશી ઝુંપડા જેવી કોટડીમાં રામો કુમારી સાથે રહેતો. દિવસભર સખત મહેનત–મજુરી કરી ગુજરાન જેટલું માંડમાંડ પેદા કરતો. તેમાંથી પોતાનું અને કુમારીનું અડધું પેટ ભરી ચલાવતો, અને થોડુંક નારણપુરમાં રહેતાં વૃદ્ધ માતપિતા માટે મોકલતો.

તેનો વૃદ્ધ પિતા બે ચાર મહિને આવી આ યુગલને નીરખી નેત્ર ઠારતો, અને જીવનમાં રહેલી આ અમૂલ્ય મુડીથી રાચતો.

રામો શહેરમાં આવ્યો ત્યારે એક સારે ઠેકાણે પડયો હતો; પરંતુ પાછળથી જ્યારે તેને ખબર પડી કે ભલા લેખાતા, એ શયતાન શ્રીમંતનો 'ડોળો' કુમારી પાછળ ફરતો હતો, ત્યારે તેણે એ સુખની નોકરી છોડી દીધી હતી, અને કેટલીયે અથડામણો અને સંકડામણો બાદ તેને એક કારખાનાની નોકરી મળી હતી.

આજ આઠ દિવસ થયાં રામો સખત બિમાર પડયો છે. મુડીવાદનાં ચક્કરોમાં પીસાઇ પીસાઇને તેનાં હાડ ચામ ગળી ગયાં છે. તેની આંખો ઉંડી ઉતરી ગઇ છે. એ આંખોમાં અસહ્ય વેદના

છુપાઇ છે. એ આંખોમાં દુઃખ અને ગ્લાનિ ભરી છે. એ આંખો-માં નિરાશા અને ગમગીની ભરી છે, તેના ગાલમાં ખાડા પડ્યા છે.

મુડીવાદનાં લોખંડી ચક્કરોએ પ્રભુના આ સુંદર તત્ત્વવિધાન-ને–માનવ જેવા અમૂલ્ય વસ્તુસર્જનને બેડોળ, કદ્રૂપ અને નિર્જીવ બનાવી દીધું છે !

અને કુમારી? યૌવનના ઉંબરે પહોંચેલી 'કુમારી' નિસ્તેજ અને સાઠ વર્ષની ડોશી જેવી લાગે છે. પતિના દુઃખે ઝૂરી ઝૂરી જીવનનું ટીપેટીપું નીચોવી રહી છે, હાય ! ગરીબી !

વૃદ્ધ, સ્નેહઘેલો પિતા અથડાતો કૂટાતો, પડતો આખડતો શ્વાસભેર દોડી આવ્યો. એની દૃષ્ટિ સામે તેનો લાડકવાયો રામો ઉભો; મધુમતિને કાંઠે ઉછળતા પાણીમાં ધુબકા મારતો રામો ઉભો!

'માણુકી'ને છબછબીઆ નીરમાં ધમાળતો રામો; ઝાડને પાંદડે પાંદડે ખેલતો રામો; સંતાકૂકડીની રમતથી ફળિયું ગુંજવતો રામો, અને પેલી લાડકવાયી 'તેજણુ' ઉપર સ્વારી કરી દૂર દૂરના પંથ કાપતો યૌવનભર્યો રામો—

અને ત્યારપછી તો પેલી દુઃખદ ઘટનાવલિ દોડી આવે છેઃ—કડકડતા દુકાળો, પ્લેગ અને મરકી, ગામનું છિન્નભિન્ન થવું, આજીવિકાનાં ફાંફાં અને રામાનું શહેરમાં જવું.

દીનાનાથનાં પુનિત કિરણો જગત પર ચોમેર ફેલાઇ રહ્યાં. 'વૃદ્ધ' શહેરની નજદીક આવી પહોંચ્યો. દૂરથી દેખાતાં પેલાં ટાવરો અને ધૂમ્રાચ્છન થયેલા આકાશમાંથી માનવજીવનના સંહારની તેને 'આગાહી' દેખાઇ.

'કુકડે કુક' કે ઘંટડીના મીઠા રણુકારો કે પ્રભાતનાં ભજ-નિયાંને બદલે–સ્ટીમરો, મોટર ગાડીઓ અને ટ્રેઇનોના ભોં ભોંના અવાજો પ્રભાકરને આવકારી રહ્યા હતા. એ આવકારમાં માનવ-જીવનનું સંહારક ઝેર તેણે નિહાળ્યું.

ડોસો ગામની નજદીક આવતો જતો હતો, તેમ તેમ તેનું હૃદય અસહ્ય દુઃખ, શોક અને વેદના અનુભવતું હતું–વસ્ત્રાલંકારથી શણગારાયેલો આ મુડદાલ શહેરી માનવસમૂહ, મૃત્યુના મુખ તરફ ધસતો હોય તેમ તેને લાગતું હતું.

કુદરતને કાબુમાં લાવવા મથતા મૂર્ખ વૈજ્ઞાનિકો જગતના સૌંદર્યને હરી રહ્યા છે, જગતને વિકૃત બનાવી રહ્યા છે; અને આગળ વધવાને બદલે જગત વિનાશની રાહે દોરાઇ રહ્યું છે; એ નર્યું સત્ય વૃદ્ધની કલ્પનાસૃષ્ટિમાં ખડું થતું, અને પામર 'શહેરી જીવન' એ રહસ્યને વધુ સ્પષ્ટ કરતું.

વીસ વીસ માઇલનો પંથ કાપતા એ જુવાનીઆ ક્યાં, અને એક માઇલ–અર્ધો માઇલને માટે પણ ઘડીએ ઘડીએ ટ્રામ અને

ટેક્સી પકડતા આજના મુવાલી શહેરી જુવાનો ક્યાં ? પચીસ વર્ષમાં જમાનાનું કેટલું પરિવર્તન !

શહેરની ખોટી ધમાલો અને પ્રવૃત્તિ માનવજીવનનું લોહી ચૂસતી હોય, અને જાણે રામાના શરીરમાંથી લોહીની ધારા ચાલી જતી હોય, એવું કલ્પનાચિત્ર ડોસાની આંખ આગળ ખડું થયું !

અને ડોસાને કમકમાં આવ્યાં !

પેલા ગ્રામ્ય જીવનની શાંતિ અને માનવીય આત્મસંતોષ ક્યાં, અને અહીંના મનુષ્યોનો વિચારવાયુ અને ઉન્માદગ્રસ્ત ચેહરો ક્યાં ? ઓહ ! કેટલું અંતર !

ડોસો દોડયો આવ્યો, આતુર નયને, આતુર હૃદયે.

શહેરની એક સાંકડી ગલીમાં રામાનું મકાન હતું. શેરીમાં ગટરની બદબો પ્રસરી હતી, અને ચારે તરફ 'મચ્છરરાજ'નું સામ્રાજ્ય પથરાયેલું હતું. નાક આડું કપડું રાખી ડોસો દુઃખાતે હૃદયે દોડયો આવ્યો.

કંપતે હૃદયે તે રામાની ઓરડીમાં આવ્યો, અને તેણે શું જોયું ? રામો શ્વાસોચ્છ્વાસ લઇ રહ્યો હતો. આંખો બંધ હતી. જીવનદીપક બુઝાવાની તૈયારીમાં હતો.

પડખેજ ઉજાગરા અને ખાવાના સાંસાએ તવાઈ ગયેલી આંખમાંથી અશ્રુ સારતી, મ્લાનવદન 'કુમારી' બેઠી હતી. એ રામા તરફ એકી નજરે તાકી રહી, અને ભાવીના અંધકારમય જીવનને એકી નજરે—અનિમેષ નેત્રે નિહાળી રહી !

કયા પુત્રનો પિતા આ દૃશ્ય જોઇ શકશે ? વૃદ્ધ હૃદય આ વેદના સહેવા જેટલું મજબૂત ન હતું. ડોસાએ આ દૃશ્ય નિહાળ્યું, અને 'ઓ દીકરા' કરતો કે બારણામાંજ તે ઢળી પડયો.

અકાળે વૃદ્ધ થયેલી 'કુમારી' બેબાકળી બની. વૃદ્ધ શ્વસુરની આવતાંવેંતજ આ સ્થિતિ જોઈ તેનું હૃદય હાથ ન રહ્યું. તે ગભરાઇ અને જોરથી રડી પડી.

પંદરેક મિનિટ આવી સ્થિતિમાં પસાર થઇ. ડોસાને શુદ્ધ આવી, અને એકાએક તેના હૃદયમાં ઉશ્કેરાટ અને ઉન્માદનો આવેશ ભરાયોઃ—

"પેલી સાતસાત માળની હવેલીઓ અને પેલી કરોડોની મિલ્કત એક વ્યક્તિ કોને ભોગે ભોગવી રહી છે ?

લાખો ગરીબોનાં હાડમાંસ ચૂસી હવેલીઓ અને કરોડોની મિલ્કત ભોગવનાર આ મનુષ્યો શું મનુષ્યોજ છે કે રાક્ષસો ?

લાખો જીવનનાં સાધનોથી વિહીન છે. બે ટંક ખાવા પણ તેમને મળતું નથી. એમને એક રાત્રિ ગાળવાને માટે વિરામ માટે જમીનનો ટુકડો પણ મળતો નથી, ત્યારે આ તેનીજ મહેનતે—એનાજ

ભોગે મેળવેલ લાખોને પૂરું પડી શકે તેટલા ધન ઉપર આ શ્રીમંતો તાગડધીન્ના કરી રહ્યા છે, એ શું છે બધું ?

ઓહ! આહ! મારો રામો જાય છે! શું ખરેખર જાય છે?!

કેટલોયે વખત થયાં સખત મજુરી કરી; અને એ મજુરી પણ જીવલેણ નીવડી શું ? આટલી તનતોડ મજુરી પછી તેને શરીર-પોષણ જેટલો પણ ખોરાક ન મળ્યો !

ઓ પ્રભુ ! શું આ તારોજ ન્યાય છે ?

પેલા ગાદી તકીઆ ઉપર આળોટતા, મનુષ્યત્વહીન પામરો, માત્ર 'લૂંટવાની' પામર બુદ્ધિ ધરાવવાથી એશઆરામ કરે છે, ત્યારે એક મનુષ્ય સખત મજુરી કર્યા પછી પણ રોટલાના ટુકડા-ને અભાવે વલખાં મારે છે. ઓ પ્રભુ ! એ કેવો ન્યાય છે ?"

રામાની બિમારી વધતી જતી હતી, એની છેલ્લી ઘડીઓ ગણાતી હતી. બિચારો વૃદ્ધ શું કરે ? એની પાસે એક પાઈ પણ નહોતી, કે તે કોઈ વૈદને બોલાવી ઉપચાર કરે. પ્રભુ જેવડો ધણીજ એનો ખરો વૈદ્ય હતો.

એ અંતિમ ઘડી આવી—'ઓ ! જાઉં છું.' એટલું કહેતાંજ રામાનો જીવનદીપક બુઝાયો. નિશ્ચેતન કુમારી અને ડોસો પડખેજ ઢળી પડ્યાં. અંધકારનો ઘોર પડદો પડી રહ્યો. અને દુનિયાના કોઇ ખૂણામાં સબડતાં આ પ્રભુનાં બાળકો તેના માનવબંધુના અન્યાયે અત્યાચારે આજે વિકરાળ કાળની—નરકની દુઃખદ ખાણમાં—અંધકાર-મય જીવનમાં ઉતરી પડ્યાં !

એ ડોસો અને કુમારી ગયાં—સદા સર્વદાને માટે. આ જંતુ-ઓથી ખદબદતી દુનિયાને છોડી ગયાં. રાત્રિના એક છેલ્લા પહોરે એક ગાંડા જેવી ડોશી શહેરના મુખ્ય રસ્તા ઉપર પડી કંઇક બોલતી હતી—આ દુનિયા પર લ્યાનત વર્ષાવતી હતી. એના હૃદય-માં એકજ ધૂન એકજ નામ હતું 'રામો' અને 'કુમારી.'

એ પાગલની માફક હસતી, ઘડીમાં રડતી. નિરાંતે ઉંઘતા જગતે આજે તેની આ દશા આણી હતી. ચોધાર અશ્રુએ તે રડતી હતી, પરંતુ અફસોસ ! એ અશ્રુ લૂછનાર આજે આ જગતમાં તેનું કોઈ ન હતું !

દૂરથી ભોં ભોં કરતી મોટર દોડી આવી, કોઈ શયતાનનું એ જુલ્મી ચક્ર પૂરપાટ દોડી આવ્યું.

પાગલ ડોશી ઉપર થઇ એ ચક્ર દોડયું, બેપરવાઇથી જરા પણ થાક્યા વિના—અને જ્યારે "આહ ! ઓહ!" ની કારમી ચીસ સંભળાઇ ત્યારે એ માનવતાહીન રાક્ષસ—મોટરનો માલીક, ઝપાટા-બંધ મોટરને એક ગલીમાંથી દોડાવી પલાયન કરી ગયો.

જગત ઉઠયું. સવારે એક ફાટેલ તૂટેલ કપડાંવાળી—અવ્યવ-

સ્થિત ઢંગ ધડા વિનાની એક વૃદ્ધ ડોશીને મરેલી તેણે જોઈ.

તમાશાની પેઠે ટોળેટોળાં જોવા એકઠાં થયાં, અને હજારો તર્કવિતર્ક કરતાં બિચારાં રવાને થયાં.

શયતાનિયતના (છેલ્લા) ચક્રે એક કુટુંબના આવી રીતે પ્રાણ લીધા. પરંતુ એવાં તો હજારો 'કુટુંબો' એ ચક્ર નીચે આજે ચગદાઈ રહ્યાં છે-પીસાઇ રહ્યાં છે, તેને શું ?

(જુલાઇ-૧૯૩૦ ના "સાહિત્ય"નો ચીનગારીનો લેખ)

# १२६–महान युवकनो सत्याग्रह

મહારાજા છત્રપતિ સંભાજીએ સત્યને ખાતર બલિદાન આપ્યું. આ બલિદાનની કથા શું બતલાવે છે ? મહારાજા સંભાજીને ઔરંગજેબે કેદ કર્યો હતો. ઔરંગજેબે સંભાજીને ઇસ્લામ ધર્મ સ્વીકારવાને ઘણો ઘણો સમજાવ્યો, પણ તેમાં કંઇ વળ્યું નહિ; એટલે ઔરંગજેબ ઘણા આકરા ઉપાય લેવા મંડયો. સંભાજીને ધમકી આપવામાં આવી કે, જો તમે અમારી ઇચ્છાનુસાર મુસલમાન નહિ બનો, તો તમને જીવતા રાખવામાં નહિ આવે; પણ મહારાજા સંભાજી જેવા ધર્મવીર ઉપર ભલા આવી ધમકીની કંઇ અસર થાય ખરી ? તેઓ તો સાક્ષાત્ ધર્મમેરુ હતા. એમણે રોકડો જવાબ પધરાવી દીધો કે—ઇસ્લામ સત્ય છે કે જૂઠો, તેની મારે કંઇ તમા નથી. જેને તમે કાફીરનો ધર્મ કહો છો, તે મારો વૈદિક સનાતન ધર્મ જ મારી સમજમાં સત્ય છે. મારો વિશ્વાસ છે કે, તે ધર્મ પૂરેપૂરો સત્ય છે અને તેથી તે મને પ્રાણથી પણ વધારે વહાલો છે. હું એ સત્ય ધર્મની રક્ષા માટે મારા પ્રાણનું બલિદાન આપીશ, પણ એ સત્ય ધર્મનો ત્યાગ કદાપિ કરીશ નહિ. અહાહા ! કેવું જબરદસ્ત નૈતિક ધૈર્ય આ છે ! પછી સંભાજી ઉપર જુલમ થવા માંડયો. આજે એક કાન કાપી નાખ્યો, બીજે દિવસે બીજો કાન કાપી નાખ્યો. એક દિવસે એક આંખ ફોડી, બીજે દિવસે બીજી આંખ. એક દિવસે એક હાથ કાપી નાખ્યો, બીજે દિવસે બીજો. આ પ્રમાણે દરરોજ એક એક અવયવ કાપી નાખવામાં આવતો. આવી દારુણ અસહ્ય દુઃખની દશામાં પણ એ બહાદુરે પોતાની સત્યનિષ્ઠામાં ફેરફાર કર્યો નહિ. છેવટે એઓ મરણશરણ થયા, પણ સત્યનો ત્યાગ કર્યો નહિ. ખરેખરી રીતે એ સિંહનું બચ્ચું હતું. નરકેસરી શિવછત્રપતિનો પુત્ર હોઇ શું તે મરણના ભયથી કંપી જાય એમ હતું ? નહિ, નહિ કદાપિ નહિ.

ક્યાં આ રોમહર્ષણ સત્યના વીરોનાં ઉદાહરણ અને ક્યાં

આજકાલનાં નૈતિક ધૈર્યનાં માટીનાં પૂતળાં ! જો સાચેસાચું બોલી દઇને અપરાધ કબૂલ કરી દેવામાં આવે, તો અધિકમાં અધિક શું થવાનું ? બહુ તો એક સોટી કે બે તમાચા અગર એવી શિક્ષા થશે. આવી નજીવી શિક્ષાથી બચી જવાને આપણા હાલના વિદ્યાર્થીઓ અસત્ય બોલી દે છે. શું આનાથી પણ હીન દશા અન્ય કોઇ હોઈ શકે છે ? રાજ્યની ઉન્નતિ અને સ્વતંત્રતાની પ્રાપ્તિ ત્યારેજ થઇ શકે, કે જ્યારે સત્ય બોલતાં જરાએ આંચકો ખાય નહિ. એવાને માટે કારાગૃહવાસ, દેશનિકાલ અને ફાંસી સુદ્ધાંને માટે કંઇ ડર હોવો જોઇએ નહિ. જે હૃદયની દિવાલ બનાવવી શીખ્યો નથી, તે આમાંની એક પણ આપત્તિ સહન કરવાને સમર્થ થઇ શકે નહિ. વિદ્યાર્થીએ જૂઠનો ત્યાગ કરવો જોઇએ અને સત્યને માટે ગમે તેવું કષ્ટ સહન કરવાને તૈયાર રહેવું જોઇએ. શાસ્ત્રકારોના આ વિચાર કેટલી દૂર દૃષ્ટિના છે, તે હવે સ્પષ્ટ જાણવામાં આવ્યું હશે. આ વિચાર માતાના દૂધની સાથે બાળકને છૂટથી પાવામાં આવે, તોજ આગળ ઉપર કંઇ થઇ શકશે. બાકી મોઢે ગમે તેટલો બકબકાટ કરવામાં આવશે, છતાં આગમાં કૂદીને પડવા માટે કોઇ પણ તૈયાર થશે નહિ.

(મે-૧૯૩૦ "બુદ્ધિપ્રકાશ"માં લેખકઃ-શ્રી. નારાયણ દ. ભગત.)

# ૧૨૭–अंत्यजो प्रत्ये तिरस्कार

(૧)

"ધર્મ તો નહિ, પરંતુ હિંદુઓના કર્મની વાતો અમે ખૂબ જાણીએ છીએ. એવું દેખાય છે કે હિંદુઓના ધર્મને દુનિયાનાં ઉત્તમ કર્મો સાથે કશો સંબંધ નથી."

ઉપલા શબ્દો બોલતાં બોલતાં પાદરી સાહેબના મુખનો રંગ બદલાઈ ગયો અને થોડા વખતમાં ક્રોધનાં ચિહ્નો જણાવા લાગ્યાં. આંખોમાંથી આગ વરસવા લાગી.

આ પાદરી સાહેબ સાથે અમારે ઘણા દિવસથી મિત્રાચારી જેવું હતું. તેઓ અમારા શહેરના મીશનના પાદરી હતા. અમે ઘણી વખત તેમની પાસે વાર્તાવિનોદ કરવા જતા હતા. તેઓ મીલનસાર અને હસમુખા આદમી હતા, છતાં કેટલાક સમયથી તેઓ હિંદુ ધર્મ પ્રત્યે બહુજ નાખુશ દેખાતા હતા. આટલી બધી નાખુશીનું ખાસ કંઈ કારણ હોવું જોઇએ, એમ અમને લાગવાથી આજે અમે તેમના મનનો ઉભરો બહાર કઢાવવાનો નિશ્ચય કર્યો હતો, અને તેથી અમારામાંના એક જણે તેમને પૂછ્યું:—

"પાદરી સાહેબ ! આપ આટલા બધા નાખુશ કેમ થઈ જાઓ છો ? હિંદુઓનાં ક્યાં કર્મો આપે એવાં જોયાં કે જેથી તેમના પ્રત્યે આપ તિરસ્કાર બતાવી રહ્યા છો?"

પાદરી સાહેબઃ—"હિંદુઓ માટે શું કહું ? મને તો ખરી રીતે તેઓની દયા આવે છે. મારા પિતા હિંદુજ હતા."

મેં પૂછયુંઃ—અને માતા ?"

પાદરી સાહેબ કંઈ બોલ્યા નહિ. અમારામાંથી બીજાએ એનો એજ પ્રશ્ન કર્યો, તોપણ પાદરી સાહેબ બોલ્યા નહિ. છેવટે ત્રીજાએ પૂછયું એટલે પાદરી સાહેબે કહ્યું—"તમે મારો ઇતિહાસ સાંભળીને અજાયબ થશો. તમારી બહુજ ઇચ્છા છે તો તે હું કહી સંભળાવું."

"ખાનદેશના એક ગામનો હું મૂળ વતની છું. મારી મૂળ જાતિ તમે કદાચ જાણુતાજ હશો. ઘણા ભાગે કહેવાતા અછૂતોજ ખ્રિસ્તી થયા છે. હું પણ તેજ જાતિનો છું."

અમારામાંના એક–બે જણને કંઇક અજાયબી થઇ.

પાદરી સાહેબે આગળ ચલાવ્યુંઃ– "મારા પિતા એક સાહેબની પાસે નોકર હતા. સાહેબ અને તેમનાં મેમ સાહેબ વચ્ચે હંમેશાં ખટપટ થયાજ કરતી. સાહેબ લગભગ પચાસેક વર્ષની ઉંમરના હતા અને મેમ સાહેબ પચીસ વર્ષનાં હતાં. આ કજોડું પ્રેમથી શાનું બને? પણ લોભ લાલચથી જોડાયું હતું."

"મારા પિતાનું શરીર મજબૂત અને દેખાવડું હતું. આથી મેમ સાહેબ તેમના ઉપર બહુ પ્રેમ દર્શાવતાં. એમ તો ઘણાય કાળા લોકો વિલાયતથી મડમ પરણી આવે છે, પરંતુ તેઓ સઘળા ભણેલા ગણેલા હોય છે. મારા પિતા નિરક્ષર હતા, છતાં દીર્ઘસહવાસના કારણુથી અંગ્રેજી બહુ સારૂં બોલતા."

"વૃદ્ધ પુરુષોને પોતાની જુવાન સ્ત્રી ઉપર હમેશાં શક રહ્યાજ કરે છે. સાહેબને તેમની મડમ અને મારા પિતાના સંબંધવિષે શક હતો. સમય જતાં તે શક તેમને સાચો દેખાયો. આથી એક દિવસે ખર્ચનું કારણ બતાવી મારા પિતાને રજા આપવાની વાત કાઢી—"

"નાણાંની ઘણીજ તંગી છે માટે આને રજા આપવી જોઇએ."

મેમ સાહેબે કહ્યું—"નાણાંભીડના કારણથી જૂના માણસને રજા આપવી તે ઠીક નથી. સદાય ભીડ રહેવાની નથી."

સાહેબે કહ્યુંઃ—"પણ અત્યારે શું કરવું ?"

મેમ સાહેબઃ—"હમણાં મારી ખાનગી શિલિકમાંથી તેનો પગાર આપીશ."

સાહેબ—"પણ મારે તેને રજા આપવી છે !"

મેમ સાહેબઃ—"પણ મારે તેને રજા આપવી નથી."

સાહેબ ચૂપ થઈ ગયા. અમારામાંનો એક જુવાન જેને અમે શર્મા કહીને બોલાવતા હતા તે બોલી ઉઠયો:– "શાબાશ મેમ સાહેબ !"

(૨)

સાહેબને ખૂબ ગુસ્સો ચઢ્યો હતો. તે મેમ સાહેબને તો કાંઈ ન કહી શક્યા, પણ મને શિક્ષા કરવા માટે પ્રયત્ન કરવા લાગ્યા. મારા કાકા ચામડાનો ધંધો કરતા હતા. ગામનાં મરેલાં ઢોરનો ઇજારો તેમના હાથમાં હતો. અમે જોડા પણ સીવતા હતા. એ જોડાની ભેટો આપીને ગામના મોટા લોકો સાથે અમે ઓળખાણુ રાખતા હતા. લાંચ રૂશ્વત તો આજના પતિત જમાનામાં લોકો ઉપર રાજ્ય ચલાવે છે તે તો તમે પણ જાણુતા હશો. આથી અમે ગામના આગેવાન લોકોમાં ખૂબ લાગવગ વધારી હતી. રૂપિયાની ચીજ આનામાં આપી દઇએ, તો એ લોકો શામાટે ખુશ ન રહે? ચામડાનો ઇજારો આજ કારણુથી હમેશાં અમારા હાથમાંજ રહેતો.

મારા કાકાએ નવા વર્ષનો ઇજારો રૂ. ૬૦ માં લીધો. અમારામાં એટલી શક્તિ તો નહોતીજ કે એટલા રૂપિયા રોકડા અમે એકદમ આપી શકીએ. અમે થોડા રૂપિયા અમુક અમુક હપ્તે આપી દેતા, પરંતુ શાહુકારનું દેવું તો હમેશાં માથા ઉપર થોડું ઘણું રહ્યાજ કરતું. મારા પિતા મેમ સાહેબના મોહપાશમાં સપડાયેલા હોવાથી તેઓ એક પૈસો પણ ઘરમાં આપતા નહિ.

અમારા ઘરમાં એક સુંદર ગાય હતી. દશબાર શેર દૂધ આપતી હતી. શાહુકારનો હપ્તો ભરતાં કોઇ વાર જરા વિલંબ થતો કે તે લક્ષ્મીના ભક્તની દૃષ્ટિ અમારી ગાય ઉપર પડતી. આ વર્ષે અમારા ઉપર આફત ઉતરવાની હશે, તેથી મારા કાકાના દીકરના વિવાહમાં ઘણા પૈસા વપરાઈ ગયા હતા, અને તેથી શાહુકારના બે હપ્તા ચઢી ગયા હતા.

એક દિવસ અમે ઘરની સ્થિતિ ઉપર વિચાર કરી રહ્યા હતા એવામાં શાહુકાર બે સિપાઇઓ સાથે આવી લાગ્યો. સાથે મુનશી અહમદખાં પણ હતા. આ મુનશી માટે ગામના ઘણા લોકો કહેતા કે, તે સાક્ષાત્ યમદૂતનોજ અવતાર છે. આ ખાંસાહેબની જેના ઉપર દૃષ્ટિ પડતી તેના ઘરનો સામાન અને ઢોરઢાંખર સાફ થઈ જતાં. તમે સમજી ગયા હશો કે, મુનશી કયા અધિકાર ઉપર હશે ? તેઓ જપ્તી મેનેજરનો હોદ્દો ભોગવતા હતા.

આજે આ લોકોને આવેલા જોઇ અમારા હોશજ ઉડી ગયા. મારા કાકાએ તે દરેકને જમીન સુધી ઝૂકી ઝૂકીને સલામ કરી. દુનિયામાં એવો કોઇજ દેશ નહિ હોય જ્યાં ગરીબમાં ગરીબ માણસે કરેલી સલામનો જવાબ મોટો બાદશાહ પણ ન આપે; પરંતુ દેવભૂમિ ગણાતા આ ભારતમાં હિંદુ સમાજે અમને એટલા નીચા દરજ્જા

ઉપર મૂકી દીધેલા છે કે અમે પાઘડી ઉતારીને નમીએ તોપણ તેના જવાબમાં આંખનું પોપચું પણ કોઇ ભાગ્યેજ નમાવે; એટલુંજ નહિ પણ અમારો સ્પર્શ કરવામાં પણ પાપ મનાયું છે. ખેર! જેવાં અમારાં પૂર્વજન્મનાં કર્મ!!

મારા કાકાએ ઝૂકી ઝૂકીને કરેલી સલામના જવાબમાં એક સિપાઇએ કહ્યું—"કેમરે ભગલા! (મારા કાકાનું નામ)"

"એક ખુબી તો જુઓ! મારા કાકાનું નામ ભગવાન હતું. અન્ય હિંદુઓમાં તે નામ ભગવાનદાસ–ભગવાનજી આદિ ઉંચી ભાવનાપૂર્વક બોલાય છે; પરંતુ તે ભગવાન શબ્દ અમારી જાતિમાંના કોઇના સંબંધમાં આવે તો તે ભગવાનનો પણ ભગલો બની જાય છે." આ બોલતાં બોલતાં પાદરી સાહેબની આંખોમાં ક્રોધ અને તિરસ્કારની લાલી આવી ગઈ.

પાદરી સાહેબે આગળ ચલાવ્યું:—"પેલા સિપાઇએ કહ્યું—'કેમરે ભગલા! આ શેઠના પૈસા કેમ આપતો નથી? મોત બોત આવ્યું છે કે શું?'"

"મારા કાકાએ બે હાથમાં પાઘડી લઇને દીન વાણીથી કહ્યું—સાહેબ! આ વખતે જરા મોડું થઈ ગયું. છોકરાના વિવાહમાં ખર્ચ થઈ ગયો. તેથી એમ થયું."

બીજો સિપાઇ બોલી ઉઠયો:—"સા...પારકા પૈસા ઉપર છોકરાનો વિવાહ કર્યો? વિવાહ કરવોજ હતો તો તેની મા સાથે કરવો હતો, પણ બીજાના પૈસા શામાટે વાપર્યા?"

શાહુકારે વચમાં કહ્યું:—"ખેર! તેણે ગમે તે કર્યું. મારે તેની પંચાત નથી. મારે તો મારા પૈસા જોઇએ." શાહુકારની નજર ઘણા દિવસથી અમારી ગાય ઉપર હતી. તેણે કહ્યું:—"છોડી લ્યો પેલી ગાય, બાકીના પૈસા રહેશે તે માટે આગળ ઉપર જોયું જશે."

આ ગાય નાની વાછડી હતી ત્યારથી મારી માતાએ મારા જેટલા પ્યારથી તેને પાળી પોષીને મોટી કરી હતી. તેના ઉપર અમારા ઘરના ખર્ચનો મોટો આધાર હતો. શાહુકારની સાથે આવેલા એક માણસે તે ગાયને છોડીને ચાલવા માંડયું. મારી માતા છાતી કૂટવા લાગી. મારા કાકાની આંખોમાંથી અશ્રુપ્રવાહ વહેવા લાગ્યો. હું આ બધું જોઇ દિંગ્મૂઢ જેવો બની ગયો. અમારૂં સર્વસ્વ લૂંટાઇ ગયા જેવું થયું.

ગામના ચોકમાં જઈ ગાયનું લીલાઉં કરવામાં આવ્યું. અગાઉથી કરી રાખેલી ગોઠવણ પ્રમાણે ૬૦–૭૫ ની ગાય માત્ર પંદર રૂપીઆમાંજ વેચાઇ ગઇ!! લક્ષાધિપતિ વૈષ્ણવ શાહુકારે અમો ગરીબનું સર્વસ્વ લૂંટી લઇને ચોપડામાં પંદર રૂપિયા અમારા ખાતામાં જમા કર્યા!

મ. શર્મા બોલી ઉઠયાઃ—ધિક્કાર છે!

પાદરી સાહેબે કહ્યુંઃ—તમારા હિંદુ ધર્મની દયા-ઉદારતા અને પવિત્રતાની વાત તો હજી કહેવાની બાકી છે. સાંભળોઃ—

કેટલોક સમય વ્યતીત થઈ ગયા પછી એક દિવસ ખબર આવ્યા કે, અમારી ગાય મરી ગઈ અને તેને ઘસડી લઇ જવા શાહુકાર બોલાવે છે. મારા કાકા ચાર આદમી લઇને ગાયનું મુરદું લેવા ગયા, પરંતુ ત્યાં પહોંચતાંજ મામલો કંઈ જૂદોજ દેખાયો. શેઠના બે ત્રણુ મુસલમાન નોકરો મારા કાકા ઉપર તૂટી પડયા અને ગડદા પાટુ તથા લાકડીવડે મારવા લાગ્યા. મારા કાકા બૂમો પાડી કહેવા લાગ્યા "ઓ સરકાર! ગરીબને શા માટે મારો છો? ઓ શેઠ! ઓ ગરીબપરવર! હું મરી ગયો, મને છોડાવો!" મારા કાકાની આ હૃદયદ્રાવક બૂમો કોઈ સાંભળતું નથી. છેવટે એક જણની પેડુમાં લાત વાગવાથી તેઓ બેશુદ્ધ થઈ જમીન ઉપર ઢળી પડયા.

એટલામાં પોલીસ આવી પહોંચી, મારા કાકાની સાથે આવેલા આદમીઓ થરથર ધ્રૂજવા લાગ્યા. થોડી વારે મારા કાકાને ભાન આવ્યું. "આ........ગૌહત્યારાને પહેરાવી દો હાથકડી" એમ કહી એક પોલીસે મારા કાકાના હાથપગમાં બેડીઓ ઠોકી દીધી.

ચામડાંની લાલચથી ગાયને ઝેર આપીને મારી નાખવાનો મારા કાકા ઉપર આરોપ મૂકવામાં આવ્યો હતો.

અમારામાંથી એક જણુ બોલી ઉઠયો "અરર!!"

પાદરી સાહેબે ભયંકર તિરસ્કાર ભાવથી કહ્યુંઃ-"મહાશયો! "અરર" શું કરો છો? તમારા હિંદુઓનાં કરતુક તો એથી પણુ ક્રૂર અને ઘાતકી છે. ખરી વાત એ હતી કે, ગાયને કંઇ રોગ થવાથી તે સદાને માટે દૂધ દેતી બંધ થઇ હતી. તેને કોઈ મફત પણુ રાખે તેમ ન હતું. આબરૂદાર ગણુાતા હોવાથી પાંજરાપોળમાં પણુ મૂકી શકાય તેમ ન હતું. આથી ગાયને ઘેર રાખી ફોકટ ઘાસનો ખર્ચ કરવો પડતો હોવાથી તે હિંદુધર્મના ઠેકેદાર–પણુ પૈસાના ગુલામે પોતેજ ગાયને ઝેર આપી મારી નાખી. અને તેનો આરોપ મારા ગરીબ અસહાય કાકા ઉપર મૂકયો હતો.

કોર્ટમાં અમારા જેવાને કેવોક ન્યાય મળે તે તો તમે પણુ જાણુતાજ હશો.

આ મામલામાં પેલા સાહેબનો પૂરો હાથ હતો; તેથી મારા કાકા સાથે મારા પિતાને પણુ ગોહત્યાના ગુન્હામાં સપડાવ્યા. બંનેને દશ દશ વર્ષની સખત કેદ મળી. અમે સાવ નિરાધાર બની ગયાં. મારી મા રડી રડીને અધમુઆ જેવી બની ગઇ.

આમ એક બે વર્ષ મહાકષ્ટમાં ગાળ્યા પછી વળી પાછી એક નવી આફત આવી ઉભી. ગામમાં પ્લેગ આવ્યો. મારાથી એક નાનો

ભાઈ હતો તેને પ્લેગ થયો. ઘરમાં ખાવા અન્ન હતું નહિ. એવી દશામાં ભાઇની દવા માટે પૈસા ક્યાંથીજ હોય? મારી મા ગાંડા જેવી બની ગઇ. ગામમાં એક વૈદ્ય હતા તે પરોપકારી અને દયાળુ કહેવાતા. તેમની પાસે જઈ કંઇ દવા લાવવા એક પાડોશીએ મને કહ્યું.

આ વખતે સવારના પાંચ—સાડાપાંચ વાગ્યા હશે. સૂર્યોદય થવાને થોડી વાર હતી. ઝરમર ઝરમર વરસાદ પડતો હતો. હું વરસાદમાં ભીંજાતો ગામમાં ગયો. વૈદ્યરાજના ઘર આગળ જઇ બૂમ પાડી. વૈદ્યરાજે બહાર આવી કહ્યું—"શું છે? કોનું કામ છે?"

મેં કહ્યું—"માબાપ! મારા નાનાભાઇને પ્લેગ થયો..."

હું આગળ બોલું તે પહેલાં વૈદ્યરાજે મારી જાતિ જાણી જવાથી રુદ્ર રૂપ ધારણ કરી કહ્યું–"દુષ્ટ! સવારના પહોરમાં મોઢું દેખાડી અપશુકન કરવા કેમ આવ્યો છે? તારા ભાઇને પ્લેગ થયો અને તને કેમ ન થયો?"

મારી આંખોમાં આંસુ ભરાઇ આવ્યાં. ભાઇઓ! હું તમને શું કહું? દુનિયામાં હોય તેટલી દીનતાને ભેગી કરી મેં વૈદ્યરાજને મારા ભાઇને ઉગારવા વિનતિ કરી. છેવટે કંઇ આપવા માટે પૃથ્વીપર મસ્તક મૂકીને આજીજી કરી, પણ તે પરોપકારી ગણાતા વૈદ્યરાજે મારી કંઇ પણ વાત સાંભળી નહિ અને એકદમ ઘરનાં બારણાં બંધ કરી દીધાં.

હું નિરાશ બની ઘર તરફ પાછો ફર્યો. માર્ગમાં મારા ભાઇના જીવનસંબંધી અમંગળ તર્કવિતર્ક થવા લાગ્યા. મને લાગ્યું કે ઘેર જઇશ ત્યારે ભાઇનું મુખ જોવા નહિ પામું; પણ ઘેર આવ્યો ત્યારે મેં જૂદુંજ દૃશ્ય જોયું. ગરીબનો બેલી કોઇ નહિ તો આખરે ભગવાન તો છેજ!

હું મારે ઘેર પહોંચ્યો, ત્યારે એક સાહેબ જેવો માણુસ અને બીજા બે દેશી માણુસોને મારા ભાઇની પથારી આગળ ઉભેલા જોયા. સાહેબ ખ્રિસ્તી મીશનના ડૉકટર હતા અને તેમની સાથેના બે માણુસો ઇસ્પીતાલના નોકરો હતા. તેઓ મારા માંદા ભાઇને દવા આપીને તેની પથારી મીશનની હૉસ્પીટલમાં લાવવા માટે મારી માને કહેતા હતા.

મારા હર્ષનો પાર રહ્યો નહિ. અમે સઘળા હૉસ્પિટલમાં ગયા. મારો ભાઇ મૃત્યુના મુખમાંથી બચ્યો.

મ. શર્મા બોલી ઉઠયા—"શાબાશ! ઇસુનો ભક્ત!"

પાદરી સાહેબ બોલ્યા—"એ લોકોનેજ ખરેખરી શાબાશી ઘટે છે કે જેણે દુનિયામાં મનુષ્યત્વની લાજ રાખી છે; પરંતુ આ તમારો હિંદુસમાજ—હિંદુધર્મ! તેને હું શું કહું?"

મેં કહ્યું:—"હિંદુધર્મ પણ હવે પોતાની ભૂલ જોવા લાગ્યો છે. જુઓ, આ અમારા શર્મા આર્યસમાજી છે. તેઓ તમારી સાથે ખાવાપીવા પણ તૈયાર છે."

પાદરી સાહેબઃ—"આર્યસમાજી એટલે કયા ધર્મવાલા ?"

મેં કહ્યું:—"આર્યસમાજ એટલે જૂનો હિંદુધર્મ પાળનારા લોકો. એ જૂના ધર્મમાં અનેક વહેમો અને કુરૂઢિઓ પેસી જઈ હાલનો સંકુચિત અને મેલો હિંદુધર્મ બની ગયો છે, જેની તમે નિંદા કરી રહ્યા છો."

શર્માઃ—"પાદરી સાહેબ! આર્યસમાજ કોઇને ઉંચા-નીચા ગણુતો નથી. તે જન્મથી નાતજાત માનતો નથી, પણ વેદ અને ગીતામાં જણાવ્યા પ્રમાણે ગુણ અને કર્મથીજ ચાર વર્ણને માને છે. હું પોતેજ અછૂત કહેવાતી કોઈ જાતિની યોગ્ય કન્યા મળે તો તેની સાથે વિવાહ કરવા માટે હજુ સુધી પરણ્યો નથી."

પાદરી સાહેબ ડોળા ફાડીને આશ્ચર્યથી શર્મા સામે જોઈ બોલ્યા—"શું તમે આ સત્ય બોલો છો?"

શર્માએ કહ્યું:—"કેવળ સત્ય!"

પાદરીએ કહ્યું:—"મારી દીકરી ફલોરા ૧૬ વર્ષની છે. અંગ્રેજી અને હિંદીનું તેણે ઉંચું જ્ઞાન મેળવ્યું છે. તેની સાથે વિવાહ કરવા તમે તૈયાર થશો?"

શર્મા—"તમે ઇસાઇ ધર્મ ત્યજી વૈદિક ધર્મનો સ્વીકાર કરવા તૈયાર હો, તો હું જરૂર તમારા કથન પ્રમાણે કરવા તૈયાર છું."

તે પછી આઠમા દિવસે આર્યસમાજ મંદિરમાં પાદરી સાહેબની સહકુટુંબ શુદ્ધિ કરવામાં આવી અને મીસ ફલોરાનું ગાર્ગીદેવી નામ રાખી તેની સાથે મ. શર્માનો વિવાહ વૈદિક વિધિથી કરવામાં આવ્યો.

(સં. ૧૯૮૬ ના અષાડ સુદ ૩ ના "આર્યપ્રકાશ"માં હિંદી ઉપરથી ઘણાજ ફેરફાર સાથે લખનાર અષ્ટાવક્ર.)

## १२८—रुशियाना विप्लवनी एक घटना

તા. ૭-૧૧-૧૭ નું પ્રભાત ઘણા શોરબકોરથી ભરેલું હતું. શહેનશાહ ઝારને કેદ કરવામાં આવ્યા હતા, કરેન્સકી સરકારની સ્થિતિ ડામાડોળ હતી, ક્રાંતિકારી દળવાળાઓ લેનિન અને ટ્રોટસ્કીની સંરક્ષતામાં દઢતાપૂર્વક આગળ પગલાં ભર્યા જતા હતા. પ્રથમ પેટ્રોગ્રેડના કિલ્લાનો કબજો લીધો. પછી સરકારી કચેરી ઉપર લાલ વાવટો ફરકાવ્યો અને તે પછી એક પછી એક શાહી ઈમારત હસ્તગત કરી લેવામાં આવી. છેવટનો મોરચો 'વિન્ટર પેલેસ' નામના સરકારી મહેલો પર હતો, જેમાં કરેન્સકી પોતે રહેતો હતો. છેવટે સાંજ થતાંમાં બોલ્શેવિકોની લાલ પલટણોએ 'વિન્ટર પેલેસ'ની ચારે બાજુ ઘેરો ઘાલી દીધો.

રાત્રિનો અંધકાર હતો, એકબીજાનું મોઢું પણ સૂઝતું નહોતું; છતાં બેઉ બાજુએથી માર માર ગોળીઓ ચાલી રહી હતી. એવું માલૂમ પડતું હતું કે, આકાશમાંથી આગના ભભૂકા જમીન ઉપર પડતા હોય ! આવી તરેહની મારફાડ અને હુલ્લડોની વચ્ચે કરેન્સકી પોતાનું શરીર સંભાળી, રાજપાટનો મોહ છોડી મહેલોમાંથી ભાગી નીકળ્યો. પેટ્રોગ્રેડથી પાંચ સાત માઈલ દૂર એની બે વિશ્વાસુ કોઝેક સેનાઓ ઉભી હતી. ત્યાં જઈ તેમને શરણ થયો. બોલ્શેવિક સેનાઓ રાજમહેલ ઉપર અધિકાર જમાવવાને માટે તૈયાર બેઠી હતી. એમની પાસે ગોળા ચલાવવાવાળા પણ ઘણા હતા. મધરાત થઇ ન થઇ ત્યાં તો મહેલોની દિવાલો તૂટવા માંડી અને ઝારની સેનાઓનો નાશ થયો. લાલ સેનાએ 'લેનિનની જય હો'—એમ બોલતે બોલતે મહેલોની અંદર પ્રવેશ કર્યો.

લાલ સેનાઓની પછવાડે રૂશિયાની બેશુમાર જનતા હતી. ગરીબો બિચારા એક વખત આ રોનકદાર, જવાહીરોથી ભરેલા રાજસ્થળને દેખવા ઇચ્છતા હતા; જ્યાં સાંભળવા પ્રમાણે ગુલાબ–જળના ફૂવારા ઉડયા કરતા હતા; શીતળ વાયુ ચોતરફ વાયા કરતો હતો. આવા મહેલોની અંદરની સડકોનાં શીતળ વાતાવરણ-માંથી પસાર થઈ તેમાં દાખલ થતાં ત્યાંની આરામ દેનારી આબો-હવાથી તેઓ ગરમ થઇ ગયા. સડેલી અને તૂટેલી ઝુંપડીઓમાં રહેવાવાળા પોતાના લોહીથી તૈયાર થયેલી ઇમારતોમાં વચ્ચોવચ્ચ ઉભા રહ્યા. આ તો સાચી ક્રાંતિ હતી. મહેલોને બનાવનારાઓ પોતાનો હક્ક સમજી મહેલોમાં પગલાં માંડી રહ્યા હતા; અને મહેલો પણ કેવા? ચળકતા પથ્થરોની દિવાલોમાં હીરા અને જવા-હીરોથી મઢેલા, સોના અને ચાંદીની મૂર્તિઓથી સજ્જેલા, કિંમતી મુલાયમ ગાલીચાઓથી ઢંકાયેલા લાખો વિજળીની બત્તીઓથી ઝળહળી રહ્યા હતા. ખુશબોદાર ગુલાબ અને લવંડરની ભભકથી ઓરડાઓ મઘમઘી રહ્યા હતા. ખુશનુમા શરાબની બાટલીઓના ઢગલા લાગી રહ્યા હતા. અન્નના પહાડના પહાડ રસોડામાં પડયા હતા. આ ધન, આ દૌલત અને આ જાહોજલાલી બિચારાઓએ આંખોથી જોવી તો દૂર રહી, પણ કાનોથી સાંભળી પણ નહોતી. એને પોતાના પગમાં પડેલી દેખી તેઓ આનંદિત થઈ ગયા અને લેનિનની જય બોલવા લાગ્યા, ક્રાંતિનો ઉપકાર માનવા લાગ્યા.

મોટા મોટા ઢગલામાં દુનિયાભરનો સુંદર સામાન અહીં એકઠો થયો હતો. અભરાઇઓ અને કબાટોનાં ખાનાંમાં ગરમ કામળીઓ, ગરમ રૂમાલો, ઓવર કોટો અને ગલપટાઓ તથા ગાલીચાઓ ભરેલાં પડયાં હતાં. સેંકડો મોટાં ઘડીઆળો પોતાના મધુર મધુર ટંકારથી મનને આનંદ આપતાં હતાં. પિયાના, સારં-

ગીઓ અને બીજાં તરેહ તરેહનાં વાજાંઓ ટેબલોપર શોભતાં હતાં. આ દેખી પલટણો તથા ખેડુતોના મોઢામાં પાણી આવતું હતું. જેને જે મળ્યું તે બંદુકના છરા રાખવાની ઝોળીમાં મૂકી દીધું અથવા તો કપડાંની નીચે છુપાવ્યું. કામળો, ઓવરકોટો અને રજાઇઓને ઉઠાવી ઉઠાવીને ઓઢી અને તેથી અજબ તરેહનું દૃશ્ય દેખ્યામાં આવતું હતું. એક હાથમાં રાયફલ હતી અને બીજા હાથમાં ડબલ રોટી હતી. ખભા ઉપર બંદુક હતી અને પીઠ ઉપર કિંમતી શાલ–દુશાલા હતા. આ દેખાવ અજાયબ તરેહનો નજરે પડતો હતો !

આ બધું કોનું છે? આ એમનું છે કે જેમણે પોતાનું લોહી પરસેવાની પેઠે વહેવડાવી તૈયાર કર્યું છે. આ અમારા બાપદાદાઓનાં હાડકાં ઉપર બનેલો મોટો સુંદર મહેલ છે; એટલે તેના ઉપર અમારો પૂરેપૂરો અધિકાર છે. એને આજ અમોએ અમારા બળથી જીત્યો છે, એટલે તે ઉપર અમારો હક્ક છે. અમે અમારાં શરીરની દરકાર કર્યા વગર તેને લૂંટારાઓ પાસેથી ઘણી મુશીબતે જીત્યો છે.

બીજી તરફથી મજુર નેતાઓનો અવાજ આવે છે કે "ખબરદાર ! કોઇ ચીજ ઉઠાવશો નહિ. ક્રાંતિ લૂંટાલૂંટ કરવાની મના કરે છે. આ બધી સંપત્તિ હવે કોઈ પણ વિશેષ વ્યક્તિની નથી, પણ તે ઉપર તો હવે બધી જનતાનો અધિકાર છે. આ સાર્વજનિક સંપત્તિ છે. આથી આની રક્ષા કરવી એ આપણો પવિત્ર ધર્મ છે; પણ નગારખાનામાં તૂતીનો અવાજ કોણ સાંભળે ! લૂંટની ધમાલ જ્યાં ત્યાં જારી રહી. આથી શ્રમજીવી નેતાઓ આગળ વધ્યા. આની પછવાડે મજુરોની હાર હતી, જે પાકા બોલ્શેવિક હતા. આ લોકો સાર્વજનિક સંપત્તિનો એક એક કણ સુરક્ષિત રાખવા બંધાયલા હતા. પહાડ જેવા લાંબા પહોળા સિપાઈઓની વચમાંથી ધીરે ધીરે કરી સામાન સારી લેવામાં આવ્યો. "અરે સૈનિકભાઇ ! આ શીશો ન લઇ જાઓ, આ શરાબની બાટલી અહીંથી ન ઉપાડો, છીઃ છીઃ ચોરી ન કરો." "ચોરીનું તહોમત મૂકે છે હરામખોર મજુર બચ્ચા ! તું કોણ છે? તું મહેલોમાં એવોજ આવ્યો છે કે જેવા અમે આવ્યા છે. સાળા હુકમ કરે છે? અમે આ મહેલને સંગીનોના બળથી સર કર્યો છે. અમારા હાથ રોકવાવાળું કોણ છે? સૈનિક કોઇને જુમ્મેદાર નથી, સમજ્યો કમઅક્કલ !"

"તમે ક્રાંતિને જુમ્મેદાર છો" સખ્ત થઇને મજુર પ્રતિનિધિ જવાબ આપે છે "શું ક્રાંતિના પવિત્ર નામ ઉપર તમોએ બટ્ટો લગાડવાનો વિચાર રાખ્યો છે? તમે ક્રાંતિના રક્ષક છો, એના ભક્ષક ન થાવ. એમાં તમારી શોભા છે."

સૈનિક––હથિયારોથી સજ્જિત બળવાન સૈનિક બધું સાંભળે છે.

મજૂર પ્રતિનિધિએ જે કહ્યું તે સહન કરે છે; અને મનથી કાયર થઇ લીધેલી ચીજોને જ્યાંની ત્યાં મૂકી ચુપકીથી ચાલવા માંડે છે. બીજી તરફ ખેડુત પોતાને માટે કામળી લેવાને આતુર બને છે. મજૂર પ્રતિનિધિએ કહ્યું: "ખેડુતભાઈ! કામળીને અહીં રાખી દો. એ તમારી નથી."

ખેડુત—"પણ આ સર્વ કોનું છે? શું તમારા બાપનું છે?" શ્રમજીવી મુંઝાય છે "નહિ ભાઇ! નહિ. તમે તો વ્યર્થ નારાજ થાઓ છો, લૂંટ તો તેની થાય છે કે જે પરાયો માલ હોય. આ તો અમારી અને તમારી બધાની મિલ્કત છે; એટલે આને અહીંજ રહેવા દેવી તેજ સારી વાત છે."

"નહિ! નહિ!" ખેડુત કહે છે કે "આ મારી છે. હું ટાઢથી અકડાઈ ગયો છું. આ કામળી તો મારી સાથેજ લઇ જવાનો છું. આજે બહુજ ઠંડી લાગે છે."

"પણ ક્રાંતિના નામ ઉપર અથવા તો વિપ્લવકારીઓના નામપર થુંકવાથી તો બહેતર છે કે તમે ટાઢે ધ્રૂજતા રહો—ક્રાંતિનો તો આ પહેલો કાયદો છે." મજુર પ્રતિનીધિએ કહ્યું.

"તો પછી અમે ક્રાંતિ કોને માટે કરી? મજુરભાઇ! શું આ બધી મજાકની મજાક છે? શું ગરીબોની ગરીબી દૂર કરવાની વાતો માત્ર વાતોજ છે? શું ક્રાંતિ ગરીબોને અન્ન અને વસ્ત્ર દેવા માટે નથી થઇ?" ખેડુતે દર્દભર્યા સ્વરથી પૂછ્યું. "હા, હા, વિપ્લવ અમારા અને તમારા બધાના ભલાને માટે થયો છે. બધાના ઉદ્ધારને માટે થયો છે; પણ ભાઇ! આ તો બતાવો કે આ મિનિટથી—આ રાતથી તમે આરામની ફિકરમાં કેમ પડી ગયા છો? જ્યાં આટલા દિવસો સુધી ઘણાં મોટાં દુઃખો સહન કર્યાં ત્યાં આજ ખુશી ખુશી થઇને રેવોલ્યુશનની લાજ રાખો. છીઃ છીઃ કોમ્રેડ! તમે તો રુવો છો! લ્યો, તમે ચાહતા હો તો લૂંટી લ્યો. તમારી મરજી હોય તો બધામાં આગ મૂકી દો; પણ જરા સમજો તો ખરા કે, દુનિયા શું કહેશે? સંસારના માણસો આપણને અસભ્ય અને લૂંટારા કહીને આપણી હાંસી કરશે કે શ્રમજીવીઓ અને ખેડુતોએ લૂંટ કરવા અને પોતાની સુખશાંતિ માટે ક્રાંતિ કરી હતી. અરે ભાઇ! આજ તો પેટ્રોગ્રેડ તમારા કબજામાં આવ્યું છે. કાલ સારૂં રશિયા તમારા પગપર માથું ઝૂકાવશે અને તે દિવસ પણ દૂર નથી કે જે વખતે આખા જગતપર તમારૂં પ્રભુત્વ જામશે! આ માટે રેવોલ્યુશનની રક્ષા સારૂ એના નિયમોનું પાલન કરવું આપણે માટે અનિવાર્ય છે."

સામ્યવાદ, સાર્વજનિક સંપત્તિ, ગરીબોની સરકાર અને ક્રાંતિની લાજ રાખવાના નામ ઉપર એ અભણ ગમાર ખેડુતનું દિલ

